શ્રી

# વિવિધ પૂજા-સંગ્રહ

ભાગ એકથી સાત



પ્રકાશક

પોપટલાલ સાકરચંદ શાહ

અમદાવાદ

॥ શ્રી ॥

# વિવિધ પૂજા સંગ્રહ

વિધિ સાથે

ભાગ એક થી સાત




પ્રકાશક

પોપટલાલ સાકરચંદ શાહ

શ્રી જૈન ગ્રન્થરત્ન કાર્યાલય

ડોશીવાડાની પોળ : અમદાવાદ

વિ. સં. ૧૯૯૭ : વીર સં. ૨૪૬૭ સન ૧૯૪૧

કિંમત : રૂા. ૧-૧૦-૦

—— પ્રાપ્તિસ્થાન ——



[૧]

મેઘરાજ જૈન પુસ્તકભંડાર

ગોડીજીની ચાલ : પાયધુની

મુંબઈ

[૨]

શ્રી વીરશાસન કાર્યાલય

સલાપોસ ક્રોસ રોડ : અમદાવાદ

[૩]

શ્રી જૈનધર્મ પ્રસારક સભા

ભાવનગર

[૪]

મહેતા નાગરદાસ પ્રાગજીભાઈ

દોસીવાડાની પોળ : અમદાવાદ

—— મુદ્રક ——

કેશવલાલ સાકરચંદ શાહ

ધી વીરવિજય પ્રિન્ટીંગ પ્રેસ

સલાપોસ ક્રોસ રોડ : અમદાવાદ

# પરિચય

અત્યારે, છેલ્લાં કેટલાંક વર્ષથી, પ્રભુભક્તિ નિમિત્તે જુદા જુદા પ્રસંગોએ, જિનમંદિરોમાં પૂજાઓ ભણાવવાનો પ્રચાર ઠીક ઠીક વૃદ્ધિ પામ્યો છે. અને તેથી ભિન્ન ભિન્ન કવિઓએ બનાવેલી પૂજાઓના સંગ્રહરૂપે અનેક પુસ્તકો જુદી જુદી સંસ્થાઓ કે પ્રકાશકો તરફથી બહાર પડયાં છે. છેલ્લા કેટલાક વખતથી આ પુસ્તક અલભ્ય છે અને એની માગણી સતત આવ્યા જ કરે છે તેથી બહુ જ ટૂંક સમયમાં તૈયાર કરીને આ વિવિધ પૂજા સંગ્રહ ભાગ ૧ થી ૭ અમે પ્રગટ કરીએ છીએ.

અમારો નમ્ર અભિપ્રાય એ છે કે આ પૂજાસંગ્રહના પુસ્તકમાં મોટું પરિવર્ત્તન કરવાની ખાસ જરૂર છે. એકના આધારે બીજું અને બીજાના આધાર ત્રીજું એમ ઉત્તરોત્તર આ પુસ્તક જેમ જેમ છપાતું ગયું તેમ તેમ તેમાં અશુદ્ધિઓ વધતી ગઇ છે. અને પરિણામે કેટલેક ઠેકાણે મૂળ કર્તાનો આશય અસ્પષ્ટ થઈ ગયો તો કેટલેક સ્થળે સાવ બદલાઈ ગયો. આથી અમારી ઇચ્છા તો એ હતી કે અમે જે પૂજાસંગ્રહ પ્રગટ કરીએ તે, બધી છપાયેલ તેમજ મૂળ હસ્તલિખિત પ્રતો મેળવીને તે બધાના આધારે યોગ્ય સુધારો વધારો કરીને વધારેમાં વધારે શુદ્ધ રીતે પ્રગટ કરીએ. પણ એક બાજુએ પુસ્તકની સતત માગણી અને બીજી બાજુ લડાઈના કારણે બમણા

થવા છતાં દિવસે દિવસે વધતા જતા કાગળના ભાવો; આ કારણે એ પુસ્તક છાપવામાં વિલંબ કરવો અમને યોગ્ય ન લાગ્યો, તેથી બનતી તાકીદે આ પુસ્તક તૈયાર કરીને અમે પ્રગટ કર્યું છે.

એટલું લખવું અસ્થાને નથી કે—આ રીતે ઉતાવળ કરીને છપાવવા છતાં આ પુસ્તક બની શકે તેટલું વધારે શુદ્ધ છપાય એ માટે અમે પ્રયત્ન કર્યો છે.

આ પુસ્તક વધુ ઉપયોગી થઈ શકે તે માટે એમાં શાંતિજિન કળશ સકલચંદ્રજીકૃત સત્તરભેદી પૂજાના વસ્તુછંદ સહિત આપેલ છે અને શ્રી પદ્મવિજયજીકૃત નવાણું અભિષેકની પૂજા વ્યવસ્થિત રીતે ગોઠવીને આપી છે. આ ઉપરાંત આમાં શ્રી મેઘરાજજીકૃત સત્તરભેદી પૂજા, વિજયમાણેક-સિંહસૂરિકૃત મહાવીરજિન પંચકલ્યાણક પૂજા, દાદા સાહેબની પૂજા, શ્રી વિજયલબ્ધિસૂરિજીકૃત પંચ મહાવ્રત પૂજા, અને પં. શ્રી ગંભીરવિજયજીકૃત દશવિધ યતિધર્મની પૂજા આપી છે. કેટલીક બીજી પૂજાઓ, અમારી ઇચ્છા છતાં, સ્થળ સંકોચના કારણે અમે આપી શકયા નથી.

આ પુસ્તક મુદ્રણની દૃષ્ટિએ સુવાચ્ય થાય તે માટે મોટા ટાઇપો પસંદ કરવામાં આવ્યા છે અને તેથી પુસ્તક ઘણું સુંદર છપાયું છે એમ કોઇને પણ લાગ્યા વગર નહીં રહે. આ પુસ્તક આવી સુંદર રીતે અને બહુ જ ટૂંક સમયમાં છાપી આપવા માટે વીરવિજય પ્રેસના માલિકે કરી આપેલ વ્યવસ્થા ખાસ ઉલ્લેખનીય છે.

અશુદ્ધિઓ દૂર કરવા માટે યથાશકય બધો પ્રયત્ન કરવા છતાં કોઈ અશુદ્ધિ રહી ગઇ હોય તો તે તરફ અમારૂં ધ્યાન દોરવા અમે સહુને વિનવીએ છીએ.

અને આ પુસ્તકની, અમે ઇચ્છીએ છીએ એવી, શુદ્ધ કરેલી બીજી આવૃત્તિ પ્રગટ કરવાનો સુયોગ અમને પ્રાપ્ત થાઓ એવી ભાવના ભાવીએ છીએ.

અમદાવાદ
મહાવીર જન્મદિન
વીર સં. ૨૪૬૭

—પ્રકાશક

જેમણે

શ્રી જિનાગમનું મંથન કરીને

ભક્તિરસની સરિતા વહાવી

તે

પૂજાઓના રચયિતા શ્રમણ ભગવંતોના

કરકમળમાં

સાદર સમર્પણ



# વિષયાનુક્રમ

## ભાગ પહેલો



### શ્રી વીરવિજયજીકૃત પૂજાઓ

## ભાગ બીજો—પંડિત શ્રી રૂપવિજયજીકૃત પૂજાઓ



## ભાગ ત્રીજો

## ભાગ ચોથો



## ભાગ પાંચમો



॥ श्री ॥

# ॥ विविध पूजासंग्रह ॥

## ભાગ પહેલો

## સ્નાત્ર પૂજાઓની વિધિ

પ્રથમ ત્રણ ગઢને બદલે ત્રણ બાજોઠ મૂકીને ઉપલા બાજોઠને મધ્યભાગે કંકુનો સાથીઓ કરવો, અને તેના આગળ કંકુના ચાર સાથીઆ કરીને ઉપર અક્ષત તથા ફળ મૂકવાં, વચલા સાથીઆ ઉપર રૂપાનાણું મૂકવું ને ચારે સાથીઆ ઉપર કળશ સ્થાપવા. તેમાં પંચામૃત કરી જળ ભરવું તથા વચલા સાથીઆ ઉપર થાળ મૂકીને કેશરનો સાથીઓ કરી અક્ષત નાંખી ફળ મૂકી નવકાર ત્રણ ગણી પ્રભુને પધરાવવા. પછી બે સ્નાત્રીયાઓને ઉભા રાખીને ત્રણ નવકાર ગણાવવા. પછી પ્રભુના જમણા પગના અંગુઠે કળશમાંથી જળ રેડવું ને અંગલૂછણાં ત્રણ

કરવાં. પછી કેશરથી પૂજા કરી હાથ ધૂપીને સ્નાત્રીયાઓના જમણા હાથમાં કેશરનો ચાંલ્લો કરવો. પછી કુસુમાંજલિ (ફૂલ) હોય તે હાથમાં આપવાં.પ્રભુની જમણી બાજુએ દીપક તથા ડાબી બાજુએ ધૂપ મૂકવો. પછી નીચે પ્રમાણે કહેવું.



## પંડિત શ્રી વીરવિજયજીકૃત સ્નાત્રપૂજા

॥ કાવ્યં ॥ દ્રુતવિલંબિતવૃત્તમ્ ॥

સરસશાન્તિસુધારસસાગરં,
શુચિતરં ગુણરત્નમહાગરં ॥
ભવિકપંકજબોધદિવાકરં,
પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરં ॥૧॥

॥ દોહા ॥

કુસુમાભરણ ઉતારીને, પડિમા ધરિય વિવેક ॥
મજ્જનપીઠે થાપીને, કરીયે જળઅભિષેક ॥ ૨ ॥

॥ ગાથ ॥ આર્યા–ગીતિ ॥

જિણજમ્મ સમય મેરુ-સિહરં રયણ-કણયકલેસહિં ॥
દેવા સુરહિ ણ્હવિઉ, તે ધન્ના જેહિં દિઠ્ઠોસિ ॥ ૩ ॥

॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

નિર્મળ જળ કળસે ન્હવરાવે, વસ્ત્ર અમૂલક અંગ ધરાવે, કુસુમાંજલિ મેલો આદિ જિણંદા ॥ સિદ્ધસ્વરૂપી અંગ પખાળી, આતમ નિર્મળ હુઈ સુકુમાળી ॥કુ૦॥૪॥

॥ ગાથા ॥ આર્યા–ગીતિ ॥

મચકુંદ ચંપ માલઇ, કમલાઈ પુપ્ફ પંચ વણ્ણાઇં ॥
જગનાહ ન્હવણ સમયે, દેવા કુસુમાંજલિ દિંતી ॥૫॥

॥ નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ॥

॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

રયણ સિંહાસન જિન થાપીજે, કુસુમાંજલિ પ્રભુચરણે દીજે ॥ કુસુમાંજલિ મેલો શાન્તિજિણંદા ॥ ૬ ॥

॥ દોહા ॥

જિણ તિહું કાલય સિદ્ધની, પડિમા ગુણ ભંડાર ॥
તસુ ચરણે કુસુમાંજલિ, ભવિક દુરિત હરનાર ॥ ૭ ॥

॥ નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ॥

॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

કૃષ્ણાગરુ વર ધૂપ ધરીજે, સુગંધ કર કુસુમાંજલિ દિજે ॥ કુસુમાંજલિ મેલો નેમિજિણંદા ॥ ૮ ॥

॥ ગાથા ॥ આર્યા–ગીતિ ॥

જસુ પરિમલ બલ દહદિસિં, મહુકર ઝંકાર સદ્દસંગીયા ॥
જિણ ચલણોવરિ મુક્કા, સુર નર કુસુમાંજલિ સિદ્ધા ॥૯॥

॥ નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ॥

॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

પાસ જિણેસર જગ જયકારી, જલ થલ ફુલ ઉદક કર ધારી ॥ કુસુમાંજલિ મેલો પાર્શ્વજિણંદા ॥ ૧૦ ॥

॥ દોહા ॥

મૂકે કુસુમાંજલિ સુરા, વીરચરણ સુકુમાલ ॥
તે કુસુમાંજલિ ભવિકનાં, પાપ હરે ત્રણ કાળ ॥ ૧૧ ॥

॥ નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ॥

॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

વિવિધ કુસુમવર જાતિ ગહેવી, જિનચરણે પણમંત ઠવેવી ॥ કુસુમાંજલિ મેલો વીરજિણંદા ॥ ૧૨ ॥

॥ વસ્તુ છંદ ॥

ન્હવણકાળે, ન્હવણકાળે, દેવદાવણ સમુચ્ચિય ॥ કુસુમાંજલિ તહિં સંઠવિય, પસરંત દિસિ પરિમલ સુગંધિય ॥ જિણપયકમલે નિવડઇ, વિગ્ઘહર જસ નામમંતો ॥ અનંત ચઉવીસ જિન, વાસવ મલિય અસેસ ॥ સા કુસુમાંજલિ સુહકરો, ચઉવિહ સંઘ વિસેસ ॥ કુસુમાંજલિ મેલો ચઉવીસ જિણંદા ॥ ૧૩ ॥

॥ નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ॥

॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

અનંત ચઉવીસી જિનજી જુહારૂં, વર્ત્તમાન ચઉવીસી સંભારૂં ॥ કુસુમાંજલિ મેલો ચોવીસ જિણંદા ॥ ૧૪ ॥

॥ દોહા ॥

મહાવિદેહે સંપ્રતિ, વિહરમાન જિન વીશ ॥
ભક્તિભરે તે પૂજિયા, કરો સંઘ સુજગીશ ॥ ૧૫ ॥

॥ નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ ॥

॥ કુસુમાંજલિ ॥ ઢાળ ॥

અપછરમંડલિ ગીત ઉચ્ચારા, શ્રી શુભવીરવિજય જયકારા ॥ કુસુમાંજલિ મેલો સર્વ જિણંદા ॥ ૧૬ ॥

॥ ઇતિ શ્રી કુસુમાંજલયઃ ॥

**( પછી સ્નાત્રીયા ત્રણ ખમાસમણ દેઇ જગચિંતામણિ ચૈત્યવંદન નમુથ્થુણં કહી જયવીયરાય પર્યંત કહે. પછી હાથ ધૂપી મુખકોશ બાંધી કળશ લેઇ ઉભા રહીને કળશ કહે. )**

॥ અથ કળશ ॥ દોહા ॥

સયલ જિણેસર પાય નમી, કલ્યાણકવિધિ તાસ ॥
વર્ણવતાં સુણતાં થકાં, સંઘની પૂગે આસ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ એક દિન અચિરા હુલરાવતી-એ દેશી ॥

સમકિતગુણઠાણે પરિણમ્યા, વળી વ્રતધર સંયમસુખ રમ્યા ॥
વીશથાનકવિધિયે તપ કરી, એસી ભાવદયા દિલમાં ધરી ॥૧॥
જો હોવે મુજ શક્તિ ઇસી, સવિ જીવ કરૂં શાસન રસી ॥
શુચિરસ ઢળતે તિહાં બાંધતાં, તીર્થંકર નામ નિકાચતાં ॥ ૨ ॥
સરાગથી સંયમ આચરી, વચમાં એક દેવનો ભવ કરી ॥
ચવી પન્નર ક્ષેત્રે અવતરે, મધ્ય ખંડે પણ રાજવી કુળે ॥૩॥
પટરાણી કૂખે ગુણનિલો, જેમ માનસરોવર હંસલો ॥
સુખશય્યાયે રજની શેષે, ઉતરતાં ચઉદ સુપન દેખે ॥ ૪ ॥

॥ ઢાળ ॥ સ્વપ્નની ॥

પહેલે ગજવર દીઠો, બીજે વૃષભ પઇઠ્ઠો ॥ ત્રીજે કેશરી સિંહ, ચોથે લક્ષ્મી અબિહ ॥ ૧ ॥ પાંચમે ફૂલની માળા, છઠ્ઠે ચંદ્ર વિશાળા ॥ રવિ રાતો ધ્વજ મોહોટો, પૂરણ કળશ નહીં છોટો ॥૨॥ દશમે પદ્મ સરોવર, અગિયારમે રત્નાકર ॥ ભુવનવિમાન રત્નગંજી, અગ્નિશિખા ધૂમવર્જી ॥ ૩ ॥ સ્વપ્ન લહી જઈ રાયને ભાષે, રાજા અર્થ પ્રકાશે ॥ પુત્ર તીર્થંકર ત્રિભુવન નમશે, સકલ મનોરથ ફળશે ॥ ૪ ॥

॥ વસ્તુ છંદ ॥

અવધિનાણે અવધિનાણે, ઉપના જિનરાજ ॥ જગત જસ પરમાણુઆ, વિસ્તર્યા વિશ્વજંતુ સુખકાર ॥ મિથ્યાત્વ તારા નિર્બલા, ધર્મઉદય પરભાત સુંદર ॥ માતા પણ આણંદિયાં, જાગતી ધર્મવિધાન ॥ જાણંતી જગતિલક સમો, હોશે પુત્ર પ્રધાન ॥ ૧ ॥

॥ દોહા ॥

શુભ લગ્ને જિન જનમિયા, નારકીમાં સુખ જ્યોત ॥
સુખ પામ્યા ત્રિભુવન જના, હુઓ જગત ઉદ્યોત ॥ ૧ ॥

॥ ઢાળ ॥ કડખાની દેશી ॥

સાંભળો કળશ જિન-મહોત્સવનો ઈહાં ॥ છપ્પન કુમરી દિશિ, વિદિશિ આવે તિહાં ॥ માય સુત નમીય, આણંદ અધિકો ધરે ॥ અષ્ટ સંવર્ત્ત, વાયુથી કચરો હરે ॥૧॥ વૃષ્ટિ

ગંધોદકે, અષ્ટ કુમરી કરે ।। અષ્ટ કલશા ભરે, અષ્ટ દર્પણ ધરે ।। અષ્ટ ચામર ધરે, અષ્ટ પંખા લહી ।। ચાર રક્ષા કરી, ચાર દીપક ગ્રહી ।।૨।। ઘર કરી કેળનાં, માય સુત લાવતી ।। કરણ શુચિકર્મ જળ–કલશે ન્હવરાવતી ।। કુસુમ પૂજી અલંકાર, પેહેરાવતી ।। રાખડી બાંધી જઈ, શયન પધરાવતી ।। ૩ ।। નમીય કહે માય તુજ, બાળ લીલાવતી ।। મેરૂ રવિ ચંદ્ર લગે, જીવજો જગપતિ ।। સ્વામિગુણ ગાવતી, નિજ ઘર જાવતી ।। તેણે સમે ઇંદ્ર–સિંહાસન કંપતી ।। ૪ ।।

।। ઢાળ ।। એકવીશાની દેશી ।।

જિન જન્મ્યાજી, જિણ વેળા જનની ઘરે ।। તિણ વેળાજી, ઇંદ્રસિંહાસન થરહરે ।। દાહિણોત્તરજી, જેતા જિન જનમે યદા ।। દિશિનાયકજી, સોહમઈશાન બિહુ તદા ।। ૧ ।।

।। ત્રુટક ।।

તદા ચિંતે ઇંદ્ર મનમાં, કોણ અવસર એ બન્યો ।। જિનજન્મ અવધિનાણે જાણી, હર્ષ આનંદ ઉપન્યો ।। સુઘોષ આદે ઘંટનાદે, ઘોષણા સુરમેં કરે ।। સવિ દેવી દેવા જન્મમહોત્સવે, આવજો સુરગિરિવરે ।। ૨ ।।

।। ઢાળ ।। પૂર્વની ।।

એમ સાંભળીજી, સુરવર કોડિ આવી મળે ।। જન્મ મહોત્સવજી, કરવા મેરૂ ઉપર ચલે ।। સોહમપતિજી, બહુ પરિવારે આવીયા ।। માય જિનનેજી, વાંદી પ્રભુને વધાવીયા ।।૩।।

॥ ત્રુટક ॥

વધાવી બોલે હે રત્નકૂખ–ધારિણી તુજ સુતતણો ॥ હું શક્ર સોહમ નામે કરશું, જન્મઉત્સવ અતિ ઘણો ॥ એમ કહી જિન પ્રતિબિંબ થાપી, પંચરૂપે પ્રભુ ગ્રહી ॥ દેવ દેવી નાચે હર્ષ સાથે, સુરગિરિ આવ્યા વહી ॥૪॥

॥ ઢાળ ॥ પૂર્વની ॥

મેરૂ ઉપરજી, પાંડુકવનમેં ચિહું દિશે ॥ શિલા ઉપરજી, સિંહાસન મન ઉલ્લસે ॥ તિહાં બેસીજી, શક્રે જિન ખોળે ધર્યા ॥ હરિ ત્રેશઠજી, બીજા તિહાં આવી મળ્યા ॥ ૫ ॥

॥ ત્રુટક ॥

મળ્યા ચોસઠ સુરપતિ તિહાં, કરે કળશ અડ જાતિના ॥ માગધાદિ જળ તીર્થ ઔષધિ, ધૂપ વળી બહુ ભાતિના ॥ અચ્યુતપતિએ હુકમ કીનો, સાંભળો દેવા સવે ॥ ખીર-જલધિ ગંગાનીર લાવો, ઝટિતિ જિનમહોત્સવે ॥ ૬ ॥

॥ ઢાળ ॥ વિવાહલાની ॥

સુર સાંભળીને સંચરીયા, માગધ વરદામે ચલીયા ॥ પદ્મદ્રહ ગંગા આવે, નિર્મળ જળ કળશ ભરાવે ॥ ૧ ॥ તીરથ ફળ ઔષધિ લેતા, વળી ખીરસમુદ્રે જાતા ॥ જળ કળશા બહુલ ભરાવે, ફુલ ચંગેરી થાળ લાવે ॥ ૨ ॥ સિંહાસન ચામર ધારી, ધપધાણા રકેબી સારી ॥ સિદ્ધાંતે ભાખ્યાં જેહ, ઉપકરણ મિલાવે તેહ ॥ ૩ ॥ તે દેવા સુર-

ગિરિ આવે, પ્રભુ દેખી આનંદ પાવે ॥ કળશાદિક સહુ તિહાં ઠાવે, ભકતે પ્રભુના ગુણ ગાવે ॥ ૪ ॥

॥ ઢાળ ॥ રાગ ધન્યાશ્રી ॥

આતમભક્તિ મળ્યા કેઈ દેવા, કેતા મિત્તનું જાઈ ॥ નારી પ્રેર્યા વળી નિજ કુલવટ, ધર્મી ધર્મ સખાઇ ॥ જોઇસ વ્યંતર ભુવનપતિના, વૈમાનિક સુર આવે ॥ અચ્યુતપતિ હુકમે ધરી કળશા, અરિહાને નવરાવે ॥ આ૦ ॥ ૧ ॥ અડ-જાતિ કળશા પ્રત્યેકે, આઠ આઠ સહસ પ્રમાણો ॥ ચઉસઠ્ઠ સહસ હુઆ અભિષેકે, અઢીસેં ગુણા કરી જાણો ॥ સાઠ લાખ ઉપર એક કોડિ, કળશાના અધિકાર ॥ બાસઠ ઇંદ્ર તણા તિહાં બાસઠ, લોકપાલના ચાર ॥આ૦॥૨॥ ચંદ્રની પંક્તિ છાસઠ છાસઠ, રવિસેણી નરલોકો ॥ ગુરૂસ્થાનક સુર-કેરો એક જ, સામાનિકનો એકો ॥ સોહમપતિ ઈશાનપતિની, ઇંદ્રાણીના સોલ ॥ અસુરની દશ ઇંદ્રાણી નાગની, બાર કરે કલ્લોલ ॥ આ૦ ॥ ૩ ॥ જ્યોતિષ વ્યંતર ઇંદ્રની ચઉ ચઉ, પર્ષદા ત્રણનો એકો ॥ કટકપતિ અંગરક્ષક કેરો, એક એક સુવિવેકો ॥ પરચૂરણ સુરનો એક છેલ્લો, એ અઢીસેં અભિ-ષેકો ॥ ઈશાનઇંદ્ર કહે મુજ આપો, પ્રભુને ક્ષણ અતિરેકો ॥ આ૦ ॥ ૪ ॥ તવ તસ ખોળે ઠવી અરિહાને, સોહમપતિ મનરંગે ॥ વૃષભરૂપ કરી શૃંગ જળે ભરી, ન્હવણ કરે પ્રભુ અંગે ॥ પુષ્પાદિક પૂજીને છાંટે, કરી કેસર રંગરોલે ॥ મંગ-

ળદીવો આરતી કરતાં, સુરવર જય જય બોલે ॥ આ૦ ॥ ॥૫॥ ભેરી ભૂંગળ તાલ બજાવત, વળિયા જિન કર ધારી ॥ જનનીઘર માતાને સોંપી, એણીપરે વચન ઉચ્ચારી ॥ પુત્ર તુમારો સ્વામિ હમારો, અમ સેવક આધાર ॥ પંચ ધાવી રંભાદિક થાપી, પ્રભુ ખેલાવણ હાર ॥ આ૦ ॥ ૬ ॥ બત્રીશ કોડિ કનક મણિ માણિક, વસ્ત્રની વૃષ્ટિ કરાવે ॥ પૂરણ હર્ષ કરેવા કારણ, દ્વીપ નંદીસર જાવે ॥ કરીય અઠ્ઠાઈ ઉત્સવ દેવા, નિજ નિજ કલ્પ સધાવે ॥ દીક્ષા કેવલને અભિલાષે, નિત નિત જિનગુણ ગાવે ॥આ૦॥ ૭ ॥ તપગચ્છ ઈસર સિંહસૂરીસર-કેરા શિષ્ય વડેરા ॥ સત્યવિજય પંન્યાસતણે પદ, કપૂરવિજય ગંભીરા ॥ ખિમાવિજય તસ સુજસવિજયના, શ્રી શુભવિજય સવાયા ॥ પંડિત વીરવિજય તસ શિષ્યે, જિનજન્મમહોત્સવ ગાયા ॥ આ૦ ॥ ૮ ॥ ઉત્કૃષ્ટા એકશો ને સિત્તેર, સંપ્રતિ વિચરે વીશ ॥ અતીત અનાગત કાળે અનંતા, તીર્થંકર જગદીશ ॥ સાધારણ એ કળશ જે ગાવે, શ્રી શુભવીર સવાઈ ॥ મંગળલીલા સુખભર પાવે, ઘર ઘર હર્ષ વધાઈ ॥ આતમ૦ ॥ ૯ ॥

( અહીં કળશાભિષેક કરીએ-દુધ, દહિં, ઘૃત, જળ અને શર્કરા એ પંચામૃતનો પખાલ કરીને પછી પૂજા કરીએ ને ફુલ ચઢાવીએ. પછી લૂણ ઉતારી આરતી ઉતારવી. પછી પ્રતિમાજીને આડો પડદો રાખી સ્નાત્રીઆએ પોતાના નવ અંગે કંકુના ચાંલ્લા કરવા. પછી પડદો કાઢી નાંખી મંગળદીવો ઉતારવો. )

॥ અથ લુણઉતારણું ॥

લુણ ઉતારો જિનવર અંગે, નિર્મળ જળધારા મન રંગે ॥ લુણ૦ ॥ ૧ ॥ જિમ જિમ તડ તડ લુણ જ ફૂટે, તિમ તિમ અશુભ કર્મબંધ ત્રૂટે ॥લુણ૦॥ ૨ ॥ નયન સલુણાં શ્રી જિનજીનાં, અનુપમ રૂપ દયારસભીનાં ॥ લુણ૦ ॥૩॥ રૂપ સલુણું જિનજીનું દીસે, લાજ્યું લુણ તે જળમાં પેસે ॥ લુણ૦ ॥ ૪ ॥ ત્રણ પ્રદક્ષિણા દેઈ જલધારા, જલણ ખેપવીયે લુણ ઉદારા ॥લુણ૦॥૫॥ જે જિન ઉપર દુમણો પ્રાણી, તે એમ થાજો લુણ જ્યું પાણી ॥લુણ૦॥૬॥ અગર કૃષ્ણાગુરૂ કુંદરૂ સુગંધે, ધૂપ કરીજે વિવિધ પ્રબંધે ॥ લુણ૦ ॥ ૭ ॥ ઈતિ ॥

॥ અથ આરતી ॥

વિવિધ રત્નમણિ જડિત રચાવો, થાળ વિશાળ અનોપમ લાવો ॥ આરતિ ઉતારો પ્રભુજીની આગે, ભાવના ભાવી શિવસુખ માગે ॥ આ૦ ॥ ૧ ॥ સાત ચૌદ ને એકવીશ ભેવા, ત્રણ ત્રણવાર પ્રદક્ષિણા દેવા ॥ આ૦ ॥૨॥ જિમ જિમ જલધારા દેઈ જંપે, તિમ તિમ દોહગ થરહર કંપે ॥આ૦॥ ॥ ૩ ॥ બહુ ભવસંચિત પાપ પણાસે, દ્રવ્યપૂજાથી ભાવ ઉલ્લાસે ॥ આ૦ ॥ ૪ ॥ ચૌદ ભુવનમાં જિનજીને તોલે, કોઈ નહીં આરતિ એમ બોલે ॥ આરતિ૦ ॥ ૫ ॥ ઈતિ ॥

॥ અથ મંગળદીવો ॥

દીવો રે દીવો મંગળિક દીવો, ભુવન પ્રકાશક જિન

ચિરંજીવો ॥ દી૦ ॥ ૧ ॥ ચંદ્ર સૂરજ પ્રભુ તુમ મુખકેરા, લુંછણુ કરતા દે નિત્ય ફેરા ॥ દી૦॥૨॥ જિન તુમ આગળ સુરની અમરી, મંગલદીપ કરી દિયે ભમરી ॥દી૦॥૩॥ જિમ જિમ ધૂપઘટી પ્રગટાવે, તિમ તિમ ભવનાં દુરિત દઝાવે ॥ દી૦ ॥ ૪॥ નીર અક્ષત કુસુમાંજલિ ચંદન, ધૂપ દીપ ફલ નૈવેદ્ય વંદન ॥ દી૦ ॥ ૫ ॥ એણીપરે અષ્ટપ્રકારી કીજે, પૂજા સ્નાત્ર મહોત્સવ પભણીજે ॥ દીવો રે૦ ॥૬॥

॥ ઇતિ પંડિત શ્રી વીરવિજયજીકૃત સ્નાત્રપૂજા સમાપ્ત ॥

---

## શ્રી દેવપાલકવિકૃત સ્નાત્રપૂજા

( વિધિ પૃષ્ઠ પહેલામાં લખી છે તે પ્રમાણે કરવી. )

॥ ગાથા ॥ આર્યા ॥

મુક્તાલંકાર વિકારસાર, સૌમ્યત્વકાંતિકમનીયમ્ ॥
સહજ નિજરૂપ નિર્જિત, જગત્ત્રયં પાતુ જિનબિંબમ્ ॥૧॥

॥ એ ગાથા કહી પ્રતિમાજીના અલંકાર ઉતારીએ ॥

અવણિય કુસુમાહરણં, પયઈ પઇઠ્ઠિય મનોહરચ્છાયં ॥
જિણરૂવં મજ્જણપીઠં, સંઠ્ઠિયંવો સિવં દિસઉ ॥૨॥

॥ એ ગાથા ભણી નિર્માલ્ય ઉતારીએ ॥

બાલત્તણમ્મિ સામિઅ, સુમેરૂ સિહરમ્મિ કણયકળસેહિં ॥
તિઅસાસુરેહિં ન્હવિઓ, તે ધન્ના જેહિં દિઠોસિ ॥ ૩ ॥

॥ એ ગાથા કહી કલશે પખાલ કરી સંક્ષેપે પૂજીએ ॥

પછી સ્નાત્રકારકના હાથ ધૂપ ચંદને વાસી હાથમાં કુસુમાંજલિ આપી, પ્રભુની જમણી બાજુ પાટલા ઉપર ઉભો રાખીએ.

પછી નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ કહીએ.

॥ ઢાળ ॥ ચાલ ॥

પવિત્ર ઉદક લેઈ અંગ પખાલી, વિવિધ વસ્ત્ર જાદર ચિરમાલી ॥ કુસુમાંજલિ મ્હેલો આદિ જિણંદા, તોરા ચરણકમલ સેવે ચોસઠ ઇંદા ॥ કુસુમાં૦ ॥ ૧ ॥ ગાથા ॥ આર્યા ॥ સયવત્ત કુંદ માલઈ, બહુવિધ કુસુમાઈ પંચવન્નાઈ ॥ જિણનાહ ન્હવણકાલે, દિંતિ સુરા કુસુમાંજલિ હિટ્ઠા ।

॥ એમ કહી પ્રભુના ચરણે કુસુમાંજલિ ચઢાવીએ ॥

ઇતિ પ્રથમ કુસુમાંજલિ ॥ ૧ ॥ નમોઽર્હત્ સિ૦ કહીએ.

॥ ઢાળ ॥ ચાલ ॥ સિંહાસન સામી થાપીજે, પયકમલે કુસુમાંજલિ દીજે ॥ કુસુમાંજલિ મ્હેલો શાંતિજિણંદા ॥ તોરા ચરણકમળ સેવે ચોસઠઇંદા ॥ કુસુમાં૦ ॥ ૨ ॥ ગાથા ॥ દોહા ॥ જા મુક્કિય સુરાસુરેહિં, મજ્જણ પઢમ જિનેશ ॥ સા કુસુમાંજલિ અવહરઉ, ભવિયહ દુરિય અસેસ ॥ ૧ ॥

એમ કહી કુસુમાંજલિ ચઢાવીએ ॥ ઇતિ ॥

દ્વિતીય કુસુમાંજલિ ॥૨॥ નમોઽર્હત્ સિ૦ ॥ કહીએ.

॥ ઢાળ ॥ ચાલ ॥ કનક કળશ જળ નિર્મળ ભરિયે, સામીને શિરપર ન્હવણ જ કરિયે ॥ કુસુમાંજલિ મ્હેલો નેમિ જિણંદા ॥ તોરાં ચરણ૦ ॥ કુસુમાં૦ ॥ ૩ ॥ ગાથા આર્યા

ગંધાઇદ્ધિય મહુયર, મણુહર ઝંકાર સદ્દસંગીયા ॥ જિન ચલણોવરિમુક્કા, હરઉ તુમ્હ કુસુમાંજલિ દુરિયં ॥૧॥

॥ એમ કહી કુસુમાંજલિ ચઢાવીએ ॥

॥ ઇતિ તૃતીય કુસુમાંજલિ ॥૩॥ નમોડર્હત્સિ૦ ॥ કહીએ.

॥ ઢાળ ॥ચાલ॥ અગર કપૂર ધૂપ કર વાસીજે, કર સંપુટ ચંદન ચરચીજે ॥ કુસુમાંજલિ મ્હેલો પાસજિણંદા ॥ ॥ તોરા ચરણ૦ ॥ કુસુમાં૦ ॥૪॥ વસ્તુછંદ ॥ મુક્ક જિનવર મુક્ક જિનવર ન્હવણ કાલંમિ, કુસુમાંજલિ સુરવરહિં, મહમહંતિ તિહુયણ મહક્કિય નિવડંતુ જિન પયકમલિં, હરઉ દુરિય સિરિસમણસંઘહ, પાસજિણંદહ પયકમલિં, દેવિહિં મુક્ક સંતોષ ॥ સા કુસુમાંજલિ અવહરઉ, ભવિયહ દુરિય અસેસ ॥૧॥

॥ એમ કહી કુસુમાંજલિ ચઢાવીએ ॥

॥ ઇતિ ચતુર્થ કુસુમાંજલિ ॥૪॥ નમોડર્હત્ સિ૦॥ કહીએ.

॥ઢાળ॥ ચાલ ॥ સરસ સેવંતરી માલતી માળા, ગુણ ગાવે એમ કવિ દેવપાલા ॥ રૂષભ અજિત સંભવ ગુણ ગાઉં, અનંત ચોવીશી જિનની ઓળગ પાઉં ॥ કુસુમાંજલિ મ્હેલો વીર જિણંદા ॥ તોરા ચરણ૦ ॥કુસુમાં૦ ॥૫॥ વસ્તુ છંદ ॥ જાઇજુઇહિં જાઇજુઇહિં કુંદમંદાર, નીલુપ્તલ કમલદલ, સિંદુવાર ચંપય સમુજ્જલં પસરંતુ પરિમલ મિલિય, ગંધલુદ્ધ લુઠંત મહુયર, ઇયિ કુસુમાંજલિ જિન ચલણિં, ચિંતિય પાવપણાસ, મુક્કિય તારાંગણ સરિસ,

પાઠાંતરે મુક્કિય તારા અણુસરિસ,) ભવિયહ પૂરઉ આસ ॥

**એમ ભણીને કુસુમાંજલિ ચડાવીએ, છુટાં ફુલ ભગવંતની સન્મુખ વધાવીએ, કુસુમનો મેઘ વરસાવીએ.**

॥ ઇતિ પંચમ કુસુમાંજલિઃ ॥ ૫ ॥

( પછી સ્નાત્રિયા ચૈત્યવંદન કરી, હાથ ધૂપી, કળશ લેઈ ઉભા રહીને શ્રી આદિનાથનો જન્માભિષેક કળશ કહે તે લખીયે છીએ. )

**॥ અથ શ્રી આદિનાથ જન્માભિષેક કળશ ॥**

॥ વસ્તુ છંદ ॥ વિણુયનયરી વિણુયનયરી, નાભિ નિવગેહિં ॥ મરૂદેવિહિં ઉયરિસર, રાયહંસસારિચ્છ સા- મિય॥ સિરિ રિસહેસર પઢમ જિણુ,પઢમ રાયવર વસહગા- મિય ॥ વસહ અલંકિય કણુયતણું, જાયો જગઆધાર ॥ તસુ પયવંદિય તસુતણો, કહિશું જન્મ સુવિચાર ॥૧॥ ઢાળ ॥ સવટ્ઠવિમાણેહ ચવિય નાહ, ઉવઝાઉરિં આવિઅ ગયવિવાહ કુલધર સિરિ નાભિનરિંદ ગેહિં, સુસમ દુઃસમ તિય અરયચ્છેહિં ॥૨॥

**॥ હરિગીત છંદ ॥**

સુસમ દુઃસમ, અરયમંડણુ, સવ્વટ્ઠવિમાણુહ સુર ચવિ ॥ સિરિ નાભિરાયા, કુલહમંડણુ, ઉવઝાઉરિ અવતરિ॥ સુવિશાલ માળા, પઉઢ મુગતા, ગીત નાદ સવે કરિ ॥ ઉત્સવ જાણી, મન્ન આણી, તિથ્થંકર કુળ અવતરિ ॥ ૩ ॥ હવે દાન દીજે પુન્ય કીજે, મન્ન રીઝે અતિ ઘણાં ॥ ઘર ઘર

મંગળ તરિયાં તોરણ, ઉત્સવ હોય વધામણાં ॥ નિસિ ભરે પોઢી હર્ષ આણી, ઇસ્યું જાણી એમ કહે ॥ પાછલી રાતે પ્રભાત વેળા, સુપન મરૂદેવા લહે ॥ ૪ ॥

॥ અથ સુપનની ઢાળ ॥ ઉલાળાની ॥

પ્રથમ ઐરાવણ દીઠો, નયણે અમીય પઇઠો ॥ બીજે વૃષભ ઉદાર, દીઠો અતિ સુખકાર ॥ ૧ ॥ ત્રીજે મૃગપતિ પેખે, દરિસણ દુરિત ઉવેખે ॥ ચોથે લખમીઅ સોહે, જિણ દીઠે જગ મોહે ॥ ૨ ॥ પાંચમે કુસુમની માળા, છઠ્ઠે ચંદ્ર વિશાળા ॥ સાતમે તમહર દિનકર, આઠમે ઇંદ્રધ્વજ જયકાર ॥૩॥ નવમે કળશ મનોહર, દશમે પદ્મસરોવર ॥ અગિયારમે સાગર સુંદર, બારમે અમરનું મંદિર ॥૪॥ તેરમે મણિભર ગગને, ચઉદમે નિર્ધૂમ અગનિ ॥ ઇતિ સુણી સુપનના પાઠક, બોલ્યા નિજ મુખ વાચક ॥૫॥ રાજન્ ! તુમ સુત હોશે, ત્રિભુવન તસ મુખ જોશે ॥ નરપતિ અહવા જિણંદ, તુમ કુળ આવ્યો એ ચંદ ॥ ૬ ॥ રાય દિયે બહુ માન, પાઠકને ઘણાં દાન ॥ પાઠક સુપન સુણાવે, ઘરણી નિજ ઘર આવે ॥ ૭ ॥ ઇતિ સુપનની ઢાળ ॥

॥મૂળ ગાથા ॥ મરૂદેવીહિં ઉપરિં ઉપ્પન્નહ જામ, ચઉદશ વર સુપણાં લહિએ તામ ॥ ચિત્તહ વદિ અઠ્ઠમી સાઢરિખ્ખ, ક્રમિ ક્રમિ જિણ જાઇઓ રહિય દુખ્ખ ॥ ૩ ॥

અટ્ઠ અઠ્ઠય ઉઢ્ઢ અહોદિસિહું, દિસિકુમરિ છપ્પન તહિં;

॥ રૂવવંત વરભત્તિ જુત્તિય, રૂઅગ પવ્વય ચિહુ દિસિ ॥ અટ્ઠ અટ્ઠ ચિહું વિદિસિ પહુત્તિય, ચઉરો રૂઅગદિવ્વ પુણુ ॥ આવીય નાભિગેહિં, જનની નમિય આરંભિયો; જન્મમહોત્સવ તેહિં ॥ ૪ ॥

॥ ઢાળ ॥ ચાલ ॥

અટ્ઠ સંવટ્ઠ વાયેણુ કયવર હરઈ, અટ્ઠ ગંધોદકે વુટ્ઠિ કુમરી કરઈ ॥ અટ્ઠ દપ્પણુધરા અટ્ઠભિંગારયા, અટ્ઠ વર વીંજણા, અટ્ઠ ચામરજુઆ ॥ ૫ ॥ ચઉર દીવીધરા, ચઉર રિખ્ખાકરા, ગાઈઅ નચ્ચિઅ તિન્નિ કેલીહરા ॥ કરિય જિન મજ્જણુ, જનની સુકુમારિયા, અપ્પિઆ નિય નિય ઠાણુ સવ્વે ગયા ॥ ૬ ॥ તખ્ખણે ચલિય સિંહાસણુ સુરવઈ, ઘંટનાએણુ તહિં સયલ સુર મેલઇ ॥ પાલયારૂઢ જિન જમ્મ ગિહિ આવીઓ, પંચરૂવે કરી રિસહ મેરૂ નિઓ ॥૭॥

॥ વસ્તુછંદ ॥

ઇંદ તથ્થય ઇંદ તથ્થય, વીસ ભુવણિંદ, વંતરપહુ બત્તીસ ॥ દુવે ચંદ સુર કપ્પિંદ દસવર, ચઉસટ્ઠિઅ મિલિઅ હરિ ॥ ન્હવઇ નાહ બહુ ભક્તિ નિબ્ભર, અટ્ઠ સહસ ચઉસટ્ઠિજુઅ પંચવન્ન કલસેહિં ॥ હવઈ સોહમ્મઉ જિન ન્હવઇ, તંપભણઉં ધરિ નેહ ॥ ૮ ॥

॥ ઢાળ ॥ ચાલ ॥

ઇસાણિંદ જિન ઉચ્છંગે લેઇ, ચઉ ધવલ વસહ સુરવઈ કરેઈ ॥ તસુ સિંગહિં અટ્ઠ સુગંધ ધાર, જળ નિવડઈ

सुर तियलोय सार ॥९॥ वाजंतई मद्दल तिवलनाद, वर जल्लरीभुंगल भेरीसाद॥गाजंत अंबर देवी देव, जिन मज्जिय नच्चिय करइ सेव ॥१०॥ पूजइ वर कसुमहिं रिसहनाह, बहु भत्तिअ भावे हुइ सनाह ॥ आरतिअ मंगळदीवुख्खेव, उत्तारई सुरवइ रंग हेव ॥ ११ ॥

॥ वस्तुछंद ॥

रिसहमज्जण रिसहमज्जण करिय सुरराय, उप्पाडियजयजयकरिय, जननी पासि मेल्हेविजत्ता नंदीसर अठ्ठ दिवस करिय, देव देवी नियठाणपत्ता, इणिपरि सयल जनेसरहिं करहु न्हवण बहुभत्ति, मुनिरयणायर पावहर, जिम तुम दियई वरमुत्ति ॥ १२ ॥

॥ इति श्री आदिनाथ जन्माभिषेक कळश समाप्त ॥

( अहीं कुसुमांजलिवाळा स्नात्रीया त्रण खमासमण देइ, जगचिंतामणि चैत्यवंदन करी, नमुत्थुणं कही, जयवीयराय पर्यंत कहे. पछी एक कळशधारक श्रावकना हाथ धोवरावी, चंदन चरची धूपीने मुखकोश बांधे. पछी त्रण खमासमण आपी एक नवकार गणी पंचामृतनो कळश अंगलूछणे ढांकी फुलमाळा पहेरावी हाथमां लेइ हृदय आगळ धरी ऊभा रहीने मुखथकी "श्री पार्श्वनाथस्वामि "नो जन्माभिषेक कळश कहे. )

॥ अथ श्री पार्श्वनाथ कळश ॥

॥ श्री सोराष्ट्र देश मध्ये, श्री मंगलपुर मंडणो, दुरित विहंडणो, अनाथनाथ, अशरणशरण, त्रिभुवन जनमनरंजणो, त्रेवीशमो तीर्थंकर श्रीपार्श्वनाथ तेहतणो कळश कहीशुं.

॥ ઢાળ ॥

હાંરે વાણારસી નયરી વસેય અનુપમા ઉપમ અવદાધાર ॥ તિહાં વાવી સરોવર નદિય કૂપજળ, વનસ્પતિ ભાર અઢાર ॥ તિહાં ગઢ મઢ મંદિર દિસે અભિનવ, સુંદર પોલિ પ્રાકાર ॥ કોસિસાં પાખલ ફિરતિ ખાઇ, કોટે વિસમા ઘાટ ॥ ॥ ૧ ॥ હાંરે જિનમંડપ શિખરબદ્ધ પ્રાસાદે દંડ કળશ બ્રહ્માંડ ॥ અતિ ગિરૂઆ ગુણસાગર બહુ સોહે, દીસે પુહવી પ્રચંડ ॥ તિહાં હાટ ચઉટાં વસ્તુ વિવેકી, વ્યવહારીયા અનેક ॥ લખેસરી કોટી ગઢતલ મંદિર, બોલે વચન વિવેક ॥૨॥ હાંરે તે નગરી બહુરી વ્યવહારી, ઘર ઘર મંગળ ચાર ॥ નારી કર કંકણ સુંદર ઝળકે, કરી સકલ શિણગાર ॥ તિહાં રાજા અશ્વસેન મહીમંડળ, દાન ખડ્‌ગ ઝીપંત ॥ અતિ ન્યાયવંત દીસે નરનાયક, વામાદેવી કંત ॥૪॥ હાંરે સ્વર્ગ લોકથી ચવિય સુરવર, ઉપન્યો કુળ જાસ ॥ તિહાં કૃષ્ણ ચોથે ચૈત્ર માસે, એહવે અતિ ઉલ્લાસ ॥ તિહાં રાણી પશ્ચિમ રયણી પેખે, સુપનાં ચઉદ વિશાળ ॥ તસ કૂખે અવતરશે જિનવર, જીવદયા પ્રતિપાળ ॥ ૪ ॥

॥ અથ સુપનની ઢાળ ॥ ઉલાળાની ॥

પહેલે ગયવર દીઠો, મુઝ મુખકમળ પઇઠો ॥ બીજે વૃષભ ઉદાર, દીઠો અતિ સુકુમાર ॥૫॥ ત્રીજે સિંહ સંપૂરો, મહીસૂમંડળમાંહે એ રો ॥ ચોથે લખમી એ દીઠી, રતન કમલે

એ બેઠી ॥૬॥ ઉર ઉતરતી એ માળ, કુસુમની ઝાકઝમાળ ॥ છઠ્ઠે પૂનમચંદો, અમીય ઝરે સુખ કંદો ॥૭॥ તેજે તપંતો એ ભાણુ, કરતો સફળ વિહાણુ ॥ ધ્વજા ઊતરતી આકાશે, લોડંતી અંબરવાસે ॥૮॥ કણયકળશ શિરે કરિયો, અમીય મહારસ ભરિયો ॥ દશમે પદ્મ સરોવર, દીઠો વામાદેવી મનોહર ॥૯॥ ખીરસમુદ્ર ઘરે આયો, મુજ મન સયલ સુહાયો ॥ છંડી નિજ નિજ ઠામ, આવ્યું આવ્યું અમર વિમાન ॥૧૦॥ પેખી પેખી રયણુની રાશિ, સગ પણ ચઢી આકાશિ ॥ જલણુ જલંતો એ દખ્ખિણ, જાગી વામાદેવી તત્ખ્ખિણ ॥૧૧॥

॥ રાગ ધન્યાશ્રી ॥ ઢાળ ॥

નવમે માસે આઠમે દિવસે, જાયો જિનવર રાયોજી ॥ ઘર ગૂડી તરિયાં તોરણ લહેકે, જિનમંદિર ઉચ્છાયોજી॥૧॥ તત્ક્ષણ છપ્પન્ન કુમરી આવે, વધાવે જિનચંદોજી ॥ દુસ્તર કાળમાંહિ એ જિનવર, પ્રગટ્યો પૂનમચંદોજી ॥૨॥ઊલાળી વજા સુર એમ બોલે, આસન કંપે ઈંદોજી ॥ તિહાં જોઈ અવધિનાણે તેણી વેળા, અવતરિયા જિણંદોજી ॥૩॥ તેણે સ્થાનકે જન્મમહોત્સવ કરવાં, આવે ચોસઠ ઈંદોજી ॥ મેરૂ-શિખરપર રત્નસિંહાસન, બેઠા પાસ જિણંદોજી ॥૪॥ તિહાં હુઆ સનાથ છત્ર શિર સોહે, ઢાળે ચામર સુરિંદોજી ॥ પહુતા સુર મળી પ્રભુથાનક વર, લબ્ધિપાત્ર જયવંતોજી ॥૫॥ નવપલ્લવજિન મહિમાસાગર, આગરતણો ભંડારોજી ॥

ઇખ્ખાગવંસ તિહુયણ મનરંજણ, જિનશાસન શિણગારોજી ॥ ૬ ॥ ભણે વચ્છભંડારી અમ મન, વસિયો શ્રી અરિહંતોજી ॥ નીલવરણ તનુ મહિમાસાગર, જયો જયો ભગવંતોજી ॥ ૭ ॥

॥ ઇતિ શ્રી પાર્શ્વનાથ કળશ સંપૂર્ણ ॥

( અહીં સ્નાતસ્યા પ્રતિમસ્ય૦ એ શ્લોક કહીને દુધ, દહિ, ઘૃત, જળ અને શર્કરા એ પંચામૃતનો પખાલ કરી પૂજા કરીએ ને ફુલ ચઢાવીએ. પછી લૂણ ઉતારી આરતી ઉતારવી, પછી પ્રતિમાજી આડો પડદો રાખી સ્નાત્રીઆએ પોતાના નવ અંગે કંકુના ચાંદલા કરવા. પછી પડદો કાઢી નાંખી મંગળદીવો ઉતારવો. )

મોગર લાલ ગુલાલ માલતી, ચંપક કેતકી વેલી ॥ કુંદ પ્રિયંગુ નાગવર જાતિ, બોલસિરી શુચિ મેલી ॥ મો૦ ॥ ૧ ॥ ભૂમંડળ જળ મોકલે ફુલે, તે પણ શુદ્ધ અખંડી ॥ જિનપદ પંકજ જેમ હરિ પૂજે, તિણ પરે ભવિ તુમે મંડી ॥ મો૦ ॥૨॥

॥ ગીત ॥

પારગ તેરે પદપંકજ પર, વિવિધ કુસુમ સોહે ॥ આરનકું હૈ આક ધત્તુરે, તુમ સમો નવિ કોહે ॥ પા૦ ॥ ૧ ॥ વિવિધ કુસુમજાતિ સોહે, પાંચમી પૂજા પૂજે ॥ તવ ભવિજન રોગ સોગ, સવિ ઉપદ્રવ ધ્રૂજે ॥ પા૦ ॥ ૨ ॥

॥ ઇતિ શ્રીદેવપાલકવિકૃત સ્નાત્રપૂજા સંપૂર્ણ ॥

# પંડિત શ્રી દેવચંદ્રજીકૃત સ્નાત્રપૂજા

( વિધિ પૃષ્ઠ પહેલામાં લખી છે તે પ્રમાણે કરવી. )

॥ ઢાળ પહેલી ॥ પાંખડી ગાથા ॥

ચઉત્તિસે અતિસય જુઓ, વચનાતિસય જુત્ત ॥
સો પરમેસર દેખી ભવિ, સિંહાસણ સંપત્ત ॥ ૧ ॥

॥ ઢાળ ॥

સિંહાસન બેઠા જગભાણ, દેખી ભવિકજન ગુણમણિ ખાણ ॥ જે દીઠે તુજ નિર્મળ નાણ, લહિએ પરમ મહોદય ઠાણ ॥ કુસુમાંજલિ મેલો આદિ જિણંદા, તોરાં ચરણ કમળ સેવે ચોસઠ ઇંદા ॥ કુ૦ ॥ ૧ ॥ ચોવીશ વૈરાગી, ચોવીશ સોભાગી, ચોવીશ જિણંદા ॥ કુસુમાં૦ ॥

( એમ કહી પ્રભુના ચરણે પૂજા કરીએ. )

॥ ગાથા ॥

જો નિયગુણ પજજવ રમ્યો, તસુ અનુભવ એગત્ત ॥
સુહ પુગ્ગલ આરોપતાં, જો તસુ રંગ નિરત્ત ॥ ૨ ॥

॥ ઢાળ ॥

જો નિજ આતમગુણ આણંદી, પુગ્ગલ સંગે જેહ અફંદી ॥ જે પરમેસર નિજ પદ લીન, પૂજે પ્રણમો ભવ્ય અદીન ॥ કુસુમાંજલિ મેલો શાન્તિજિણંદા ॥ તો૦ ॥ કુ૦ ॥ ૨ ॥

( એમ કહી પ્રભુનાં જાનુએ પૂજા કરીએ. )

॥ ગાથા ॥

નિમ્મલ નાણ પયાસકર, નિમ્મલ ગુણ સંપન્ન ॥
નિમ્મલ ધમ્મોવએસકર, સો પરમપ્પા ધન્ન ॥ ૩ ॥

॥ ઢાળ ॥

લોકાલોકપ્રકાશકનાણી, ભવિજનતારણ જેહની વાણી ॥ પરમાનંદતણી નીશાણી, તસુ ભગતે મુજ મતિ ઠહરાણી ॥ કુસુમાંજલિ મેલો નેમજિણંદા ॥ તો૦ ॥ કુ૦ ॥ ૩ ॥

( એમ કહી પ્રભુના બે હાથે પૂજા કરીએ )

॥ ગાથા ॥

જે સિજ્જા સિજ્જંતિ જે, સિજ્જંસંતિ અણંત ॥
જસુ આલંબન ઠવિય મણ, સો સેવો અરિહંત ॥૪॥

॥ ઢાળ ॥

શિવસુખ કારણ જેહ ત્રિકાળે, સમપરિણામે જગત નિહાળે ॥ ઉત્તમ સાધન માર્ગ દેખાડે, ઈંદ્રાદિક જસુ ચરણ પખાળે ॥ કુસુમાંજલિ મેલો પાસજિણંદા ॥તો૦॥કુ૦॥૪॥

( એમ કહી પ્રભુના બે ખંભાએ પૂજા કરીએ )

॥ ગાથા ॥

સમદિઠ્ઠી દેસ જય, સાહુ સાહુણી સાર ॥ આચારિજ ઉવઝાય મુણિ ॥ જો નિમ્મલ આધાર ॥ ૫ ॥

॥ ઢાળ ॥

ચઉવિહ સંઘે જે મન ધાર્યું, મોક્ષતણું કારણ નિરધાર્યું ॥ વિવિહ કુસુમ વર જાતિ ગહેવિ, તસુ ચરણે પણમંત ઠવેવી ॥ કુસુમાંજલિ મેલો વીરજિણંદા ॥ તો૦ ॥ કુ૦ ॥ ૫ ॥

( એમ કહી પ્રભુને મસ્તકે પૂજા કરીએ. )

॥ ઈતિ પાંખડી ગાથા ॥

( પછી અક્ષત લેવા. ) ॥ વસ્તુછંદ ॥

સયલ જિનવર સયલ જિનવર, નમિય મનરંગ, કલ્લાણુકવિહિ સંઘવિય, કરિસ ધમ્મ સુપવિત્ત ॥ સુંદર સય ઈગસત્તરિ તિત્થંકર, એકસમય વિહરંતિ મહિયલ, ચવન સમય ઈગ વીસ જિણ, જમ્મ સમય ઈગ વીસ ॥ ભત્તિય ભાવે પૂજીયા, કરો સંઘ સુજગીસ ॥ ૧ ॥

॥ ઢાળ બીજી ॥ ( એક દિન અચિરા હુલરાવતી—એ દેશી. )

ભવ ત્રીજે સમકિત ગુણ રમ્યા, જિનભક્તિ પ્રમુખ ગુણ પરિણમ્યા ॥ તજિ ઈંદ્રિય સુખ આશંસના, કરી સ્થાનક વીશની સેવના ॥ ૧ ॥ અતિ રાગ પ્રશસ્ત પ્રભાવતા, મન ભાવના એહવી ભાવતા ॥ સવિ જીવ કરૂં શાસનરસી, ઈસી ભાવદયા મન ઉલ્લસી ॥ ૨ ॥ લહી પરિણામ એહવું ભલું, નિપજાવી જિનપદ નિર્મલું ॥ આયુબંધ વચ્ચે એક ભવ કરી, શ્રદ્ધાસંવેગ તે થિર ધરી ॥ ૩ ॥ ત્યાંથી ચવિય લહે નરભવ ઉદાર, ભરતે તેમ ઐરવતે જ સાર ॥ મહાવિદેહે વિજયે વર પ્રધાન, મધ્યખંડે અવતરે જિન નિધાન ॥ ૪ ॥

॥ ઢાળ ત્રીજી ॥ સુપનાની ॥

પુણ્યે સુપનહ દેખે, મનમાંહે હર્ષ વિશેષે ॥ ગજવર ઉજ્વલસુંદર, નિર્મલ વૃષભ મનોહર ॥૧॥ નિર્ભય કેશરીસિંહ, લક્ષ્મી અતિહી અબીહ ॥ અનુપમ ફુલની માલ, નિર્મળ શશી સુકુમાળ ॥૨॥ તેજે તરણી અતિ દીપે, ઈંદ્રધ્વજા

જગ ઝીંપે ॥ પૂરણ કળશ પંડૂર, પદ્મસરોવર પૂર ॥ ૩ ॥ અગ્યારમે રયણાયર, દેખે માતાજી ગુણસાયર ॥ બારમે ભુવનવિમાન, તેરમે અનુપમ રત્નનિધાન ॥૪॥ અગ્નિશિખા નિરધૂમ, દેખે માતાજી અનુપમ ॥ હરખી રાયને ભાસે, રાજા અરથ પ્રકાશે ॥૫॥ જગપતિ જિનવર સુખકર, હોશે પુત્ર મનોહર ॥ ઈંદ્રાદિક જસુ નમશે, સકલ મનોરથ ફળશે ॥૬॥

॥ વસ્તુછંદ ॥

પુણ્યઉદય પુણ્યઉદય, ઉપના જિનનાહ ॥ માતા તવ રયણી સમે, દેખી સુપન હરખંતી જાગીય ॥ સુપન કહી નિજ કંતને, સુપન અરથ સાંભળો સોભાગીય ॥ ત્રિભુવનતિલક મહાગુણી, હોશે પુત્ર નિધાન ॥ ઈંદ્રાદિક જસુ પય નમી, કરશે સિદ્ધિ વિધાન ॥ ૧ ॥

॥ ઢાળ ચોથી ॥ ચંદ્રાવલાની દેશી ॥

સોહમપતિ આસન કંપીયો, દેઈ અવધિ મન આણંદીયો ॥ નિજ આતમ નિર્મલ કરણ કાજ, ભવજળ તારણ પ્રગટ્યો જહાજ ॥ ૧ ॥ ભવઅટવી પારગસથ્થવાહ, કેવળ નાણાઇય ગુણ અગાહ ॥ શિવસાધન ગુણ અંકૂરો જેહ, કારણ ઉલટયો આષાઢી મેહ ॥૨॥ હરખે વિકસી તવ રોમરાય, વલયાદિકમાં નિજ તનુ ન માય ॥ સિંહાસનથી ઉઠયો સુરિંદ, પ્રણમંતો જિનઆનંદ કંદ ॥૩॥ સગ અડ પય સામો આવી તથ્થ, કરી અંજલીય પ્રણમીય મથ્થ ॥ મુખે ભાંખે એ શાણ

આજ સાર, તિય લોય પહુ દીઠો ઉદાર ॥૪॥ રેરે નિસુણો સુરલોય દેવ, વિષયાનલ તાપિત તુમ સવેવ ॥ તસુ શાન્તિ-કરણ જળધર સમાન, મિથ્યા વિષ ચૂરણ ગરૂડવાન ॥૫॥ તે દેવ સકળ તારણ સમથ્થ, પ્રગટયો તસ પ્રણમી હુવો સનાથ ॥ એમ જંપી શક્રસ્તવ કરેવિ, તવ દેવ દેવી હરખે સુણેવિ ॥૬॥ ગાવે તવ રંભા ગીત ગાન, સુરલોક હુવો મંગલ નિધાન ॥ નરક્ષેત્ર આરજવંશ ઠામ, જિનરાજ વધે સુર હર્ષ ધામ ॥૭॥ પિતા માતા ઘરે ઉત્સવ અશેષ, જિન શાસન મંગલ અતિ વિશેષ ॥ સુરપતિ દેવાદિક હર્ષ સંગ, સંયમઅર્થી જનને ઉમંગ ॥૮॥ શુભ વેળા લગને તીર્થ-નાથ, જનમ્યા ઇંદ્રાદિક હર્ષ સાથ ॥ સુખ પામ્યા ત્રિભુ-વન સર્વ જીવ, વધાઈ વધાઈ થઈ અતીવ ॥૯॥

( પછી ચૈત્યવંદન જયવિયરાય અરધા સુધી કહેવું. પછી હાથ ધોઈ લુછી નાંખવા, ને એક નવકાર ગણીને કળશને ધૂપ દઇ હાથમાં લઇને લુગડું ઢાંકી નીચે પ્રમાણે કળશ કહેવો. )

॥ ઢાળ ૫ મી ॥

( શ્રી શાન્તિજિનનો કળશ કહીશું, પ્રેમસાગર પૂર–એ દેશી. )

શ્રી તીરથપતિનું કળશ મજ્જન, ગાઇએ સુખકાર ॥ નરખિત્તમંડણ દુહવિહંડણ, ભવિક મન આધાર ॥ તિહાં રાવ રાણા હર્ષ ઉત્સવ, થયો જગ જયકાર ॥ દિશિકુમરી અવધિ વિશેષ જાણી, લહ્યો હર્ષ અપાર ॥૧॥ નિય અમર અમરી સંગ કુમરી, ગાવતી ગુણછંદ ॥ જિનજનની પાસે

આવી પોહોતી, ગહગહતી આણંદ ।। હે માય! તેં જિન-રાજ જાયો, શુચિ વધાયો રમ્મ ।। અમ જમ્મ નિમ્મલ કરણ કારણ, કરીશ સૂઈકિમ્મ ।।૨।। તિહાં ભૂમિશોધન, દીપ દર્પણ વાય વીંજણ ધાર ।। તિહાં કરીય કદલીગેહ જિનવર-જનની મંજનકાર ।। વરરાખડી જિનપાણિ બાંધી, દીયે એમ આશિષ ।। જુગ કોડાકોડી ચિરંજીવો, ધર્મદાયક ઈશ ।।૩।।

( આ ઠેકાણે દર્પણ તથા ચામર વીંઝવો. )

।। ઢાળ છઠ્ઠી ।। એકવીશાની ।।

( જગનાયકજી ત્રિભુવન જન હિતકાર એ.—એ દેશી. )

જિણ રયણીજી, દશદિશિ ઉજ્જવલતા ધરે ।। શુભ લગ-નેજી, જ્યોતિષ ચક્ર તે સંચરે ।। જિન જનમ્યાજી જેણે અવ-સર માતા ઘરે ।। તેણે અવસરજી, ઇંદ્રાસન પણ થરહરે ।।

।। ત્રુટક ।।

થરહરે આસન ઇંદ્ર ચિંતે, કોણ અવસર એ બન્યો ।। જિન જન્મ ઉત્સવકાળ જાણી, અતિહી આનંદ ઉપન્યો ।। નિજ સિદ્ધિ સંપત્તિ હેતુ જિનવર. જાણી ભકતે ઉમ્મહ્યો ।। વિકસિત વદન પ્રમોદ વધતે, દેવનાયક ગહગહ્યો ।।૧।।

( આ ઠેકાણે ઘંટાનાદ કરવો. )

।। ઢાળ ।।

તવ સુરપતિજી, ઘંટાનાદ કરાવ એ ।। સુરલોકેજી, ઘોષણા એહ દેવરાવ એ ।। નરક્ષેત્રેજી, જિનવરજન્મ હુઓ અછે ।। તસુ ભગતેજી, સુરપતિ મંદરગિરિ ગછે ।।

॥ ત્રુટક ॥

ગચ્છેતિ મંદર શિખર ઉપર, ભુવનજીવન જિનતણો ॥
જિનજન્મઉત્સવ કરણ કારણ, આવજો સવિ સુરગણો ॥
તુમ શુદ્ધ સમકિત થાશે નિર્મલ, દેવાધિદેવ નિહાળતાં ॥
આપણાં પાતિક સર્વ જાશે, નાથચરણ પખાળતાં ॥ ૨ ॥

॥ ઢાળ ॥

એમ સાંભળીજી, સુરવર કોડી બહુ મલી ॥ જિન વંદનજી, મંદરગિરિ સામા ચલી ॥ સોહમપતિજી, જિન જનની ઘર આવીયા ॥ જિન માતાજી, વંદી સ્વામિ વધાવીયા ॥

( આ ઠેકાણે અક્ષતથી વધાવવા )

॥ ત્રુટક ॥

વધાવીયા જિન હર્ષ બહુલે, ધન્ય હું કૃતપુણ્ય એ ॥
ત્રૈલોકયનાયક દેવ દીઠો, મુજ સમો કોણ અન્ય એ ॥
હે જગતજનની પુત્ર તુમચો, મેરૂ મજ્જન વર કરી ॥
ઉત્સંગ તુમચે વલિય થાપિશ, આતમા પુણ્યે ભરી ॥ ૩ ॥

॥ ઢાળ ॥

સુરનાયકજી, જિન નિજ કરકમલે ઠવ્યા ॥ પંચ રૂપેજી, અતિશે મહિમાએ સ્તવ્યા ॥ નાટકવિધિજી, તવ બત્રીશ આગળ વહે ॥ સુર કોડીજી, જિન દર્શનને ઉમ્મહે ॥

॥ ત્રુટક ॥

સુર કોડાકોડી નાચતી વળી, નાથ શુચિગુણ ગાવતી ॥
અપ્સરા કોડી હાથ જોડી, હાવ ભાવ દેખાવતી ॥ જયો

જયો તું જિનરાજ જગગુરૂ, એમ દે આશિષ એ ।। અમ્હ ત્રાણુ શરણુ આધાર જીવન, એક તું જગદીશ એ ।। ૪ ।।

॥ ઢાળ ॥

સુર ગિરિવરજી, પાંડુક વનમેં ચિહું દિશે ।। ગિરિશિલા પરજી, સિંહાસન સાસય વસે ।। તિહાં આણીજી, શક્રે જિન ખોળે ગ્રહ્યા ।। ચોસઠેજી, તિહાં સુરપતિ આવી રહ્યા ।।

॥ ત્રુટક ॥

આવીયા સુરપતિ સર્વ ભકતે, કળશશ્રેણી બનાવ એ ।। સિદ્ધાર્થ પમુહા તીર્થ ઔષધિ, સર્વ વસ્તુ અણાવ એ ।। અચ્યુઅપતિ તિહાં હુકમ કીનો, દેવ કોડાકોડીને ।। જિનમજ્જનારથ નીર લાવો, સવે સુર કર જોડીને ।। ૫ ।।

॥ ઢાળ સાતમી ॥ ( શાન્તિ કારણે ઇંદ્ર કલશા ભરે—એ દેશી. )

આત્મસાધન રસી દેવ કોડી હસી, ઉલસીને ધસી ક્ષીર સાગર દિશી ।। પઉમદહ આદિ દહ ગંગપમુહા નઈ, તીર્થ-જળ અમલ લેવા ભણી તે ગઈ ।। ૧ ।। જાતિ અડ કળશ કરી સહસ અટ્ઠોતરા, છત્ર ચામર સિંહાસણુ શુભતરા ।। ઉપગરણુ પુષ્ફ ચંગેરી પમુહા સવે, આગમે ભાષીયા તેમ આણી ઠવે ।। ૨ ।। તીર્થજળ ભરિય કર કળશ કરી દેવતા, ગાવતા ભાવતા ધર્મ ઉન્નતિરતા ।। તિરિય નર અમરને હર્ષ ઉપજાવતા, ધન્ય અમ શક્તિ શુચિ ભક્તિ એમ ભાવતા ।।

॥ ૩ ॥ સમકિતબીજ નિજ આતમ આરોપતા, કળશપાણી મિષે ભક્તિજળ સીંચતા ॥ મેરૂસિહરોવરે સર્વ આવ્યા વહી, શક્ર ઉત્સંગ જિન દેખી મન ગહગહી ॥ ૪ ॥

॥ વસ્તુ છંદ ॥

હંહો દેવા હંહો દેવા અણાઈ કાલો, અદિટ્ઠ પુવ્વો તિલોયતારણો તિલોયબંધુ, મિચ્છત્તમોહવિદ્ધંસણો અણાઈ તિન્હા વિણાસણો, દેવાહિદેવો દિટ્ઠ બોહિય કામેહિં ॥ ૫ ॥

॥ ઢાળ પૂર્વની ॥

એમ પભણંત વણ ભવણ જોઇસરા, દેવ વેમાણિયા ભત્તિ ધમ્માયરા ॥ કેવિ કપ્પટ્ટિયા કેવિ મિત્તાણુગા, કેવિ વર રમણિ વયણેણ અઇ ઉચ્છુગા ॥ ૬ ॥

॥ વસ્તુ છંદ ॥

તત્થ અચ્ચુય, તત્થ અચ્ચુય ઈંદ આદેસ ॥ કરજોડી સવિ દેવગણ, લેય કળસ આદેસ પામિય ॥ અદ્‌ભુતરૂપ સરૂપ જુએ, કવણ એહ ઉત્સંગે સામિય ॥ ઈંદ્ર કહે જગ તારણો, પારગ અંમ પરમેસ ॥ નાયક દાયક ધમ્મનિહિ, કરિયે તસુ અભિસેસ ॥ ૭ ॥

( એમ કહી કળશમાંથી અડધું જળ નામવું. )

॥ ઢાળ આઠમી ॥

( તીર્થકમળદલ ઉદક ભરીને, પુષ્કર સાગર આવે-એ દેશી. )

પૂરણ કળશ શુચિ ઉદકની ધારા, જિનવરઅંગે નામે ॥ આતમ નિર્મલ ભાવ કરંતા, વધતે શુભ પરિણામે ॥

અચ્યુતાદિક સુરપતિ મજ્જન, લોકપાલ લોકાંત ॥ સામાનિક ઇંદ્રાણી પમુહા, એમ અભિષેક કરંત ॥ ૧ ॥

॥ ગાહા ॥

તવ ઇસાણ સુરિંદો, સક્કં પભણેઇ, કરઇ સુપસાઓ ॥ તુમ અંકે મહજ્જાહો, પણુમિત્તં અમ્હ અપ્પેહ ॥ ૨ ॥ તા સિક્કિંદો પભણેઇ, સાહમીવચ્છલંમિ બહુ લાહો ॥ આણા એવં તેણું, ગિન્હિહવ્વો ઉક્કયથ્થાભો ॥ ૩ ॥

( એમ કહી સર્વ સ્નાત્રિયા કળશ ઢાળે )

॥ ઢાળ પૂર્વની ॥

સોહમસુરપતિ વૃષભરૂપ કરી, ન્હવણ કરે પ્રભુ અંગ ॥ કરિય વિલેપણ પુષ્ફમાલ ઠવિ, વર આભરણ અભંગ ॥ તવ સુરવર બહુ જય જયરવ કરી, નાચે ધરી આણંદ ॥ મોક્ષ માર્ગ સારથપતિ પામ્યો, ભાંજશું હવે ભવફંદ ॥ ૪ ॥ કોડિ બત્રીશ સોવન ઉવારી, વાજંતે વર નાદે ॥ સુરપતિ સંઘ અમર શ્રી પ્રભુની, જનનીને સુપ્રસાદે ॥ આણી થાપી એમ પયંપે, અમ નિસ્તરિયા આજ ॥ પુત્ર તમારો ધણી હમારો, તારણતરણ જહાજ ॥ ૫ ॥ માત જતન કરી રાખજો એહને, તુમ સુત અમ આધાર ॥ સુરપતિ ભક્તિસહિત નંદીશ્વર, કરે જિનભક્તિ ઉદાર ॥ નિય નિય કપ્પ ગયા સવિ નિર્જર, કહેતાં પ્રભુ ગુણસાર ॥ દીક્ષા કેવળજ્ઞાન કલ્યાણક, ઇચ્છા ચિત્ત મઝાર ॥ ૬ ॥ ખરતરગચ્છ જિનઆણારંગી, રાજ-

સાગર ઉવઝાય ॥ જ્ઞાન ધર્મ દીપચંદ સુપાઠક, સુગુરૂતણે સુપસાય॥ દેવચંદ્ર જિનભકતે ગાયો, જન્મ મહોત્સવ છંદ॥ બોધબીજ અંકૂરો ઉલસ્યો, સંઘ સકલ આનંદ ॥ ૭ ॥

॥ કળશ ॥ રાગ વેલાવલ ॥

એમ પૂજા ભકતે કરો, આતમહિત કાજ ॥ તજિય વિભાવ નિજ ભાવમેં, રમતા શિવરાજ ॥ એમ૦ ॥ ૧ ॥ કાળ અનંતે જે હુઆ, હોશે જેહ જિણંદ॥ સંપય સીમંધર પ્રભુ, કેવળનાણુ દિણંદ ॥ એમ૦ ॥ ૨ ॥ જન્મમહોત્સવ એણીપરે, શ્રાવક રૂચિવંત ॥ વિરચે જિન પ્રતિમાતણો, અનુમોદન ખંત ॥ એમ૦ ॥ ૩ ॥ દેવચંદ્ર જિન પૂજના કરતાં ભવપાર ॥ જિનપડિમા જિન સારખી, કહી સૂત્ર મઝાર ॥ એમ પૂજા ભકતે કરો ॥ ૪ ॥

( પછી પ્રભુજીને શુદ્ધ જળથી પખાળ કરી અંગછલુણાં ત્રણ કરી કેસર ચંદનથી પૂજા કરી પુષ્પ ચડાવી ધૂપ કરી અક્ષત, ફળ, નૈવેદ્દ મૂકી આરતી તથા મંગળદિવો ઉતારવો. )

॥ ઇતિ પંડિત શ્રીદેવચંદ્રજીકૃત સ્નાત્રપૂજા સમાપ્ત ॥

# પંડિત શ્રીરૂપવિજયજીકૃત સ્નાત્રપૂજા

(વિધિ પહેલા પૃષ્ઠમાં લખી છે તે પ્રમાણે કરવી.)

॥ આર્યા ॥

મુક્તાલંકારવિકારસારં, સૌમ્યત્વકાંતિકમનીયં॥ સહજનિજરૂપનિર્જિત, જગત્ત્રયં પાતુ જિનબિંબમ્ ॥ ૧ ॥ અવણિયકુસુમાહરણં, પયઈપયડિઅ મણોહરચ્છાયં॥ જિણ

રૂવં મજ્જણપીઠ, સંઠિઅં વો સિવં દિસઉ ॥ ૨॥ સયવત્ત કુંદમાલઈ, બહુવિહ કુસુમાઇ પંચ વન્નાઇં ॥ જિણનાહ ન્હવણકાલે, દિંતિ સુરા કુસુમાંજલિ હિટ્ઠા ॥ ૩ ॥

॥ દોહા ॥

સયલ સુરાસુર નરવરા, જસુ વાણી લયલીણ ॥
સો પરમાતમ અચીસઇ, ઠવો સિંહાસણ પિણ ॥ ૧ ॥

॥ ઢાળ ॥

ચઉતિસય અઇસય જસ સોહે, પણતીસ વયણગુણે જગમોહે ॥ પ્રાતીહારય અડ સંયુત જોહે ॥ સિંહાસણ ઠિય ભવિ પડિબોહે ॥ ૧ ॥ કુજમાંજલિ મેલ્હો આદિ જિણંદા ॥ તોરાં ચરણકમલ સેવે ચોસઠ ઇંદા ॥ કુસુ૦ ॥૧॥

॥ ગાથા ॥ આર્યા ॥

ગંધાઇઢ્ઢિય મહુઅર, મણહરઝંકાર સદ્દસંગીયા ॥ જિન-ચલણોવરિ મુક્કા, હરઉ તુહ્મ કુસુમાંજલિ દુરિઅં ॥ ૧ ॥

(એ ગાથા સાતે કુસુમાંજલિમાં ફુલ ચઢાવતી વેળાએ ભણવી.)

॥ દોહા ॥

દ્રવ્ય ભાવ મિથ્યાતનો, ધાયક દાયક મુખ્ખ ॥
તસુ પય સેવિ ભવિયણા, પામો સાસય સુખ્ખ ॥૨॥

॥ ઢાળ ॥

ઇંદ નરીંદ મુણીંદ દિણંદા, સેવે ભાવે પદ અરવિંદા ॥ પામે તે શિવસુખ આણંદા, ટાલે મિથ્યાત અનાદિ કુફંદા ॥ ૨ ॥ કુ૦ ॥ અજિત જિણંદા ॥ ૨ ॥

॥ દોહા ॥

મોહસહિત ઘાતી ચઉ, ખઇ લહે કેવળનાણ ॥

નિજ ગુણ પર્યવમેં રમે, તે પૂજો જિનભાણુ ॥ ૩ ॥

॥ ઢાળ ॥

કેવળનાણુ દિવાયર સામી, તસુ પય સેવો ભવિ શિર નામી ॥ નિજ આતમ તારણ પ્રભુ પામી, પૂજો પ્રેમે અંતરજામી ॥ ૩ ॥ કુ૦ ॥ શાન્તિજિણંદા ॥ ૩ ॥

॥ દોહા ॥

અજર અમર નિકલંક જે, અવિનાશી અવિકાર ॥
સિદ્ધબુદ્ધ પરમાતમા, પૂજી લહો ભવપાર ॥ ૪ ॥

॥ ઢાળ ॥

જે નિજ નિરમલ ગુણમાં લીણા, પરમમહોદય સંપત્ પીણા ॥ પરમાણંદ સહાવમાં ભીણા, તસુ પય પ્રણમો થઈ આધીણા ॥ ૪ ॥ કુ૦ ॥ પાસજિણંદા ॥ ૪ ॥

॥ દોહા ॥

નિદ્રા તંદ્રા ભયદિશા, અરતિ શોક ને મોહ ॥
રાગ દ્વેષ મદ ભંજણો, પૂજો પહુ ગતલોહ ॥ ૫ ॥

॥ ઢાળ ॥

સિંહાસણ બેઠા જગભાણુ, લોયાલોયપયાસક જાણ ॥ પૂજો ધ્યાવો ધરી સુહઝાણુ, જ્યું હો નિમ્મલ કેવળનાણુ ॥ ૫ ॥ કુ૦ ॥ વીરજિણંદા ॥ ૫ ॥

॥ દોહા ॥

કેવલનાણ પયાસકર, ચઉવિહ સંઘાધાર ॥
સીમંધર પહુ વિહરતા, પૂજો અષ્ટપ્રકાર ॥ ૬ ॥

॥ ઢાળ ॥

સમકિત દેશવિરતિ નરનારી, સાહુ સાહુણી મહાવ્રતધારી ॥ ભરતક્ષેત્ર મધ્યખંડ વિહારી, વંદે પ્રભુની

પ્રભુતા સંભારી ॥ ૧ ॥ કુસુમાંજલિ મેલ્હો સીમંધર દેવા ॥ ચોસઠ્ઠિ ઇંદ્ર કરે જસ સેવા ॥ કુ૦ ॥ સીમંધર દેવા ॥ ૬ ॥

॥ દોહા ॥

અતીત અનાગત સંપ્રતિ, વિચરે જેહ દયાલ ॥
તસ પદ પૂજી ભવિજના, પામો સુખ રસાલ ॥ ૭ ॥

॥ ઢાળ ॥

જાઈ જુઈ મચકુંદની માલ, ચંપક દમણો મરૂઓ રસાલ ॥ વેલિ વાસંતિ અરવિંદ જાલ, પૂજી લહો ભવિ મંગળમાળ ॥ કુસુમાંજલિ મેલ્હો સયલ જિણંદા ॥ તોરાં ચરણ-કમલ૦ ॥ ચોવીશ સૌભાગી ચોવીશ જિણંદા ॥ ૭ ॥ કુ૦ ॥

॥ ઇતિ કુસુમાંજલિ સંપૂર્ણ ॥

॥ દોહા ॥

ઉક્કોસય સત્તરિ સયા, જિણવર જગ શિણગાર ॥
ચવણ જનમ એક સમયમાં, વિશ વિશ નિરધાર ॥ ૧ ॥
પંચ ભરહ પંચ ઐરવય, જહન્નપઇં દસ જોય ॥
જે જિનનો કણયાચલે, જનમમહોત્સવ હોય ॥ ૨ ॥
તિણવિધ સાવય સાવિયા, સ્નાત્ર કરે શુભ ભાવ ॥
પૂજા કરતાં પૂજ્યની, પૂજક પૂજ્ય સહાય ॥ ૩ ॥

॥ ઢાળ ॥ સોહાગણી—એ દેશી ॥

હાંરે અરિહંત૧, સિદ્ધ૨, પવયણ૩, ગુરૂ૪, સ્થવિર ગુણવંત રે ૫ ॥ બહુસુય૬, તપસી૭—ની, વાછલ્યતા કરે તંત રે॥ નાણઉવઓગી નિત૮, દંસણ૯, વિનયપહાણ રે૧૦॥

ચારિત્ત૧૧, બંભયારી૧૨, ખિણલવ નિમ્મલ ઝાણ રે૧૩ ॥ ૧ ॥ બહુવિહતપ૧૪, સેવિ સાહૂભગતિ૧૫, કરે સાર રે ॥ દશવિહ છહૂવિહની, વૈયાવચ્ચ૧૬, પ્રકાર રે ॥ ગુરૂ ચિત્ત સમાહિ૧૭, ભણે અપૂરવ નાણરે૧૮॥ શ્રુતભગતિ૧૯, પ્રભાવક ૨૦, સેવી વિશે ઠાણ રે ॥૨॥ જિનપદ ભવિ પામે, જગત્ જંતુ આધાર રે ॥ અહવા ઈગ દૂગ કોઈ, સેવી સેણિક પરે સાર રે ॥ સાધુને શ્રાવક, સાધવિ સાવિયા ખાસ રે ॥ એ થાનક સેવી, જિનપદ પામે ઉલ્લાસ રે ॥ ૩ ॥

॥ છંદ ચાલ ॥

ઇમ વિશથાનક તપ આરાધિ, સાધ્ય સાધી શુભપરે ॥ સુરલોકે સુરપતિ અધિક મહિમા,-વંત સુરસુખ અનુસરે ॥ જિનરાજ જિન પ્રતિમાતણી કરી, સંઘ ચઉવિહ સેવના ॥ નરક્ષેત્રે આરજવંશ ઉપના, ગુણ સ્તવું તેહ દેવના ॥ ૧ ॥

॥ ઢાળ ॥ ( એક દિન અચિરા પારણા હુલરાવતી—એ દેસી )

નરખેત્રે કરમભૂમી ભલી, તજી સ્વર્ગ જિહાં પ્રભુ મન-રૂલી ॥ તે ધન્ય પુરી જીહાં જગધણી, અવતરીયા ક્ષત્રીય-વંશમહિ ॥ રાજાધિરાજ મહારાજ ઘરે, સર્વોત્તમ લીલા-કલિય વરે ॥ ગુણ રૂપવતી શુભ શીલવતી, તસ કૂખે ઉપજે જિનપતિ ॥ ૨ ॥ મઈસુઅ ઓહી તિહું નાણ ધરે, અશિ-વોપદ્રવ સવિ દૂર કરે ॥ નારકી પણ ક્ષણ એક સુખ લહે, સુખિયાં જન પરમાનંદ વહે ॥ ૩ ॥

॥ દોહા ॥

ચઉદ સુપન ચતુરા તદા, દેખે જિનવર માય ॥
ચઉદ ભુવનનાયક વિભુ, જબ ગરભે રહે આય ॥ ૧ ॥

॥ ઢાળ ॥

પહેલે સુપનેએ માત, ગયવર દીઠો વિખ્યાત ॥ બીજે વૃષભ સોહાવે, બોધિબીજ માનું વાવે ॥ ૧ ॥ સિંહ પરાક્રમી દેખે, ત્રીજે હરખ વિશેષે ॥ ચોથે લખમી એ દેખે, ફુલમાળ સુવિશેષે ॥ ૨ ॥ છઠ્ઠે શશિધર દીઠો, સાતમે સૂર્ય ઉકિટ્ઠો ॥ ધજપટ આઠમે જાસ, જળભૃત કુંભ તે ખાસ ॥૩॥ દશમે પદમ સરોવર, વિકસિત કમલ સુમનોહર ॥ રત્નાકર જલ મધુકર, દેખે ઈગ્યારમે સુખકર ॥ ૪ ॥ ભુવનવિમાન તે દેખે, બારમે હરષ વિશેષે ॥ તેરમે રત્નની રાશિ, નિર્ધૂમ અગનિ એ ખાસી ॥ ૫ ॥ ચઉદ સુપન લહ્યાં એહ, માય હરષ ન દેહ ॥ આવી કંતને ભાખે, પીઉ તવ અરથ એ દાખે ॥ ૬ ॥ જગનાયક જિનભાણુ, હોશ્યે પુત્ર સુજાણુ ॥ ચોસઠ્ઠિ સુરપતિ જાસ, વહશ્યે આણુ એ ખાસ ॥ ૭ ॥

॥ છંદ ચોપાઈયા ॥

સિંહાસન કંપે સુરપતી જંપે, એહ કિશ્યો ઉતપાત ॥ તવ અવધિ પ્રયુંજે શુભમતી ગુંજે, જાણે જિન વિખ્યાત ॥ ગરભે અવતરીયા પુણ્યે ભરીયા, ઉદ્ધરિયા કુળ જાત ॥ ધન્ય માનવભવ પુણ્ય સમુદ્‌ભવ, જિહાં પ્રભુ હોશ્યે ખ્યાત ॥

॥ ૧ ॥ એમ ઉલસિત કાયા હર્ષ ભરાયા, ઉઠે સવિ સુરરાયા ॥ જિન જનમદિશાએ અધિક ઉછાહે, સાત આઠ પદ સામા જાય ॥ જઈ કરકજ જોડી પાતિક મોડી, તોડી ભવનો પાશ ॥ શક્રસ્તવ ભાખે સુરવર સાખે, દાખે ભક્તિ પ્રકાશ ॥ ૨ ॥ ભો ! ભો! સુણો દેવા સમકિત મેવા,–દાયક શ્રી ભગવંત ॥ અમ પૂરણ પુણ્યે અતિ અગન્યે, ગરભે રહ્યા છે તંત ॥ વિષયાનલ ઝાલે અતિ વિકરાલે, દાઝયા જીવ અનંત ॥ તસ દુઃખ સવી ટારે દેશનાધારે, જનમ લહી જયવંત ॥ ૩ ॥ ધન્ય ધન્ય જિન માતા જગવિખ્યાતા, ગરભે રહ્યા જિન જાસ ॥ સુર સઘળા જોશ્યે પૂરણ હોશ્યે, અમ મનડાની આશ ॥ ઈમ કહી હરિ આવે સઘળા ભાવે, જિનજનનીની પાસ ॥ કહે તુમ સુત હોશ્યે જગજસ મોહશ્યે, જસ સુરપતિ સહુ દાસ ॥ ૪ ॥ એમ સવિ સુરરાજા સ્તવી ગુણ તાજા, ગયા આપણે ઠામ ॥ જિનભગતે રસિયા અતિ ઉલ્લસિયા અઠ્ઠાઈ મહોચ્છવ તામ ॥ કરી અધિક ઉમંગે સમકિત સંગે, સુરપતિ સઘળા તેહ ॥ શુભરાશિ ચઢાઈ પુણ્ય સવાઇ, સુખ વિલસે સસનેહ ॥ ૫ ॥

॥ દોહા ॥

પરભાતે પૃથ્વીપતિ, સુપનશાસ્ત્રના જાણ ॥
તેડી પછે સુપનફળ, તવ તે કહે સુજાણ ॥ ૧ ॥
ચઉદલોકનાયક ચતુર, સુરપતિ સેવિત પાય ॥

તીર્થંકર કુળ તુમતણે, હોશ્યે જગસુખદાય ॥ ૨ ॥

( પછી ચૈત્યવંદન જયવીરાય સુધી કહી કળશ લઈ ઉભા રહેવું. )

॥ અથ કળશ ॥

નરખેત મંડણ દુઃખવિહંડણ, સંઘનાયક નાહ ॥ તસ જનમખિણે અનુકૂળ વાયુ, ભૂમી ફરસી સુખાહ ॥ નિસપન્ન-મેયણિ વૃક્ષફલભર, ફુલ પત્ત સુરમ્ય ॥ ગહઉચ્ચ સઉણ નિમિત્ત સુંદર, જોગ હોઈ સમ ॥૧॥ શુભ લગ્ન શુદ્ધ નવાંશ-વેલા, કેંદ્રથાનિક તામ ॥ ગ્રહ સૌમ્યકારી દુરિતવારી, ચતુ-સાગર નાથ ॥ એ જોગે શ્રી જિનરાજ જન્મ્યા, મધ્ય રજની જામ ॥ પરસન્ન સઘળી દિશા દીસે, સયલ જગ સુહધામ ॥ ॥૨॥ તવ તીનલોકે હુઓ તત્ક્ષણ, અંધકાર વિનાશ ॥ મહા-દુઃખ ભાયણ નારકી ક્ષણ, લહ્યાં સુખ નિવાસ ॥ તવ રોગ સોગ વિયોગ દુઃખડાં, દુહગ નાઠાં દૂર ॥ તવ સયલ જન મન માંહિ વર્ત્યો, અતિ આણંદ પૂર ॥ ૩ ॥ તવ દિશાકુમરી તણા થરહર, કંપિયાં આસન્ન ॥ જિનજન્મ અવધિજ્ઞાને દેખી, હરષ પામી મન્ન ॥ અન્યોન્ય તેડી જુગતિ જંપે, જનમિયા જિનરાજ ॥ તસ જનમ સૂતિક કાર્ય સેવા, કરી લહો શિવરાજ ॥ ૪ ॥

॥ છંદ ચોપાઈયા ॥

જોયણમાણે રચી વિમાણે, દેવદેવી પરિવાર ॥ સહુ જિનઘર આવે ભાવના ભાવે, પ્રદખણા તિઅ સાર ॥

જિનજનની વંદી પાપ નિકંદી, આણંદી ગુણ ગાય ॥ ત્રિભુ-
વન નેતા જિનપ જનેતા, નમસ્કાર તુઝ માય ॥૧॥ જિન-
ઘરથી જોયણ ખેત્રસમારી, વરસી સુગંધી નીર ॥ જલ થલને
ફુલે અતિબદ્ધ મૂલે, જાનુપ્રમાણે ધીર ॥ કૃષ્ણાગર ધૂપે
મનની ચૂપે, કરી જિનના ગુણ ગાય ॥ એક કળશ દીપ
દર્પણને વીંજણ, ચામર કર સોહાય ॥૨॥ રંભાઘર રચિયા
ભાવે મચીયા, નવરાવે જિનમાત ॥ જિનજનની હાથે રક્ષા
પોટલી, બાંધે કરી શુચિ ગાત ॥ જિનવર ગુણ ગાઇ
હરષ ન માઇ, કહે જીવો જગદીશ ॥ સુરગિરિ સમ આયુ
હો તુમ કેરૂં, ધરમધુરંધર ઇશ ॥ ૩ ॥

॥ દોહા ॥

સુરગિરિપરે થિર સુરપતિ, આસન કંપ્યું જામ ॥
ઓહિનાણ ઉવયોગથી, જિન જન્મ્યા લહે તામ ॥૧॥

॥ ઢાળ ॥ ( હાંરે શ્રી શાન્તિજિનેસર.—એ ચાલ. )

તવ સિંહાસનથી, ઉઠી સવિ સૂરરાય રે ॥ જિનજનમ
દિશાઈ, સાત આઠ પદ જાય રે ॥ શક્રસ્તવ ભાખી, સિંહાસન
નિજ આય રે ॥ જિન જન્મમહોચ્છવ, કરવા હરષ ભરાય
રે ॥૧॥ પાદાત્ય કટકપતિ, નૈગમેષી બોલાય રે ॥ હરિ ભાષે
સુઘોટા,—ઘંટા શીઘ્ર વજાય રે ॥ સુર આણાકારી, જાય બ-
જાવે જામ રે ॥ તવ લાખ બત્રીસે, ઘંટા રણઝણી તામ રે ॥
॥ ૨ ॥ સુરપતિ આણાઈ, ઘોષણા કરે સુર તેહ રે ॥ ભો!

ભો! સુણો દેવા, નરખેત્રે ગુણગેહ રે ॥ જિન જન્મમહોચ્છવ, કરવા સુરપતિ જાય રે ॥ તિણે તુમે પણ વેગા, આવો ભગતિ મન લાય રે ॥૩॥ જિન ભગતિના રસીયા, સમકિત દૃષ્ટિ જેહ રે ॥ મારગ અનુસારી, હરખ્યા સુરગણ તેહ રે ॥ હરિ જિન ઘર આવી, જિનજનની પ્રણમંત રે ॥ કહે ધન્ય સફળ તુજ, જીવિત ભાગ્ય અનંત રે ॥૪॥ તેં જગ સુખદાઈ, જાયો પુત્રરતન્ન રે ॥ તસ જન્મમહોચ્છવ કરી, સુચિ કરસ્યું તન્ન રે ॥ કરી પંચરૂપ હરિ, કનકાચળ લેઈ જાય રે ॥ જિન ખેત્રદિશાને, સિંહાસનપર ઠાય રે ॥૫॥ છંદ ॥ હવે ઇંદ્ર સયલ જિણંદસેવા, કરણ સુરગણ સંજુઆ ॥ સુરશૈલ આવે ભક્તિ ભાવે, દેવગુણ મુહ સંથુઆ ॥ તિણલોક નાયક સુગતિ દાયક, આજ ભાગ્ય થકી લહ્યા ॥ ધન જન્મ જીવિય સત્તિ અમચી, દેવ એમ સહુ ઉમહ્યા ॥ ૬ ॥

॥ ઢાળ ॥

( એક મિથ્યાત અસંયમ અવિરતિ દૂર કરી, શિવ વસીયાજી–એ ચાલ)

હવે અચ્યુત સુરપતિ જિનભગતિ, કરવા મન ઉલ્લસીયાજી ॥ આભિયોગિક સુર તેડી ભાખે, સુણો જિનભગતિના રસીયાજી ॥ અરિહંત જન્મ સનાથ સામગ્રી, સઘળી અમ પુર લાવોજી ॥ જગબંધુ કરૂણારસસિંધુ, જોઈ આનંદ પાવોજી ॥૧॥ કનક રૂપ્પ મણિ કનકમણિના, રૂપ્પમણિના સારજી ॥ રજત કનક ને ત્રણ્યના ભેલા, મૃતિકાતણા ઉદા-

રજી ॥ અડ સહસ એકેક જાતિના, ચોસઠ્ઠ સહસ તે થાયજી ॥ ફૂલ ચંગેરી છત્તર ચામર, દરપણ વિંજણ વાયજી ॥૨॥ રયણ કરંડક તેલ સમુદ્ગક, થાલપાત્રી સુખદાયજી ॥ ખીરોદક ગંગોદક કુંડોદક, દ્રહઉદક આદાઇજી ॥ કુલગિરિ સુરગિરિ ગજદંતાગિરિ, વેયઢ દીરધ ગોલજી ॥ જમક સમક કંચન ગિરિ જાણો, તેમ વખારા સોલજી ॥૩॥ બાવનાચંદન અગરઔષધી, સિદ્ધારથ સુખદાઈજી ॥ મોગર માલતી ચંપક કેતકી, જાઈ જુઈ સુહાઇજી ॥ કમલ વાસંતી મચકુંદ મરૂઆ, તીરથ મૃત્તિકા સારીજી ॥ ભગતે ઇંદ્રસમીપે મૂકે, કરી અભિષેકની તૈયારીજી ॥ ૪ ॥ છંદ ચાલ ॥ હવે ઇંદ્ર અચ્યુત દેવસંયુત, આત્મગુણ સાધનરસી ॥ ચંદનાર્ચિત પુષ્પચર્ચિત, કલશ કર લીએ ઉલ્લસી ॥ બહુ હર્ષ અંગે ભક્તિચંગે, ઇંદ્ર રંગે એમ કહે ॥ જગબંધુ કરૂણાસિંધુ ભગવંત, પૂજે તે શિવસુખ લહે ॥૧॥ ગદ્ય ચાલ ॥ ભો ! ભો ! સયલ જગજંતુ હિયકારણો, દુઃખદોહગ વિણાસણો, તિલોયજણમણુસંસયનિવારણો, મહામોહમિત્થત્તધંસણો, અણાઇ ભવતણ્હા મહણો, અમિયરસભરીય નયણો, પરમદેવાહિદેવો દટ્ઠવ્વો ॥૨॥

॥ હિયસુહ કામએહેં, સકલસુરાસુરેહેં, શાન્તિને કારણે ઇંદ્ર કલશ ભરે ॥ એ ચાલ ॥

ખીરસમુદ્રનું નીર ઉજ્જલ ભરી, કલશની ધારા જિનશિશ ઉપર કરી ॥ વિસ્તર્યું નીચિંરહુ ઉર અતિશય ઘણું, શુચિ

થયા દેવ સહુ વિબુહ મુખ એમ ભણું ॥૧॥ કેઇ ચામર કરે કેઇ વીંજણ ધરે, કેઈ સુર છત્ર કેઈ કેઈ ધ્વજ કરે ॥ કેઈ નચ્ચિંતિ ગજ્જંતિ ભત્તિભરા, કેઈ ગાયંતિ વાયંતિ મધુરે સરા ॥૨॥ પુષ્ફઆભરણ કેઇ વચ્છ વુઠ્ઠી કરે, કેઈ સુર વિસ્મયકારી ચિઠ્ઠા ધરે ॥ સહસ ચૌસઠ્ઠી કલસે નવરાવિયો, અચ્ચુઆધીશ બહુ ચિત્ત સુહ પાવિયો ॥૩॥

॥ ઢાળ ॥( તીર્થકમળદલ ઉદક ભરીને, પુષ્કરસાગર આવે—એ દેશી)

દશ વૈમાનિક વીસ ભવણવઈ, બત્રીસ વ્યંતર રાજા ॥ સામાનિક તાયત્તિંસ પરષદા, લોકપાલ ચઉ તાજા ॥ સાત અનિકના એક પઈન્નક, અભિયોગિક મન આણો ॥ પિણ ઇંદ્રાણી એકસોબત્રીસ, ચંદ્ર સૂર્ય શુચિ જાણો ॥૧॥ એમ ત્રેસઠ્ઠિ ઇંદ્ર જિન પૂજ્યા, તવ તિહાં ઇશાણ ઇંદો ॥ પંચરૂપ કરી શક્રને ભાપે, ધરતો મન આણંદો ॥ જગલોચન જિનવર મુજ અંકે, થાપી કરો સનાથ ॥ શ્રી જિનવર પૂજાથી તુમને, હોશ્યે મોક્ષની આથ ॥૨॥ ઇશાનઇંદ્રને અંકે થાપી, હરખે સોહમઇંદ્ર ॥ વૃષભરૂપ ચઉ આઠ શૃંગથી, ઉમહી ધારી અમંદ ॥ દેવદુષ્ય વસ્ત્રે અંગ લુહી, કરી વિલેપન ચંગ ॥ પૂજી મનરંગે નવ અંગે, નાટિક ગીત અભંગ ॥૩॥ ફુલમાળા આભૂષણ અંગે, પહેરાવી ગુણ ગાય ॥ બત્રીસબદ્ધ નાટક કરી ભાવે, હાવ ભાવ બહુલાય ॥ સયલ સુરાસુર સંયુત સોહમ,-પતિ પહુ લેઈ હાથ ॥ આવે જિનજનનીની

પાસે, થાપે તિહુઅણ નાથ ॥૪॥ ક્ષોમજુગલ કુંડલ યુગ સુંદર, ઓશીસે ધરે તામ ॥ રત્નકંદુક ઉલ્લોચે થાપે, ફરતી ચિહું દિસ દામ ॥ બત્રીસ કોડી હીરણ વરસાવી, જઈ નંદીશ્વર ઠામ ॥ અઠ્ઠાઈમહોત્સવ કરી સઘળા, ઈંદ્ર ગયા નિજ ધામ ॥૫॥ તપાગચ્છનાયક ગુણલાયક, વિજયજિણંદ સૂરિ નામ ॥ તસરાજ્યે જિન જનમમહોચ્છવ, ગાયો ગુણ અભિરામ ॥ સંવેગરંગ સુરંગી સદ્ગુરૂ, સત્યવિજય મહારાજ ॥ શિષ્ય કર્પૂર ક્ષમા જિન ઉત્તમ, વિજયપદે વધી લાજ ॥૬॥ શ્રી ગુરૂ પદ્મવિજય પદ સેવી, રૂપવિજય કહે એમ ॥ શ્રી જિનજન્મમહોત્સવ ગાશ્યે, તેહને સઘળે ખેમ ॥ પુણ્ય મહોદય કમલા વિમલા, હોશ્યે ઝાક ઝમાલ ॥ ઋદ્ધિ સિદ્ધિ નવનિધિ તે લહેશ્યે, નિત્ય નિત્ય મંગળમાળ ॥૭॥

॥ રાગ પ્રભાતી દેશી ॥

એમ પૂજા જિનરાજની, સમકિત રૂચિવંત ॥ કરતાં નિરમળ ભાવસ્યું, લહો જ્ઞાન અનંત ॥ ૧ ॥ એમ પૂજા-જિનરાજની ॥ આંકણી ॥ ઉક્કોસય સત્તરિસયા, જિન કેવલનાણી ॥ સંપઈ સીમંધર પહુ, પ્રણમું ગુણખાણી ॥ એમ૦ ॥૨॥ પૂજા કરતાં પૂજ્યની, પૂજ્ય પોતે થાય ॥ તિણે સમકિતરૂચી પ્રાણિયા, પૂજે જિનરાય ॥ એમ૦ ॥ ૩ ॥ પ્રભુપદ પદ્મની પૂજના, રૂપ કહે કરે જેહ ॥ અખય અનોપમ સંપદા, નિજ ઘર પામે તેહ ॥ એમ૦ ॥ ૪ ॥

॥ ઇતિ શ્રી રૂપવિજયજીકૃત સ્નાત્રપૂજા સમાપ્ત ॥

# શ્રીશાંતિજિનકલશ

॥ કાવ્ય ॥

શ્રેય: શ્રીજયમંગલાભ્યુદયતા—વલ્લીપ્રરોહાંબુદો । દારિદ્ર્યદ્રુમકાનનૈકદલને મત્તોદ્ધુરઃ સિંધુરઃ ॥ વિશ્વેઽસ્મિન્ પ્રગટપ્રભાવમહિમા—સૌભાગ્યભાગ્યોદયઃ, સઃ શ્રીશાંતિજિનેશ્વરોઽભિમતદો, જીયાત્ સુવર્ણચ્છવિઃ ॥ ૧ ॥

॥ ગદ્યપાઠ ॥

અહો ભવ્યાઃ! શૃણુત તાવત્ સકલમંગલમાલાકેલિકલાલીલાસનકાઃ લીલારસરોપિતચિત્તવૃત્તયો વિહિતશ્રીજિનેંદ્રભક્તિવૃત્તયઃ સાંપ્રતં શ્રીમત્ શાંતિજિનજન્માભિષેકકલશં ।

॥ ઢાલ–રાગ વસંત આરામમંદરભાવ–એ દેશી. ॥

શ્રી શાંતિ જિવર સયલ સુખકર કલશ ભણીએ તાસ, જિમ ભવિક જનને સર્વ સંપતિ બહુલ લીલવિલાસ, કુરુનામે જનપદ તિલકસમોવડ હથ્થિણાઉર સાર, જિણિનયરિ કંચણ રયણ ધણધણ સુગુણજણ આધાર ॥૧॥ તિહાં રાય રાજે બહુ દિવાજે વિશ્વસેન નરિંદ, નિજ પ્રકૃતિસોમહ તેજિ તપનહ માનુ ચંદ દિણંદ; તસ પણયખાણી નૃપપટ્ટરાણી નામે અચિરાનાર, સુખ સેજ સુતાં ચૌદ પેખે સુપન સાર ઉદાર ॥૨॥ શ્રીશાંતિકરણ જિન શાંતિજિનેસર દેવ, જે યોગક્ષેમંકર જગહિતકરનિતમેવ; વિશ્વસેન નરેસર વંશમહોદધિ

ચંદ, મૃગલંછન કંચન વાને શમ સુખકંદ ॥૩॥ જે પંચમ ચક્રી સોલસમો જિનરાય, જસનામે સઘલાં ઇત ઉપદ્રવ જાય; આવી ઉપન્ના અચિરાદેવી કૂખે, નિજમુખ ઉતરતાં ચૌદ સુહણાં દેખે ॥૪॥

ભાવારથ જેહવા હુસ્યે, દ્રવ્ય ભાવથી જેહ ॥
જિનગુણ દાખું લેશથી, મતિમંદે કહું તેહ ॥૧॥

॥ ઢાલ તેહી જ સામેરી તથા નટ્ટગાઇરે. ॥

ઉન્નત સિત ગજવર ચઉવિધ ધર્મ કહંત, માનુ મોહમહાગઢ તસ સિર દોટ દિયંત; ઐરાવણપતિ નતિ સેવિત ચઉગતિ અંત, તિણહેતે પ્રથમ ગજ સુપને શુભ ચઉદંત ॥૧॥ સંયમભારવહેવા ધોરી વૃષભ કહાવે, ભરતે ભવિખેત્રે બોધીબિજ વર વાવે; જસ ઉન્નત કકુદ ઉન્નત ગોત્ર ને વંશ, સિતઅમૃત મંગલમુખ વીજે વૃષભ અવતંસ ॥૨॥ પરતીર્થિકસ્વાપદપીડિત ભવિવન રાખે, એકલમલ્લદુર્ધર સિંહ પરાક્રમ દાખે, પરીસહ ગજભેદી નાહી અસહાય અબીહ, એહવો એ હોસ્યે આવી ઇમ કહે સિંહ ॥૩॥ દેઈ વાર્ષિકદાને જિનપદલચ્છી લહેસે, મુઝ ચાપલદૂષણ એહને સંગે મિટસ્યે; જડકંટકસંગિ નિજ કજ છંડિ વાસ, કરે લક્ષ્મી ચોથે સુપને અર્થવિલાસ ॥૪॥ ત્રિભુવન શિર ધરશે જસ આણા સુરધામ, નિજ જસભરસુરભિત જગત હોસ્યે ઉદ્દામ; એ પંચમ સુહણે છઠ્ઠે શશિધર દેખે, નિકલંક હું થાઉં તુઝ

સુત સંગ વિશેષે ॥૫॥ કુવલયે મુદ દેસ્યે શમચંદ્રાતપયુક્ત, હવે સપ્તમે દિનકર મિથ્યા તિમિર વિમુકત; ભવિકમલ વિકાસે માનુ કહે પુષ્પદંત, તુમસુતપરિ અમચો નિત્ય ઉદય પભણંત ॥૬॥ કુલધ્વજ તુમનંદન ધમ્મર્ધ્વજે સોહંત, સવિ ત્રિભુવનમાંહે એહી જ એક મહંત; ઈમ અટ્ઠમસુહણે ભવિકને ભાવ જણાવે, હવે નવમે કુંભો સુપને એમ કહાવે ॥૭॥ જ્ઞાન દર્શન ચારિત્ર ધર્મમહાપ્રાસાદ, તસ શિખરે ઠવશે આતમ નહી વિખવાદ; દશમે પદ્મસરોવર સુકૃતકજપદ ઠાવે, એ પાવન કરશે જ્ઞાનાંજલિ મંગલભાવે ॥૮॥ તુઝ સુત ગુણરયણે ગંભીરો સુગુણમહેઠો, થયો જાણી સેવે ખીરસમુદ્ર જ મીઠો; તેહ ભણી મુઝ નીરે હોજયો તનુપરિભોગ, એકાદશ સુહણે માનુ એ વિનતિ યોગ ॥ ૯ ॥ વલી ભવનવિમાનાધિપ ચઉ દેવનિકાય,-સેવિત એ હોસ્યે પાસે સુર સમુદાય; બારમે એ જાણો તેરમે રયણનો રાશિ, ધન કંચન દેઈ કરશે ત્રિગડેવાશિ ॥૧૦॥ જ્ઞાનાદિક ગુણમણિ દેશે ભવિને એહ, વરવરિકાઘોષી પૂરવ પરિ ગુણગેહ; નિજકર્મ ઈંધણને ધ્યાનાનલસ્યું જાલી, નિજ આતમ નિર્મલ કંચન પરિ અજુયાલી ॥ ૧૧ ॥ નિર્ધ્ધૂમ અગ્નિસમ ભવિસોવન કરી શુદ્ધ, ચૌદસમે સુહણે અષ્ટ કર્મ ક્ષયે સિદ્ધ; ચૌદરાજની ઉપરે કરશે જે અહિઠાણ, તેહ ભણી સંપૂરણ ચૌદ

સુપન મંડાણ ॥ ૧૨ ॥ ગુણ લક્ષણ લક્ષિત અતિ સુંદર આકાર, જિનમાતા ચૌદે દેખે સુપન ઉદાર; પણ ચક્રી માતા કાંઇક તેજે હીણ, દેખે દોઈ પદધર દોઈવાર ગુણપીણ ॥૧૩॥ કુલકીરતિથંભો કુલોદ્ધાર કુલમેર, કુલ સુરતરુપાદપ જેહને નહી ભવફેર; કુલમંડણ દીપક જીપક દુસમનકોડિ, ત્રિભુવન જસ ભગતિ નમશે પદ કર જોડિ ॥ ૧૪ ॥ વલી હોડિ ન એહની કરતા ભવન મઝાર, લોકોત્તરચરિતે ધન્ય હોશે અવતાર; વલી જ્ઞાનવિમલગુણ જેહના કહેતાં પાર, ન લહેં મુખ કહેતાં જો સુરગુરૂ અવતાર ॥ ૧૫ ॥

॥ ઇતિ શાંતિજિન ચઉદ સુપનાર્થ સ્તવનમ્ ॥

॥ ઢાલ ॥

સવ્વટ્ઠસિદ્ધ વિમાનથી તવ ચવીય ઉયરિ ઉપન્ન, બહુભદ્દ મદ્દવ કસિણ સત્તમિ દિવસ ગુણસંપન્ન; તવરોગ સોગ વિયોગ વિહુર મારી ઇત શમંત, વરસયલ મંગલકેલિકમલા ઘરેઘરે વિલસંત ॥૧॥ વરચંદયોગે જિટ્ઠતેરસવદિદિને થયો જમ્મ, તાં મજજરયણી દિશાકુમરી કરે સુઇકમ્મ; તવ ચલિયઆસણ ઇંદ સુણિય સવિ હરિ ઘંટનાદે મેલિ, સુરવિંદ સથ્થે મેરૂમથ્થે રચ્ચે મજ્જણકેલિ ॥ ૨ ॥

॥ ઢાલ-નાભિરાયાઘરિ નંદન જનમીયાએ-એ દેશી ॥

વિશ્વસેનનૃપઘરિ નંદન જનમીયાએ,
તિહુયણ ભવિયણ પ્રેમશું પ્રણમિયાએ.

॥ ત્રુટક ॥

પ્રણમિયા ચઉસઠિઇંદ, લેઈ ઠવે મેરૂગિરીંદ; સુરનદીય નીર સમીર, તિહાં ખીરજલનિધિનીર ॥ ૧ ॥ સિંહાસણે સુરરાજ, તિહાં મલ્યા દેવ સમાજ; સવિ ઓષધીની જાત, તિહાં સરસ કમલ વિખ્યાત ॥ ૨ ॥

॥ તાલ ॥

વિખ્યાત વિવિધપરિકર્મનાએ, તિહાં હરષભર સુરભી વર દાંમનાએ ॥

॥ ત્રુટક ॥

વરદામ માગધનામ, જેહ તીર્થ ઉત્તમઠામ; તિહાં તણી માટી સર્વ, કર ગ્રહે સર્વ સુપર્વ ॥ ૩ ॥ બાવનાચંદન સાર, અભિયોગી સુર અધિકાર; મનધરી અધિક આણંદ, અવલોકતા જિનચંદ ॥ ૪ ॥

॥ તાલ ॥

શ્રી જિનચંદને સુરપતિ સવિ ન્હવરાવતાએ;
નિજ નિજ જનમ સુકૃતારથ ભાવતાએ ॥

॥ ત્રુટક ॥

ભાવતા જનમ પ્રમાણ, અભિષેકકલશ મંડાણ; સાઠ લાખને એક કોડિ, શત દોયને પચાસ જોડિ ॥ ૫ ॥ આઠ જાતિના તે હોય, ચઉસઠ્ઠિસહસા જોય; ઇણિપરિ ભક્તિ ઉદાર, કરે પૂજા વિવિધ પ્રકાર ॥ ૬ ॥

॥ તાલ ॥

વિવિધપ્રકારના કરીય સિણગારુવાએ;
ભરિય જલ વિમલના વિપુલ ભૃંગારૂવાએ.

॥ ત્રુટક ॥

ભૃંગાર થાલ ચંગેરી, સુપ્રતિષ્ઠ પ્રમુખ સૂભેરી; સવિ કલસપરિમંડાણ, તે વિવિધ વસ્તુ પ્રમાણ ॥ ૭ ॥ આરતિ મંગલદીપ, જિનરાજને સમીપ; ભગવતિ ચૂરણીમાંહિં, અધિકાર એહ ઉછાંહિં ॥ ૮ ॥

॥ તાલ ॥

અધિકઉછાહિશ્યું હરષજલભીંજતાએ;
નવનવભાંતિશ્યું ભક્તિભર કીજતાએ.

॥ ત્રુટક ॥

કિજતા નાટિકરંગ, ગાજતા ગુહિર મૃદંગ, કિરકીર તિહાં કડતાલ, ચઉતાલ તાલ કંસાલ ॥૯॥ શંખ પણવ ભુંગલ ભેરી, ઝલ્લરી વિણા નફેરી; એક કરે હયહયકાર, એક કરે ગજગુલકાર ॥૧૦॥

॥ તાલ ॥

ગુલકાર ગરજના રવ કરે એ, પાય દૂર દૂર ધુર સુર ધરે એ ॥

॥ ત્રુટક ॥

સુરધરે અતિ બહુમાન, તિહાં કરે નવ નવ તાન; વરવિવિધ જાતિછંદ, જિન ભક્તિ સુરતરૂકંદ ॥૧૧॥ વલી કરે મંગલ આઠ, એ જંબૂપન્નત્તિપાઠ; થયથુઇમિંગલએમ, મન ધરિ અતિ બહુ પ્રેમ ॥૧૨॥

॥ તાલ ॥

પ્રેમ સુઘોષણા પુન્યની સુર સહુએ;
સમકિત પોષણા શિષ્ટ સંતોષણા ઇમ બહુએ.

॥ ત્રુટક ॥

બહુપ્રેમસ્યું સુખ ખેમ, ઘરે આવીયા નિધિ જેમ; બત્રીસકોડિસુવર્ણ, કરિ વૃષ્ટિ રયણ નિધન્ન ॥૧૩॥ જિન-જનનીપાસે મેહલિ, કરે અઠાઇની કેલિ, નંદિસરે જિનગેહ, કરે મહોચ્છવ સસનેહ ॥૧૪॥

॥ ઢાળ ॥

હવે રાય મહોચ્છવ કરે રસભર હુવો જબ પરભાત, સુરપૂજીઓ સુત નયણે નિરખી હરખીઓ તવ તાત; વર-ધવલ મંગલ ગીત ગાને સધવ ગાએ રાસ, બહુ દાને માને સુખીયા કીધા સકલ પૂગી આસ ॥૧॥ પંચવરણી કુસુમ વાસિત ભૂમિકા સંલિત્ત, વરઅગર ચંદન ધૂપ ધુપણાં છાંટા કુંકુમ દિત્ત; સિર મુગટ મંડલ કાને કુંડલ હઇએ નવસર હાર, ઈમ સયલ ભૂષણ ભૂષિતાંબર જગતજનપરિવાર ॥૨॥ જિનજન્મકલ્યાણક મહોચ્છવે હુઓ ચૌદ ભુવન ઉદ્યોત, નારકી થાવર પ્રમુખ સુખિયા સકલ મંગલ હોત; દુઃખ દુરિત ઇત શમંત સઘલે જિનરાજ જન્મ પ્રતાપ, તિણે હેતે શાંતિકુમાર ઠવીઓ નામ ઇતિ આલાપ ॥ ૩ ॥ ઇમ શાંતિજિનનો કલશ ભણતાં હોએ મંગલમાલ, કલ્યાણ કમલા કેલિ કરતાં લહિએ લીલવિસાલ; જિનસ્નાત્ર કરીએ સહજે તરીએ ભવ સમુદ્ર અપાર, શ્રી જ્ઞાનવિમલસૂરીંદ જંપે શ્રી શાંતિજિન જયકાર ॥ ૪ ॥

॥ ઇતિ શ્રી શાંતિજિનકલશઃ ॥



# પંડિત શ્રી વીરવિજયજીકૃત પૂજાઓ

## શ્રી પંચકલ્યાણક પૂજા

આ પૂજામાં ઉત્કૃષ્ટ ફળ, નૈવેદ (પકવાન્ન) વગેરે દરેક વસ્તુના આઠ આઠ નંગ લાવવાં, આઠ સ્નાત્રીયા ઊભા રાખવા, આઠ કળશ પંચામૃતના ભરવા, આઠ દીપક કરવા અને કુસુમ (ફુલ) અક્ષત (ચોખા) પ્રમુખ વસ્તુઓ જોઈએ. કદાપિ તે પ્રમાણે જોગ ના બને તેમ હોય તો એકેકી વસ્તુથી પણ પૂજા ભણાવી શકાય.

### વિધિ

૧. પ્રથમ સ્નાત્ર ભણાવવું. પછી સ્નાત્રીયા રકેબીમાં કુસુમ (ફુલ) લેઇ ઊભા રહે અને પૂજા ભણાવનારાઓ પહેલી પૂજા ભણાવી મંત્ર કહે એટલે સ્નાત્રીઆ કુસુમ (ફુલ) પ્રભુજીને ચડાવે.

૨. બીજી પૂજામાં લવિંગ, એલચી, સોપારી, નાળીએર, બદામ, દ્રાખ, બીજોરાં, દાડિમ, નારંગી, આંબા, કેળાં, પ્રમુખ સરસ સુગંધિત રમણીય ફળ રકેબીમાં રાખી, રકેબી હાથમાં ધરી, પૂજાનો પાઠ કહી છેલ્લો મંત્ર ભણીને પ્રભુ આગળ ફળ ધરે.

૩. ત્રીજી પૂજામાં ઉજ્જવલ અખંડ અક્ષત (ચોખા) રકેબીમાં નાંખી, રકેબી હાથમાં ધરી પૂજાનો પાઠ કહી, છેલ્લો મંત્ર ભણી, પ્રભુજી આગળ સ્વસ્તિક તથા તંદુલના ત્રણ પુંજ (ઢગલા) કરે.

૪. ચોથી પૂજામાં નિર્મળ જળે ભરેલા કળશ રકેબીમાં રાખી, રકેબી હાથમાં લેઇ પ્રભુ આગળ ઊભા રહે. પછી પૂજાનો પાઠ ભણીને છેલ્લો મંત્ર કહી જળપૂજા કરે.

૫. પછી પખાળ કરી અંગલૂછણાથી લૂહીને કેશરની કચોળી

(વાડકી) રકેબીમાં રાખી, રકેબી હાથમાં લઇ પાંચમી પૂજાનો પાઠ ભણી છેલ્લો મંત્ર કહી ચંદનપૂજા કરે.

૬. છઠ્ઠી પૂજામાં ધૂપધાણું રકેબીમાં રાખી હાથમાં લઇ પૂજાનો પાઠ કહી, છેલ્લો મંત્ર ભણી, પ્રભુની ડાબી બાજુ ધૂપ ઉવેખે.

૭. સાતમી પૂજામાં મૌલીસૂત્ર પ્રમુખની વાટ (દીવેટ) કરી નિર્મળ સુગંધિત ઘૃતથી કોડિયાં ભરી દીપક કરી રકેબીમાં રાખી, રકેબી હાથમાં લઇ પૂજાનો પાઠ કહી, છેલ્લો મંત્ર ભણી, પ્રભુજીની જમણી બાજુએ દીપક રાખીએ.

૮. આઠમી પૂજામાં મોદક, સાકર, ખાજાં, પતાસાં પ્રમુખ અનેક ઉત્તમ પકવાન્ન રકેબીમાં ભરી હાથમાં ધરી પૂજાનો પાઠ કહી છેલ્લો મંત્ર ભણી પ્રભુ આગળ નૈવેદ્ય ધરે.

છેવટે પૂજાનો કળશ કહી સ્નાત્રીઆઓ આરતી ઉતારી પ્રભુજીથી અંતરપટ કરી પોતાના નવ અંગે ચાંલ્લા કરી મંગળદીવો ઉતારે.

## ॥ अथ च्यवनकल्याणके प्रथम पुष्पपूजा ॥

॥ દોહા ॥

શ્રી શંખેસર સાહિબો, સુરતરૂ સમ અવદાત ॥ પુરિસાદાણી પાસજી, ષટ્દર્શન વિખ્યાત ॥૧॥ પંચમે આરે પ્રાણિયા, સમરે ઉઠી સવાર ॥ વાંછિત પૂરે દુઃખ હરે, વંદુ વાર હજાર ॥ ૨॥ અવસર્પિણિ ત્રેવીશમા, પાર્શ્વનાથ જબ હૂંત ॥ તસ ગણધરપદ પામીને, થાશો શિવવધૂ કંત ॥૩॥ દામોદર જિનમુખ સુણી, નિજ આતમ ઉદ્ધાર ॥ તદા આષાઢી શ્રાવકે, મૂર્ત્તિ ભરાવી સાર ॥૪॥ સુવિહિત આચારજ કને, અંજનશલાકા કીધા ॥ પંચકલ્યાણક ઉત્સવે, માનું

વચન જ લીધ ॥૫॥ સિદ્ધસ્વરૂપ રમણુ ભણી, નૌતમ પડિમા જેહ ॥ થાપી પંચકલ્યાણુકે, પૂજે ધન્ય નર તેહ ॥૬॥ કલ્યાણુક ઉત્સવ કરી, પૂરણુ હર્ષ નિમિત્ત ॥ નંદીસર જઈ દેવતા, પૂજે શાશ્વત ચૈત્ય ॥૭॥ કલ્યાંણુક પૂજન સહિત, રચના રચશું તેમ ॥ દુર્જન વિષધર ડોલશે, સજ્જન મનશું પ્રેમ ॥૮॥ કુસુમ ફળ અક્ષત તણી, જળ ચંદન મનોહાર ॥ ધૂપ દીપ નૈવેદ્યશું, પૂજા અષ્ટ પ્રકાર ॥ ૯ ॥

॥ ઢાળ ॥ પ્રથમ પૂરવ દિશે—એ દેશી ॥

પ્રથમ એક પીઠિકા, ઝગમગ દીપિકા, થાપી પ્રભુ પાસ તે ઉપરે એ ॥ રજત રકેબીઓ, વિવિધ કુસુમે ભરી, હાથ નર નારી ધરી ઉચ્ચરે એ ॥૧॥ કનકબાહુ ભવે, બંધ જિનનામનો, કરિય દશમે દેવલોકવાસી ॥ સકલ સુરથી ઘણી તેજ કાન્તિ ભણી, વિસ સાગર સુખ તે વિલાસી ॥ ૨ ॥ ક્ષેત્ર દશ જિનવરા, કલ્યાણુક પાંચસેં, ઉત્સવ કરત સુર સાથશું એ ॥ થઇય અગ્રેસરી, સાસય જિનતણી, રચત પૂજા નિજ હાથશું એ ॥૩॥ યોગશાસ્ત્રે મતા, માસ ષટ થાકતા, દેવને દુઃખ બહુ જાતિનું એ ॥ તે નવિ નિપજે, દેવ જિન જીવને, જોવતાં ઠાણુ ઉપપાતનું એ ॥૪॥ મુગતિપુર મારગે, શીતલ છાંયડી, તીર્થની ભૂમિ ગંગાજલે એ ॥ ચૈત્ય અભિષેકતા, સુકૃતતરૂ સીંચતા, ભકતે બહુલા ભવિ ભવ તરે

એ ાાપાા વારણુ ને અસી, દોય વચમાં વસી, કાશી વારાણસી નયરીયે એ ાા અશ્વસેન ભૂપતિ, વામા રાણી સતી, જૈનમતિ રતિ અનુસારિયે એ ાા૬ાા ચાર ગતિ ચોપડા, ચ્યવનના ચૂકવી, શિવ ગયા તાસ ઘર નમન જાવે ાા બાલરૂપે સુર તિહાં, જનની મુખ જોવતાં, શ્રી શુભવીર આનંદ પાવે ાા ૭ ાા

ાા કાવ્યમ્ ાા ઉપજાતિવૃત્તમ્ ાા

ભોગી યદાલોકનતોઽપિ યોગી, બભૂવ પાતાલપદે નિયોગી ાા કલ્યાણકારી દુરિતાપહારી, દશાવતારી વરદઃ સ પાર્શ્વઃ ાા ૧ ાા

ાા અથ મંત્ર ાા

ૐ હ્રીં શ્રીં પરમપુરુષાય, પરમેશ્વરાય, જન્મજરામૃત્યુનિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય, પુષ્પાણિ યજામહે સ્વાહા ાા

## ॥ अथ च्यवनकल्याणके द्वितीय फलपूजा ॥

ાા દોહા ાા

કૃષ્ણ ચતુર્થી ચૈત્રની પૂર્ણાયુ સુર તેહ ાા
વામા માત ઉદર નિશિ, અવતરિયા ગુણગેહ ાા ૧ ાા
સુપન ચતુર્દશ મોટકાં, દેખે માતા તામ ાા
રયણીસમે નિજ મંદિરે, સુખશય્યા વિશ્રામ ાા ૨ ાા

॥ ઢાળ ॥ મિથ્યાત્વ વામીને કોશ્યા સમકિત પામી રે—એ દેશી ॥

રૂડો માસ વસંત ફળી વનરાજી રે, રાયણ ને સહકાર વાલા ॥ કેતકી જાય ને માલતી રે, ભ્રમર કરે, ઝંકાર વાલા ॥ કોયલ મદભર ટહુકતી રે, બેઠી આંબાડાળ વાલા ॥ હંસ-યુગલ જળ ઝીલતાં રે, વિમળ સરોવર પાળ વાલા ॥ મંદ પવનની લહેરમાં રે, માતા સુપન નિહાળ વાલા ॥ એ આં-કણી ॥ દીઠો પ્રથમ ગજ ઉજ્જવલો રે, બીજે વૃષભ ગુણવંત વાલા ॥ ત્રીજે સિંહ જ કેસરી રે, ચોથે શ્રીદેવી મહંત વાલા ॥ માળયુગલ ફુલ પાંચમે રે, છઠ્ઠે રોહિણીકંત વાલા ॥ ઉ-ગતો સૂરજ સાતમે રે, આઠમે ધ્વજ લહકંત વાલા ॥ રૂડો માસ૦ ॥૧॥ નવમે કળસ રૂપાતણો રે, દશમે પદ્મસર જાણ વાલા ॥ અગ્યારમે રત્નાકરૂ રે, બારમે દેવવિમાન વાલા ॥ ગંજ રત્નનો તેરમે રે, ચઉદમે વહ્નિ વખાણ વાલા ॥ ઉતરતાં આકાશથી રે, પેસતાં વદન પ્રમાણ વાલા ॥ રૂડો૦ ॥ ૨ ॥ માતા સુપન લહી જાગીયાં રે, અવધિ જુવે સુરરાજ વાલા ॥ શક્રસ્તવ કરી વંદીયા રે, જનની ઉદર જિનરાજ વાલા ॥ એણે સમે ઇંદ્ર તે આવીયા રે, મા આગળ ધરી લાજ વાલા ॥ પુણ્યવતી તુમે પામીયું રે, ત્રણ ભુવનનું રાજ્ય વાલા ॥ ॥ રૂડો૦ ॥૩॥ ચૌદ સુપનના અર્થ કહી રે, ઇંદ્ર ગયા નિજ ઠામ વાલા ॥ ચઉસઠ ઇંદ્ર મળી ગયા રે, નંદીસર જિન ધામ

વાલા ॥ ચ્યવનકલ્યાણક ઉત્સવે રે, શ્રીફલપૂજા ઠામ વાલા ॥ શ્રીશુભવીર તેણે સમે રે, જગત જીવ વિશ્રામ વાલા ॥રૂડો૦૪॥

॥ કાવ્યં ॥ ભોગી યદાo ॥ ૧ ॥

॥ અથ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ ફલાનિ ય૦ ॥ સ્વાહા ॥

## ॥ अथ जन्मकल्याणके तृतीय अक्षतपूजा ॥

રવિઉદયે નૃપ તેડિયા, સુપનપાઠક નિજ ગેહ ॥
ચઉદ સુપન ફળ સાંભળી, વળીય વિસર્જ્યા તેહ ॥૧॥

ત્રણ્ય જ્ઞાનશું ઉપના, ત્રેવીશમા અરિહંત ॥
વામા ઉર સર હંસલો, દિન દિન વૃદ્ધિ લહંત ॥૨॥

ડોહલા પૂરે ભૂપતિ, સખિયો વૃંદ સમેત ॥
જિન પૂજે અક્ષત ધરી, ચામર પંખા લેત ॥૩॥

॥ ઢાળ ॥ ચિત્ત ચોખે ચોરી નવિ કરીએ—એ દેશી ॥

રમતી ગમતી હમુને સાહેલી, બિહુ મળી લીજીએ એક તાળી ॥ સખિ આજ અનોપમ દીવાળી ॥ લીલ વિલાસે પૂરણ માસે, પોષ દશમ નિશિ રઢીયાળી ॥ સખિ૦ ॥ ૧ ॥ પશુ પંખી વસીયાં વનવાસી, તે પણ સુખીયાં સમકાળી ॥ સખિ૦ ॥ ઈણ રાતે ઘર ઘર ઉત્સવસે, સુખિયાં જગતમેં

નરનારી ॥સખિ૦॥૨॥ ઉત્તમ ગ્રહ વિશાખાયોગે, જનમ્યા પ્રભુજી જયકારી ॥ સખિ૦ ॥ સાતે નરકે થયાં અજુવાળાં, થાવરને પણ સુખકારી ॥ સખિ૦ ॥ ૩ ॥ માત નમી આઠે દિક્કુમરી, અધોલોકની વસનારી ॥ સખિ૦ ॥ સૂતિઘર ઈશાને કરતી, યોજન એક અશુચિ ટાળી ॥ સખિ૦ ॥ ૪ ॥ ઊર્ધ્વલોકની આઠ કુમારી, વરસાવે જળ કુસુમાળી ॥ સખિ૦ ॥ પૂર્વરૂચક અઠ્ઠ દર્પણ ધરતી, દક્ષિણની અડ કલશાળી ॥ સખિ૦ ॥ ૫ ॥ અડ પચ્છિમની પંખા ધરતી, ઉત્તર અઠ્ઠ ચામર ધારી ॥ સખિ૦ ॥ વિદિશિની ચઉ દીપ ધરંતી, રૂચકદ્વીપની ચઉ બાળી ॥ સખિ૦ ॥૬॥ કેળતણાં ઘર ત્રણ્ય કરીને, મર્દન સ્નાન અલંકારી ॥ સખિ૦ ॥ રક્ષા પોટલી બાંધી બિહુને, મંદિર મેલ્યાં શણગારી ॥સખિ૦॥૭॥ પ્રભુ મુખકમળે અમરી ભમરિ, રાસ રમંતી લટકાળી ॥સખિ૦॥ પ્રભુમાતા તું જગતની માતા, જગદીપકની ધરનારી ॥ સખિ૦ ॥ ૮ ॥ માજી તુજ નંદન ઘણું જીવો ઉત્તમ જીવને ઉપકારી ॥ સખિ૦ ॥ છપ્પન દિકકુમરિ ગુણ ગાતી, શ્રીશુભ વીર વચનશાળી ॥ સખિ૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥ ભોગી યદા૦ ॥ ૧ ॥

॥ અથ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ અક્ષતાન્ યજ૦ સ્વાહા ॥

## ॥ अथ जन्मकल्याणके चतुर्थ जलपूजा ॥

॥ દોહા ॥

ચલિતાસન સોહમપતિ, રચી વૈમાન વિશાળ ॥
પ્રભુ જન્મોત્સવ કારણે, આવંતા તત્કાળ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ કાજ સિદ્ધાં સકળ હવે સાર—એ દેશી

હવે શક્ર સુઘોષા વજાવે, દેવ દેવી સર્વ મિલાવે ॥ કરે પાલક સુર અભિધાન, તેણે પાલક નામે વિમાન ॥૧॥ પ્રભુ પાસનું મુખડું જોવા, ભવભવનાં પાતિક ખોવા ॥ ચાલે સુર નિજ નિજ ટોળે, મુખ મંગળિક માળા બોલે ॥પ્રભુ૦॥૨॥ સિંહાસન બેઠા ચલિયા, હરિ બહુ દેવે પરવરિયા ॥ નારી મિત્રના પ્રેર્યા આવે, કોઈક પોતાને ભાવે ॥ પ્રભુ૦ ॥ ૩ ॥ હુકમે કેઈ ભક્તિ ભરેવા, વળી કેઈક કૌતુક જોવા ॥ હયકાસર કેસરી નાગ, ફણી ગરૂડ ચઢયા કેઈ છાગ ॥ પ્રભુ૦ ॥ ૪ ॥ વાહન વૈમાન નિવાસ, સંકીર્ણ થયું આકાશ ॥ કેઈ બોલે કરતા તાડા, સાંકડા ભાઈ પર્વના દહાડા ॥ પ્રભુ૦ ॥ ૫ ॥ ઇહાં આવ્યા સર્વ આણંદે, જિનજનનીને હરિ વંદે ॥ પાંચ રૂપે હરિ પ્રભુ હાથ, એક છત્ર ધરે શિર નાથ ॥પ્રભુ૦॥૬॥ બે બાજુ ચામર ઢાળે, એક આગળ વજ્ર ઉલાળે ॥ જઈ મેરૂ ધરી ઉત્સંગે, ઇંદ્ર ચોસઠ મળિયા રંગે ॥પ્રભુ૦॥૭॥ ક્ષીરોદક ગંગા વાણી, માગધ વર દામનાં પાણી ॥ જાતિ આઠના

કળશ ભરીને, અઢિસેં અભિષેક કરીને ॥ પ્રભુ૦॥૮॥ દીવો મંગળ આરતિ કીજે, ચંદન કુસુમે કરી પૂજે ॥ ગીત વાજિંત્રના બહુ ઠાઠ, આલેખે મંગળ આઠ ॥ પ્રભુ૦ ॥ ૯ ॥ ઇત્યાદિક ઉત્સવ કરતા, જઇ માતા પાસે ધરતા ॥ કુંડલયુગ વસ્ત્ર ઓશીકે, દડો ગેડી રતનમયી મૂકે ॥ પ્રભુ૦ ॥ ૧૦ ॥ કોડિ બત્રીશ રત્ન રૂપૈયા, વરસાવી ઇંદ્ર ઉચ્ચરીયા ॥ જિનમાતાશું જે ધરે ખેદ, તસ મસ્તક થાશે છેદ ॥પ્રભુ૦॥૧૧॥ અંગુઠે અમૃત વાહી, નંદીસર કરે અઠ્ઠાઈ ॥ દેઈ રાજા પુત્ર વધાઈ, ઘર ઘર તોરણ વિરચાઈ ॥ પ્રભુ૦ ॥૧૨॥ દશ દિન ઓચ્છવ મંડાવે, બારમે દિન નાત જિમાવે ॥ નામ થાપે પાર્શ્વકુમાર, શુભવીરવિજય જયકાર ॥ પ્રભુ૦ ॥ ૧૩ ॥

॥ કાવ્યં ॥ ભોગી યદા૦ ॥

॥ અથ મંત્ર ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ જલં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ अथ जन्मकल्याणके पंचम चंदनपूजा ॥

॥ દોહા ॥

અમૃતપાને ઉછર્યા, રમતા પાસકુમાર ॥
અહિલંછન નવ કર તનુ, વરતે અતિશય ચાર ॥૧॥

યૌવનવય પ્રભુ પામતા, માતપિતાદિક જેહ ॥
પરણાવે નૃપપુત્રિકા, પ્રભાવતી ગુણગેહ ॥ ૨ ॥

ચંદન ઘસી ઘનસારશું, નિજ ઘર ચૈત્ય વિશાળ ॥
પૂજોપકરણ મેળવી, પૂજે જગતદયાળ ॥ ૩ ॥

॥ ઢાળ ॥ બાળપણે યોગી હુઆ, માઇ ભિક્ષા દોને—એ દેશી ॥

સોના રૂપાકે સોગઠે, સાંયાં ખેલત બાજી ॥ ઇંદ્રાણી મુખ દેખતે, હરિ હોત હૈ રાજી ॥૧॥ એક દિન ગંગાકે બિચે, સુર સાથ બહોરા ॥ નારી ચકોરા અપ્સરા, બહોત કરત નિહોરા ॥૨॥ ગંગાકે જળ ઝીલતે, છાંહી બાદલિયાં ॥ ખાવન ખેલ ખેલાયકે, સવિ મંદિર વળિયાં ॥૩॥ બેઠે મંદિર માળિયે, સારી આલમ દેખે ॥ હાથ પૂજાપા લે ચલે, ખાન પાન વિશેષે ॥૪॥ પૂછયા પડુત્તર દેત હૈ, સુનો મોહન મેરે ॥ તાપસકું બંદન ચલે, ઉઠી લોક સબેરે ॥૫॥ કમઠ યોગી તપ કરે, પંચ અગ્નિકી જ્વાળા ॥ હાથે લાલકદામણી, ગળે મોહનમાળા ॥૬॥ પાસકુંઅર દેખણ ચલે, તપસીપે આયા ॥ ઓહીનાણે દેખકે, પીછે યોગી બોલાયા ॥૭॥ સુણ તપસી સુખ લેનકું, જપે ફોગટ માલે ॥ અજ્ઞાનસેં અગ્નિ બિચે, યોગકું પરજાલે ॥૮॥ કમઠ કહે સુણ રાજવી, તુમે અશ્વ ખેલાઓ ॥ યોગી કે ઘર હૈ બડે, મત કો બતલાઓ ॥૯॥ તેરા ગુરૂ કોન હૈ બડા, જિને યોગ ધરાયા ॥ નહિ ઓળખાયા ધર્મકું, તનુકષ્ટ બતાયા ॥૧૦॥ હમ ગુરૂ ધર્મ પિછાનતે, નહિ કવડી પાસે ॥ ભૂલ ગએ દુનિયા દિશા, રહતે વનવાસે ॥

૧૧ ॥ વનવાસી પશુ પંખીયા, ઐસે તુમ યોગી, યોગી નહીં પણ ભોગીયા, સંસારકે સંગી ॥ ૧૨ ॥ સંસાર બૂરા છોરકે, સુણ હો લઘુ રાજા ॥ યોગી જંગલ સેવતે, લેઈ ધર્મ અવાજા ॥ ૧૩ ॥ દયા ધર્મ કો મૂલ હૈ, કયા કાન ફુંકાયા ॥ જીવદયા નહૂ જાનતે, તપ ફોકટ માયા ॥ ૧૪ ॥ બાત દયાકી દાખિયે, ભૂલ ચૂક હમારા ॥ બેર બેર કયા બોલણાં, ઐસા ડાક ડમાલા ॥ ૧૫ ॥ સાંઈ હુકમસેં સેવકે, બડા કાષ્ટ ચિરાયા ॥ નાગ નિકાલા એકિલા, પરજલતી કાયા ॥ ૧૬ ॥ સેવક મુખ નવકારસેં, ધરણેંદ્ર બનાયા ॥ નાગકુમારે દેવતા, બહુ ઋદ્ધિ પાયા ॥ ૧૭ ॥ રાણી સાથ વસંતમેં, વનભીતર પેઠે ॥ પ્રાસાદ સુંદર દેખીને, ઉહાં જાકર બેઠે ॥ ૧૮ ॥ રાજિમતીકું છોડકે, નેમ સંજમ લીના ॥ ચિત્રામણ જિન જોવતે, વૈરાગે ભીના ॥ ૧૯ ॥ લોકાંતિક સુર તે સમે, બોલે કર જોરી ॥ અવસર સંજમ લેનકા, અબ બેર હૈ થોરી ॥ ૨૦ ॥ નિજ ઘર આયે નાથજી, પિયા ખિણ ખિણ રોવે ॥ માત પિતા સમજાયકે, દાન વરસી દેવે ॥ ૨૧ ॥ દીન દુઃખી સુખીયા કિયા, દારિદ્રકું ચૂરે ॥ શ્રી શુભવીર હરિ તિહાં, ધન સઘળો પૂરે ॥ ૨૨ ॥

॥ કાવ્યં ॥ ભોગી યદા૦ ॥ ૧ ॥

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ ચંદનં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ अथ दीक्षाकल्याणके षष्ठ धूपपूजा ॥

॥ દોહા ॥

વરસીદાનને અવસરે, દાન લીએ ભવ્ય તેહ ॥
રોગ હરે ષટ્ માસનો, પામે સુંદર દેહ ॥ ૧ ॥
ધૂપઘટા ધરી હાથમાં, દીક્ષા અવસર જાણ ॥
દેવ અસંખ્ય મળ્યા તિહાં, માનું સંજમઠાણ ॥ ૨ ॥

॥ ઢાળ ॥ દેખો ગતિ દૈવની રે—એ દેશી.

ત્રીશ વરસ ઘરમાં વસ્યા રે, સુખભર વામાનંદ ॥ સંયમ રસિયા જાણિને રે, મળિયા ચોસઠ ઇંદ્ર ॥ નમો નિત્ય નાથજી રે, નિરખત નયનાનંદ ॥ નમો૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ તીર્થોદક વર ઔષધિ રે, મેળવતા બહુ ઠાઠ ॥ આઠ જાતિ કળશા ભરી રે, એક સહસ ને આઠ ॥ નમો૦ ॥ ૨ ॥ અશ્વસેન રાજા ધુરે રે, પાછળ સુર અભિષેક ॥ સુરતરૂપેરે અલંકર્યા રે, દેવ ન ભૂલે વિવેક ॥ નમો૦ ॥ ૩ ॥ વિશાલા નૃપશિબિકા રે, બેઠા સિંહાસન નાથ ॥ બેઠી વડેરી દક્ષિણે રે, પટ શાટક લેઈ હાથ ॥ નમો૦ ॥ ૪ ॥ વામ દિશે અંબ ધાતરી રે, પાછળ ધરી શણગાર ॥ છત્ર ધરે એક યૌવના રે, ઇશાન ફૂળ કર નાર ॥ નમો૦ ॥ ૫ ॥ અગ્નિ કોણ એક યૌવના રે, રયણમય પંખો હાથ ॥ ચલત શિબિકા ગાવતી રે, સર્વ સાહેલી સાથ ॥ નમો૦ ॥ ૬ ॥ શક્ર ઇશાન ચામર ધરે રે, વાજિંત્રનો નહિ

પાર ॥ આઠ મંગળ આગળ ચલે રે, ઇંદ્રધ્વજા ઝલકાર ॥ ॥ નમો૦ ॥૭॥ દેવ દેવી નર નારીયો રે, જોઇ કરે પ્રણામ ॥ કુળમાં વડેરા સજ્જના રે, બોલે પ્રભુને તામ ॥નમો૦॥૮॥ જિતનિશાણ ચડાવજો રે, મોહની કરી ચકચૂર ॥ જેમ સંવ-ત્સર દાનથી રે, દારિદ્ર કાઢયું દૂર ॥નમો૦॥૯॥ વરઘોડેથી ઉતર્યા રે, કાશીનયરની બહાર ॥ આશ્રમપદ ઉદ્યાનમાં રે, વૃક્ષ અશોક રસાળ ॥નમો૦॥૧૦॥ અઠ્ઠમ તપ ભૂષણ તજી રે, ઉચ્ચરે મહાવ્રત ચાર ॥ પોષ બહુલ એકાદશી રે, ત્રણ્ય સયાં પરિવાર ॥નમો૦॥૧૧॥ મનઃપર્યવ તવ ઉપનું રે, ખંધ ધરે જગદીશ ॥ દેવદુષ્ય ઇંદ્રે દિયું રે, રહેશે વરસ ચતતીસ ॥નમો૦॥૧૨॥ કાઉસ્સગ્ગમુદ્રાએ રહ્યા રે, સુર નંદીશ્વર જાત ॥ માત પિતા વંદી વળ્યાં રે, શ્રી શુભવીર પ્રભાત ॥ નમો૦ ॥ ૧૩ ॥

॥ કાવ્યં ॥ ભોગી યદા૦ ॥ ૧ ॥

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ધૂપં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ अथ केवलज्ञानकल्याणके सप्तम दीपकपूजा ॥

॥ દોહા ॥

સારથધન ઘરે પારણું, પ્રથમ પ્રભુએ કીધ ॥
પંચદિવ્ય પ્રગટાવીને, તાસ મુક્તિસુખ દીધ ॥ ૧ ॥

જગદીપક પ્રગટાવવા, તપ તપતા રહી રાણ ॥
તેણે દીપકની પૂજના, કરતા કેવલનાણ ॥ ૨ ॥

॥ ઢાળ ॥ મહાવીર પ્રભુ ઘેર આવે—એ દેશી ॥

પ્રભુ પારસનાથ સિધાવ્યા, કાદંબરી અટવી આવ્યા ॥ કુંડ નામે સરોવર તીરે, ભર્યું પંકજ નિર્મળ નીરે રે ॥ મનમોહન સુંદર મેળા ॥ ધન્ય લોક નગર ધન્ય વેળા રે ॥ મન૦ ॥૧॥ એ આંકણી ॥ કાઉસ્સગ્ગ મુદ્રા પ્રભુ ઠાવે, વનહાથી તિહાં એક આવે ॥ જળ શૂંઢ ભરી નવરાવે, જિન અંગે કમળ ચઢાવે રે ॥ મન૦॥ ૨ ॥ કલિકુંડતીરથ તિહાં થાવે, હસ્તિ ગતિ દેવની પાવે ॥ વળી કૌત્સુભ વન આણંદે, ધરણેંદ્ર વિનય ધરી વંદે રે ॥ મન૦ ॥૩॥ ત્રણ્ય દિન ફણી છત્ર ધરાવે, અહિછત્રા નગરી વસાવે ॥ ચાલતા તાપસ ઘર પૂંઠે, નિશિ આવી વસ્યા વડ હેઠે રે ॥ મન૦ ॥૪॥ થયો કમઠ મરી મેઘમાળી, આવ્યો વિભંગે નિહાળી ॥ ઉપસર્ગ કર્યા બહુ જાતિ, નિશ્ચલ દીઠી જિનછાતી રે ॥મન૦॥૫॥ ગગને જળ ભરી વાદળીયો, વરસે ગાજે વિજળીયો ॥ પ્રભુનાસા ઉપર જળ જાવે, ધરણેંદ્ર પ્રિયા સહ આવે રે ॥મન૦॥૬॥ ઉપસર્ગ હરી પ્રભુ પૂજી, મેઘમાળી પાપથી ધ્રૂજી ॥ જિનભક્તે સમકિત પાવે, બેહુ જણ સ્વર્ગ સિધાવે રે ॥મન૦॥૭॥ આવ્યા કાશી ઉદ્યાને, રહ્યા સ્વામિ કાઉસ્સગ્ગધ્યાને ॥

અપૂરવ વીર્ય ઉલ્લાસે, ઘનઘાતી ચાર વિનાસે રે ।। મન૦ ।।૮।। ચોરાશી ગયા દિન આખા, વદિ ચૈતર ચોથ વિશાખા ।। અઠ્ઠમ તરૂ ધાતકી વાસી, થયા લોકાલોક પ્રકાશી રે ।। મન૦ ।।૯।। મળે ચોસઠ ઇંદ્ર તે વાર, રચે સમવસરણ મનોહાર ।। સિંહાસન સ્વામી સુહાવે, શિર ચામર છત્ર ધરાવે રે ।। મન૦ ।।૧૯।। ચોત્રીસ અતિશય થાવે, વનપાળ વધામણિ લાવે ।। અશ્વસેન ને વામારાણી, પ્રભાવતી હર્ષ ભરાણી રે ।। મન૦ ।। ૧૧ ।। સામઇયું સજી સહુ વંદે, જિનવાણી સુણી આણંદે ।। સસરો સાસુ વહુ સાથે, દીક્ષા લીધી પ્રભુ હાથે રે ।। મન૦ ।। ૧૨ ।। સંઘ સાથે ગણીપદ ધરતા, સુર જ્ઞાન મહોત્સવ કરતા ।। સ્વામી દેવછંદે સોહાવે, શુભવીર વચનરસ ગાવે રે ।। મન૦ ।। ૧૩ ।।

।। કાવ્યં ।। ભોગી યદા૦ ।। ૬ ।।

।। અથ મંત્રઃ ।। ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ ।। દીપં ય૦ ।। સ્વાહા ।।

## ।। अथ निर्वाणकल्याणके अष्टम नैवेद्यपूजा ।।

।। દોહા ।।

શુભ આદે દશ ગણધરા, સાધુ સોળ હજાર ।।
અડતીસ સહસ તે સાધવી, ચાર મહાવ્રત ધાર ।। ૧ ।।

એક લખ ચઉસઠ સહસ છે, શ્રાવકનો પરિવાર ॥
સગવિસ સહસ તે શ્રાવિકા, તિગ લખ ઉપર ધાર ॥ ૨ ॥
દેશવિરતિધર એ સહુ, પૂજે જિન ત્રણ્ય કાળ ॥
પ્રભુ પડિમા આગળ ધરે, નિત્ય નૈવેદ્યનો થાળ ॥ ૩ ॥

॥ ઢાળ ॥ એક સમે સામળિયાજી, વૃંદાવનમાં—એ દેશી ॥

રંગરસીયા રંગરસ બન્યો ॥ મનમોહનજી ॥ કોઈ આગળ નવિ કહેવાય ॥ મનડું મોહ્યું રે, મનમોહનજી ॥ વેધકતા વેધક લહે ॥ મન૦ ॥ બીજા બેઠા વા ખાય ॥ મનડું૦ ॥ ૧ ॥ લોકોત્તર ફળ નીપજે ॥ મન૦ ॥ મોહોટો પ્રભુનો ઉપકાર ॥ મનડું૦ ॥ કેવળનાણ દિવાકરૂ ॥ મન૦ ॥ વિચરંતાં સુરપરિવાર ॥ મનડું૦ ॥ ૨ ॥ કનક કમળ પગલાં ઠવે ॥ મન૦ ॥ જળ બુંદ કુસુમ વરસાત ॥ મનડું૦ ॥ શિર છત્રવળી ચામર ઢળે ॥ મન૦ ॥ તરૂ નમતાં મારગ જાત ॥ મનડું૦ ॥ ૩ ॥ ઉપદેશી કેઇ તારિયા ॥ મન૦ ॥ ગુણ પાંત્રીશ વાણી રસાળ ॥ મનડું૦ ॥ નર નારી સુર અપ્સરા ॥ મન૦ ॥ પ્રભુ આગળ નાટકશાળ ॥ મનડું૦ ॥ ૪ ॥ અવનિતળ પાવન કરી ॥ મન૦ ॥ અંતિમ ચોમાસું જાણ ॥ મનડું૦ ॥ સમેતશિખર ગિરિ આવીયા ॥ મન૦ ॥ ચડતા શિવઘર સોપાન ॥ મનડું૦ ॥ ૫ ॥ શ્રાવણ શુદિ આઠમ દિને ॥ મન૦ ॥ વિશાખાએ જગદીશ ॥ મનડું૦ ॥ અણસણ કરી એક માસનું ॥ મન૦ ॥ સાથે

મુનિવર તેત્રીશ ।। મનડું૦ ।।૬।। કાઉસ્સગ્ગમાં મુક્તિ વર્યા ।।મન૦।। સુખ પામ્યા સાદિ અનંત ।। મનડું૦।।એક સમય સમશ્રેણિથી ।।મન૦।। નિકર્મા ચઉ દૃષ્ટાંત ।। મનડું૦ ।।૭।। સુરપતિ સઘળા તિહાં મળે ।।મન૦।। ક્ષીરોદધિ આણે નીર મનડું૦।। સ્નાન વિલેપન ભૂષણે ।।મન૦।। દેવદુષ્યે સ્વામિ શરીર ।। મનડું૦।।૮।। શોભાવી ધરી શિબિકા ।। મન૦ ।। વાજિંત્ર ને નાટક ગીત ।। મનડું૦ ।। ચંદન ચય પરજાળતા ।।મન૦।। સુર ભક્તિ શોકસહિત ।।મનડું૦।।૯।। થુભ કરે તે ઉપરે ।।મન૦।। દાઢાદિક સ્વર્ગે સેવ ।।મનડું૦।। ભાવઉદ્યોત ગયે થકે ।। મન૦ ।। દીવાળી કરતા દેવ ।। મનડું૦ ।। ૧૦ ।। નંદીસર ઉત્સવ કરે ।। મન૦ ।। કલ્યાણક મોક્ષાનંદ ।। ।। મનડું૦ ।। વર્ષ અઢીસેં આંતરૂં ।। મન૦ ।। શુભ વીર ને પાસજિણંદ ।। મનડું૦ ।। ૧૧ ।।

।। અથ ગીતં ।।

( ઘરે આવો ઢોલા—એ દેશી. )

ઉત્સવ રંગ વધામણાં, પ્રભુ પાસને નામે ।। કલ્યાણક ઉત્સવ કિયો, ચઢતે પરિણામે ।। ઉત્સવ૦ ।।૧।। શત વર્ષાયુ જીવીને, અક્ષય સુખ સ્વામી ।। તુમ પદ સેવા-ભક્તિમાં નવિ રાખું ખામી ।।ઉત્સવ૦।।૨।। સાચી ભક્તે સાહેબા, રીઝો એક વેળા ।। શ્રીશુભવીર હુવે સદા, મનવાંછિત મેળા ।।ઉત્સવ૦।।૩।।

॥ અથ કળશ ॥

ગાયો ગાયો રે, શંખેશ્વર સાહેબ ગાયો ॥ યાદવલોકની જરા નિવારી, જિનજી જગત ગવાયો ॥ પંચકલ્યાણક ઉત્સવ કરતાં, અમ ઘર રંગ વધાયો ॥ શંખેશ્વર૦ ॥૧॥ તપાગચ્છ શ્રી સિંહાસૂરિના સત્યવિજય બુધ ઠાયો ॥ કપૂરવિજય ગુરૂ ખિમાવિજય તસ, જસવિજયો મુનિરાયો રે ॥શંખે૦॥ ॥૨॥ તાસ શિષ્ય સંવેગી ગીતારથ, શાંત સુધારસ નાહ્યો ॥ શ્રી શુભવિજય સુગુરૂ સુપસાયે, જયકમળા જગ પાયો રે ॥શંખે૦॥ ૩ ॥ રાજનગરમાં રહી ચોમાસું, કુમતિ કુતર્ક હઠાયો ॥ વિજયદેવેંદ્ર સૂરીશ્વર રાજ્યે, એ અધિકાર બનાયો રે ॥ શંખે૦ ॥ ૪ ॥ અઢારસેં નેવ્યાશી અક્ષયત્રીજ, અક્ષત પુણ્ય ઉપાયો ॥ પંડિત વીરવિજય પદ્માવતિ, વાંછિત દાય સુહાયો રે ॥ શંખેશ્વર૦ ॥૫॥

॥ કાવ્ય ॥ ભોગી યદા૦ ॥ ૧ ॥

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ નૈવેદ્યં ય૦ ॥સ્વાહા ॥

ઇતિ પંડિત શ્રી વીરવિજયજીકૃત

પંચકલ્યાણક પૂજા સમાપ્ત



# શ્રી અષ્ટપ્રકારીપૂજા



આ પૂજામાં ઉત્કૃષ્ટ ફૂલ નૈવેદ ( પકવાન્ન ) વગેરે દરેક વસ્તુનાં આઠ આઠ નંગ લાવવાં, આઠ સ્નાત્રીયા ઉભા રાખવા, આઠ કળશ પંચામૃતના ભરવા, આઠ દીપક કરવા, અને કુસુમ ( ફુલ ) અક્ષત ( ચોખા ) પ્રમુખ વસ્તુઓ જોઇએ.

## ॥ વિધિ ॥

૧. પ્રથમ સ્નાન કરી, ઉજ્જ્વલ ધોયેલાં વસ્ત્ર પહેરી, એક પટે વસ્ત્રનું ઉત્તરાસંગ કરી, મુખકોશ બાંધી, કેશર ચંદન બરાસ ઘસી અને જુદા કેશરથી પોતાને લલાટે તિલક કરીએ. તે પછી નિર્માલ્ય ઉતારી મોરપીછીથી અથવા નિર્મળ સુકોમળ વસ્ત્રથી જયણાયે કરી પ્રણામપૂર્વક જિનબિંબ પ્રમાર્જી બન્ને હાથને ધૂપ આપી, પવિત્ર રકેબીમાં કેશરનો સ્વસ્તિક કરી નિર્મળ જળે ભરેલો કળશ રકેબીમાં રાખી, રકેબી હાથમાં લેઈ પ્રભુ આગળ ઉભા રહીએ. પછી પહેલી પૂજાનો પાઠ ભણી છેલ્લો મંત્ર કહી જળપૂજા કરે.

૨. પછી પખાળ કરી, અંગલુહણાથી લુહીને કેશરની કચોળી ( વાડકી ) રકેબીમાં રાખી, રકેબી હાથમાં લઇ બીજી પૂજાનો પાઠ ભણી છેલ્લો મંત્ર કહી ચંદનપૂજા કરે.

૩. ત્રીજી પૂજામાં ફૂલ રકેબીમાં રાખી, રકેબી હાથમાં લઇ પૂજાનો પાઠ કહી, છેલ્લો મંત્ર કહી પ્રભુજીને ફૂલ ચડાવે.

૪. ચોથી પૂજામાં ધૂપધાણું રકેબીમાં રાખી હાથમાં લઇ પૂજાનો પાઠ કહી છેલ્લો મંત્ર ભણી પ્રભુની ડાબીબાજુ ધૂપ ઉખેવે.

૫. પાંચમી પૂજામાં મોલીસૂત્ર પ્રમુખની વાટ (દીવેટ) કરી નિર્મલ સુગંધિત ઘૃતથી કોડિયાં ભરી દીપક કરી રકેબીમાં રાખી રકેબી હાથમાં લઇ પૂજાનો પાઠ કહી છેલ્લો મંત્ર ભણી પ્રભુજીની જમણી બાજુયે દીપક રાખીએ.

૬. છઠ્ઠી પૂજામાં ઉજ્જ્વલ અખંડ અક્ષત (ચોખા) રકેબીમાં નાંખી રકેબી હાથમાં ધરી પૂજાનો પાઠ કહી છેલ્લો મંત્ર ભણી પ્રભુજી આગળ સ્વસ્તિક તથા તંદુલના ત્રણ પુંજ (ઢગલા) કરે.

૭. સાતમી પૂજામાં મોદક, સાકર, ખાજાં, પતાશાં, પ્રમુખ ઉત્તમ પકવાન્ન રકેબીમાં ભરી રકેબી હાથમાં ધરી પૂજાનો પાઠ કહી છેલ્લો મંત્ર ભણી પ્રભુ આગળ નૈવેદ્ય ધરે.

૮. આઠમી પૂજામાં લવિંગ, એલચી, સોપારી, નાળિયેર, બદામ, દ્રાખ, બીજોરાં, દાડિમ, નારંગી, કેરી, કેળાં, પ્રમુખ સરસ સુગંધિત રમણીય ફળ રકેબીમાં રાખી રકેબી હાથમાં ધરી પૂજાનો પાઠ કહી છેલ્લો મંત્ર ભણીને પ્રભુ આગળ ફળ ધરે.

છેવટે પૂજાનો કળશ કહી, સ્નાત્રીઆઓ આરતી ઉતારી પ્રભુજીથી અંતરપટ કરી પોતાને નવ અંગે ચાંલ્લા કરી મંગળ-દીવો ઉતારે.



શ્રી

# અષ્ટપ્રકારી પૂજા પ્રારંભ

## ॥ प्रथम जलपूजा ॥

॥ દોહા ॥

સરસ વચન રસ વરસંતી, બંભી પ્રણમી જેહ ॥
ભગવઈ ધુર વસુધાસુતે, હું પણ પ્રણમું તેહ ॥ ૧ ॥
શ્રી શંખેશ્વર શિર નમી, પભણું પૂજા વિચાર ॥
અંગાદિક ત્રિક પૂજના, ઉત્તર અષ્ટ પ્રકાર ॥ ૨ ॥
ન્હવણ વિલેવણ કુસુમની, જિનપુર ધૂપ પ્રદીપ ॥
અક્ષત નૈવેદ્ય ફળતણી, કરો જિનરાજ સમીપ ॥ ૩ ॥
ક્ષીરોદક ચીવર ધરિ, તન મન વચ સંતોષ ॥
ઉત્તરાસંગ સુવિધિ કરો, આઠપડો મુખકોશ ॥ ૪ ॥
પ્રથમ સુગંધજળે ભરી, કનકકલશની શ્રેણિ ॥
નરનારી કરસંપુટે, ધરિયે હર્ષ ભરેણ ॥ ૫ ॥

॥ ઢાળ ॥ રાગ—દેશાખ ॥

વિશદ ગંધોદકે, વાસિત કુસુમાદિકે, વળિય સુવાસના મહમહે એ ॥ ઇયો મહમહે એ ॥૧॥ જડિત મણિ માણિકે, કળશ સોવનતણા, ભરિય ધરી હાથને સુર રહે એ ॥ ઇયો

સુર રહે એ ॥૨॥ મેરૂગિરિ ઉપરે, મેઘવાહન કરે, હર્ષભર હિયડલે જળતણી એ ॥ ઇયો જળતણી એ ॥૩॥ જિન તણી પૂજના, દુરિત દુઃખ ધૂજના, દ્રવ્ય ને ભાવ ભેદે ભણી એ ॥ ઇયો ભેદે ભણી એ ॥ ૪ ॥

॥ દોહા ॥

જળપૂજા જુગતે કરો, મેલ અનાદિ વિનાશ ॥
જળપૂજાફળ મુજ હજો, માગો એમ પ્રભુ પાસ ॥૧॥

॥ અથ ગીત ॥ અને હોજી રે—એ દેશી ॥

સુરરાજ જ્યું ભવિ, જળપૂજા યુગતે કરો રે ॥ સુરરાજ જ્યું ભવિ, માગધ ને વરદામ ॥ સનેહા ॥ સુર૦ ॥ દેવનઈ પરભાસના રે ॥સુર૦॥ ક્ષીરોદધિ શુચિ ઠામ ॥ સનેહા ॥૧॥ ॥ સુર૦ ॥ જળપૂજા યુગતે કરો રે ॥એ આંકણી ॥સુર૦॥ અડવિધ કળશા જળ ભરી રે ॥ સુર૦ ॥ ન્હવણ કરે જેમ દેવ ॥ સનેહા ॥ સુર૦ ॥ તેમ તીર્થોદક મેળીને રે ॥સુર૦॥ અરિહા ન્હવણ કરેવ ॥ સનેહા ॥૨॥ સુર૦ ॥ મિશ્રિત કેસર ઔષધિ રે ॥ સુર૦ ॥ કર્મપડલ દૂર જાય ॥ સનેહા ॥સુર૦॥ આત્મવિમલ કેવલ લહે રે ॥ સુર૦ ॥ કારણે કારજ થાય ॥ સનેહા ॥ ૩ ॥ સુર૦ ॥ વિપ્રવધૂ જળપૂજથી રે ॥સુર૦॥ સોમેસરી તસ નામ ॥ સનેહા ॥ સુર૦ ॥ જગજસ શુભ સુખ સંપદા રે ॥ સુર૦ ॥ પામી અવિચલ ઠામ ॥ સનેહા ॥૪॥

॥ અથ મંત્ર ॥

ૐ હ્રીં શ્રીં પરમપુરુષાય, પરમેશ્વરાય, જન્મજરામૃત્યુ-નિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય, જલં યજામહે સ્વાહા ॥

( એ મંત્ર ભણી કળશ નામીએ )

## ॥ द्वितीय चंदनपूजा ॥

॥ દોહા ॥

આતમગુણ વાસન ભણી, ચંદનપૂજા સાર ॥
જેમ મધવા અપછર કરે, તેમ કરીયે નરનાર ॥૧॥

॥ ઢાળ ॥ સામગ્રી રાગેણ ગીયતે ॥

હર્ષ ઉલટ ધરી, સુરભિ જસ વિસ્તરિ, બાવનાચંદન સરસ લીજે ॥૧॥ ઘસિય ઓરસ પરી, માંહિ કેશર ધરી, મન વચન કાય થિરતા કરીજે ॥ ૨ ॥ કનક મણિયે ઘડી, રત્ન કચોલડી માંહે ભરી, નેત્ર જિનશું ઠવીજે ॥૩॥ ચરણ[૧] જાનુ[૨] કર[૩], અંશ[૪] શિર[૫] ભાલ[૬] ગલે[૭], ઉર[૮] ઉદર[૯] પ્રભુ નવ તિલક કીજે ॥ ૪ ॥

॥ દોહા ॥

શીતલ ગુણ જેહમાં રહ્યો, શીતલ પ્રભુમુખ રંગ ॥
આત્મ શીતલ કરવા ભણી, પૂજો અરિહા અંગ ॥૧॥

॥ ગીતં ॥ રાગ કાફી—ઝુંબખડાની દેશી ॥

હરિચંદન ધનસારશું રે, દ્રવ્યતિલક નવ અંગ ॥ જિનેસર પૂજીયે ॥ શિવસુંદરી શિર સોહતું રે, ભાવે તિલક મન રંગ ॥ જિને૦ ॥ ૧ ॥ પઢમ ચઉ નિજ થાનકે રે, તિલક વિમલ સુખકાર ॥ જિને૦ ॥ ગાત્ર વિલેપન પૂજના રે, જગદ્‌ગુરૂ જયકાર ॥ જિને૦ ॥ ૨ ॥ ક્રોધ અનલ શીતળ થયે રે, રીઝ બની તુજ મુજ ॥ જિને૦ ॥ ક્ષણ ક્ષણ પુલક પ્રમોદશું રે, અજબગતિ પ્રભુ પૂજ ॥ જિને૦ ॥૩॥ જિમ જયસૂર ને શુભમતિ રે, દંપતી પદ નિર્વાણ ॥ જિને૦ ॥ ચંદનપૂજા જિનતણી રે, કરતાં શુભ કલ્યાણ ॥ જિને૦ ॥ ૪ ॥

॥ અથ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ ચંદનં ય૦ સ્વાહા ॥

## ॥ तृतीय पुष्पपूजा ॥

॥ દોહા ॥

હવે ત્રીજી સુમનસતણી, સુમનસ કરણ સ્વભાવ ॥
ભાવસુગંધ કરણ ભણી, દ્રવ્ય કુસુમ પ્રસ્તાવ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ રાગ મિયાની ધન્યાશ્રી—જાતિ રેખતાની ॥

( મોરી માય રે મુને જાન દે—એ દેશી. )

સુરનાથ જ્યું ભવિલોક પૂજો, જિનપ દૂજો નહીં મળે ॥

સૌગંધિ કુસુમ વિવિધ જાતિશું, મેળવી ઘન મોકળે ॥સુર
॥ ૧ ॥ મોગરો ચંપક માલતી સુમ, કેતકી વર જાસુલે
પિયંગુ ને પુન્નાગ નાગ, દાઉડી વર પાડલે ॥સુર૦॥
સદા સોહાગણ જાઈજુઈ, બોલસિરી સેવંત રે ॥ મચકુંદ
ચંબેલી વેલી, ઉગિયાં શુચિ જળથળે ॥સુર૦॥ ૩ ॥
સુરભિસમ જિનચરણ પૂજો, પૂજિયા આખંડલે ॥ શિવ
દરી વરમાલિકા સુમ, થાપિયે પારગગલે ॥ સુર૦ ॥ ૪

॥ દોહા ॥

સુરભિ અખંડ કુસુમ ગ્રહી, પૂજો ગતસંતાપ ॥
સુમજંતુ ભવ્ય જ પરે, કરીયે સમકિત છાપ ॥ ૧

॥ ગીતં ॥ રાગ કાફી—અરનાથકુ સદા મેરી વંદના—એ દેશી ॥

પૂજો શ્રી જિનચંદને રે, ભવિ પૂજો શ્રી જિનચંદને
શિવ વરિયે દુરિત નિકંદીને રે ॥ ભ૦ ॥ એ ટેક ॥ સ
સુગંધ કુસુમ વર જાતિ, પદ્મ મલ્લિકા કુંદને રે ॥ ભ૦
દમણો મરૂઓ વર સડકારો, લાવો વળી મચકુંદને રે ॥ ભ
॥ ૧ ॥ લાલ ગુલાબ બકુલ કોરંટ, કેવડો કુસુમ અખં
રે ॥ ભ૦ ॥ પૂજો ભવિ તમે પરમ પ્રમોદે, પૂજ્યા જેમ શ
દ્રને રે ॥ ભ૦ ॥ ૨ ॥ ધતૂરે પૂજત શિવ વિષયી, નર વા
પિચુમંદને રે ॥ભ૦॥ નિરીહકું કુસુમ સુર સેવત, પર

માકંદને રે ॥ભ૦॥૩॥ શુભ ત્રિકયોગે વીર કહે જિન, પૂજી હરો ભવફંદને રે ॥ભ૦॥ વણિગધુઆ લીલાવતી પૂજત પામી પદ મહાનંદ રે ॥ભ૦॥૪॥

॥ અથ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ પુષ્પાણિ ય૦ સ્વાહા ॥

## ॥ चतुर्थ धूपपूजा ॥

॥ દોહા ॥

કર્મસમિધ દાહન ભણી, ધ્યાનાનળ સળગાય ॥
દ્રવ્યધૂપ કરી આતમા, સહજ સુગંધિત થાય ॥૧॥

॥ ઢાળ ॥ રાગ-માલવી ગુડો ॥

ભવભય ચૂરણો કૃષ્ણઅગરતણો, ચૂરણ કરી સુરભિમને એ ॥૧॥ અંબર તગરનો, શુચિતર અગરનો, વળી ઘનસાર બરાસને એ ॥૨॥ કુંદરૂ તરૂકનો, કસ્તૂરી કપૂરનો ભેળીયે મેળવી ચંદને એ ॥૩॥ નવ નવ રંગનો, શુદ્ધ દસાંગનો, ધૂપ સુગંધ જિણંદને એ ॥૪॥ ધૂપ ધાણું ભણ્યું, કંચન રયણનું, પાવક નિર્ધૂમ પરજળે એ ॥૫॥ જિનપમંદિર જતાં ધૂપ ઉવેખતાં, દશ દિશિ મહમહે પરિમલે એ ॥૬॥

॥ દોહા ॥

ધ્યાનઘટા પ્રગટાવીયે, વામ નયન જિન ધૂપ ॥
મિચ્છત દુર્ગંધ દૂરે ટળે, પ્રગટે આત્મસ્વરૂપ ॥૧॥

॥ ગીતં ॥ સબાબ રાગિણી–જાતિ ફાગ ॥

જિનવર જગત દયાલ ॥ભવિયાં॥ જિનવર જગત દયાલ॥ જિનપદ સેવત ધૂપ ઉખેવત, સુરવર નયન હજાર ॥ ભવિયાં ॥ જિ૦ ॥ તેમ ભવિ શુદ્ધ દશાંગ ઉખેવો, માંહે સાકર ધનસાર ॥ ભવિ૦ ॥ જિ૦ ૧ ॥ પરિમલ વદને ધૂપ કહત હૈ, સુણજો બુદ્ધિવિશાળ ॥ ભવિ૦ ॥ જિ૦ ॥ જિનપદ સેવત ઊર્ધ્વ ગતિ હમ, તેમ ભવિ શિવસુખમાલ ॥ ભવિ૦॥ ॥ જિ૦ ॥ ૨ ॥ સિદ્ધસ્વરૂપી અરૂપી વિમલતા, વેદી સમય ત્રિકાલ ॥ ભવિ૦॥ જિ૦ ॥ એહવા પ્રભુ પડિમા વામાંગે, ધરિયે ધૂપ રસાલ ॥ ભવિ૦ ॥ જિ૦ ॥ ૩ ॥ ચોથી પૂજા ચિહું ગતિહારી, વારી કર્મકી જાળ ॥ ભવિ૦॥ જિ૦॥ વીર કહે ભવ સાતમે સિદ્ધા, વિનયંધર ભૂપાળ ॥ ભવિ૦ ॥ જિ૦ ॥ ૪ ॥

॥ અથ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ ધુપં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ पंचम दीपकपूजा ॥

॥ દોહા ॥

પંચમી ગતિ વરવા ભણી, પંચમી પૂજા રસાળ ॥
કેવળ જ્ઞાન ગવેષવા, ધરિયે દીપકમાળ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ રાગ પૂર્વી ॥

દીપક જ્યોતિ બની નવરંગા દીનદયાળકે દાહિણુ અંગા ॥ દીપ૦ ॥ રયણુજડિત વર્તુલ ભાજનમેં, ધેનુહવિષ ભરિયે ઉછરંગા ॥ દીપ૦ ॥ ૧ ॥ પ્રાણી ઉગારણુ કારણુ ફાનસ, કરિયે જ્યું નવિ આય પતંગા ॥ દીપ૦ ॥ ઝગમગ જ્યોતિશું દીપક ધરિયે, અનુભવ દીપક સમકિતસંગા ॥ ॥ દીપ૦ ॥ ૨ ॥ જિનમંદિર જઈ દીપ પ્રગટ ધરી, આશય શુદ્ધ વિમલ જળગંગા ॥ દીપ૦ ॥ ધ્યાન વિમલ કરતાં ભ-વિ નાસે, દીપ વિરાજથી મોહભુજંગા ॥ દીપ૦ ॥ ૩ ॥ તિમ મિથ્યાત્વ તિમિરકું હરિયે, શાર્વર તમહર વ્યોમપતં-ગા ॥દીપ૦॥ ગોઈન દેખત નાસત તસ્કર, જ્યું જિનદર્શન જાત અનંગા ॥ દીપ૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

દ્રવ્યદીપ સુવિવેકથી, કરતાં દુઃખ હોય ફોક ॥
ભાવપ્રદીપ પ્રગટે હુવે, ભાસિત લોકાલોક ॥ ૧ ॥

॥ ગીતં ॥ રાગ આશાવરી-ગરબાની દેશી ॥

દીપકદીપતો રે, લોકાલોક પ્રમાણુ ॥ એહવો દીવડો રે, પ્રગટે પદનિરવાણુ ॥દીપ૦॥ દ્રવ્યથકી દીપકની પૂજા, કરતાં દો ગતિ રોકો રે ॥ પ્રભુપડિમા આદર્શ કરીને, આતમરૂપ

વિલોકો ॥ દી૦ ॥ એહવો૦ ॥ ૧ ॥ શુદ્ધ દશા ચેતનકું પ્રગટે, વિઘટે ભવભવ કૂપો રે ॥ ચિદાનંદ ઝકઝોળ ઘટાશું, કેવલ દીપ અનૂપો ॥ દી૦ ॥ એહવો૦ ॥ ૨ ॥ પડત પતંગ ન ધૂમકી રેખા, નહિ ચંચળ મારૂતે રે ॥ ઘૃત વિણુ પૂરે પાત્ર ન તાપે, બળિ નવિ મેલ પ્રસૂતે ॥ દી૦ ॥ એહવો૦ ॥ ૩ ॥ પાપ પતંગ પડત તેમ દીપક, કરતી દો સાહેલી રે ॥ જિનમતિ ધનસિરી વરી શિવસુખને, વીર કહે રંગરેલી ॥ દી૦ ॥ એહવો૦ ॥૪॥

**॥ અથ મંત્ર ॥ ઔં હ્રીં શ્રી પરમ૦ દીપમાલાં ય૦ ॥ સ્વાહા ॥**

## ॥ षष्ठ अक्षतपूजा ॥

**॥ દોહા ॥**

અક્ષયપદ સાધનભણી, અક્ષતપૂજા સાર ॥
જિનપ્રતિમા આગળ મુદા, ધરિયે ભવિ નર નાર ॥ ૧ ॥

**॥ ઢાળ ॥ રાગ બિલાવલ ॥**

જગત પ્રભુ આગળ ભવિ, વર અક્ષત ધરિયે ॥ મણિ મુક્તાફળ લેઇને, વળી સ્વસ્તિક કરિયે ॥ હાંહાં રે વળી સ્વસ્તિક કરિયે ॥ હાંહાં રે કરી પાતક હરિયે ॥ હાંહાં રે છઠ્ઠી પૂજા સમરિયે ॥ હાંહાં રે પ્રવહણ ભરદરિયે ॥ હાંહાં રે ભવ સાયર તરિયે ॥ હાંહાં રે પદ અક્ષય વરિયે ॥ જગત૦ ॥ ૧ ॥ અથવા ઉજ્જવલ તંદુલા, ભરી થાળને લાવો ॥ સ્વસ્તિક

ચિહું ગતિ ચૂરણો, વચ્ચે રત્નને ઠાવો ॥ હાંહાં રે વચ્ચે રત્નને ઠાવો ॥ હાંહાં રે ઘનસાર વસાવો ॥ હાંહાં રે ગોધૂમાદિ અણાવો ॥ હાંહાં રે તસ પુંજ બનાવો ॥ હાંહાં રે અનુભવ લય લાવો ॥ હાંહાં રે (જો) હોયે શિવપુર જાવો ॥ જગત૦ ॥ ૨ ॥

॥ દોહા ॥

શુદ્ધ અખંડ અક્ષત ગ્રહી, નંદાવર્ત્ત વિશાળ ॥
પૂરી પ્રભુ સન્મુખ રહો, ટાળી સકલ જંજાળ ॥ ૧ ॥

॥ ગીત ॥ રાગ–બિહાગડો ॥

શિવનારી મુજ પ્યારી, દિલભર દેખાવ હો શિવનારી ॥ હાંરે પ્રભુ તું તેહનો અધિકારી, દિલભર દેખાવ હો શિવનારી ॥ એ ટેક ॥ શાલિ વ્રીહિ ગોધુમકો ઢગલો, પ્રભુ સન્મુખ નરનારી ॥ દિલ૦ ॥ ધરિ અક્ષત અક્ષતપદ વરિયે, આધિ વ્યાધિ ભવહારિ ॥ દિલ૦ ॥ ૧ ॥ શંભુ સ્વંયભુ જગતકો ત્રાયક, નાયક જગદાધારી ॥ દિલ૦ ॥ તીર્થપતિ સુલતાન જિનેશ્વર, અવિચળ પદ દાતારી ॥ દિલ૦ ॥ ૨ ॥ દવ્વહ ગુણ પજ્જાયને મુદ્દા, ચઉગુણ પડિમા પ્યારી ॥ દિલ૦ ॥ દ્રવ્યાક્ષત ધરતાં ઈહલોકે, રાજઋદ્ધિ ભંડારી ॥ દિલ૦ ॥ ૩ ॥ મરૂદેવા નંદન પદ પૂજત; દ્રવ્યભાવ સુખકારી ॥ દિલ૦ ॥ અનુભવ અમરાલય શુભ સુખને, કીરયુગલ ભવપારી ॥ દિલ૦ ॥ ૪ ॥

મંત્રઃ- ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ અક્ષતાન્ ય૦ ॥ સ્વાહા ॥

## ॥ सप्तम नैवेद्यपूजा ॥

॥ દોહા ॥

નિર્વેદી આગળ ઠવો, શુચિ નૈવેદ્ય રસાળ ॥
વિવિધ જાતિ પકવાનશું, ભરિ અષ્ટાપદ થાળ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ રાગ કાફી ॥

પુરૂષોત્તમ ગુણખાણી હો, પારગ પુરૂષોત્તમ ગુણખાણી ॥ એ ટેક ॥ હવે નૈવેદ્ય રસાળ ઠવીજે, પ્રભુ આગળ ભવિ પ્રાણી ॥ મરકી અમૃતપાક પતાસાં, ફેણી સરસ સોહાણી હો ॥ પારગ પુરૂ૦ ॥ ૧ ॥ લાખણસાઇ મગદળ સાટા, ઘેબર થાળ ભરાણી ॥ સેવ કંસાર ને સક્કરપારા, પેંડા બરફી આણી હો ॥ પારગ પુરૂ૦ ॥ ૨ ॥ ખાજાં ખુરમાં ખીર ખાંડ ઘૃત, પાપડ પૂરી વખાણી ॥ મોતૈયા કળિસાર ને દોઠાં, એમ પકવાન મિલાણી હો ॥ પારગ પુરૂ૦ ॥ ૩ ॥ પ્રભુ પુર ઢોઈ કરો દુઃખ હાણી, માગો જોડી પાણી ॥ પતિતપાવન જિન મુજને દીજે, અણાહારી શિવરાણી હો ॥ પારગ પુરૂ૦ ॥૪॥

॥ દોહા ॥

અણાહારી પદ મેં કર્યા, વિગ્ગહગઈ અણંત ॥
દૂર કરી તે દીજિયે, અણાહારી શિવસંત ॥ ૧ ॥

॥ ગીત ॥ વૃંદાવનમાં એક જ ગોપી—એ દેશી ॥

હાટકથાળ ભરી પકવાને, શાળ દાળ શાક પાક રે ॥

અનુભવ રસ સંચિત ભવિ લહિયે, અમૃત પદવિ નાક રે ॥ હાટક૦ ॥ ૧ ॥ તાલ કંસાલ મૃદંગ બજાવત, દેતા અઢળક દાન રે॥ નર નારી ગુણ ગાવત આવો, જિનમંદિર બહુ માન રે ॥ હાટક૦ ॥ ૨ ॥ પ્રભુ આગે નૈવેદ્ય ઠવીને, અણાહારી પદ માગો રે ॥ પુદ્ગલભાવ અનાદિની ઇહા, ટાળી ભજો પ્રભુ રાગો રે ॥ હાટક૦ ॥ ૩ ॥ સગભય વારક સાતમી પૂજા, કરતાં ગઇ સગવારી રે ॥ વીર કહે હલી નૃપ સુરસુખથી, સાતમે ભવ શિવનારી રે ॥ હાટક૦ ॥ ૪ ॥

મંત્ર:- ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ નૈવેદ્યં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ अष्टम फलपूजा ॥

॥ દોહા ॥

અષ્ટમ ગતિ વરવા ભણી, આઠમી પૂજા સાર ॥
તરૂ સંચિત ફળ પામીએ, ફળથી ફળ નિરધાર ॥ ૧ ॥

॥ ઢાળ ॥ રાગ ગોડી-મારૂણી ॥

મુગતિ ફળી રે, ફળી રે ફળી, અહો ભવિયાં હો મુગતિ ફળી ॥ કુમતિ ટળી, સુમતિ ભળી, એમ નર નારી મળી રે મળી ॥ અહો ભ૦ ॥ મુગ૦ ॥ એ ટેક ॥ ફળ-પૂજા કરીએ ફળકામી, નિર્મળ શ્રીફળ લાય ॥ અહો૦ ॥ દાડિમ દ્રાખ અખોડ બદામ, પૂગીફળ સમુદાય ॥ અહો૦

॥ મુગ૦ ॥ કુમ૦ ॥ ॥સુ૦ ॥ એમ૦ ॥ ૧ ॥ મિષ્ટાંગ લીંબુ ખારેક કદળી, સીતાફળ અભિરામ ॥ અહો૦ ॥ જમરૂખ તરબુજ નીમજાં કોહલાં, સમરિ સમરિ જિન નામ ॥ ॥ અહો૦ ॥ મુગ૦ ॥ કુમ૦ ॥ સુમ૦ ॥ એમ૦ ॥ ૨ ॥ ચુઅફળ નારિંગ પિસ્તાં ખરબુજ, ફણસ અંગુર જંબીર ॥ ॥ અહો૦ ॥ શુભ ચામીકર થાળ ભરીજે, સિંગોડાં અંજીર ॥ અહો૦ ॥ મુગ૦ ॥ કુમ૦ ॥ સુમ૦ ॥ એમ૦ ॥૩॥

॥ દોહા ॥

ઇંદ્રાદિક પૂજા ભણી, ફળ લાવે ધરી રાગ ॥
પુરૂષોત્તમ પૂજી કરી, માગે શિવફળ ત્યાગ ॥ ૧ ॥

॥ ગીત ॥ ઇમનરાગિણી.—મારી સહી રે સમાણી.—એ દેશી. ॥

હરિપરેં ફળ માગો ભવિલોકા, ફળથી શિવફળ રોકા રે ॥ ધન ધન જિનરાયા ॥ રાયણ બીજોરાં ફળ ટેટી, પૂજત શિવવહુ ભેટી રે ॥ ધન૦ ॥ ૧ ॥ ઈત્યાદિક શુચિ ફળ ભવિ લાવો, થાળ વિશાળ ભરાવો રે ॥ ધન૦ ॥ હર્ષ ભરે જિન મંદિર આવો, જિનવર આગળ ઠાવો રે ॥ ધન૦ ॥ ૨ ॥ એમ ફળપૂજા જે ભવિ કરશે, તે શિવરમણી વરશે રે ॥ ॥ ધન૦ ॥ પૂજો ભવિયણ નિર્મળબુદ્ધિ, પણ કરી સગવિહ શુદ્ધિ રે ॥ ધન૦ ॥૩॥ કીરયુગલશું દુર્ગતા નારી, પૂજયા

જિન જયકારી રે ॥ ધન૦ ॥ કહે શુભવીર અચળ સુખ લીધો, અંત કરમનો કીધો રે ॥ ધન૦ ॥૪॥

મંત્રઃ- ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ ફલાનિ ય૦ સ્વાહા ॥

—oo—

॥ અથ કળશ ॥

॥ રાગ ધન્યાશ્રી.—વામાનંદન જગ૦—એ દેશી ॥

ઇણુવિધ અષ્ટપ્રકારી પૂજા, કરશે તસ નિત્ય સુખ સાતા ॥ સિદ્ધિ બુદ્ધિ દિઠ્ઠિ અડ ભવિજન, પામી અડ પવયણુ માતા, હરિપરેં ભક્તિ કરો પ્રભુ કેરી ॥૧॥ રાગ દ્વેષ ટાળી જિનપૂજત, અષ્ટમીગતિ અનુક્રમે લહે ॥ અષ્ટ કર્મ સમતાયે બાળી, નીલતરૂવનહિમ દહે ॥ હરિપરેં૦ ॥૨॥ તપગચ્છ શ્રી વિજયસિંહસૂરીશ્વર, સત્યવિજય પંન્યાસ વરો ॥ કપૂર સમુજ્જલ ક્ષમાવિજય તસ, વિજય સદા સોભાગ્ય કરો ॥ હરિપરેં૦ ॥૩॥ તાસ શિષ્ય શુભવિજય સોભાગી, તસ અનુમતિ જિનરાય સહી ॥ ગાવત હર્ષ કલ્લોલ ભરાયા, રાજનગર ચોમાસુ રહી ॥ હરિપરેં૦ ॥૪॥ સંવત્ અઢાર અઠ્ઠાવન વરસે, ભાદ્રપદે સિતપક્ષ ભલો ॥ દ્વાદશી દિન ગુરૂ વાર મનોહર, એ અભ્યાસ ભયો સફળો ॥હરિપરેં૦॥૫॥ સુરગુરૂ પણુ ન શકે કરી વર્ણન, જિન થુણિયા મેં મંદમતિ ॥ જલધિમાન કહે જેમ બાળક, નિજશકતે પંખી વદતી ॥હરિપરેં૦॥૬॥ શક્તિ વિના પણુ તિમ પ્રભુ ગાયા, ગુણુ-

માળા ભવિ કંઠ ધરો ।। વીરવિજય કહે સંઘ સકળ ભવિ, જઈ શિવમંદિર લીલ કરો ।।હરિપરેં૦।।૭।। ઇતિ કળશ ।।

।। ઇતિ પંડિત શ્રી વીરવિજયજીકૃત ।।
।। અષ્ટપ્રકારી પૂજા સમાપ્ત ।।

## શ્રી નવાણુપ્રકારી પૂજાની વિધિ.

જઘન્યથી કળશ ગ્રહણ કરનારા નવ શ્રાવક અને ઉત્કૃષ્ટપણે નવાણું શ્રાવક જાણવા. તથા જઘન્યથી નવ જાતિનાં પ્રત્યેક અગીઆર ફૂળ લેઈને, પ્રત્યેક પૂજા દીઠ નવ નવ ફૂળ મૂકવાં. એમ અગીઆરને નવ ગુણા કરીયે તે વારે નવાણું ફૂળ થાય. એમ જ સુખડી પણ જઘન્યથી નવ જાતિની અગીઆર અગીઆર નંગ લાવીને, પ્રત્યેક પૂજા દીઠ નવ નવ નંગ મૂકવાં. તથા નવાણું દીપક વંશમાલે ધરીએ, તંદુલના સાથીઆ નવાણું કરીએ.

### શ્રી શત્રુંજય મહિમાગર્ભિત

# શ્રી નવાણુપ્રકારી પૂજા

## ।। પ્રથમ પૂજા ।।

।। દોહા ।।

શ્રી શંખેશ્વર પાસજી, પ્રણમી શુભગુરૂ પાય ।।
વિમલાચલ ગુણ ગાઇશું, સમરી શારદ માય ।। ૧ ।।

પ્રાયે એ ગિરિ શાશ્વતો, મહિમાનો નહીં પાર ॥
પ્રથમ જિણંદ સમોસર્યા, પૂર્વ નવાણું વાર ॥ ૨ ॥
અઢીય દ્વીપમાં એ સમો, તીર્થ નહીં ફળદાય ॥
કળિયુગ કલ્પતરૂ લહી, મુક્તાફળશું વધાય ॥ ૩ ॥
યાત્રા નવાણું જે કરે, ઉત્કૃષ્ટે પરિણામ ॥
પૂજા નવાણું પ્રકારની, રચતાં અવિચળ ધામ ॥ ૪ ॥
નવ કળશે અભિષેક નવ, એમ એકાદશ વાર ॥
પૂજાદીઠ શ્રીફળ પ્રમુખ, એમ નવાણું પ્રકાર ॥ ૫ ॥

॥ ઢાળ ॥

॥ ઝુંબખડાની દેશી ॥

યાત્રા નવાણું કરીયે સલુણા, કરીયે પંચ સનાત ॥ સુનંદાનો કંત નમો ॥ ગણણું લાખ નવકાર ગણીજે, દોય અઠ્ઠમ છઠ્ઠ સાત ॥ સુ૦ ॥ ૧ ॥ રથયાત્રા પ્રદક્ષિણા દીજે, પૂજા નવાણું પ્રકાર ॥સુ૦॥ ધૂપ દીપ ફળ નૈવેદ્ય મૂકી, નમીયે નામ હજાર ॥ સુ૦ ॥ ૨ ॥ આઠ અધિક શત ટુંક ભલેરી, મહોટી તિહાં એકવીસ ॥ સુ૦ ॥ શત્રુંજયગિરિ ટુંક એ પહેલું, નામ નમો નિશદીશ ॥ સુ૦ ॥ ૩ ॥ સહસ અધિક અઠ્ઠ મુનિવર સાથે, બાહુબલિ શિવઠામ ॥સુ૦॥ બાહુબલી ટુંક નામ એ બીજું, ત્રીજું મરૂદેવી નામ ॥સુ૦॥

॥૪॥ પુંડરિકગિરિ નામ એ ચોથું, પંચ કોડી મુનિ સિદ્ધ ॥ સુ૦ ॥ પાંચમી ટુંક રૈવતગિરિ કહિયે, તેણે એ નામ પ્રસિદ્ધ ॥ સુ૦ ॥ ૫ ॥ વિમલાચળ સિદ્ધરાજ ભગીરથ, પ્રણુમીજે સિદ્ધક્ષેત્ર ॥ સુ૦ ॥ છહરી પાળી એણે ગિરિ આવી, કરીયે જન્મ પવિત્ર ॥ સુ૦ ॥ ૬ ॥ પૂજાએ પ્રભુ રીઝવું રે, સાધું કાર્ય અનેક ॥ સુ૦ ॥ શ્રી શુભવીર હૃદયમાં વસજો, અલબેલા ઘડી એક ॥ સુ૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ દ્રુતવિલંબિતવૃત્તમ્ ॥

ગિરિવરં વિમલાચલનામકં, ઋષભમુખ્યજિનાંધ્રિપવિત્રિતં હૃદિ નિવેશ્ય જલૈર્જિનપૂજનં, વિમલમાપ્ય કરોમિ નિજાત્મકં.

॥ અથ મંત્રઃ ॥

ૐ હ્રીં શ્રીં પરમપુરુષાય, પરમેશ્વરાય, જન્મજરામૃત્યુનિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય, જલાદિકં યજામહે સ્વાહા ॥

( એ કાવ્ય અને મંત્ર પ્રત્યેક પૂજા દીઠ કહેવો )

॥ ઇતિ પ્રથમ પૂજાભિષેકે ઉત્તરપૂજા ૯ સંપૂર્ણ ॥ ૧ ॥

## ॥ द्वितीय पूजा ॥

॥ દોહા ॥

એકેકું ડગલું ભરે, ગિરિ સન્મુખ ઉજમાળ ॥
કોડિ સહસ ભવનાં કર્યાં, પાપ ખપે તત્કાળ ॥ ૧ ॥

॥ ઢાળ ॥

॥ રાગ પૂર્વી—ઘડી ઘડી સાંભરે સાંઈ સલુણા—એ દેશી. ॥

ગિરિવર દરિસણ વિરલા પાવે, પૂરવસંચિત કર્મ ખપાવે ॥ ગિરિ૦ ॥ ઋષભ જિનેશ્વર પૂજા રચાવે, નવનવ નામે ગિરિગુણ ગાવે ॥ ગિરિ૦ ॥૧॥ એ આંકણી ॥ સહસ્ર કમલ ને મુક્તિનિલિય ગિરિ, સિદ્ધાચળ શતકૂટ કહાવે ॥ ગિરિ૦॥ ઢંક કદંબ ને કોડી નિવાસો, લોહિત તાલધ્વજ સુર ગાવે ગિરિ૦ ॥ ૨ ॥ ઢંકાદિક પંચ કૂટ સજીવન, સુર નર મુનિ મળી નામ થપાવે ॥ ગિરિ૦ ॥ રયણખાણ જડીબૂટી ગુફાઓ, રસકૂંપિકા ગુરૂ ઈહાં બતાવે ॥ ગિરિ૦ ॥૩॥ પણ પુન્યવંતા પ્રાણી પાવે, પુન્ય કારણ પ્રભુપૂજા રચાવે ॥ ગિરિ૦ ॥ દશકોટી શ્રાવકને જમાડે, જૈન તીર્થ યાત્રા કરી આવે ॥ ગિરિ૦ ॥ ૪ ॥ તેથી એક મુનિ દાન દિયંતાં, લાભ ઘણો સિદ્ધાચળ થાવે ॥ગિરિ૦॥ ચંદ્રશેખર નિજ ભગિની ભોગી, તે પણ એ ગિરિ મોક્ષે જાવે ॥ ગિરિ૦ ॥ ૫ ॥ ચાર હત્યારા નર પરદારા, દેવ ગુરૂ દ્રવ્ય ચોરી ખાવે ॥ ગિરિ ॥૯॥ ચૈત્રી કાર્ત્તિકી પૂનમ યાત્રા, તપ જપ ધ્યાનથી પાપ જલાવે ॥ ગિરિ૦ ॥ ૬ ॥ ઋષભસેન જિન આદે અસંખ્યા, તિર્થંકર મુક્તિસુખ પાવે ॥ ગિરિ૦ ॥ શિવવહુ વરવા મંડપ એ ગિરિ, શ્રી શુભવીર વચન રસ ગાવે ॥ ગિરિવર૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૦ ॥ ૧ ॥ મંત્ર ॥ ઓઁ હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥

ઈતિ દ્વિતીય અભિષેકે ઉત્તરપૂજા ૧૮ સમાપ્ત.

## ॥ तृतीय पूजा ॥

॥ દોહા ॥

નેમ વિના ત્રેવીશ પ્રભુ, આવ્યા વિમલગિરિંદ ॥
ભાવી ચોવીશી આવશે, પદ્મનાભાદિ જિણંદ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ મહમોહન મેરે—એ દેશી ॥

ધન ધન તે જગ પ્રાણિયા, મનમોહન મેરે ॥ કરતા ભક્તિ પવિત્ર ॥ મ૦ ॥ પુણ્યરાશિ મહાબલ ગિરિ ॥મ૦॥ દૃઢશક્તિ શતપત્ર ॥મ૦॥૧॥ વિજયાનંદ વખાણિયે ॥ મ૦ ॥ ભદ્રંકર મહાપીઠ ॥ મ૦ ॥ સુરગિરિ મહાગિરિ પુણ્યથી ॥ મ૦ ॥ આજ મેં નજરે દીઠ ॥ મ૦ ॥ ૨ ॥ એંશી યોજન પ્રથમારકે ॥ મ૦ ॥ સિત્તેર સાઠ પચાસ ॥મ૦॥ બાર યોજન સાત હાથનો ॥ મ૦ ॥ છઠ્ઠે પહોળો પ્રકાશ ॥ મ૦ ॥ ૩ ॥ પંચમકાળે પામવો ॥મ૦॥ દુલહો પ્રભુ દેદાર ॥મ૦॥ એકેંદ્રિય વિકલેંદ્રિમાં ॥મ૦॥ કાઢયો અનંતો કાળ ॥મ૦॥૪॥ પંચેંદ્રિય તિર્યંચમાં ॥મ૦॥ નહીં સુખનો લવલેશ ॥મ૦॥ ઘૂણાક્ષર ન્યાયે લહ્યો ॥ મ૦ ॥ નરભવ ગુરૂ ઉપદેશ ॥મ૦॥ ॥૫॥ બહુશ્રુત વયણની સેવના ॥ મ૦॥ વસ્તુધર્મ ઓળખાણ ॥મ૦॥ આત્મસ્વરૂપ રમણે રમે ॥ મ૦ ॥ ન કરે જુઠ ડફાણ ॥મ૦॥૬॥ કારણે કારણ નીપજે ॥મ૦॥ દ્રવ્ય તે

ભાવ નિમિત્ત ॥મ૦॥ નિમિત્તવાસી આતમા ॥મ૦॥ બાવના ચંદનશીત ॥મ૦॥૭॥ અન્વય વ્યતિરેકે કરી ॥ મ૦ ॥ જિનમુખ દર્શન રંગ ॥ મ૦ ॥ શ્રી શુભવીર સુખી સદા ॥ મ૦ ॥ સાધક કિરિયા અસંગ ॥ મનમોહન મેરે ॥૮॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૦ ॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥

॥ ઇતિ તૃતીયાભિષેકે ઉત્તરપૂજા ૨૭ સમાપ્ત. ॥

## ॥ चतुर्थ पूजा ॥

॥ દોહા ॥

શેત્રુંજી નદી ન્હાઇને, મુખ બાંધી મુખકોશ ॥
દેવયુગાદિ પૂજીયે, આણી મન સંતોષ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ અને હાંરે વ્હાલોજી વાય છે વાંસળી રે—એ દેશી ॥

અને હાંરે વ્હાલો વસે વિમળાચળે રે, જિહાં હુઆ ઉદ્ધાર અનંત ॥ વ્હાલો૦ ॥ અને હાંરે વ્હાલાથી નહિ વેગળા રે, મુને વહાલો સુનંદાનો કંત ॥ વા૦ ॥ ૧ ॥ અ૦ ॥ આ અવસર્પિણી કાળમાં રે, કરે ભરત પ્રથમ ઉદ્ધાર ॥ વા૦॥અ૦॥ બીજો ઉદ્ધાર પાટ આઠમે રે, કરે દંડવીરજ ભૂપાલ ॥વા૦॥ ॥ ૨ ॥ અ૦ ॥ સીમંધર વયણાં સુણી રે, ત્રીજો કરે ઇશાનેંદ્ર ॥ વા૦ ॥ અ૦ ॥ સાગર એક કોડી અંતરે રે, ચોથો ઉદ્ધાર માહેંદ્ર ॥ વા૦ ॥ ૩ ॥ અ૦ ॥ દશ કોડી વળી સાગરે રે, કરે પંચમ પંચમ ઇંદ્ર ॥ વા૦ ॥ અ૦ ॥ એક લાખ કોડી

સાગરે રે, ઉદ્ધાર કરે ચમરેંદ્ર ॥ વા૦ ॥ ૪ ॥ અ૦ ॥ ચક્રીસગર ઉદ્ધાર તે સાતમો રે, આઠમો વ્યંતરેંદ્રનો સાર ॥વા૦॥ ॥ અ૦ ॥ તે અભિનંદન ચંદ્રપ્રભુ સમે રે, કરે ચંદ્રજસા ઉદ્ધાર ॥વા૦॥ ૫ ॥ અ૦ ॥ નંદનશાંતિ જિણંદના રે ચક્રાયુધ દશમ ઉદ્ધાર ॥ વા૦ ॥ અ૦ ॥ અગિયારમો રામચંદ્રનો રે, બારમો પાંડવનો ઉદ્ધાર ॥ વા૦ ॥ ૬ ॥ અ૦ ॥ વિશ કોડી મુનિ સાથે પાંડવા રે, ઇહાં વરિયા પદ મહાનંદ ॥ વા૦ ॥ ॥ અ૦ ॥ મહાનંદ કર્મસૂડણ કૈલાસ છે રે, પુષ્પદંત જયંત આનંદ ॥ વા૦ ॥ ૭ ॥ અ૦ ॥ શ્રીપદ હસ્તગિરિ શાશ્વતો રે, એ નામ તે પરમ નિધાન ॥ વા૦ ॥ અ૦ ॥ શ્રીશુભવીરની વાણીયે રે, ધરી કાન કરો બહુ માન ॥ વા૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૦ ॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥

॥ ઇતિ ચતુર્થ અભિષેકે ઉત્તરપૂજા ૩૬ સમાપ્ત. ॥

---

## ॥ पंचम पूजा ॥

॥ દોહા ॥

ચોથે આરે એ થયા, સવિ મ્હોટા ઉદ્ધાર ॥
સૂક્ષ્મ ઉદ્ધાર વચ્ચે થયા, કહેતાં નાવે પાર ॥ ૧ ॥

॥ ઢાળ ॥ તેજે તરણીથી વડો રે–એ દેશી ॥

સંવત એક અઠલંતરે રે, જાવડશાનો ઉદ્ધાર ॥ ઉદ્ધર-

જે મુજ સાહિબા રે, નાવે ફરી સંસાર હો જિનજી ॥ ભક્તિ હૃદયમાં ધારજો રે, અંતરવૈરી વારજો રે, તારજો દીનદયાળ ॥ ૧ ॥ એ આંકણી ॥ બાહડમંત્રીએ ચૌદમો રે, તીર્થે કર્યો ઉદ્ધાર ॥ બાર તેરોત્તર વર્ષમાં રે, વંશ શ્રીમાલી સાર હો જિનજી ॥ ભકિત૦ ॥ ૨ ॥ સંવત તેર એકોતરે રે, સમરોશા ઓસવાલ ॥ ન્યાયદ્રવ્ય વિધિ શુદ્ધતા રે, પન્નરમો ઉદ્ધાર હો જિનજી ॥ભકિત૦ ॥૩॥ પન્નરશેં સત્યાશીયે રે, સોલમો એ ઉદ્ધાર ॥ કર્માશાએ કરાવીઓ રે, વરતે છે જયજયકાર હો જિનજી ॥ ભક્તિ૦॥૪॥ સૂરિ દુપ્પસહ ઉપદેશથી રે, વિમલ વાહન ભૂપાળ ॥ છેલ્લો ઉદ્ધાર કરાવશે રે, સાસયગિરિ ઉજમાળ હો જિનજી ॥ ભકિત૦ ॥ ૫ ॥ ભવ્યગિરિ સિદ્ધશેખરો રે, મહાજસ ને માલ્યવંત ॥ પૃથ્વિપીઠ દુઃખહર ગિરિ રે, મુકિતરાજ મણિકંત હો જિનજી ॥ ભકિત૦ ॥૬॥ મેરૂ મહીધર એ ગિરિ રે, નામે સદા સુખ થાય ॥ શ્રી શુભવીરને ચિત્તથી રે, ઘડી ન મહેલણુ જાય હો જિનજી ॥ ભક્તિ હૃદયમાં ધારજો રે૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ ગિરિવર૦ ॥ મંત્ર ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥

॥ ઇતિશ્રી પંચમાભિષેકે ઉત્તરપૂજા સમાપ્ત. ॥



## ॥ षष्ठ पूजा ॥

॥ દોહા ॥

સિદ્ધાચળ સિદ્ધિ વર્યા, ગ્રહિ મુનિ લિંગ અનંત ॥
આગે અનંતા સીઝસે, પૂજો ભવિ ભગવંત ॥૧॥

॥ ઢાળ ॥ ચતુરેમેં ચતુરી કોણ, જગતકી મોહની–એ દેસી ॥

સખરેમેં સખરી કોણ, જગતકી મોહની ॥ ઋષભજિનંદકી પડિમા, જગતકી મોહની ॥ રયણમય મૂર્તિ ભરાઈ, જગતકી મોહની ॥ હાં હાં રે ॥ જગ૦ ॥ પ્યારે લાલ જગતકી મોહની ॥ એ આંકણી ॥ ભરતે ભરાઈ સોય, પ્રમાનાલે કરી ॥ કંચનગિરિએ બેઠાઈ, દેખત દુનિયાં ઠરી ॥ હાંહાં રે દેખત૦ ॥ પ્યા૦ ॥ દેખ૦ ॥ સખરે૦ ॥૧॥ સાતમોદ્ધારમેં ચક્રીસગર, સુર ચિંતવી ॥ દુઃષમ કાળ વિચાર, ગુફામેં જા ઠવી ॥ હાંહાં રે ગુફા૦ ॥ પ્યા૦ ॥ ગુ૦ ॥ દેવદેવી હરરોજ, પૂજનકું આવતે ॥ પૂજાકો ઠાઠ બનાય, સાંયું ગુણ ગાવતે ॥ હાંહાં રે સાંયું૦ ॥પ્યા૦॥ સાંયું૦ ॥ સખરે૦ ॥૨॥ અપ્સરા, ઘુંઘટ ખોલકે, આગે નાચતે ॥ ગીત ગાન ઓર તાન ખડા હરિ દેખતે ॥ હાંહાંરે ખડા૦ ॥ પ્યા૦ ॥ ખ૦ ॥ જિન ગુણ અમૃતપાનસેં, સફળ ભઈ ઘડી ॥ ઠમ ઠમ ઠમકે પાઉં, બલૈયાં લે ખડી ॥ હાંહાં રે બલૈ૦ ॥ પ્યા૦ ॥બ૦॥ સખરે ॥ ॥ ૩ ॥ યા રીત ભક્તિમગન્નસેં, સુર સેવા કરે ॥ સુર-

સાન્નિધ્ય નર દર્શન, ભવ ત્રીજે તરે ।। હાં હાં રે ભવ૦ ।।
।। પ્યા૦ ।।ભ૦।। પશ્ચિમ દિશિ સોવન્ન, ગુફામેં મ્હાલતે ।।
તીણેં કંચનગિરિ નામ, કે દુનિયાં બોલતે ।।હાંહાં રે દુનિ૦।।
।। પ્યા૦ ।। દુ૦ ।। સખરે૦ ।। ૪ ।। આનંદધર પુણ્યકંદ,
જયાનંદ જાણીયે ।। પાતાલમૂલ વિભાસ, વિશાલ વખાણીયે
।।હાં હાં રે વિશા૦।। પ્યા૦ ।। વિ૦ ।। જગતારણ અકલંક,
એ તીરથ માનીયે ।। શ્રી શુભવીર વિવેકે, પ્રભુકું પીછાનીયે
।। હાં હાં રે પ્રભુ૦ ।। પ્યા૦ ।। પ્ર૦ ।। ૫ ।।

।। કાવ્યં ।। ગિરિવરં ।। મંત્રઃ ।। ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ ।।

।। ઇતિ ષષ્ઠાભિષેકે ઉત્તરપૂજા ૫૪ સમાપ્ત. ।।

## ।। सप्तम पूजा ।।

।। દોહા ।।

નમિ વિનમિ વિદ્યાધરા, દોય કોડી મુનિરાય ।।
સાથે સિદ્ધિ વધુ વર્યા, શત્રુંજય સુપસાય ।।૧।।

।। ઢાળ ।। સહસાવનમાં એક દિન સ્વામિ–એ દેશી ।।

આવ્યાં છું આશ ભર્યા રે, વાલાજી અમે આવ્યાં રે આશ ભર્યાં ।।એ આંકણી।। નમિપુત્રી ચોસઠ મળીને ઋષભ પાઉં પર્યાં ।। કરજોડી વિનયે પ્રભુ આગે, એમ વયણાં ઉચ્ચર્યાં રે ।। વા૦ ।।૧।। નમિ વિનમિં જે પુત્ર તમારા, રાજ્યભાગ વિસર્યાં ।। દીનદયાળે દીધો પામી, આજ લગે

વિચર્યાં રે ાાવા૦ાારાા બાહ્યરાજ્ય ઉભગી પ્રભુ પાસે, આવે કાજ સર્યાં ાા અમે પણ તાતજી કારજ સાધું, સાન્નિધ્ય આપ કર્યાં રે ાા વા૦ ાા ૩ ાા એમ વદંતી પાગે ચડંતી, અનશન ધ્યાન ધર્યાં ાા કેવલ પામી કર્મને વામી, જ્યોતસેં જ્યોતિ મલ્યાં રે ાા વા૦ ાા ૪ ાા એક અવગાહને સિદ્ધ અનંતા, દુગ ઉપયોગ વર્યાં ાા ફરસિત દેશ પ્રદેશ અસંખિત, ગુણાકાર કર્યાં રે ાા વા૦ાાપાા અકર્મક મહાતીરથ હેમગિરિ, અનંત-શક્તિ ભર્યાં ાા પુરૂષોત્તમ ને પર્વતરાજા, જ્યોતિસરૂપ વર્યાં રે ાાવ૦ાા વિલાસભદ્ર સુભદ્ર એ નામે, સુણતાં ચિત્ત ઠર્યાં ાા શ્રી શુભવીર પ્રભુ અભિષેકે, પાતક દૂર હર્યાં રે ાાવા૦ાા૭ાા

ાા કાવ્યં ાા ગિરિવરં ાા મંત્ર ાા ૐ હ્રીં શ્રીં પરમ૦ ાા

ાા ઇતિ સપ્તમ અભિષેકે ઉત્તરપૂજા ૬૩ સમાપ્તા. ાા

## ॥ अष्टम पूजा ॥

ાા દોહા ાા

દ્રાવિડ ને વારિખિલ્લજી, દશ કોડી અણગાર ાા
સાથે સિદ્ધિ વધુ વર્યા, વંદું વારંવાર ાા૧ાા

ાા ઢાળ ાા તોરણ આઇ ક્યું ચલે રે–એ દેશી ાા

ભરતને પાટે ભૂપતિ રે, સિદ્ધિ વર્યા એણે ઠાય ાા સલુણા ાા અસંખ્યાતા તિહાં લગે રે, હુઆ અજિત જિનરાય સલુણા ાા૧ાા જેમ જેમ એ ગિરિ ભેટીએ રે, તેમ તેમ

પાપ પલાય ાાસ૦ાા અજિત જિનેશ્વર સાહિબા રે, ચોમાસું રહી જાય ાાસ૦ાા જે૦ ાા૨ાા સાગરમુનિ એક કોડીશું રે, તોડયા કર્મના પાસ ાાસ૦ાા પાંચ કોડી મુનિરાજશું રે,ભરત લહ્યા શિવવાસ ાાસ૦ાા જે૦ ાા૩ાા આદીશ્વર ઉપકારથી રે સત્તર કોડીસાથ ાાસ૦ાા અજિતસેન સિદ્ધાચળે રે, ઝાલ્યો શિવવહૂ હાથ ાાસ૦ાા જે૦ ાા૪ાા અજિતનાથ મુનિ ચૈ-ત્રની રે, પૂનમે દશ હજાર ાાસ૦ાા આદિત્યયશા મુક્તિ વર્યા રે, એક લાખ અણગાર ાા સ૦ ાા જે૦ ાા ૫ ાા અજરામર ક્ષેમંકરૂ રે, અમરકેતુ ગુણકંદ ાાસ૦ાા સહસપત્ર શિવંકરૂ રે, કર્મક્ષય તમોકંદ ાા સ૦ ાા જે૦ાા૬ાા રાજરાજેશ્વર એ ગિરિ રે, નામ છે મંગળરૂપ ાાસ૦ાા ગિરિવર રજ તરૂમં-જરી રે, શીશ ચઢાવે ભૂપ ાાસ૦ાા જે૦ ાા૭ાા દેવયુગાદિ પૂજતાં રે, કર્મ હોયે ચકચૂર ાા સ૦ ાા શ્રી શુભવીરને સા-હિબા રે, રહેજો હઇડા હજુર ાા સલુણા ાા જે૦ ાા ૮ ાા

ાા કાવ્યં ાા ગિરિવરં૦ ાા મંત્રઃ ાા ૐ હ્રીં શ્રીં પરમ૦ ાા

ાા ઇતિ અષ્ટમાભિષેકે ઉત્તરપૂજા ૭૨ સમાપ્તા. ાા

## ॥ नवम पूजा ॥

ાા દોહા ાા

રામ ભરત ત્રણ કોડીશું, કોડી મુનિ શ્રીસાર ાા
કોડી સાડીઆઠ શિવ વર્યા, સાંબ પ્રદ્યુમ્ન કુમાર ાા૧ાા

॥ ઢાળ ॥ ઉંચોને અલબેલો રે, કામણગારો કાનુડા—એ દેશી ॥

સિદ્ધાચળશિખરે દીવો રે, આદીશ્વર અલબેલો છે ॥ જાણે દર્શન અમૃત પીવો રે ॥ આ૦ ॥ શિવ સોમયસાની લારે રે ॥આ૦॥ તેર કોડી મુનિ પરિવારે રે ॥ આ૦ ॥ સિ૦॥ ॥ ૧ ॥ કરે શિવસુંદરીનું આણું રે ॥ આ૦ ॥ નારદજી લાખ એકાણું રે ॥ આ૦ ॥ વસુદેવની નારી પ્રસિદ્ધિ રે ॥ આ૦ ॥ પાંત્રીશ હજાર તે સિદ્ધિ રે ॥ આ૦ ॥ સિ૦ ॥ ૨ ॥ લાખ બાવન ને એક કોડી રે ॥ આ૦ ॥ પંચાવન સહસને જોડી રે ॥ આ૦ ॥ સાતસેં સત્યોતેર સાધુ રે ॥ આ૦ ॥ પ્રભુ શાન્તિ ચોમાસું કીધું રે ॥ આ૦ ॥ સિ૦ ॥ ૩ ॥ તવ એ વરિયા શિ-વનારી રે ॥ આ૦ ॥ ચૌદ સહસ મુનિ દમિતારી રે ॥ આ૦ ॥ પ્રદ્યુમ્નપ્રિયા અચંભી રે ॥ આ૦ ॥ ચૌઆલીસસેં વૈદર્ભિ રે ॥ આ૦ ॥ સિ૦ ॥૪॥ થાવચ્ચાપુત્ર હજારે રે ॥ આ૦ ॥ શુક પરિવ્રાજક એ ધારે રે ॥ આ૦ ॥ સેલગ પણસય વિખ્યાત રે ॥ આ૦ ॥ સુભદ્રમુનિ સયસાત રે ॥ આ૦ ॥ સિ૦ ॥ ૫ ॥ ભવ તરિયા તેણે ભવતારણ રે ॥ આ૦ ॥ ગજચંદ્ર મહોદય કારણ રે ॥ આ૦ ॥ સુરકાંત અચલ અભિનંદો રે ॥ આ૦ ॥ સુમતિ શ્રેષ્ટા ભયકંદો રે ॥ આ૦ ॥ સિ૦ ॥ ૬ ॥ ઈહાં મોક્ષ ગયા કેઇ કોટી રે ॥ આ૦ ॥ અમને પણ આશા મોટી રે ॥ આ૦ ॥ શ્રદ્ધાસંવેગે ભરિયો રે ॥ આ૦ ॥ મેં મોટો દરિયો

તરિયો રે ॥ આ૦ ॥ સિ૦ ॥ ૭ ॥ શ્રદ્ધાવિણુ કુણુ ઇહાં આવે રે ॥ આ૦ ॥ લઘુ જળમાં કેમ તે નાવે રે ॥ આ૦ ॥ તેણે હાથ હવે પ્રભુ ઝાલો રે ॥ આ૦ ॥ શુભવીરને હઇડે વહાલો રે ॥ આ૦ ॥ સિદ્ધાચળ શિખરે દીવો રે ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૦ ॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥

ઇતિ નવમાભિષેકે ઉત્તરપૂજા ૮૧ સમાપ્તા.

## ॥ दशम पूजा ॥

॥ દોહા ॥

કદંબ ગણધર ક્રોડશું, વળી સંપ્રતિ જિનરાજ ॥
થાવચ્ચા તસ ગણધરૂ, સહસશું સિધ્યા કાજ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ ધન્ય ધન્ય જિનવાણી—એ દેશી ॥

એમ કેઈ સિદ્ધિ વર્યા મુનિરાયા, નામથી નિર્મળ કાયા રે ॥ એ તીરથ તારૂ ॥ જાલી મયાલી ને ઉવયાલી, સિધ્યા અનશન પાળી રે ॥ એ૦ ॥૧॥ દેવકી ષટ્ નંદન ઈહાં સિધ્યા, આતમ ઉજ્જવલ કીધા રે ॥ એ૦ ॥ ઉજ્જવલગિરિ મહાપદ્મ પ્રમાણો, વિશ્વાનંદ વખાણો રે ॥ એ૦ ॥ ૨ ॥ વિજયભદ્ર ને ઇંદ્રપ્રકાશો, કહિયે કપર્દી વાસો રે ॥ એ૦ ॥ મુક્તિ નિકેતન કેવલદાયક, ચર્ચગિરિ ગુણલાયક રે ॥ એ૦ ॥ ૩ ॥ એ નામે ભય સઘળા નાસે, જયકમળા ઘર વાસે રે ॥ એ૦ ॥

શુકરાજા નિજ રાજ્યવિલાસી, ધ્યાન ધરે ષટ્‌માસી રે ॥એ૦॥ ॥ ૪ ॥ દ્રવ્યસેવનથી સાજા તાજા, જેમ કૂકડો ચંદરાજા રે ॥ એ૦ ॥ ધ્યાતા ધ્યેય ધ્યાનપદ એકે, ભાવથી શિવફળ ટેકે રે ॥ એ૦ ॥ ૫ ॥ ડાળને છંડી બ્રહ્મને વળગો, જાણુ ન થાયે અળગો રે ॥ એ૦ ॥ મૂલ ઊર્ધ્વ અધ શાખા ચારે, છંદપુરાણે વિચારે રે ॥ એ૦ ॥ ૬ ॥ ઇંદ્રિય ડાલાં વિષય પ્રવાળા, જાણંતા પણ બાળા રે ॥ એ૦ ॥ અનુભવ અમૃત જ્ઞાનની ધારા, જિનશાસન જયકારા રે ॥ એ૦ ॥ ૭ ॥ ચાર દોષ કિરિયા છંડાણી, યોગાવંચક પ્રાણી રે ॥ એ૦ ॥ ગિરિવરદર્શન ફરસન યોગે, સંવેદનને વિયોગે રે ॥ એ૦ ॥૮॥ નિર્જરતો ગુણશ્રેણે ચડતો, ધ્યાનાંતર જઈ અડતો રે ॥ એ૦ ॥ શ્રી શુભવીર વસે સુખ મોજે, શિવસુંદરીની સેજે રે ॥ એ૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥ ગિરિવર૦ ॥ મંત્રઃ ॥ ઓઁ હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥

॥ ઇતિ દશમાભિષેકે ઉત્તરપૂજા ૯૦ સંપૂર્ણ ॥

## ॥ एकादश पूजा ॥

॥ દોહા ॥

શત્રુંજય ગિરિમંડણો, મરૂદેવાનો નંદ ॥
યુગલા ધર્મ નિવારકો, નમો યુગાદિ જિણંદ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ વીરકુંવરની વાતડી કેને કહીએ—એ દેશી ॥

તીરથની આશાતના નવિ કરિયે ॥ નવિ કરિયે રે નવિ

કરિયે, ધૂપ ધ્યાન ઘટા અનુસરિયે, તરિયે સંસાર ા તીરથ૦ ા ા ૧ ા એ આંકણી ા આશાતના કરતાં થકાં ધનહાણી ા ભુખ્યાં ન મળે અન્નપાણી, કાયા વળી રોગે ભરાણી, આ ભવમાં એમ ા તીરથ૦ ા ૨ ા પરભવ પરમાધામીને વશ પડશે ા વૈતરણી નદીમાં ભળશે, અગ્નિને કુંડે બળશે, નહીં શરણું કોય ા તીરથ૦ ા ૩ ા પૂરવ નવાણું નાથજી, ઇહાં આવ્યા ા સાધુ કેઈ મોક્ષ સધાવ્યા, શ્રાવક પણ સિદ્ધિ સુહાવ્યા, જપતાં ગિરિ નામ ા તીરથ૦ ા૪ા અષ્ટોત્તર શતકૂટ એ ગિરિ ઠામે ા સૌંદર્ય યશોધર નામે, પ્રીતિમંડણ કામુક કામે, વળી સહજાનંદ ા તીરથ૦ ા૫ા મહેંદ્રધ્વજ સરવારથ સિદ્ધ કહિયે ા પ્રિયંકર નામ એ લહિયે, ગિરિ શીતલ છાંયે રહિયે, નિત્ય ધરીએ ધ્યાન ાતીરથ૦ા૬ા પૂજા નવાણું પ્રકારની એમ કીજે ા નરભવનો લાહો લીજે, વળી દાન સુપાત્રે દીજે, ચઢતે પરિણામ ા તીરથ૦ ા૭ા સેવન ફળ સંસારમાં કરે લીલા ા રમણી ધન સુંદર બાળા, શુભવીર વિનોદ વિશાળા, મંગલ શિવમાળ ાતીરથ૦ા૮ા

ા ઇતિ એકાદશમાભિષેકે ઉત્તરપૂજા ૯૯ સંપૂર્ણ ા

॥ અથ કળશ-શ્રી ધન્યાશ્રીરાગેણ ગીયતે ॥

ગાયો ગાયો રે, વિમલાચલ તીરથ ગાયો ॥ પર્વતમાં જેમ મેરૂ મહીધર, મુનિમંડળ જિનરાયો ॥ તરૂગણમાં જેમ કલ્પ તરૂવર, તેમ એ તીરથ સવાયો રે ॥વિ૦॥૧॥ યાત્રા નવાણું ઈહાં અમે કીધી, રંગ તરંગ ભરાયો ॥ તીરથગુણ મુક્તાફળ માળા, સંઘને કંઠે ઠવાયો રે ॥વિ૦॥૨॥ શેઠ હેમાભાઈ હુકમ લઈને, પાલીતાણા શિર ઠાયો ॥ મોતીચંદ મલુકચંદ રાજ્યે, સંઘ સકળ હરખાયો રે ॥વિ૦॥૩॥ તપગચ્છ સિંહસૂરીશ્વર કેરા, સત્યવિજય સત્ય પાયો ॥ કપૂરવિજય ગુરૂ ખિમાવિજય તસ, જસવિજયો મુનિરાયો રે ॥ વિ૦ ॥ ૪ ॥ શ્રી શુભવિજય સુગુરૂ સુપસાયે, શ્રુતચિંતામણિ પાયો ॥ વિજયદેવેંદ્રસૂરીશ્વર રાજ્યે, પૂજા અધિકાર રચાયો ॥ વિ૦ ॥ ૫ ॥ પૂજા નવાણું પ્રકારી રચાવો, ગાવો એ ગિરિરાયો ॥ વિધિયોગે ફળ પૂરણ પ્રગટે, તવ હઠવાદ હઠાયો રે ॥ વિ૦ ॥ ૬ ॥ વેદ ૪ વસુ ૮ ગજ ૮ ચંદ્ર ૧ સંવત્સર (૧૮૮૪) ચૈત્રીપૂનમ દિન ગાયો ॥ પંડિત વીરવિજય પ્રભુ ધ્યાને, આતમ આપ ઠરાયો રે ॥ ॥ વિમલા૦ ॥ ૭ ॥ ઈતિ કળશ ॥

॥ કાવ્યં ॥ ગિરિવરં૦ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥

॥ ઈતિ પંડિત શ્રી વીરવિજયકૃત શ્રી શત્રુંજય મહિમાગર્ભિત નવાણુપ્રકારી પૂજા સમાપ્ત ॥

## ॥ द्वादशव्रत पूजानी विधि ॥

વિશાળ જિનભુવનમાં અથવા પીઠિકાની રચના કરીને ત્યાં મહાવીર પ્રભુની પ્રતિમા સ્થાપન કરવી. વામ (ડાબી) દિશાએ કલ્પવૃક્ષ સ્થાપન કરવો. પછી તે પ્રતિમા આગળ પ્રત્યેક પૂજાદીઠ જે જે વસ્તુ પ્રભુને ચઢે છે, તે ચડાવવી. બાકી દર્પણ; અષ્ટમંગલ, અને ધ્વજાઓ, સર્વ મૂકવાં. જઘન્યથી તેર પુરૂષ, તેર ઇંદ્રાણી, શેષ વિધિ અષ્ટપ્રકારી પૂજાની રીતે જાણી લેવી. અને એકસોને ચોવીશ અતિચાર ટાળવા નિમિત્તે એકસોને ચોવીશ દીપક કરવા.

એ પૂજામાં શ્રાવકના શુદ્ધ સમ્યકત્વાદિ બારે વ્રતનો વિધિ–તે સમકિતના પાંચ, બારવ્રત તથા કર્મદાનના પંચોતેર, સંલેષણાના પાંચ, જ્ઞાનના આઠ, દર્શનના આઠ, ચારિત્રના આઠ, વીર્યના ત્રણ, અને તપના બાર, એ સર્વ મલી એકસો ચોવીશ અતિચાર ટાળવાના કહ્યા છે.

---

# શ્રી દ્વાદશવ્રત પૂજા

---

## ॥ प्रथम श्रावकगुणवर्णनकाव्यम् ॥

ઉચ્ચૈર્ગુણૈર્યસ્ય નિબદ્ધમૂલં ॥ સત્કીર્તિશાખાવિનયાદિપત્રઃ ॥ દાનં ફલં માર્ગ્ગણપક્ષિભોજિ ॥ જીયાચ્ચિરં શ્રાવક કલ્પવૃક્ષઃ ॥૧॥

## ॥ समकितारोपणे प्रथम जलपूजा ॥

॥ દોહા ॥

સુખકર શંખેશ્વર પ્રભુ, પ્રણુમી શુભગુરૂ પાય ॥ શાસનનાયક ગાયશું, વર્દ્ધમાન જિનરાય ॥૧॥ સમવસરણુ સુરવર રચે, વન મહસેન મોઝાર ॥ સંઘ ચતુર્વિધ થાપીને, ભૂતલ કરત વિહાર ॥૨॥ એક લખ શ્રાવક વ્રતધરા, ઓગણુશાઠ હજાર ॥ સૂત્રઉપાસકે વર્ણુવ્યા, દશ શ્રાવક શિરદાર ॥૩॥ પ્રભુહાથે વ્રત ઉચ્ચરી, બાર તજી અતિચાર ॥ ગુરૂ વંદી જિનની કરે, પૂજા વિવિધ પ્રકાર ॥૪॥ મુનિમારગ ચિંતામણિ, શ્રાવક સુરતરૂ સાજ ॥ બેહૂ બાંધવ ગુણુઠાણુમે, રાજા ને યુવરાજ ॥૫॥ શિવમારગ વ્રતનો વિધિ, સાતમા અંગ મોઝાર ॥ પંચમ આરે પ્રાણીને, સુણુતાં હોય ઉપકાર ॥૬॥ તેણે કારણુ પૂજા રચું, અનુક્રમે તેર પ્રકાર ॥ ઉતરવા ભવજલનિધિ, એ છે આરા બાર ॥૭॥ સુરતરૂ રૂપાનો કરી, નીલ વરણુમેં પાન ॥ રક્તવરણુ ફૂલ રાજતાં, વામ દિશે તસ ઠાણુ ॥૮॥ તેર તેર વસ્તુ શુચિ, મેળવીએ નવ રંગ ॥ નર નારી કલશા ભરી, તેર ઠવો જિન અંગ ॥૯॥ ન્હવણુ, વિલેપણુ, વાસની, માલ, દીપ, ધૂપ, ફુલ ॥ મંગલ અક્ષત, દર્પણુ, નૈવેદ્ય, ધ્વજ, ફલપૂર ॥૧૦॥

॥ ઢાળ ॥ રત્નમાલાની—પ્રથમ પૂરવદિશે—એ દેશી ॥

ચતુર ચંપાપુરી, વનમાંહે ઉતરી, સોહમ જંબૂને એમ કહે એ ॥ વીરજિન વિચરતા, નવપુર આવતા, વચન કુસુમે વ્રત મહમહે એ ॥૧॥ શાંત સંવેગતા, વસુમતી યોગ્યતા, સમકિત બીજ આરોપ કીજે ॥ સૃષ્ટિ બ્રહ્માતણી, વિષ્ણુ શંકર ધણી, એક રાખે એક સંહરીજે ॥ ગોરૂપ ચાટણી, વાવ અમૃતતણી, ત્રિપુર ને કેશવા ત્રણ હણીજે ॥ જુઠ મંડાણની, વાણી પુરાણની, કુગુરૂમુખ ડાકિણી દૂરે કીજે ॥૩॥ હરિ હર બંભને, દેવી અચંભને, પામી સમકિત નવિ ચિત્ત ધરીજે ॥ દોષથી વેગળા, દેવ તીર્થંકરા, ઉઠી પ્રભાતે તસ નામ લીજે ॥૪॥ અતિશયે શોભતા, અન્ય મત થોભતા, વાણી ગુણ પાંત્રીશ જાણીયે એ ॥ નાથ શિવસાર્થવા જગતના બંધવા, દેવવીતરાગ તે માનીયે એ ॥૫॥ જોગ આચારને, સુગુરૂ અણગારને, ધર્મ જયણાયુત આદરો એ ॥ સમકિત સારને, છંડી અતિચારને, સિદ્ધ પડિમાનતિ નિત કરો એ ॥ ૬ ॥ શ્રેણિક ક્ષાયકે, ક્ષીર ગંગોદકે, જિન અભિષેક નિત્ય તે કરે એ ॥ સિંચી અનુકુળને, કલ્પતરૂમૂલને, શ્રી શુભવીરપદ અનુસરે એ ॥ ૭ ॥

॥ અથ કાવ્યમ્ ॥ શાર્દૂલવિક્રીડિતં વૃત્તમ્ ॥

શ્રદ્ધાસંયુતદ્વાદશવ્રતધરાઃ શ્રાદ્ધાઃ શ્રુતે વર્ણિતાઃ ॥ આ-

નંદાદયદિગ્મિતાઃ સુરભવં ત્યક્ત્વા ગમિષ્યંતિ વૈ ।। મોક્ષં તદ્વ્રતમાચરસ્વ સુમતે ચૈત્યાભિષેકં કુરુ ।। યેન ત્વં વ્રતકલ્પપાદપફલાસ્વાદં કરોષિ સ્વયમ્ ।। ૧ ।।

( એ કાવ્ય પ્રત્યેક પૂજા દીઠ કહેવું )

।। અથ મંત્ર ।।

ૐ હ્રીં શ્રીં પરમપુરુષાય, પરમેશ્વરાય, જન્મજરામૃત્યુનિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય, જલં યજામહે સ્વાહા ।। ૧ ।।

( એ મંત્ર પણ પ્રત્યેક પૂજા દીઠ કહેવો )

।। ઇતિ સમકિતારોપણે પ્રથમ જલપૂજા સંપૂર્ણ ।। ૧ ।।



## ।। प्रथमव्रते द्वितीय चंदनपूजा ।।

।। દોહા ।।

દંસણ નાણ ચરણતણા, આઠ આઠ અતિચાર ।।
અણસણ વીર્યાચારના, પણતિગ તપના બાર ।। ૧ ।।
સુંદર સમકિત ઉચ્ચરી, લહિ ચોથું ગુણઠાણ ।।
ચઢિ પંચમ પગથાલીયે, થૂલ થકી પચ્ચખ્ખાણ ।।૨।।

।। ઢાળ ।। વાલ્હે અમૃત પાઈ ઉછેર્યાં, વાલ્હાજીયે અમને રે—દેશી ।।

આવો આવો જસોદાના કંત, અમ ઘર આવો રે ।। ભક્તિવત્સલ ભગવંત, નાથ શે નાવો રે ।। એમ ચંદનબાળાને બોલડે, પ્રભુ આવી રે ।। મુઠી બાકુલા માટે, પાછા

વળીને બોલાવી રે ॥ આ૦ ॥ ૧ ॥ સંકેત કરીને સ્વામી, ગયા તુમે વનમાં રે ॥ થઇ કેવળી કેવળી કીધ, ધરી જો મનમાં રે ॥ અમે કેસરકેરા કીચ કરીને પૂજું રે ॥ તોહે પહેલે વ્રત અતિચાર, થકી હું ધુજું રે ॥ આ૦ ॥ ૨ ॥ જીવહિંસાના પચ્ચખ્ખાણ, થુલથી કરીયે રે ॥ દુવિહં તિવિહેણં પાઠ, સદા અનુસરિયે રે ॥ વાસિ બોળો વિદલ નિશિભક્ષ, હિંસા ટાળું રે ॥ સવાવિશ્વા કેરી જીવ,–દયા નિત્ય પાળું રે ॥ આ૦ ॥ ૩ ॥ દશ ચંદરૂઆ દશ ઠામ, બાંધીને રહિયે રે ॥ જીવ જાયે એહવી વાત, કેહને ન કહિયે રે ॥ વધ બંધન ને છવિચ્છેદ, ભાર ન ભરિયે રે ॥ ભાત પાણીનો વિચ્છેદ, પશુને ન કરિયે રે ॥ આ૦ ॥ ૪ ॥ લૌકિક દેવ ગુરૂ મિથ્યાત્વ, ત્યાશી ભેદે રે ॥ તુજ આગમ સુણતાં આજ, હોય વિચ્છેદે રે ॥ ચોમાસે પણ બહુ કાજ, જયણા પાળું રે ॥ પગલે પગલે મહારાજ, વ્રત અજવાળું રે ॥ આ૦ ॥ ૫ ॥ એક શ્વાસમાંહે સોવાર, સમરૂં તુમને રે ॥ ચંદનબાળા જ્યું સાર, આપો અમને રે ॥ માછી હરિબળ ફળદાય, એ વ્રત પાળી રે ॥ શુભવીર ચરણ સુપસાય, નિત્ય દિવાળી રે ॥ આવો૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ શ્રદ્ધાસંયુત૦ ॥ ૧ ॥

॥ અથ મંત્ર ॥ ૐ હ્રીँ શ્રીँ પરમ૦ ॥ ચંદનં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ પ્રથમવ્રતે દ્વિતીય ચંદનપૂજા સંપૂર્ણ ॥ ૨ ॥

## ॥ द्वितीयव्रते तृतीय वासपूजा ॥

॥ દોહા ॥

ચૂર્ણ સરસ કુસુમેં કરી, ઘસી કેસર ઘનસાર ॥
બહુલ સુગંધિવાસથી, પૂજો જગતદયાળ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ રાગ ભૈરવી-યમુનામાં જઈ પડયો રે, બાળક—એ દેશી ॥

મુક્તિસે જાઈ મળ્યો રે, મોહન મેરો મુક્તિસે જાઈ મળ્યો ॥ મોહસે કયું ન ડર્યો રે ॥ મોહન૦ ॥ નામ કરમ નિર્જરણા હેતે, ભક્તકો ભાવ ભર્યો રે ॥ મો૦ ॥ ઉપદેશી શિવમંદિર પહોતા, તોસે બનાવ ઠર્યો રે ॥ મો૦ ॥ ૧ ॥ આનંદાદિક દશ યું બોલી, તુમ કને વ્રત ઉચર્યો રે ॥ મો૦ ॥ પાંચ મોટકાં જુઠ ન બોલે, મેં બી આશ ભર્યો રે ॥ મો૦ ॥ ૨ ॥ બીજું વ્રત ધરી જુઠ ન બોલું, પણ અતિચારે ડર્યો રે ॥ મો૦ ॥ વસુરાજા આસનસે પડીયો, નરકાવાસ ઠર્યો રે ॥ મો૦ ॥ ૩ ॥ માંસાહારી માતંગી બોલે, ભાનુ પ્રશ્ન ધર્યો રે ॥ મો૦ ॥ જુઠા નર પગ ભૂમિશોધન, જળ-છંટકાવ કર્યો રે ॥ મો૦ ॥ ૪ ॥ મંત્રભેદ રહનારી ન કીજે, અછતી આળ હર્યો રે ॥ મો૦ ॥ કૂટ લેખ મિથ્યા ઉપદેશે, વ્રતકો પાણી ઝર્યો રે ॥ મો૦ ॥ ૫ ॥ કમલશેઠ એ વ્રતસેં સુખિયો,

જુઠમેં નંદ કળયો રે ॥ મો૦ ॥ શ્રી શુભવીર વચન પરતીતે, કલ્પવૃક્ષ ફળ્યો રે ॥ મોહન મેરો૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ શ્રદ્ધાસંયુત૦ ॥

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ વાસં ય૦ સ્વાહા ॥

॥ ઇતિ દ્વિતીયવ્રતે તૃતીય વાસપૂજા સંપૂર્ણ ॥ ૩ ॥

## ॥ तृतीयव्रते चतुर्थ पुष्पमालपूजा ॥

॥ દોહા ॥

સુરતરૂ જાય ને કેતકી, ગુંથી ફૂલની માળ ॥
ત્રિશલાનંદન પૂજીયે, વરિયે શિવ વરમાળ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ હું ને અમારો હરજીવનજી—એ દેશી ॥

પ્રભુ કંઠે ઠવી ફુલની માળા, થુલથકી વ્રત ઉચ્ચરિયે રે ॥ ચિત્ત ચોખે ચોરી નવિ કરિએ ॥ સ્વામિ અદત્ત કદાપી ન લીજે, ભેદ અઢારે પરિહરિયે રે ॥ ચિત્ત૦ ॥૧॥ નવિ કરિયે તો ભવજળ તરિયે રે ॥ ચિત્ત૦ ॥ એ આંકણી ॥ સાત પ્રકારે ચોર કહ્યો છે, તૃણ તુષ માત્ર ન કર ધરિયે રે ॥ ચિત્ત૦ ॥ રાજદંડ ઉપજે તે ચોરી, નાઠું પડયું વળી વિસરિયે રે ॥ ચિત્ત૦ ॥ ૨ ॥ કૂડે તોલે કૂડે માપે, અતિચારે નવિ અતિચરિયે રે ॥ ચિત્ત૦ ॥ આ ભવ પર-ભવ ચોરી કરતાં, વધ બંધન જીવિત હરિયે રે ॥ ચિત્ત૦ ॥

॥ ૩ ॥ ચોરીનું ધન ન ઠરે ઘરમાં, ચોર સદા ભૂખે મરિયે રે ॥ ચિત્ત૦ ॥ ચોરનો કોઈ ધણી નવિ હોવે, પાસે બેઠાં પણ ડરિયે રે ॥ ચિત્ત૦ ॥ ૪ ॥ પરધન લેતાં પ્રાણ જ લીધા, પંચેંદ્રિય હત્યા વરિયે રે ॥ ચિત્ત૦ ॥ વ્રત ધરતાં જગમાં જસ ઉજ્જવલ, સુર લોકે જઈ અવતરિયે રે ॥ ચિત્ત૦ ॥ ૫ ॥ તિહાં પણ સાસય પડિમા પૂજી, પુણ્યતણી પોઠી ભરિયે રે ॥ ચિત્ત૦ ॥ જળકળશા ભરી જિન અભિષેકે, કલ્પતરૂ રૂડો ફળિયે રે ॥ ચિત્ત૦ ॥ ॥ ૬ ॥ ધનદત્ત શેઠ ગયો સુરલોકે, એ વ્રત શાખા વિસ્તરિયે રે ॥ ચિત્ત૦ ॥ શ્રી શુભવીર જિનેશ્વર ભકતે, સાસયસુખ શિવમંદિરિયે રે ॥ ચિત્ત૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ શ્રદ્ધાસંયુત૦ ॥

॥ અથ મંત્ર ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ પુષ્પમાલાં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ તૃતીયવ્રતે ચતુર્થ પુષ્પમાલપૂજા સંપૂર્ણ ॥ ૪ ॥

## ॥ चतुर्थव्रते पंचम दीपकपूजा ॥

॥ દોહા ॥

ચોતું વ્રત હવે વરણવું, દીપકસમ જસ જ્યોત ॥
કેવળ દીપક કારણે, દીપકનો ઉદ્યોત ॥ ૧ ॥

॥ ઢાળ ॥ વૃંદાવનના વાસી રે, વિઠલા તેં મુજને વિસારી–એ દેશી ॥

એ વ્રત જગતમાં દીવો મેરે પ્યારે, એ વ્રત જગમાં દીવો ॥ ટેક ॥ પરમાતમ પૂજીને વિધિશું, ગુરૂ આગળ વ્રત લીજે, અતિચાર પણ દૂર કરીને, પરદારા દૂર કીજે ॥ મેરે૦ ॥ નિજ નારી સંતોષી શ્રાવક, અણુવ્રત ચોથું પાળે ॥ દેવ તિરી નર નારી નજરે, રૂપરંગ નવિ ભાળે ॥ મેરે૦ ॥ ૧ ॥ વ્રતને પીડા કામની ક્રીડા, દુરગંધા જે બાળી ॥ નાસાવિણુ નારી પણ રાગે, પંચાશકમાં ટાળી ॥ મેરે૦ ॥ વિધવા નારી બાળ કુમારી, વેશ્યા પણ પરજાતી ॥ રંગે રાતી દુર્બળ છાતી, નરમારણ એ કાતી ॥ મેરે૦ ॥ ૨ ॥ પરનારી હેતે શ્રાવકને, નવ વાડયો નિરધારી ॥ નારાયણ ચેડા મહારાજે, કન્યાદાન નિવારી ॥ મેરે૦ ॥ ભરતરાયને રાજ ભળાવી, રામ રહ્યા વનવાસે ॥ ખરદૂષણ નારી સવિકારી, દેખી ન પડયા પાસે ॥ મેરે૦ ॥ ૩ ॥ દશ શિર રાવણ રણમાં રોળ્યો, સીતા સતીમાં મોટી ॥ સર્વથકી જે બ્રહ્મવ્રત પાળે, નાવે દાન હેમ કોટી ॥ મેરે૦ ॥ વૈતરણીની વેદના માંહે, વ્રત ભાંગે તે પેસે ॥ વિરતિને પ્રણામ કરીને, ઇંદ્ર સભામાં બેસે ॥ મેરે૦ ॥ ૪ ॥ મદિરા માંસથી વેદપુરાણે, પાપ ઘણું પરદારા ॥ વિષકન્યા રંડાપણ અંધા, વ્રતભંજક અવતારા ॥ મેરે૦ ॥ વ્રત સંભાળે પાપ પખાળે,

સુર તસ વાંછિત સાધે ॥ કલ્પતરૂ ફળદાયક એ વ્રત, જગ જશ કીરતિ વાધે ॥ મેરે૦ ॥ ૫ ॥ દશમે અંગે બત્રીશ ઓપમ, શીલવતી વ્રત પાળી ॥ નાથ નિહાળી ચરણે આયો, નેહ નજર તુમ ભાળી ॥ મેરે૦ ॥ હાથી મુખસેં દાણો નિકસેં, કીડી કુટુંબ સહુ ખાવે ॥ શ્રી શુભવીર જિનેશ્વર સાહેબ, શોભા અમ શિર પાવે ॥ મેરે૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ શ્રદ્ધાસંયુત૦ ॥

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ દીપં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ ચતુર્થવ્રતે પંચમ દીપક પૂજા સંપૂર્ણ ॥ ૫ ॥

## ॥ पंचमव्रते षष्ठ धूपपूजा ॥

॥ દોહા ॥

અણુવ્રત પંચમ આદરી, પાંચ તજી અતિચાર ॥
જિનવર ધૂપે પૂજીયે, ત્રિશલા માત મલ્હાર ॥ ૧ ॥

॥ ઢાળ ॥ મારી અંબાના માંડવડા હેઠ—એ દેશી ॥

મનમોહનજી જગતાત, વાત સુણો જિનરાજજી રે ॥ નવિ મળિયો આ સંસાર, તુમ સરીખો શ્રી નાથજી રે ॥ એ આંકણી ॥ કૃષ્ણાગરૂ ધૂપ દશાંગ, ઉખેવિ કરૂં વિનતી રે ॥ તૃષ્ણા તરૂણી રસલીન, હું રઝળ્યો રે ચારે ગતિ રે ॥ તિર્યંચ તરૂનાં મૂળ, રાખી રહ્યો ધન ઉપરે રે ॥ પંચેંદ્રિ

ફણીધરરૂપ, ધન દેખીને મમતા કરે રે ॥ મન૦ ॥ ૧ ॥ સુર લોભી છે સંસાર, સંસારી ધન સંહરે રે ॥ ત્રીજે ભવ સમરાદિત્ય, સાધુ ચરિત્રને સાંભળે રે ॥ નરભવમાંહે ધન કાજ, ઝાંઝ ચઢયો રણમાં રડયો રે ॥ નીચ સેવા મૂકી લાજ, રાજ્યરસે રણમાં પડયો રે ॥ મન૦ ॥ ૨ ॥ સંસાર માંહે એક સાર, જાણી કંચન કામિની રે ॥ ન ગણી જપ-માળા એક, નાથ નિરંજન નામની રે ॥ ભાગ્યે મળિયા ભગવંત, અવસર પામી વ્રત આદરૂં રે ॥ ગયો નરકે મમ્મણ શેઠ, સાંભળી લોભથી ઓસરૂં રે ॥ મન૦ ॥ ૩ ॥ નવવિધ પરિગ્રહ પરિમાણ, આણંદાદિકની પરે રે ॥ અથવા ઇચ્છા પરિમાણ, ધણ ધન્નાદિક ઉચ્ચરે રે ॥ વળી સામાન્યે ષટ્ ભેદ, ઉત્તર ચોસઠ દાખિયા રે ॥ દશ વૈકાલિક નિર્યુક્તિ, ભદ્રબાહુ ગુરૂ ભાખિયા રે ॥ મન૦ ॥ ૪ ॥ પરિમાણથી અધિકું હોય, તો તીરથે જઇ વાવરો રે ॥ રોકાયે ભવનું પાપ, છાપ ખરી જિનની ધરો રે ॥ ધનશેઠ ધરી ધનમાન, ચિત્રાવેલીને પરિહરી રે ॥ શુભવીર પ્રભુને ધ્યાન, સંતોષે શિવસુંદરી રે ॥ મન૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ શ્રદ્ધાસંયુત૦ ॥

॥ અથ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ ધૂપં ય૦ સ્વાહા ॥

॥ ઇતિ પંચમવ્રતે ષષ્ઠ ધૂપપૂજા સંપૂર્ણ ॥ ૬ ॥

## ॥ षष्ठव्रते सप्तम पुष्पपूजा ॥

॥ દોહા ॥

કુલ અમુલક મેઘ જ્યું, વરસાવી જિન અંગ ॥
ગુણવ્રત ત્રણ્યે તેહમાં, દિશિ પરિમાણને રંગ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ રાગ સારંગ–દાયક દિલ વસિયા—એ દેશી ॥

સમવસરણ સુરવર રચે રે, પૂજા કુલ અશેષ ॥ સાહિબ શિવ વસિયા ॥ રાયપસેણી સૂત્રમાં રે, કરે સુરિયાભ વિશેષ ॥ સાહિબ૦ ॥ ૧ ॥ પૂજ્યની પૂજા તેમ કરી રે, કરૂં આશા પરિમાણ ॥ સા૦ ॥ ચાર દિશા વિમલા તમા રે, હિંસાયે પચ્ચખ્ખાણ ॥ સા૦ ॥ ૨ ॥ આશ કરૂં અરિહાતણી રે, પંચ તજી અતિચાર ॥ સા૦ ॥ તુમ સરિખો દીઠો નહીં રે, જગમાં દેવ દયાળ ॥ સા૦ ॥ ૩ ॥ વરસી વરસ્યા તે સમે રે, વિપ્ર ગયો પરદેશ ॥ સા૦ ॥ તેહને પણ સુખિયો કર્યો રે, લાખિણો દેઇ ખેસ ॥ સા૦ ॥ ૪ ॥ હું પણ તે દિન કેઇ ગતિ રે, કેવલી જબ જિનરાજ ॥ સા૦ ॥ સાસન દેખી તાહરૂં રે, આવ્યો તુમ શિર લાજ ॥ સા૦ ॥ ૫ ॥ એ વ્રતથી શિવસુખ લહ્યું રે, જેમ મહાનંદ કુમાર ॥ સા૦ ॥ શ્રી શુભવીર જિનેશ્વરૂ રે, અમને પણ આધાર ॥ સાહિબ શિવ વસિયા ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ શ્રદ્ધાસંયુત૦ ॥

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ પુષ્પાણિ યજા૦ સ્વાહા ॥

॥ ઇતિ ષષ્ઠવ્રતે સપ્તમ પુષ્પપૂજા સંપૂર્ણ ॥ ૭ ॥

## ॥ सप्तमव्रते अष्टम अष्टमांगलिकपूजा ॥

॥ દોહા ॥

અષ્ટમંગળની પૂજના, કરિયે કરી પ્રણામ ॥
આઠમી પૂજાએ નમો, ભાવમંગલ જિનનામ ॥ ૧ ॥
ઉપભોગે પરિભોગથી, સપ્તમ વ્રત ઉચ્ચાર ॥
બીજું ગુણવ્રત એહના, વીશ તજો અતિચાર ॥ ૨ ॥

॥ ઢાળ ॥ સુતારીના બેટા તુને વિનવું રે લોલ—એ દેશી ॥

વ્રત સાતમે વિરતિ આદરૂં રે લોલ, કરો સાહેબ જો મુજ મેહેર જો ॥ તુમ આગમ આરીસો જોવતાં રે લો, દૂર દીઠું છે શિવપુર શહેર જો ॥ ૧ ॥ મને સંસારીશેરી વિસરી રે લોલ ॥ જિહાં બાર પાડોશી ચાડ જો, નિત્ય રહેવું ને નિત્ય વઢવાડ જો ॥ મને૦ ॥ એ આંકણી ॥ ફળ તંબોળ અન્ન ઉપભોગમાં રે લોલ, ઘર નારી ચીવર પરિભોગ જો ॥ કરી માન નમું નિત્ય નાથને રે લો, જેથી જાએ ભવોભવ શોક જો ॥ મને૦ ॥ ૨ ॥ પ્રભુ પૂજા રચું અષ્ટ મંગળે રે લોલ, પરહાંસી તજી અતિ રોષ જો ॥ ૨ ॥ અતિઉદ્ભટ વેશ ન પેહેરીયે રે લોલ, નવિ ધરીએ મલિનતા વેશ જો ॥ મને૦ ॥ ॥૩॥ ચાર મોટી વિગય કરી વેગળી રે લોલ, દશ બાર અભક્ષ્ય નિવાર જો ॥ તિહાં રાત્રિભોજન કરતાં થકાં રે લોલ, મંજાર ઘુઅડ અવતાર જો ॥ મને૦ ॥ ૪ ॥ છળે રાક્ષસ

વ્યંતર ભૂતડાં રે લોલ, કેશ કંટક જૂનો વિકાર જો ॥ ત્રણ્ય મિત્રચરિત્રને સાંભળી રે લોલ, કરો રાત્રિભોજન ચોવીહાર જો ॥ મને૦ ॥૫॥ ગાડાં વહેલ વેચે ભાડાં કરે રે લોલ, અંગારકરમ વનકર્મ જો ॥ સર કૂપ ઉપલ ખણતાં થકાં રે લોલ, નવિ રહે શ્રાવકનો ધર્મ જો ॥ મને૦ ॥ ૬ ॥ વિષ શસ્ત્ર વેપાર દાંત લાખનો રે લોલ, રસ કેશ નિલંછનકર્મ જો ॥ શુક મેનાં ન પાળીએ પાંજરે રે લોલ, વનદાહે દહે શિવશર્મ જો ॥ મને૦ ॥ ૭ ॥ યંત્રપીલણ રસ નવિ શોષીએ રે લોલ, તેણે કરજો મયા મહારાજ જો ॥ નહિ ખોટ ખજાને દીજીએ રે લોલ, શિવરાજ વધારી લાજ જો ॥ મને૦ ॥ ૮ ॥ રાજમંત્રીસુતા ફળ પામતી રે લોલ, વ્રતસાધક બાધક ટાળ જો ॥ શુભવીર પ્રભુના નામથી રે લોલ, નિત્ય પામીએ મંગળમાળ જો ॥ મને૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥ શ્રદ્ધાસંયુત૦ ॥

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ અષ્ટમંગલાનિ ય૦ ॥સ્વાહા ॥

॥ ઇતિ સપ્તમવ્રતે અષ્ટમાંગલિક પૂજા સંપૂર્ણ ॥ ૮ ॥

## ॥ अष्टमव्रते नवम अक्षतपूजा ॥

॥ દોહા ॥

દંડાયે વિણુહેતુયે, વળગે પાપપ્રચંડ ॥
પ્રભુ પૂજી વ્રત કારણે, તે કહું અનર્થદંડ ॥૧॥

સ્વજન શરીરને કારણે, પાપે પેટ ભરાય ။
તે નવિ અનરથ દંડ છે, એમ ભાંખે જિનરાય ॥૨॥

॥ ઢાળ ॥ વેગળો રહે વરણાગીયા—એ દેશી ॥

નેક નજર કરો નાથજી, જેમ જાયે દાલિદર આજથી જી હો ॥નેક૦॥॥ અમે અક્ષત ઉજ્જવલ તંદુલે, કરી પૂજા કરું જિનઆગળે જી હો ॥નેક૦॥ આવી પોહોતો છું પંચમકાળમાં, સંસાર દાવાનળ ઝાળમાં જી હો ॥નેક૦॥ ॥૧॥ ધ્યાન આરત રૌદ્રે મંડીયો, ઠામઠામ અનર્થે દંડીયો જી હો ॥નેક૦॥ ઉપદેશ મેં પાપનો દાખિયો, કૂડી વાતે થયો હું સાખિયો જી હો ॥નેક૦॥૨॥ આરંભ કર્યા ઘણી ભાતિના, મેં યુદ્ધ કર્યાં કેઈ જાતિનાં જી હો ॥નેક૦॥ રથ મૂશલ માગ્યાં આપિયાં, જતાં પંથે તે તરૂવર ચાંપિયાં જી હો ॥નેક૦॥૩॥ વળી વાદે તે વૃષભ દોડાવિયા, કરી વાતો ને લોક લડાવિયા જી હો ॥નેક૦॥ ચાર વિકથાયે પુણ્યધન હારિયો, જેમ અનીતિપુરે વ્યવહારિયો જી હો ॥નેક૦॥૪॥ તિહાં ચાર ધૂતારા વાણિયા, ભરે પેટ તે પાપે પ્રાણિયા જી હો ॥નેક૦॥ રણ ઘંટા વચન જે પાળીયું, તો રત્નચૂડે ધન વાળીયું જી હો ॥નેક૦॥૫॥ એમ અરિહાની આણા પાળશું, વ્રત લેઈને પાપ પખાળશું જી હો ॥નેક૦॥ અતિચાર તે પાંચ નિવારશું, ગુરૂશિક્ષા તે દિલમાં ધારશું જી

હો ॥ નેક૦ ॥ ૬ ॥ વીરસેન કુસુમસિરિ દો જણાં, વ્રત પાળી થયાં સુખિયાં ઘણાં જી હો ॥નેક૦॥ અમે પામીએ લીલવિલાસને, શુભવીર પ્રભુને શાસને જી હો ॥નેક૦॥૭॥

॥ કાવ્યં ॥ શ્રદ્ધાસંયુત૦ ॥

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ અક્ષતાન્ ય૦ સ્વાહા ॥

॥ ઈતિ અષ્ટમવ્રતે નવમ અક્ષતપૂજા સંપૂર્ણ ॥૯॥

## ॥ नवमव्रते दशम दर्प्पणपूजा ॥

॥ દોહા ॥

દશમી દર્પ્પણપૂજના, ધરી જિન આગળ સાર ॥
આતમરૂપ નિહાળવા, કહું શિક્ષાવ્રત ચાર ॥૧॥

॥ ઢાળ ॥ સુણ ગોવાલણી—એ દેશી ॥

હે સુખકારી! આ સંસાર થકી જો મુજને ઉદ્ધરે ॥હે ઉપકારી! એ ઉપકાર તુમારો કદીય ન વીસરે ॥એ ટેક॥ નવમે સામાયિક ઉચ્ચરિયે, અમે દર્પ્પણની પૂજા કરિયે, નિજ આતમરૂપ અનુસરિયે, સમતા સામાયિક સંવરિયે ॥ ॥ હે૦ ॥૧॥ સામાન્યે જિહાં મુનિવર ભાળે, અતિચાર પાંચ એહના ટાળે ॥ સાધુપરેં જીવદયા પાળે, નિજ ઘર ચૈત્યે પૌષધશાળે ॥હે૦॥૨॥ રાજા મંત્રી ને વ્યવહારી, ઘોડા રથ હાથી શણગારી ॥ વાજિંત્ર ગીત આગળ પાળા, પરશંસે ષટ્દરશનવાળા ॥હે૦॥૩॥ એણી રીતે ગુરૂ પાસે આવી, કરે સામાયિક સમતા લાવી ॥ ઘડી બે સામાયિક

ઉચ્ચરિયે, વળી બત્રીસ દોષને પરિહરિયે ॥હે૦॥૪॥ લાખ ઓગણસાઠ બાણું કોડી, પચવીશ સહસ નવસેં જોડી ॥ પચવીશ પલ્યોપમ ઝાઝેરૂં, તે બાંધે આયુ સુરકેરૂં ॥હે૦॥ ॥૫॥ સામાયિક વ્રત પાળી યુગતે, તે ભવ ધનમિત્ર ગયો મુગતે ॥ આગમ રીતે વ્રત હું પાળું, પંચમ ગુણઠાણું અજુવાળું ॥હે૦॥૬॥ તુમે ધ્યેયરૂપે ધ્યાને આવો, શુભ-વીર પ્રભુ કરૂણા લાવો ॥ નહીં વાર અચળ સુખ સાધંતે, ઘડી દોય મળો જો એકાંતે ॥હે૦॥૭॥

॥ કાવ્યં ॥ શ્રદ્ધાસંયુત૦ ॥

॥ અથ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ દર્પણં ય૦ સ્વાહા ॥

## ॥ दशमव्रते एकादश नैवेद्यपूजा ॥

॥ દોહા ॥

વિગ્રહગતિ દૂરે કરી, આપો પદ અણાહાર ॥
ઇમ કહી જિનવર પૂજીએ, ઠવી નૈવેદ્ય રસાળ ॥૧॥

॥ ઢાળ ॥ તેજે તરણીથી વડો રે—એ દેશી ॥

દશમે દેશાવકાસિકે રે, ચઉદ નિયમ સંક્ષેપ ॥ વિસ્તારે પ્રભુ પૂજતાં રે, ન રહે કર્મનો લેપ હો જિનજી ॥૧॥ ભક્તિ સુધારસ ઘોળનો રે, રંગ બન્યો હે ચોળનો રે, પલક ન છોડયો જાય ॥ એ આંકણી ॥ એક મુહૂરત દિન રાત-નું રે, પક્ષ માસ પરિમાણ ॥ સંવત્સર ઇચ્છા લગે રે,

તે રીતે પચ્ચખ્ખાણુ હો જિનજી ॥ ભક્તિ૦ ॥૨॥ બારે વ્રતના નિયમનો રે, સંક્ષેપ એહમાં થાય ॥ મંત્રબળે જેમ વીંછીનું રે, ઝેર તે ડંખે જાય હો જિનજી ॥ ભક્તિ૦ ॥૩॥ ગંઠસી ધરસી દીપસી રે, એહમાં સર્વ સમાય ॥ દીપક જ્યોતે દેવતા રે, ચંદવિડંસગ રાય હો જિનજી ॥ભક્તિ૦॥ ॥૪॥ પણ અતિચાર નિવારીને રે, ધનદ ગયો શિવગેહ ॥ શ્રી શુભવીરશું માહરે રે, સાચો ધર્મસનેહ હો જિનજી ॥ભક્તિ૦॥ ૫ ॥

॥ કાવ્યં ॥ શ્રદ્ધાસંયુત૦ ॥

॥ અથ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ નૈવેદ્યં ય૦ સ્વાહા ॥

## ॥ एकादशव्रते द्वादश ध्वजपूजा ॥

॥ દોહા ॥

પડહ વજાવી અમારિનો, ધ્વજ બાંધો શુભ ધ્યાન ॥
પોસહવ્રત અગિયારમે, ધ્વજ પૂજા સુવિધાન ॥૧॥

॥ ઢાળ ॥ વગડાનો વાસી રે મોર શિદ મારીઓ—એ દેશી ॥

પ્રભુપડિમા પૂજીને પોસહ કરિયે રે, વાતને વિસારી રે વિકથા ચારની ॥ પ્રાયે સુરગતિ સાધે પર્વને દિવસે રે, ધર્મ-ની છાંયા રે તરૂ સહકારની ॥ શીતળ નહિ છાયા રે આ સં-સારની ॥ કૂડી છે માયા રે આ સંસારની ॥ કાચની કાયા રે છેવટ છારની ॥ સાંચી એક માયા રે જિન અણુગારની ॥૧॥ ॥ એ આંકણી ॥ એંશી ભાંગે દેશથકી જે પોસહ રે, એકાસણુ

કહ્યું રે શ્રી સિદ્ધાંતમાં ॥ નિજ ઘર જઈને જયણા મંગળ બોલી રે, ભાજનમુખ પૂંજી રે શબ્દવિના જમે ॥ શીતલ૦॥ કૂ૦॥ ॥ કા૦ ॥ સા૦ ॥ ૨ ॥ સર્વથી આઠ પહોરનો ચઉવિહાર રે, સંથારો નિશિ રે કંબલ ડાભનો ॥ પાંચે પરવી ગૌતમ ગણધર બોલ્યા રે, પૂરવ આંક તીસગુણો છે લાભનો ॥ શી૦॥ ॥ કૂ૦॥ કા૦ ॥ સા૦॥ ૩॥ કાર્તિક શેઠ પામ્યો હરિઅવતાર રે, શ્રાવક દશ વીસ વરસે સ્વર્ગે ગયા ॥ પ્રેતકુમાર વિરાધકભાવને પામ્યો રે, દેવકુમાર વ્રત રે આરાધક થયા ॥ શી૦॥ ॥ કૂ૦॥ કા૦ ॥ સા૦ ॥ ૪ ॥ પણ અતિચાર તજી જિનજી વ્રત પાળું રે, તારક નામ સાચું રે જો મુજ તારશો ॥ નામ ધરાવો નિર્યામક જો નાથ રે, ભવોદધિ પાર રે તો ઉતારશો ॥ શી૦॥ કૂ૦ ॥ કા૦ ॥ સા૦ ॥ ૫ ॥ સુલસાદિક નવ જણને જિનપદ દીધાં રે, કરમે તે વેળા રે વસિયો વેગળો ॥ શાસન દીઠું ને વળી લાગ્યું મીઠું રે, આશાભર આવ્યો રે સ્વામિ એકલો ॥ શી૦॥ કૂ૦॥ કા૦॥ સા૦॥ ૬॥ દાયક નામ ધરાવો તો સુખ આપો રે, સુરતરૂની આગે રે શી બહુ માગણી ॥ શ્રી શુભવીર પ્રભુજી મોંઘે કાળે રે, દિયંતા દાન રે શાબાશી ઘણી ॥ શી૦ ॥ કૂ૦ ॥ કા૦ ॥ સા૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ શ્રદ્ધાસંયુત૦ ॥

॥ અથ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ ધ્વજં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઈતિ એકાદશવ્રતે દ્વાદશ ધ્વજપૂજા સંપૂર્ણ ॥

## ॥ द्वादशव्रते त्रयोदश फलपूजा ॥

॥ દોહા ॥

અતિથિ કહ્યા અણગારને, સંવિભાગ વ્રત તાસ ॥
ફળપૂજા કરી તેરમી, માગો ફળ પ્રભુ પાસ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ ભમરા ! ભુધર શેં નાવ્યો—એ દેશી ॥

ઉત્તમ ફળ પૂજા કીજે, મુનિને દાન સદા દીજે ॥ બારમે વ્રત લાહો લીજે રે, શ્રાવક વ્રત સુરતરૂ ફળિયો ॥ મનમોહન મેળો મળિયો રે ॥શ્રાવક૦॥૧॥ એ આંકણી ॥ દેશ કાળ શ્રદ્ધા ક્રમિયે, ઉત્તર પારણે દાન દિયે, તેહમાં પણ નવિ અતિચરિયે રે ॥શ્રા૦॥૨॥ વિનતિ કરી મુનિને લાવે, મુનિ બેસણ આસણ ઠાવે, પડિલાભે પોતે ભાવે રે ॥ શ્રા૦ ॥ ૩ ॥ દશ ડગલાં પૂંઠે જાવે, મુનિદાને જે નવિ આવે, વ્રતધારી તે નવિ ખાવે રે ॥ શ્રા૦ ॥ ૪ ॥ મુનિ અછતે જમે દિશિ દેખી, પોસહ પારણવિધિ ભાખી, ધર્મદાસ ગણી છે સાખી રે ॥ શ્રા૦ ॥ ૫ ॥ એકાદશ પડિમા વહિયા, સુરઉપસર્ગે નવિ પડિયા, કામદેવ પ્રભુમુખ ચડિયા રે ॥ શ્રા૦ ॥ ૬ ॥ ગુણકર શેઠ ગયા મુકતે, હું પણ પાળું એ યુકતે, શ્રી શુભવીર પ્રભુ ભકતે રે ॥ શ્રાવક૦ ॥ ૭ ॥

॥ અથ સર્વોપરિ ગીતં ॥

॥ નિશદિન જોઉં વાટડી, ઘરે આવો ઢોલા—એ દેશી ॥

વિરતિપણે હું વિનવું, પ્રભુ અમ ઘર આવો ॥ સેવક સ્વામિભાવથી, નથી કોઈનો દાવો ॥ વિ૦ ॥ ૧ ॥ લીલવિલાસી મુક્તિના, મુજ તેહ દેખાવો ॥ મનમેળો મેલી કરી, ફોકટ લલચાવો ॥ વિ૦ ॥ ૨ ॥ રંગ રસીલા રીઝીને ત્રિશલાસુત આવો ॥ થાયે સેવક તુમ આવતે, ચૌદરાજમાં ચાવો ॥ વિ૦ ॥ ૩ ॥ પંથવચ્ચે પ્રભુજી મળ્યા, હજુ અરધે જાવો ॥ નિર્ભય નિજપુર પામવા, પ્રભુ પાકો વોળાવો ॥ ॥ વિ૦ ॥ ૪ ॥ શ્રેણિ ચઢી શૈલેશિયે, પરિશાટન ભાવો ॥ એક સમય શિવમંદિરે, જ્યોતે જ્યોત મિલાવો ॥ વિ૦ ॥ ॥ ૫ ॥ નાટક દુનિયા દેખતે, નવિ હોય અભાવો ॥ શ્રી શુભવીરને પૂજતાં, ઘેર ઘેર વધાવો ॥ વિ૦ ॥ ૬ ॥

॥ કાવ્યં શ્રદ્ધાસંયુત૦ ॥

॥ અથ મંત્ર ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ ફલં ય૦ ॥ સ્વાહા ॥

॥ ઇતિ દ્વાદશવ્રતે ત્રયોદશ ફલપૂજા સંપૂર્ણ ॥ ૧૩ ॥

॥ અથ કળશ ॥ રાગ ધન્યાશ્રી ॥

ગાયો ગાયો રે, મહાવીર જિનેશ્વર ગાયો ॥ વીરમુખે વ્રત ઉચ્ચરિયાં જેમ, નર નારી સમુદાયો ॥ એકશોચોવીશ અતિચાર પ્રમાણે, ગાથાએ ભાવ બનાયો રે ॥ મહા૦ ॥

॥ ૧ ॥ વ્રતધારીને પૂજાનો વિધિ, ગણધર સૂત્ર ગુંથાયો ॥ નિર્ભય દાવે શિવપુર જાવે, જેમ જગમાલ છપાયો રે ॥ ॥ મહા૦ ॥ ૨ ॥ તપગચ્છ શ્રી વિજયસિંહસૂરિના, સત્યવિજય સત્ય પાયો ॥ કપૂરવિજય ગુરૂ ખિમાવિજય તસ, જસવિજયો મુનિરાયો રે ॥ મહા૦ ॥ ૩ ॥ શ્રી શુભવિજય સુગુરૂ સુપસાયે, શ્રુતચિંતામણિ પાયો ॥ વિજયદેવેંદ્રસૂરીશ્વરરાજ્યે, એ અધિકાર રચાયો રે ॥ મહા૦ ॥ ૪ ॥ કષ્ટ નિવારે વંછિત સારે, મધુરે કંઠે મલ્હાયો ॥ રાજનગરમાં પૂજા ભણાવી, ઘર ઘર ઉત્સવ થાયો રે ॥ મહા૦ ॥ ॥ ૫ ॥ મુનિ[૭] વસુ[૮] નાગ[૮] શશી[૧] સંવત્સર ( ૧૮૮૭ ), દીવાળી દિન ગાયો ॥ પંડિત વીરવિજય પ્રભુધ્યાને, જગજસ પડહ વજાયો ॥ મહાવીર૦ ॥ ૬ ॥

॥ ઇતિ પંડિત શ્રી વીરવિજયજીકૃત શ્રી દ્વાદશવ્રત પૂજા સમાપ્ત ॥

# શ્રી પિસ્તાલીશઆગમની પૂજા

વિધિ—આ પૂજા અષ્ટપ્રકારી પૂજાની પેઠે આઠ પૂજાઓથી ભણાવાય છે, માટે તેની વિધિ અષ્ટપ્રકારી પૂજાની પેઠે સમજી લેવી.

## ॥ प्रथम जलपूजा ॥

॥ દોહા ॥

શ્રી શંખેશ્વર પાસજી, સાહેબ સુગુણગરિઠ્ઠ ॥ શુભગુરૂ ચરણ પસાયથી, શ્રુતનિધિ નજરે દીઠ ॥ ૧ ॥ શાસનના-

ચક વંદિયે, ત્રિશલામાત મલ્હાર ॥ જસ મુખથી ત્રિપદી લહી, સૂત્ર રચે ગણધાર ॥૨॥ સુધર્મા ગણધરતણી, રચના વરતે સોય ॥ દ્વાદશ અંગથકી અધિક, સૂત્ર નહીં જગ કોય ॥ ૩ ॥ આગે આગમ બહુ હતાં, અર્થવિદિત જગદીશ ॥ કાલવશે સંપ્રતિ રહ્યાં, આગમ પિસ્તાલિશ ॥ ૪ ॥ આથમતે કેવલ રવિ, મંદિર દીપક જ્યોત ॥ પંચમ આરે પ્રાણીને, આગમનો ઉદ્યોત ॥ ૫ ॥ પ્રથમ જ્ઞાન પછી દયા, દશવૈકાલિક વાણ ॥ વસ્તુતત્ત્વ સવિ જાણિએ, જ્ઞાનથી પદ નિર્વાણ ॥૬॥ જ્ઞાન ભક્તિ કરતાં થતાં; પૂજ્યા જિન અણગાર ॥ તે કારણ આગમતણી, પૂજા ભકિત વિશાળ ॥૭॥ જ્ઞાનોપગરણ મેલિયે, પુસ્તક આગળ સાર ॥ પીઠ રચી જિનબિંબને, થાપીજે મનોહાર ॥ ૮ ॥ જ્ઞાનઉદય અરિહાતણી, સાંભળી દેશના સાર ॥ દેવ દેવી નંદીશ્વરે, પૂજા વિવિધ પ્રકાર ॥૯॥ તેમ આગમ હૈડે ધરી, પૂજો શ્રી જિનચંદ ॥ ધ્યેય ધ્યાનપદ એકથી, પામો પદ મહાનંદ ॥૧૦॥ ન્હવણ, વિલેપન, કુસુમની, ધૂપ, દીપ ઝલકાર ॥ અક્ષત, નૈવેદ્ય, ફલતણી પૂજા અષ્ટ પ્રકાર ॥૧૧॥

॥ ઢાળ ॥ અને હાંરે વાહાલાજી વાયે છે વાંસળી રે—એ દેશી ॥

અને હાંરે ગંગા ક્ષીરસમુદ્રનાં રે, જળકળશા ભરી નર

નાર, જ્ઞાને વડાં શ્રુતકેવલી રે ॥ અ૦ ॥ ન્હવણ કરો પ્રભુ વીરને રે, દૃષ્ટિવાદના ભાષણહાર ॥ જ્ઞા૦ ॥ ૧ ॥ અ૦ ॥ પાંચ ભેદ છે તેહના રે, સાંભળતાં વિકસે નાણ ॥ જ્ઞા૦ ॥ ॥ અ૦ ॥ પરિકરમે સાત શ્રેણિયો રે, અઠયાશી સૂત્ર વખાણ ॥ જ્ઞા૦ ॥ ૨ ॥ અ૦ ॥ પૂર્વગતે ચૌદ પૂર્વ છે રે, મહામંત્ર ને વિદ્યા ભરેલ ॥ જ્ઞા૦ ॥ અ૦ ॥ જંબૂવેલંધર દેવતા રે, ધરે પૂર્વ સમદ્રની વેલ ॥ જ્ઞા૦ ॥ ૩ ॥ અ૦ ॥ દશ વસ્તુ વિનયી ભણ્યા રે, પહેલે પૂરવ ઉત્પાદ ॥ વસ્તુ ચૌદ અગ્રાયણી રે, અડ વસ્તુ વીર્યપ્રવાદ ॥ જ્ઞા૦ ॥ ॥ ૪ ॥ અ૦ ॥ અસ્તિપ્રવાદે અઢાર છે રે, બાર વસ્તુ જ્ઞાનપ્રવાદ ॥ જ્ઞા૦ ॥ અ૦ ॥ સત્યપ્રવાદે દોય વસ્તુ છે રે, સોલ વસ્તુ આત્મપ્રવાદ જ્ઞા૦ ॥ ૫ ॥ અ૦ ॥ કર્મપ્રવાદે ત્રીશ ધારિયે રે, વિશ વસ્તુ પૂરવ પચ્ચખ્ખાણ ॥ જ્ઞા૦ ॥ અ૦ ॥ પન્નર વિદ્યા પ્રવાદમાં રે, બાર વસ્તુ કહી કલ્યાણ ॥ જ્ઞા૦ ॥ ॥ ૬ ॥ અ૦ ॥ પ્રાણાવાયમાં તેર છે રે, તેર વસ્તુ ક્રિયાવિશાળ ॥ જ્ઞા૦ ॥ અ૦ ॥ પણવીશે કરી સોહતું રે, ચૌદમું લોકબિંદુ સાર ॥ જ્ઞા૦ ॥ ૭ ॥ અ૦ ॥ પુંજ મસી લખે ત્રણ્યશેં રે, ત્યાશી ગજ સોલ હજાર ॥ જ્ઞા૦ ॥ ॥ અ૦ ॥ શ્રી શુભવીરના ગણધરૂં રે, રચતાં ત્રીજે અધિકાર ॥ જ્ઞા૦ ॥ ૮ ॥

॥ દોહા ॥

દશ પૂરવ પૂરણ ભણે, લબ્ધિક્ષીરાશ્રવ હોય ॥
તેણે જિનકલ્પ નિવારિયો, જ્ઞાનસમો નહીં કોય ॥૧॥

॥ ગીતં ॥ મનમોહન મેરે—એ દેશી ॥

ભેદ ચોથો હવે સાંભળો ॥ મનમોહન મેરે ॥ દૃષ્ટિવાદ અનુયોગ ॥ મ૦ ॥ દોય ભેદે કરી શીખિયો ॥ મ૦ ॥ જંબૂગુરૂ સંયોગ ॥ મ૦ ॥ ૧ ॥ પંચ ભેદે ચૂલિકા ॥ ॥ મ૦ ॥ પહેલે પૂર્વે ચાર ॥ મ૦ ॥ બારને આઠ દશ ચૂલિકા ॥ મ૦ ॥ ચોથા પૂરવ લગે સાર ॥ મ૦ ॥ ૨ ॥ દશ પૂરવે નથી ચૂલિકા ॥ મ૦ ॥ નંદીસૂત્ર વિચાર ॥મ૦॥ દૃષ્ટિવાદ એ બારમું ॥ મ૦ ॥ અંગ હતું સુખકાર ॥મ૦॥ ॥ ૩ ॥ બાર વરસ દુકાળિયે ॥ મ૦ ॥ બારમું અંગ તે લીધ ॥ મ૦ ॥ સંપ્રતિ કાળે નવિ પડે ॥ મ૦ ॥ એહવો કાળ પ્રસિદ્ધ ॥ ॥ મ૦ ॥ ૪ ॥ મંદમતિ પરમાદથી ॥મ૦॥ પૂર્વ ગયાં અવિલંબ ॥ મ૦ ॥ શ્રી શુભવીરને શાસને ॥ ॥ મ૦ ॥ પૂજો આગમ જિનબિંબ ॥ મ૦ ॥ ૫ ॥

( કાવ્ય અને મંત્ર-દરેક પૂજાને અંતે, પંડિત શ્રી વીરવિજયજી કૃત ચોસઠ પ્રકારી પૂજાને અંતે આપેલ કાવ્ય અને મંત્ર અનુક્રમે કહેવાં. )

## ॥ द्वितीय चंदनपूजा ॥

॥ દોહા ॥

હવે પિસ્તાલીશ વરણવું, કલિયુગમાં આધાર ॥
આગમ અગમ અરથ ભર્યાં, તેહમાં અંગ અગ્યાર ॥૧॥

॥ ઢાળ ॥ ઇમનરાગણી—ધન્ય ધન્ય જિનવાણી—એ દેશી ॥

ચંદનપૂજા ચતુર રચાવો, નાગકેતુ પરે ભાવો રે ॥ ધન જિનવાણી ॥ રાય ઉદાયી પ્રભુગુણ ગાવે, પદ્માવતીને નચાવે રે ॥ ધ૦ ॥ ૧ ॥ કાળ સદા જે અરિહા થાવે, કેવળ નાણ ઉપાવે રે ॥ધ૦॥ આચારાંગ પ્રથમ ઉપદેશે, નામની ભજના શેષે રે ॥ ધ૦ ॥ ૨ ॥ આચારરથ વેહતા મુનિ ધોરી, બહુ શ્રુત હાથમાં દોરી રે ॥ ધ૦ ॥ પંચ પ્રકારે આચાર વખાણે, ગળિયા બળદ કેમ તાણે રે ॥ ધ૦ ॥૩॥ દો શ્રુતખંધ આચારાંગકેરા, સંખિત અણુયોગદ્વારા રે ॥ ॥ ધ૦ ॥ સંખ્યાતી નિર્યુકિત કહીશ, અજઝયણા પણ વીશ રે ॥ ધ૦ ॥ ૪ ॥ પદની સંખ્યા સહસ અઢાર; નિત્ય ગણતા અણગાર રે ॥ ધ૦ ॥ સૂત્રકૃતાંગે ભાવજીવાદિ, ત્રણસેં ત્રેશઠ વાદી રે ॥ ધ૦ ॥ ૫ ॥ અધ્યયન તે ત્રેવીશ છે બીજે, અવર પૂરવપરે લીજે રે ॥ ધ૦ ॥ દુગુણાં પદ હવે સઘળે અંગે, દશઠાણા ઠાણાંગે રે ॥ ધ૦ ॥ ૬ ॥ દશ

અધ્યયને શ્રુત ખંધ એકો, હવે સમવાયાંગે છેકો રે ાધ૦ાા શત સમવાય શ્રુતખંધ એકે, ધારિયે અર્થ વિવેકે રે ાા ાા ધ૦ ાા ૭ ાા ભગવતી પંચમું અંગ વિશેષા, દશ હજાર ઉદ્દેશા રે ાા ધ૦ ાા એકતાલીશ શતકે શુભવીરે, ગૌતમ પ્રશ્ન હજુરે રે ાા ધન ધન જિનવાણી ાા૮ાા

ાા દોહા ાા

નિર્યુક્તિ પ્રતિપત્તિયો, સઘળે તે સમભાવ ાા
બીજી અર્થ પ્રરૂપણા, તે સવિ જુજુઆ ભાવ ાા૧ાા

ાા ગીત–ઝુંબખડાની દેશી ાા

જ્ઞાતાધર્મ વખાણીયે રે, દશ બોલ્યા તિહાં વર્ગ ાા પ્રભુ ઉપદેશિયા ાા ઉઠ તે કોડી કથા કહી રે, સાંભળતાં અપવર્ગ ાાપ્રભુ૦ાા૧ાા ઓગણીશ અધ્યયને કરી રે, બે શ્રુતખંધ સુભાવ ાાપ્રભુ૦ાા ઉપાસક દશાંગમાં રે, દશ શ્રાવકના ભાવ ાાપ્રભુ૦ાા૨ાા અંતગડે અડવર્ગ છે રે, અણુત્તરોવવાઈ ત્રણ વર્ગ ાા પ્રભુ૦ ાા એક સૂત્રે મુક્તિ વર્યા રે, બીજે ગયા જે સર્ગ ાા પ્રભુ૦ ાા ૩ ાા પ્રશ્નવ્યાકરણ સૂત્રમાં રે, દશ અધ્યયન વખાણ ાા પ્રભુ૦ ાા સૂત્રવિપાકે સાંભળો રે, વિશ અધ્યયનં પ્રમાણ ાાપ્રભુ૦ાા૪ાા બે શ્રુતખંધે ભાખિયા રે, દુઃખ સુખ કેરા ભોગ ાાપ્રભુ૦ાા એમ એકાદશ અંગની રે, ભકિત કરો ગુરૂયોગ ાાપ્રભુ૦ાા૫ાા આગમને અવલંબતા રે, ઓળ-

ખિયે અરિહંત ॥પ્રભુ૦॥ શ્રી શુભવીરને પૂજતાં રે, પામો સુખ અનંત ॥ પ્રભુ ઉપદેશિયા ॥ ૬ ॥

## ॥ तृतीय पुष्पपूजा ॥

॥ દોહા ॥

અંગતણાં ઉપાંગ જે, બાર કહ્યાં ભગવંત ॥
ગણુધર પૂરવધરતણિ, રચના સુણિયે સંત ॥ ૧ ॥

॥ ઢાળ ॥ રાગ સારંગ—હો ધન્ના—એ દેશી ॥

જ્ઞાનાવરણ દૂરે કરો રે મિત્તા, પામી અંગ ઉપાંગ॥ કુલપગર પૂજા રચો રે મિત્તા, વીરજિનેશ્વર અંગ રે, રંગીલા મિત્તા ॥ એ પ્રભુ સેવોને ॥ એ પ્રભુ સેવો સાનમાં રે મિત્તા, જ્ઞાન લહો ભરપૂર રે, રંગીલા મિત્તા ॥ એ પ્રભુ સેવોને ॥ એ આંકણી ॥ ૧ ॥ સામૈયું ઉવવાઈમાં રે મિત્તા, કરતો કોણિક ભૂપ ॥ અંબડ શિષ્યને વરણવ્યા રે મત્તા, પ્રશ્ન તે સિદ્ધ સ્વરૂપ રે, રંગીલા મિત્તા ॥ એ પ્ર૦ ॥ ૨ ॥ રાયપસેણિ સૂત્રમાં રે મિત્તા, સૂર્યાભનો અધિકાર॥ જીવાભિગમ ત્રીજું સુણો રે મિત્તા, દશ અધ્યયન વિચાર રે ॥ રંગીલા મિત્તા ॥ એ૦ ॥ ૩ ॥ શ્યામસૂરિ રચના કરિ રે મિત્તા, પન્નવણા મહાસૂત્ર ॥ છત્રીશ પદ ગુરૂપાસથી રે મિત્તા, ધારો અર્થ વિચિત્ર રે ॥ રંગીલા મિત્તા ॥ એ૦ ॥૪॥ જંબૂદિવપન્નત્તિએ રે મિત્તા, જંબૂદ્વીપ વિચાર ॥

છઠ્ઠા સૂરપન્નત્તિમાં રે મિત્તા, રવિમંડળ ગ્રહ ચાર રે ॥ રંગીલા મિત્તા ॥ એ૦ ॥ ૫ ॥ ચંદપન્નત્તિ પાહુડે રે મિત્તા, જ્યોતિષચક્ર વિશેષ ॥ આગમ પૂજો પ્રાણિયા રે મિત્તા, કહે શુભવીર જિનેશ રે ॥ રંગીલા મિત્તા ॥ એ૦ ॥ ૬ ॥

॥ દોહા ॥

ભવમંડલમેં ન દેખિયો, પ્રભુજીનો દેદાર ॥
આગમપંથ લહ્યા વિના, રઝળ્યો હું સંસાર ॥ ૧ ॥

॥ ગીતં ॥ વીર જિણંદ જગત ઉપકારી—એ દેશી ॥

કેતકી જાઇનાં ફૂલ મંગાવી, પૂજો અંગ ઉપાંગ જી ॥ બંભી લીપી શ્રી ગણધરદેવે, પ્રણમી ભગવઈ અંગ જી ॥ કેત૦ ॥ ૧ ॥ આઠમું નિરયાવલી ઉપાંગે, દેવાદિક અધિકાર જી ॥ કપ્પવડંસગ નવમ ઉપાંગે, દશ અધ્યયન ઉદાર જી ॥ કેત૦ ॥ ૨ ॥ પુપ્ફિયા નામે ઉપાંગ છે દશમું, વળી પુપ્ફચૂલિયા જાણ જી ॥ બારમું વહ્નિદશાએ સઘળે, દશ અધ્યયન પ્રમાણ જી ॥ કેત૦ ॥ ૩ ॥ ગીતારથ મુખ અમીય ઝરંતું, આગમ લાગ્યું મીઠ જી ॥ દૂર થઈ લોકસન્ના છારી, તવ પ્રભુદર્શન દીઠ જી ॥ કેત૦ ॥ ૪ ॥ દર્શનથી જો દર્શન પ્રગટે, વિઘટે ભવજળ પૂરજી ॥ ભાવકુટુંબમેં મંદિર મહાલું, શ્રી શુભવીર હજુરજી ॥ કેત૦ ॥ ૫ ॥

## ॥ चतुर्थ धूपपूजा ॥

॥ દોહા ॥

આજ પયન્ના છે ઘણાં, પણ લહી એક અધિકાર ॥
દશ પયન્ના તિણે ગણ્યાં, પિસ્તાલીશ મઝાર ॥ ૧ ॥

॥ ઢાળ ॥ સાચું બોલો શામળીયા—એ દેશી ॥

એક જન શ્રુત રસિયો બોલે રે ॥ હો મનમાન્યા મોહનજી ॥ પ્રભુ તાહરે નહીં કોય તોલે રે ॥ હો૦ મન૦ ॥ અમે ધૂપની પૂજા કરિયે રે ॥ હો૦ ॥ દુર્ગંધ અનાદિની હરિયે રે ॥ હો૦ ॥ ૧ ॥ તુમ દર્શન લાગે પ્યારૂં રે ॥ હો૦ ॥ અંતે છે શરણ તુમારૂં રે ॥ હો૦ ॥ ચઉસરણ પયન્નું પહેલું રે ॥ હો૦ ॥ અમે શરણ કર્યું છે વહેલું રે ॥ હો૦ ॥ ॥ ૨ ॥ લહી અર્થ અનોપમ રીઝું રે ॥ હો૦ ॥ આઉરપચ્ચખ્ખાણ તે બીજું રે ॥ હો૦ ॥ સાંભળતાં ભક્તપરિજ્ઞા રે ॥ હો૦ ॥ પરિહરશું ચારે સંજ્ઞા રે ॥ હો૦ ॥ ૩ ॥ સંથારા પયન્નો સીધો રે ॥ હો૦ ॥ સુકોશલ મુનિએ કીધો રે ॥ હો૦ ॥ ભાખી તંદુલવિયાલી રે ॥ હો૦ ॥ તુમે ગર્ભની વેદના ટાળી રે ॥ હો૦ ॥ ૪ ॥ અમને પણ દુઃખ એ મોહોટું રે ॥ હો૦ ॥ સન્મુખ ન જુઓ તે ખોટું રે ॥ હો૦ ॥ કાંઈ મેહેર નજરથી દેખો રે ॥ હો૦ ॥ શું રાગીને ઉવેખો રે ॥ હો૦ ॥ ૫ ॥ રંગ લાગ્યો ચોલ મજીઠે રે ॥

હો૦ ।। નવિ જાયે ડાકણ દીઠે રે ।। હો૦ ।। અમે રાગી થઇને કહીશું રે ।। હો૦ ।। શુભવીરને ચરણે રહીશું રે ।। હો૦ ।।૬।।

।। દોહા ।।

પ્રભુ ચરણે રહેતાં ભજે, જ્ઞાન સુધારસ કંદ ।।
જિનવાણી રસીયા મુનિ, પામે પરમાનંદ ।। ૧ ।।

।। ગીતં ।। રાગ માલવી—વંદો વીરજિનેશ્વર રાયા—એ દેશી ।।

ત્રિશલાનંદન વંદન કીજે, જ્ઞાન અમૃતરસ પીજે રે ।। છઠ્ઠો ચંદવિજય પયન્નો, વિનયે વડો મુનિ ધન્નો રે ।। ત્રિશ૦ ।। ।। ૧ ।। ગુરૂવિનયે સુકળાએ વાધે, રાધાવેધ તે સાધે રે ।। દેવિંદ થુઇ પયન્ને રસિયા, સંથારે મુનિ વસિયા રે ।। ત્રિશ૦ ।। ।। ૨ ।। મરણસમાધિ પયન્ને ભાવે, પ્રભુ સાથે લય લાવે રે ।। મહાપચ્ચખ્ખાણ પયન્નો ગાવે, પાપ સકળ વોસિરાવે રે ।। ત્રિશ૦ ।। ૩ ।। ગણિવિજાએ ભાવ ઘણેરા, જાણે મુનિ ગંભીરા રે ।। સાધે કાર્ય લગનની હોરા, શ્રી શુભવીર ચકોરા રે ।। ત્રિશ૦ ।। ૪ ।।

—oo—

## ।। पंचम दीपकमालपूजा ।।

।। દોહા ।।

જ્ઞાનાવરણી તિમિરને, હરવા દીપકમાળ ।।
જ્યોતિસે જ્યોતિ મિલાઇએ, જ્ઞાન વિશેષ વિશાળ ।।૧।।

॥ ઢાળ ॥ ચંદ્રપ્રભુ જિનચંદ્રમા રે—એ દેશી ॥

જગદીપકની આગળે રે, દીપકનો ઉદ્યોત ॥ કરતાં પૂજા પાંચમી રે, ભાવદીપકની જ્યોત હો જિનજી ॥ તેજે તરણીથી વડો રે, દોય શિખાનો દીવડો રે, ઝળકે કેવળ જ્યોત ॥ ૧ ॥ છેદસૂત્ર જિન ભાખિયાં રે, નિશીથ ધુર સિદ્ધાંત ॥ આલોયણા મુનિરાજને રે, ધારે ગંભીરવંત હો જિનજી ॥ તે૦ ॥ દો૦ ॥ ઝ૦ ॥ ૨ ॥ જિતકલ્પમાં સેવતાં રે, ચરણ કરણ અણગાર ॥ પંચકલ્પ છેદે ભણ્યાં રે, પંચ ભલા વ્યવહાર હો જિનજી ॥ તે૦ ॥ દો૦ ॥ ઝ૦ ॥ ૩ ॥ વ્યહારછેદે દાખિયા રે, ઉત્સર્ગને અપવાદ ॥ દશાકલ્પમાં દશ દશા રે, ઉપદેશ્યો અપ્રમાદ હો જિનજી ॥ તે૦ ॥ દો૦ ॥ ઝ૦ ॥ ૪ ॥ છેદ મહાનિશીથમાં રે, ભાખે જગનો નાથ ॥ ઉપધાનાદિ આચારની રે, વાત ગીતારથ હાથ હો જિનજી ॥ તે૦ ॥ દો૦ ॥ ઝ૦ ॥ ૫ ॥ ધર્મતીર્થ મુનિ વંદના રે, વરતે શ્રુત આધાર ॥ શાસન શ્રી શુભવીરનું રે, એકવીસ વરસ હજાર હો જિનજી ॥ તે૦ ॥ દો૦ ॥ ઝ૦ ॥ ૬ ॥

॥ દોહા ॥

શ્રુતજ્ઞાનાવરણી તણો, તું પ્રભુ ટાલણહાર ॥
ક્ષણમે શ્રુત કેવલી કર્યા, દેઇ ત્રિપદી ગણધાર ॥ ૧ ॥

॥ ગીતં ॥ તોરણ આઈ કયું ચલે રે—એ દેશી ॥

ધન ધન શ્રી અરિહંતને રે, જેણે ઓળખાવ્યો લોક ॥ સલૂણા ॥ તે પ્રભુની પૂજા વિના રે, જનમ ગુમાવ્યો ફોક ॥ સલૂણા ॥ ૧ ॥ જેમ જેમ અરિહા સેવિયે રે, તેમ તેમ પ્રગટે જ્ઞાન ॥ સ૦ ॥ જ્ઞાનીના બહુ માનથી રે, જ્ઞાનતણાં બહુ માન ॥ સ૦ ॥ જેમ૦ ॥ ૨ ॥ જ્ઞાન વિના આડંબરી રે, પામે જગ અપમાન ॥ સ૦ ॥ કપટક્રિયા જનરંજની રે, મૌનવૃત્તિ બગધ્યાન ॥ સ૦ ॥ જેમ૦ ॥ ૩ ॥ મત્સરી ખરમુખ ઉજ્જવલે રે, કરતા ઉગ્ર વિહાર ॥સ૦॥ પાપશ્રમણ કરી દાખિયા રે, ઉત્તરાધ્યયન મઝાર ॥ સ૦ ॥ જેમ૦ ॥ ૪ ॥ જ્ઞાન વિના મુકિત નહીં રે, કિરિયા જ્ઞાનને પાસ ॥સ૦॥ શ્રી શુભવીરની વાણીયે રે,શિવકમળા ઘરવાસ ॥સ૦॥જેમ૦॥૫॥

## ॥ षष्ठ अक्षतपूजा ॥

॥ દોહા ॥

ચરમ સમય દુપ્પસહ લગે, વરતે શ્રુત અવિછેદ ॥
મૂળ સૂત્ર તેણે ભાખિયાં, તે કહેશું ચઉ ભેદ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ રાગ સારંગ–હમ મગન ભએ પ્રભુ ધ્યાનમાં–એ દેશી ॥

જિનરાજની પૂજા કીજીયે ॥ એ ટેક ॥ જિન પડિમા આગે પ્રભુ રાગે, અક્ષતપૂજા કીજીયે ॥ અક્ષતપદ અભિલાષ ધરીને, આગમનો રસ પીજીયે ॥ જિન૦ ॥ ૧ ॥ પ્રભુ-

પડિમા દેખી પ્રતિબુદ્ધા, પૂરવથી ઉદ્ધરિજીયે ॥ દશવૈકાલિક દશ અધ્યયને, મનક મુનિ હિત કીજીયે ॥ જિન૦ ॥ ૨ ॥ ઉત્તરાધ્યયન તે બીજું આગમ, મૂળ સૂત્રમાં ગણીજીયે ॥ અધ્યયનો છત્રીશ રસાલાં, સદ્ગુરૂ સંગે સુણીજીયે ॥જિન૦॥ સોલ પ્રહરની દેશનાં દેતાં, ચતુર ચકોરા રીઝીયે ॥ શ્રીશુભવીર જિનેશ્વર આગમ, અમૃતનો રસ પીજીયે ॥ જિન૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

જ્ઞાન ઉદય કરવા ભણી, તપ કરતા જિનેદેવ ॥
જ્ઞાનનિધિ પ્રગટે તદા, સમવસરણ સુર સેવ ॥ ૧ ॥

॥ ગીતં ॥ રાગ કાફી–અખિયનમેં ગુલઝારા—એ દેશી ॥

આગમ છે અવિકારા જિણંદા, તેરા આગમ છે અવિકારા ॥ એ ટેક ॥ જ્ઞાનજ્યોતિ પ્રગટે ઘટમાંહે, જેમ રવિકિરણ હજારા ॥ જિ૦ ॥ મિથ્યાત્વી દુર્નય સવિકારા, તગતગતા નહીં તારા ॥ જિ૦ ॥ ૧ ॥ ત્રીજું ઓઘનિર્યુક્તિ વખાણું, મુનિવરના આચારા ॥ જિ૦ ॥ ચોથું આવશ્યક અનુસરતાં, કેવળી ચંદનબાળા ॥ જિ૦ ॥ ૨ ॥ અલ્પાગમ તપ ક્લેશ તે જાણો, બોલે ઉપદેશમાળા ॥ જિ૦ ॥ જ્ઞાનભક્તિ જિનપદ નીપજાવે, નામે જયંત ભૂપાળા ॥ જિ૦ ॥ ૩ ॥ સાયરમાં મીઠી મેહેરાવલ, શૃંગીમત્સ્ય આહારા ॥ જિ૦ ॥ શરણવિહીના દીના મીના, ઓર તે સાયર

ખારા ॥ જિ૦ ॥ ૪ ॥ પંચમ કાળ ફણી વિષ જ્વાળા, મંત્રમણી વિષહારા ॥ જિ૦ ॥ શ્રી શુભવીર જિનેશ્વર આગમ, જિનપડિમા જયકારા ॥ જિન૦ ॥ ૫ ॥

## ॥ सप्तम नैवेद्यपूजा ॥

॥ દોહા ॥

નૈવેદ્યપૂજા સાતમી, સાત ગતિ અપહાર ॥
સાત રાજ્ય ઊરધ જઈ, વરિયે પદ અણાહાર ॥૧॥

॥ ઢાળ ॥ વિમલાચળ વેગે વધાવો—એ દેશી ॥

નિત્ય જિનવર મંદિર જઇયે, મેવા મીઠાઈ થાળમેં લહિયે॥ નૈવેદ્યની પૂજા કરિયે, તેમ જ્ઞાનની આગળ ધરિયે રે શ્રુત આગમ સુંદર સેવો૦ ॥ મનમંદિર આગમ દીવો રે ॥શ્રુત૦॥૧॥ પહેલું અનુયોગદુવારે, સાતે નયભંગ પ્રકારે ॥ નિક્ષેપાની રચના સારી, ગીતારથવચને ધારી રે ॥ શ્રુત૦ ॥ ॥ મન૦ ॥ ૨ ॥ બીજું શ્રુત નંદી વંદી, સુણતાં દિલ હોય આનંદી ॥ સવિ સૂત્રતણો સરવાયો, જલ્પે ત્રિસલાનો જાયો રે॥ શ્રુત૦ ॥ મન૦ ॥ ૩ ॥ મતિ આદિ પંચ પ્રકાર, ભાખ્યા છે જ્ઞાન અધિકાર ॥ બહુલાં દૃષ્ટાંત દેખાવી, શુભવીરે રીત ઓળખાવી રે ॥ શ્રુત૦ ॥ મન૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

એ પિસ્તાલીશ વર્ણવ્યાં, આગમ જિનમતમાંહિ ॥
મણુઅ જન્મ પામી કરી, ભકિત કરો ઉચ્છાહિ ॥૧॥

॥ ગીત ॥ રાગ વસંત ફાગ-વીરકુંવરની વાતડી કેને કહિયે-એ દેશી ॥

આગમની આશાતના, નવિ કરિયે ॥ નવિ કરિયે રે નવિ કરિયે ॥ શ્રુતભક્તિ સદા અનુસરિયે, શક્તિ અનુસાર ॥ આગમ૦॥૧॥ જ્ઞાનવિરાધક પ્રાણિયા મતિહીના, તે તો પરભવ દુઃખિયા દીના ॥ ભરે પેટ તે પર આધીના, નીચ કૂળ અવતારા ॥ આ૦ ॥ ૨ ॥ અંધા લૂલા પાંગુલા પિંડ રોગી, જન્મ્યાને માતવિયોગી ॥ સંતાપ ઘણો ને શોગી, યોગી અવતાર ॥ આ૦ ॥ ૩ ॥ મૂંગા ને વળી બોબડા ધનહીના, પ્રિયા પુત્ર વિયોગે લીના ॥ મૂરખ અવિવેકે ભીના, જાણે રણનું રોઝ ॥ આ૦ ॥૪॥ જ્ઞાનતણી આશાતના કરી દૂરે, જિનભક્તિ કરો ભરપૂરે ॥ રહો શ્રી શુભવીર હજૂરે, સુખમાંહે મગન ॥ આગમની આશાતના નવિ કરિયે ॥૫॥

## ॥ अष्टम फलपूजा ॥

॥ દોહા ॥

જ્ઞાનાચારે વરતતાં, જ્ઞાન લહે નરનાર ॥
જિનઆગમને પૂજતાં, ફળથી ફળ નિરધાર ॥

॥ ઢાળ ॥ સુણ ગોવાલણી—એ દેશી ॥

હો સાહિબજી, પરમાતમ પૂજાનું ફળ મુજ આપો ॥ હો સાહિબાજી, લાખેણી પૂજા રે શે ફળ નાપો ॥ ઉત્તમ ઉત્તમ ફળ હું લાવું, અરિહાની આગળ મુકાવું ॥ આ-

ગમવિધિ પૂજા વિરચાવું, ઉભો રહીને ભાવના ભાવું ॥હો૦॥૧॥ જિનવર જિનઆગમ એક રૂપે, સેવંતાં ન પડો ભવકૂપે ॥ આરાધન ફળ એહનાં કહિયે, આ ભવમાંહે સુખિયા થઈયે ॥હો૦॥ ॥૨॥ પરભવ સુરલોકે તે જાવે, ઇંદ્રાદિક અપછર સુખ પાવે ॥ તિહાં પણ જિનપૂજા વિરચાવે, ઉત્તમ કૂળમાં જઈ ઉપજાવે ॥ હો૦ ॥ ૩ ॥ તિહાં રાજઋદ્ધિ પરિકર રંગે, આગમ સુણતાં સદ્ગુરૂ સંગે ॥ આગમશું રાગ વળી ધરતા, જિનઆગમ જિનપૂજા કરતા ॥ હો૦ ॥ ૪ ॥ સિદ્ધાંત લખાવીને પૂજે, તેથી કર્મ સકળ દૂરે ધ્રુજે ॥ લહે કેવળ ચરણ ધર્મ પામી, શુભવીર મળે જે વિશ્રામી ॥હો૦॥૫॥

॥ દોહા ॥

કેવળનાણ લહી કરી, પામી અંતર ઝાણ ॥
શૈલેશી કરણે કરી, પામો અવિચળ ઠાણ ॥૧॥

॥અથ ગીત ॥ રાગ–પૂર્વી–ઘડી ઘડી સાંભરે સાંઈ સલુણા—એ દેશી ॥

નિત નિત સિદ્ધ ભજો ભવિ! ભાવે, રૂપાતીત જે સહજ સ્વભાવે ॥નિત૦॥ જ્ઞાન ને દર્શન દોય વિલાસી, સાકાર ઉપયોગે શિવ જાવે ॥ નિ૦ ॥ ૧ ॥ કર્મ વિયોગી, અયોગીકિરે, ચરમ સમય એક સમય સિધાવે ॥ નિ૦ ॥ નિશ્ચયનયવાદી એમ બોલે, વ્યવહારે સમયાંતર લાવે

॥ નિ૦ ॥ ૨ ॥ અગુરૂ–લઘુ અવગાહના રૂપે, એક અવગાહે અનંત વસાવે ॥નિ૦॥ ફરસિત દેશ પ્રદેશ અસંખા, સુંદર જ્યોતસેં જ્યોત મિલાવે ॥નિ૦॥૩॥ આધિ વ્યાધિ વિઘટી ભવકેરી, ગર્ભાવાસતણાં દુઃખ નાવે ॥ નિ૦ ॥ એક પ્રદેશમાં સુખ અનંતુ, તે પણ લોકાકાશે ન માવે ॥ નિ૦ ॥ ૪ ॥ પરમાતમ રમણીનો ભોગી, યોગીશ્વર પણ જેહને ધ્યાવે ॥ નિ૦ ॥ ફળપૂજાથી એ ફળ પાવે, શ્રી શુભવીર વચન રસ ગાવે ॥નિત૦॥૫॥

॥ કળશ ॥

ગાયો ગાયો રે, મહાવીર જિનેશ્વર ગાયો ॥ આગમ વાણી અમીય સરોવર, ઝીલત રોગ ઘટાયો ॥ મિથ્યાત્વ મેલ ઉતારી શિરપર, આણા મુકુટ ધરાયો રે ॥ મહા૦ ॥ ॥૧॥ તપાગચ્છ શ્રી સિંહસૂરિના, સત્યવિજય બુધ ગાયો ॥ કપૂરવિજય શિષ્ય ખિમાવિજય તસ, જસવિજયો મુનિરાયો રે ॥ મહા૦॥૨॥ તાસ શિષ્ય સંવેગી ગીતારથ, શ્રી શુભવિજય સવાયો ॥ તાસ શિષ્ય શ્રી વીરવિજય કવિ, એ અધિકાર બનાયો રે ॥મહા૦॥૩॥ રાજનગરમેં રહિય ચોમાસું, અજ્ઞાનહીમ હઠાયો ॥ સૂત્રઅર્થ પિસ્તાલીશ આગમ, સંઘ સુણી હરખાયો રે ॥મહા૦॥૪॥ અઢારશેં એકાશી માગશિર, મૌનએકાદશી ધ્યાયો ॥ શ્રી

શુભવીર જિનેશ્વર આગમ, સંઘને તિલક કરાયો રે ।।મહા૦।। ।।૫।। ઈતિ કળશ સંપૂર્ણ ।।

।। ઇતિ પંડિત શ્રી વીરવિજયજીકૃત ।।
।। શ્રી પિસ્તાલીશ આગમની પૂજા સમાપ્ત ।।

## ।। श्री चोसठप्रकारी पूजानी विधि ।।

વિશાળ જિનભુવનને વિષે શુભ મુહૂર્તે જળયાત્રાનો વરઘોડો ચડાવીને તીર્થોદક મેળવવાં. અષ્ટકર્મનું માંડલું અક્ષત રંગી આઠ પાંખડીનું ઉજ્જવલ તંદુલે ભરીએ, રેખા પંચવર્ણિ કરીએ પછી રક્ત ગુલાલે સિદ્ધના આઠ ગુણને સ્થાનકે મંત્રાક્ષર લખીએ. તે મંત્રના પદ નીચે મુજબ:—

૧ ૐ હ્રીં અનંતજ્ઞાનાત્મકેભ્યો નમઃ ।।
૨ ૐ હ્રીં અનંતદર્શનાત્મકેભ્યો નમઃ ।।
૩ ૐ હ્રીં અનંતસુખાત્મકેભ્યો નમઃ ।।
૪ ૐ હ્રીં અનંત ચરણાત્મકેભ્યો નમઃ ।। (પાઠાંતરે અનંતક્ષાયિકેભ્યો નમઃ )
૫ ૐ હ્રીં અક્ષયસ્થિતયે નમઃ ।।
૬ ૐ હ્રીં અમૂર્ત્તયે નમઃ ।।
૭ ૐ હ્રીં અગુરુલઘવે નમઃ ।।
૮ ૐ હ્રીં અનંતવીર્યેભ્યો નમઃ ।।

એ રીતે મંત્રપદ લખીએ. મધ્યમાં વૃક્ષ તથા જ્ઞાન પધરાવીએ. વૃક્ષને મૂળે કુહાડો મુકીએ. અખંડ દીપક રાખીએ. ચોસઠ મોદકનો એક થાળ ભરીને મુકીએ. શ્રી મહાવીર દેવની પ્રતિમાને અભિષેક કરીએ. ચોસઠ કુમાર અને ચોસઠ કુમારિકાઓ ઉભાં રહે.

જઘન્યપણે આઠ કુમાર અને આઠ કુમારિકાઓ ઉભાં રહે. એ રીતે અષ્ટપ્રકારી પૂજા આઠ દિવસપર્યંત નિત્ય ભણાવીએ. આઠે દિવસ નૈવેદ્ય ને ફળ નવાં નવાં ધરીએ. એ રીતે એ આઠ દિવસમાં ચોસઠ પૂજા પૂર્ણ થાય. તથા નિત્ય સંઘની વાત્સલ્યતા અને ગુરૂભક્તિ કરવી, જ્ઞાનોપકરણાદિ કરવાં, રાત્રિ જાગરણ કરવાં, પ્રભાવના કરવી, યાચકને દાન આપવું, ઇત્યાદિક વિધિપૂર્ણ વૃક્ષને મહોત્સવસહિત દેરાસરમાં પધરાવવો.

શ્રી

# ચોસઠપ્રકારી પૂજા

## प्रथम दिवस अध्यापनोय ज्ञानावरणोकर्मसूदनार्थ प्रथम पूजाष्टक प्रारंभ ॥

(આ પૂજામાં જોઈતી ચીજોનાં નામ)

૧ કુવાનું શુદ્ધ જળ, ૨ કેશર, ૩ કેતકી જાઇનાં ફુલ, ૪ અગરબત્તી ધૂપ, ૫ પંચદીવેટનો દીવો, ૬ ઉજ્જવળ તંદુલ, ૭ ઉત્તમ નૈવેદ્ય, ૮ ઉત્તમ ફળ.

### ॥ प्रथम जलपूजा ॥

॥ દોહા ॥

શ્રી શંખેશ્વર સાહેબો, સમરી સરસતી માય ॥ શ્રી શુભવિજય સુગુરૂ નમી, કહું તપફળ સુખદાય ॥૧॥ જ્ઞાન થકી સવિ જાણતા, તે ભવ મુગતિ જિણંદ ॥ વ્રત ધરી

ભૂતળ તપ તપ્યા, તપથી પદ મહાનંદ ॥ ૨ ॥ દાનશક્તિ જો નવિ હુવે, તો તનુશક્તિ વિચાર ॥ તપ તપિયેં થઇ યોગ્યતા, અલ્પ કષાય આહાર ॥ ૩ ॥ પરનિંદા છંડી કપટ, વિધિ ગીતારથ પાસ ॥ આચાર દિનકરે દાખિયો, તે તપ કર્મવિનાશ ॥ ૪ ॥ વિવિધ પ્રકારે તપ કહ્યાં, આગમ રયણની ખાણ ॥ તેહમાં કર્મસૂદન તપ, દિન ચઉસઠ્ઠિ પ્રમાણ ॥ ૫ ॥ જ્ઞાનાવરણી કર્મ અડ, પચ્ચખ્ખાણે છેદાય ॥ ઉપવાસાદિક અડ કવલ, અંતિમ તિમ અંતરાય ॥ ૬ ॥ ઉજમણું તપ પૂરણે, શક્તિતણે અનુસાર ॥ તરૂવર રૂપાનો કરો, ઘાતિયાં શાખા ચાર ॥ ૭ ॥ ચાર પ્રશાખા પાતળી, કર્મનો ભાવ વિચાર ॥ ઇગસય અડવન પત્ર તસ, કાપવા કનક કુઠાર ॥ ૮ ॥ ચોસઠ મોદક મૂકીએ, પુસ્તક આગળ સાર ॥ ચોસઠ કલશા નામિયેં, જિન પડિમા જયકાર ॥ ૯ ॥ પૂજા સામગ્રી રચી, ભરી ફળ નૈવેદ્ય થાળ ॥ જ્ઞાનો-પગરણ મેળવી, જ્ઞાનભક્તિ મનોહાર ॥ ૧૦ ॥ જળ કળશા ચોસઠ ભરી, ધરિયે પુરૂષને હાથ ॥ તીર્થોદક કળશા ભરી, ચોસઠ કુમરી હાથ ॥ ૧૧ ॥ ચોસઠ વસ્તુ મેળવી, મંડળ રચિયે સાર ॥ મંગળદીવો રાખીયે, પુસ્તકમધ્ય વિચાળ ॥ ૧૨ ॥ સ્નાત્ર મહોત્સવ કીજીયે, પૂજા અષ્ટ પ્રકાર ॥ જ્ઞાનાવરણ હઠાવવા, આઠ અભિષેક ઉદાર ॥ ૧૩ ॥

॥ ઢાળ ॥

॥ રાગ જોગીઓ આશાવરી-મોતીવાળા ભમરજી—એ દેશી ॥

ચરમ પ્રભુમુખ ચંદ્રમા, સખિ! દેખણુ દીજે ॥ હાથ આરિસા બિંબ રે, સખિ ! મુને દેખણુ દીજે ॥ છપ્પન્ન-દિગ્ કુમરી કહે ॥ સખિ૦ ॥ વિકસિત મેઘકદંબ રે ॥ સખિ૦ ॥ ૧ ॥ ભવમંડળમેં ન દેખીઓ ॥ સખિ૦ ॥ પ્રભુજીનો દેદાર રે ॥ સાખ૦ ॥ કૃત્ય કરી ઘર જાવતી ॥ સખિ૦ ॥ ખેલત બાળ કુમાર રે ॥ સખિ૦ ॥ ૨ ॥ યૌવનવય સુખ ભોગવે ॥ સખિ૦ ॥ શ્રી મહાવીર કુમાર રે ॥ સખિ૦ ॥ જ્ઞાનથી કાળ ગવેષિઓ ॥ સાખ૦ ॥ આપ હુવા અણુગાર રે ॥ સખિ૦ ॥ ૩ ॥ ગુણઠાણું લહી બારમું ॥ સખિ૦ ॥ જ્ઞાનાવરણી હણ્યું જેમ રે ॥ સખિ૦ ॥ કેવળ લહી મુગતે ગયા ॥ સખિ૦ ॥ અમે પણ કરશું તેમ રે ॥ સખિ૦ ॥ ॥ ૪ ॥ સ્વામી સેવાથી લહે ॥ સખિ૦ ॥ સેવક સ્વામિ-ભાવ રે ॥ સખિ૦ ॥ સાલંબન નિરાલંબને ॥ સખિ૦ ॥ કરશું એહવો બનાવ રે ॥ સખિ૦ ॥ ૫ ॥ તીસ કોડાકોડી સાગરૂ ॥ સખિ૦ ॥ થિતિ અંતરમુહૂર્ત્ત લધીશ રે ॥ સખિ૦ ॥ બંધ ચતુર્વિધ ચેતશું ॥ સખિ૦ ॥ પગઈ ઠિઈ રસ દેસ રે ॥ સખિ૦ ॥ ૬ ॥ સૂક્ષ્મ બંધ ઉદય વળી ॥ સખિ૦ ॥ ઉદીરણુ સત્તા ખીણુ રે ॥ સખિ૦ ॥ સ્નાતક સ્નાન મિશે

હુવે ॥ સખિ૦ ॥ જ્ઞાન પડલ મળહીણુ રે ॥ સખિ૦ ॥ ૭ ॥ સર્વાંગે સ્નાતક થઈ ॥ સખિ૦ ॥ કરશું સાહેલી રંગ રે ॥ સખિ૦ ॥ સહજાનંદ ઘરે રમો ॥ સખિ૦ ॥ શ્રી શુભ-વીરને સંગ રે ॥ સખિ૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ઉપજાતિવૃત્તમ્ ॥

તીર્થોદકૈર્મિશ્રિતચંદનૌઘૈઃ, સંસારતાપાહતયે સુશીતૈઃ॥ જરાજનિપ્રાંતરજોભિશાંત્યૈ, તત્કર્મદાહાર્થમજં યજેહં ॥૧॥

॥ દ્રુતવિલંબિતવૃત્તદ્વયમ્ ॥

સુરનદીજલપૂર્ણઘટૈર્ઘનૈ,-ર્ઘુસૃણમિશ્રિતવારિભૃતૈઃ પરૈઃ ॥ સ્નપય તીર્થકૃતં ગુણવારિધિં, વિમલતાં ક્રિયતાં ચ નિજાત્મનઃ ॥ ૨ ॥ જનમનોમણિભાજનભારયા, શમરસૈકસુધારસધારયા ॥ સકલબોધકલારમણીયકં, સહ-જસિદ્ધમહં પરિપૂજયે ॥ ૩ ॥

॥ અથ મંત્રઃ ॥

ૐ હ્રીં શ્રીં પરમપુરુષાય, પરમેશ્વરાય, જન્મજરા-મૃત્યુનિવારણાય, શ્રીમતે વીરજિનેંદ્રાય, અજ્ઞાનોચ્છેદકાય, જલં યજામહે સ્વાહા ॥

## ॥ द्वितीय चंदनपूजा ॥

॥ દોહા ॥

મૂલ પ્રકૃતિ એક છે, ઉત્તર પ્રકૃતિ પાંચ ॥
મોહ સમે પણ નવિ સમે, વિણ ખાયકની આંચ ॥૧॥

તિણે તેહિ જ વિધિ સાધવા, પૂજો અરિહા અંગ ॥
સિદ્ધસ્વરૂપ હૃદય ધરી, ઘોળી કેસર રંગ ॥ ૨ ॥

॥ ઢાળ બીજી ॥ ઝુંબખડાની દેશી ॥

બીજી ચંદનપૂજના રે, કેસરનો કરી ઘોળ ॥ પ્રભુપદ પૂજીયે ॥ બાહિર રંગ ગવેષીને રે, રંગ અભ્યંતર ચોળ ॥પ્ર૦॥ પૂજીયે જિન પૂજીયે રે, આનંદરસ કલ્લોલ ॥પ્ર૦॥ ॥ ૧ ॥ એ આંકણી ॥ ધુર પગઇ ધુર કર્મની રે, બંધ ત્રિભંગ પ્રકાર ॥ પ્ર૦ ॥ ખય ઉપશમ ગુણ નીપજે રે, અડવીશ ઉપર ચાર ॥ પ્ર૦ ॥ ૨ ॥ ત્રણશેં ચાલીશ ઉત્તરૂ રે, બહવાદિક પદ બાર ॥ પ્ર૦ ॥ પૂજ્ય વિશેષાવસ્યકે રે, નંદીસૂત્ર મોઝાર ॥ પ્ર૦ ॥ બંધ હેતુ છતે પામીયે રે, મતિ-આવરણ બલેણ ॥ પ્ર૦ ॥ ધ્રુવબંધિ પ્રકૃતિ ટળે રે, જબ લહે ક્ષપક શ્રેણ ॥ પ્ર૦ ॥ ૪ ॥ જિમ રોહે નૃપ રીઝવ્યો રે, રીઝવવો એક સાંઈ ॥ પ્ર૦ ॥ શ્રી શુભવીરને આશરે રે, નાસે કર્મ બલાય ॥ પ્ર૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ દ્રુતવિલંબિતવૃત્તદ્વયમ્ ॥

જિનપતેર્વરગંધસુપૂજનં, જનિજરામરણોદ્ભવભીતિહૃત્ ॥ સકલરોગવિયોગવિપદ્ધરં, કુરૂ કરેણ સદા નિજપાવનમ્ ॥ ૧ ॥ સહજકર્મકલંકવિનાશનૈ, રમલભાવસુવાસચંદનૈ-રનુપમાનગુણાવલિદાયકં, સહજસિદ્ધમહં પરિપૂજયે ॥ ૨ ॥

મંત્રઃ- ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ શ્રીમતે વીરજિનેંદ્રાય ॥ મતિજ્ઞાનાવરણનિવારણાય ॥ ચંદનં ય૦ ॥ સ્વાહા૦ ॥

## ॥ તૃતીય પૂજા ॥

॥ દોહા ॥

શ્રુતજ્ઞાનાવરણીતણો, તું પ્રભુ ટાલણહાર ॥
ક્ષણમેં શ્રુતકેવળી કર્યા, દેઈ ત્રિપદી ગણધાર ॥ ૧ ॥
સુમનસ વૃષ્ટિ તેણે સમે, સમવસરણ મોઝાર ॥
કરતા સુમનસ સુમનસા, પ્રભુ પૂજા દિલધાર ॥ ૨ ॥

॥ ઢાળ ॥ દ્વેષ ન ધરિયે લાલન, દ્વેષ ન ધરિયે-એ દેશી ॥

સમવસરણે શ્રુતજ્ઞાન પ્રકાશે, પૂજે સુરવર ફુલની રાશે ॥ સ્વામિ ! ફુલની રાશે ॥ કેતકી જાયનાં ફુલ મંગાવો, ભેદત્રિકે કરિ પૂજા રચાવો ॥ સ્વા૦ ॥ ૧ ॥ પ્રભુપદ પ્રણમી શ્રી શ્રુત માગો, શ્રુતજ્ઞાનાવરણ તે જેમ જાય ભાગો ॥ સ્વા૦ ॥ ખય ઉપશમગુણ જિમ જિમ થાવે, તિમ તિમ આતમ ગુણ પ્રગટાવે ॥ સ્વા૦ ॥ ૨ ॥ મતિ વિણ શ્રુત ન લહે કોઈ પ્રાણી, સમકિતવંતની એહ નિશાની ॥ સ્વા૦ ॥ કૃત્યાદિક શ્રુતનાણ જણાવે, ખીર નીર જિમ હંસ બતાવે ॥ સ્વા૦ ॥ ૩ ॥ ગીતારથ વિણ ઉગ્રવિહારી, તપિયા પણ મુનિ બહુલ સંસારી ॥ સ્વા૦ ॥ અલ્પાગમ તપ કલેશ તે જાણો, ધર્મદાસગણી વચન પ્રમાણો ॥ સ્વા૦ ॥ ૪ ॥

ભેદ ચતુર્દશ વીશ વખાણો, ઓર રીત મતિજ્ઞાન સમાણો ॥ સ્વા૦ ॥ મતિ શ્રુત નાણે ચઉ શિવ જાવે, શ્રુત કેવલી શુભવીર વધાવે ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ દ્રુતવિલંબિતવૃત્તદ્વયમ્ ॥

સુમનસા ગતિદાયિવિધાયિના, સુમનસાં નિકરૈઃ પ્રભુપૂજનં ॥ સુમનસા સુમનોગુણસંગિના, જન! વિધેહિ નિધેહિ મનોર્ચ્ચને ॥ ૧ ॥ સમયસારસુપુષ્પસુમાલયા, સહજકર્મકરેણ વિશોધયા ॥ પરમયોગબલેન વશીકૃતં, સહજસિદ્ધમહં પરિપૂજયે ॥ ૨ ॥

મંત્રઃ- ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ શ્રી૦ વીર૦ ॥ શ્રુતજ્ઞાનાવરણ-નિવારણાય ॥ કુસુમાનિ ય૦ ॥ સ્વાહા ॥

## ॥ चतुर्थ धूपपूजा ॥

॥ દોહા ॥

અવધિજ્ઞાનાવરણના, ક્ષયથી થયા ચિદ્રૂપ ॥
તે આવરણ દહન ભણી, ઊર્ધ્વગતિરૂપ ધૂપ ॥ ૧ ॥

॥ ઢાળ ॥

જિનવર જગતદયાળ ભવિયાં ! જિનવર જગતદયાળ—એ દેશી.

એ ગુણ જ્ઞાન રસાળ, ભવિયાં! એ ગુણ જ્ઞાન રસાળ ॥ ધૂપઘટા કરી જ્ઞાન છટા વરી, અવધિ આવરણ પ્રજાળ ॥ ભ૦ ॥ ષટ્ ભેદાંતર વૃદ્ધિની રચના, જાણે ક્ષેત્ર ને કાળ

॥ ભ૦ ॥ એ૦ ॥ ૧ ॥ અંગુલ આવલી સંખમસંખે, પૂરણે કિંચુણુ કાળ ॥ ભ૦ ॥ પૂર્ણાવલિ અંગુલ પહુત્તે, હસ્તે મુહૂર્ત્ત વિચાળ ॥ ભ૦ ॥ એ૦ ॥ ૨ ॥ કોશ દિનાંતર યોજન દિન નવ, દ્રવ્યપર્યાય વિશાળ ॥ ભ૦ ॥ પણુવીશ યોજન પક્ષ અધૂરે, પક્ષે ભરત નિહાળ ॥ ભ૦ ॥ ॥ એ૦ ॥ ૩ ॥ જંબૂદ્વીપ તે માસ અધિકે, વરસે અઢીદ્વીપ ભાળ ॥ ભ૦ ॥ રૂચકદ્વીપ તે વર્ષ પહુત્તે, સંખ્યાતે સંખ્યાતો કાળ ॥ ભ૦ ॥ એ૦ ॥ ૪ ॥ કાળ અસંખ્યે દ્વીપ અસંખા, જ્ઞાન પ્રત્યક્ષ ત્રિકાળ ॥ ભ૦ ॥ એક સમે અઠ અધિક શત સીઝે, ટાળી ભવજંજાળ ॥ ભ૦ ॥ એ૦ ॥ ॥ ૫ ॥ શિવરાજ ઋષિ વિભંગને ટાળી, વરિયા શિવ વરમાળ ॥ ભ૦ ॥ સાયરદ્વીપ અસંખ દિખાવે, શ્રી શુભવીર દયાળ ॥ ભ૦ ॥ એ૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ દ્રુતવિલંબિતવૃત્તદ્વયમ્ ॥

અગરુમુખ્યમનોહરવસ્તુના, સ્વનિરુપાધિગુણૌઘવિધાયિના ॥ પ્રભુશરીરસુગંધસુહેતુના, રચય ધૂપનપૂજનમર્હતઃ ॥ ૧ ॥ નિજગુણાક્ષયરૂપસુધૂપનં, સ્વગુણઘાતમલપ્રવિકર્ષણં, વિશદબોધમનંતસુખાત્મકં, સહજસિદ્ધમહં પરિપૂજયે ॥ ૨ ॥

મંત્રઃ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ શ્રી૦ વીર૦ ॥ અવધિજ્ઞાનાવરણનિવારણાય ॥ ધૂપં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ पंचम दीपकपूजा ॥

॥ દોહા ॥

મનપજ્જવઆવરણુતમ, હરવા દીપકમાળ ॥
જ્યોતસેં જ્યોત મિલાઇયે, જ્ઞાન વિશેષ વિશાળ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ ગોપી વિનવે રે—એ દેશી ॥

જ્યોતિ જગમગે રે, અઢી દ્વીપ પ્રમાણુ ॥ દો ભેદે કરી રે, અઢી અંગુલનો તરતમ જાણુ ॥ જેહ વિપુલમતિ રે, તેહને તે ભવ પદ નિરવાણુ ॥ મુનિવેષ જ વિના રે, નવિ ઉપજે દો ભેદે નાણુ ॥ જ્યોતિ૦ ॥ ૧ ॥ વિમલાતમા દિશા રે, જાણે જ્યોતિષ વ્યંતર ઠાણુ ॥ તીર્છા લોકમાં રે, ભાંખ્યું એહ જ પ્રમાણુ ॥ અધોલોકમાં રે, યોજન સો અધિકેરા જાણુ ॥ સંજ્ઞી જીવના રે, જાણે મનચિંતન મંડાણુ ॥ જ્યોતિ૦ ॥ ૨ ॥ ઋજુમતિ દ્રવ્યથી રે, અનંત અનંત પ્રદેશ વિચાર ॥ અસંખિત ભવ કહે રે, પલિય અસંખમ ભાગ ત્રિકાળ ॥ સવિ પરજાયનો રે, ભાગ અનંતમો મનથી સાર ॥ ચારે ભાવથી રે, અધિકા વિપુલમતિ અણુગાર ॥ જ્યોતિ૦ ॥ ૩ ॥ મતિ શ્રુત નાણુશું રે, મનપજ્જવ પામ્યા મુનિરાય ॥ ખાયકભાવથી રે, એક સમય દશ મુક્તિ જાય ॥ ખયઉપશમ પદે રે, મુનિવરને સાતે

ગુણઠાણ ॥ શ્રી શુભવીરથી રે, જંબૂસ્વામી લગે એ નાણ ॥ જ્યોતિ૦ ॥ ૪ ॥

॥ કાવ્યં ॥ દ્રુતવિલંબિતવૃત્તદ્વયમ્ ॥

ભવતિ દીપશિખાપરિમોચનં, ત્રિભુવનેશ્વરસદ્મનિ શોભનં ॥ સ્વતનુકાંતિકરં તિમિરંહરં, જગતિમંગલ-કારણમાંતરં ॥૧॥ શુચિમનાત્મચિદુજ્જવલદીપક,—જ્વલિતપાપપતંગસમૂહકૈઃ ॥ સ્વકપદં વિમલં પરિલેભિરે, સહજસિદ્ધમહં પરિપૂજયે ॥ ૨ ॥

મંત્ર ॥ ૐ હ્રીઁ શ્રીં પરમ૦ ॥ શ્રી૦ વીર૦ ॥ મનઃપર્યવાવરણોચ્છેદાય ॥ દીપં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ षष्ठ अक्षतपूजा ॥

॥ દોહા ॥

ધનધાતી ધાતે કરી, જેહ થયા મુનિભૂપ ॥
બહિરાતમ ઉચ્છેદિને, અંતર આતમરૂપ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ સાહેલડીઆં—એ દેશી ॥

અક્ષયપદ વરવા ભણી, સુણો સંતાજી ॥ અક્ષતપૂજા સાર, ગુણવંતાજી ॥ અક્ષત ઉજ્જવલ તંદુલા ॥ સુ૦ ॥ ઉજ્જવલજ્ઞાન ઉદાર ॥ ગુ૦ ॥ ૧ ॥ પંચમ પગઇ ટાળવા ॥ સુ૦ ॥ વરવા પંચમ જ્ઞાન ॥ ગુ૦ ॥ ત્રિશલાનંદનિહાળીયે ॥ સુ૦ ॥ બાર વરસ એક ધ્યાન ॥ ગુ૦ ॥ ૨ ॥ નિંદ

સ્વપ્ન જાગર દશા ॥ સુ૦ ॥ તે સવિ દૂરે હોય ॥ ગુ૦ ॥ દેખે ઉજાગરદશા ॥ સુ૦ ॥ ઉજ્જવલ પાયા દોય ॥ ગુ૦ ॥ ॥ લહી ગુણઠાણું તેરમું ॥ સુ૦ ॥ ધુરસમયે સાકાર ॥ ॥ ગુ૦ ॥ ભાવજિનેશ્વર વંદીયે ॥ સુ૦ ॥ નાઠા દોષ અઢાર ॥ ॥ ગુ૦ ॥ ૪ ॥ છતી પર્યાયે જ્ઞાનથી ॥ સુ૦ ॥ જાણે જ્ઞેય અનંત ॥ ગુ૦ ॥ શ્રી શુભવીરની સેવના ॥ સુ૦ ॥ આપે પદ અરિહંત ॥ ગુ૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ દ્રુતવિલંબિતવૃત્તદ્વયમ્ ॥

ક્ષિતિતલેક્ષતશર્મનિદાનકં, ગણિવરસ્ય પરોઽક્ષત-મંડલં ॥ ક્ષતવિનિર્મિતદેહનિવારણં, ભવપયોધિસમુદ્ધરણોદ્યતં ॥ ૧ ॥ સહજભાવસુનિર્મલતંદુલૈ,-ર્વિપુલદોષવિશોધકમંગલૈઃ ॥ અનુપરોધસુબોધવિધાયકં, સહજસિદ્ધમહં પરિપૂજયે ॥ ૨ ॥

મંત્રઃ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ શ્રી૦ વીર૦ ॥ કેવલજ્ઞાનાવરણનિવારણાય ॥ અક્ષતં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ सप्तम नैवेद्यपूजा ॥

॥ દોહા ॥

બાહ્ય રૂપ આહારે વધે, રૂપાંતર અણાહાર ॥
અણાહારી પદ પામવા, ઠવો નૈવેદ્ય રસાળ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ રાગ બિલાવલ ॥

નૈવેદ્ય પ્રભુ આગળ ધરી, બહુ છંદી વાજે ॥ જ્ઞાના-

વરણ નિવારીયે, રૂચકાંતર ભાંજે ॥ હાંહાં રે તવ સાંઇ નિવાજે, હાંહાં રે જિનશાસન રાજે ॥ નૈવેદ્ય૦ ॥ ૧ ॥ અજ્ઞાની પુણ્ય પાપનો, નવિ ભેદ તે જાણે ॥ નય ગમ ભંગ પ્રરૂપણા, હઠવાદે તાણે ॥ હાંહાં રે એક આપ વખાણે, હાંહાં રે બંધ ઉદય ન જાણે ॥ નૈવેદ્ય૦ ॥ ૨ ॥ આશાતના કરે જ્ઞાનની, જયણા નવિ પાળે ॥ સુગુરૂ વચન નવિ સદ્દહે, પડયો મોહની જાળે ॥ હાંહાં રે તે અનંતે કાળે, હાંહાં રે નરભવ ન નિહાળે ॥ નૈવેદ્ય૦ ॥ ૩ ॥ રોહિત મત્સ્યની ઉપમા, સિદ્ધાંતે લગાવે ॥ જ્ઞાનદશા શુભવીરનું, જો દર્શન પાવે ॥ હાંહાં રે અજ્ઞાન હઠાવે, હાંહાં રે જ્યોતિ નયન જગાવે ॥ નૈવેદ્ય૦ ॥ ૪ ॥

॥ કાવ્યં ॥ દ્રુતવિલંબિતવૃત્તદ્વયમ્ ॥

અનશનં તુ મમાસ્ત્વિતિ બુદ્ધિના, રુચિરભોજન-સંચિતભોજનં ॥ પ્રતિદિનં વિધિના જિનમંદિર, શુભ-મતે બત ઢૌકય ચેતસા ॥ ૧ ॥ કુમતબોધવિરોધનિવેદકૈ,-ર્વિહિતજાતિજરામરણાંતકૈઃ ॥ નિરશનૈઃ પ્રચુરાત્મગુણા-લયં, સહજસિદ્ધમહં પરિપૂજયે ॥ ૨ ॥

**મંત્ર ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ શ્રી૦ વીર૦ ॥ અજ્ઞાનોચ્છેદકાય ॥ નૈવેદ્યં ય૦ ॥ સ્વાહા ॥**

—००—

## ॥ अष्टम फलपूजा ॥

॥ દોહા ॥

બંધોદય સત્તા ધ્રુવા, પાંચે પયડી જોય ॥
દેશઘાતિની ચાર છે, કેવળ સર્વથી હોય ॥ ૨ ॥
જ્ઞાનાચારે વરતતાં, ફળ પ્રગટે નિરધાર ॥
તેણે ફળપૂજા પ્રભુતણી, કરિયે વિવિધ પ્રકાર ॥૨॥

॥ ઢાળ આઠમી ॥ રાગ ફાગ–સુરતી મહિનાની દેશી ॥

એ પાંચે આવરણનો, બંધ દસમ ગુણઠાણ ॥ ઉદય ઉદીરણ સત્તા, ખીણ કહે જગભાણ ॥ ૧ ॥ જ્ઞાનથી સાસ ઉસાસમાં, કઠીન કરમ ક્ષય જાય ॥ ફલવંચકતા તસ ટળે, જોગાવંચક થાય ॥ ૨ ॥ અરિહા પણ તપ કરતા, એકાકી રહી રાણ ॥ અણહુંતા સુરકોડી, સેવે પૂરણ નાણ ॥૩॥ જ્ઞાનદશાવિણ તપ જપ, ક્રિરિયા કરત અનેક ॥ ફળ નવિ પામે રાંક તે, રણમાં રોજ્યો એક ॥ ૪ ॥ તેલીબળદ પરેં કષ્ટ કરે, જીઉવિણ શ્રુતલહેર ॥ નિશિદિન નયન મિંચાણે, ફરતો ઘેરનો ઘેર ॥ ૫ ॥ જ્ઞાન પ્રથમ પછી જયણા, દશવૈકાલિક વાણ ॥ જ્ઞાનને સુરતરૂ ઉપમા, જ્ઞાનથી ફળ નિર્વાણ ॥ ૬ ॥ કર્મસૂદન તપ પૂરણ, ફલપૂજા ફળ સાર ॥ શ્રી શુભવીરના જ્ઞાનને, વંદિયે વાર હજાર ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ દ્રુતવિલંબિતવૃત્તદ્વયમ્ ॥

શિવતરો ર્ફલદાનપરૈર્નવૈ,–ર્વરફલૈઃ કિલ પૂજય તીર્થપમ્ ॥ ત્રિદશનાથનતક્રમપંકજં, નિહતમોહમહીધરમંડલં ॥૧॥ શમરસૈકસુધારસમાધુરૈ–રનુભવાખ્યવલૈરભયપ્રદૈઃ ॥ અહિતદુઃખહરં વિભવપ્રદં ॥ સહજસિદ્ધમહં પરિપૂજયે ॥૨॥

મંત્ર– ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ શ્રી૦ વીર૦ ॥ પ્રથમ કર્મોચ્છેદકાય ॥ ફલં ય૦ સ્વાહા૦ ॥

॥ ઇતિ પ્રથમકર્મોચ્છેદનાર્થે અષ્ટમ ફલ પૂજા સંપૂર્ણ ॥

॥ અથ કલશ ગાયો ગાયો રે મહાવીર૦ ॥

॥ ઇતિ પ્રથમ દિવસેઽધ્યાપનીય જ્ઞાનાવરણીકર્મસૂદનાર્થે પ્રથમ પૂજાષ્ટકં સંપૂર્ણ ॥

---

આ પ્રમાણે હવે પછી પ્રત્યેક દિવસે જે જે પૂજા ભણાય, તે તે પૂજાનાં જે બે કાવ્યો હોય તે બે કાવ્ય અનુક્રમે તે તે પૂજાના અંતમાં ભણવાં તથા મંત્ર પણ સર્વ પૂજાદીઠ કહેવો. અને છેવટની ચોસઠમી પૂજાના અંતમાં લખેલો કળશ જે છે તે પણ પ્રત્યેક દિવસે જ્યારે આઠ પૂજા પૂરી થાય ત્યારે છેલ્લો ભણવો ॥

---

## ॥ द्वितीयदिवसेऽध्यापनीय दर्शनावरणीयकर्म-सूदनार्थं द्वितीयपूजाष्टक प्रारंभ ॥

( આ પૂજામાં જોઈતી ચીજોનાં નામ )

૧ નદીનાં જળ, ૨ ચંદન કેશર, ૩ મરૂઆ ડમરાનાં ફુલ, ૪ અષ્ટાંગ ધૂપ, ૫ નવ દીવેટનો દીવો તથા બીજો બે દીવટનો દીવો, ૬ કમોદના ચોખા, ૭ નૈવેદ્ય, ૮ ફળ.

### ॥ प्रथम जलपूजा ॥

॥ દોહા ॥

દર્શનાવરણ તે વરણવું, નવ પગઈ દુરદંત ॥ દરિસણ નિદ્રા ભેદથી, ચઉ પણ કહે અરિહંત ॥ ૧ ॥ બંધોદય સત્તા ધ્રુવા, પયડી નવ તિમ પંચ ॥ નિદ્રા અધ્રુવોદય કહી, સર્વ ઘાતિ પણ પંચ ॥ ૨ ॥ દંસણતિગ દેશઘાતિયા, કેવળદંસણ એક ॥ સર્વઘાતિ એ દાખિયો, વાદલમેઘ વિવેક ॥ ૩ ॥ વિકટ નિકટ ઘટ પટ લહે, જિમ આવરણ વિયોગ ॥ જ્ઞાનાંતર ક્ષણથી સહુ, સામાન્યે ઉપયોગ ॥ ૪ ॥ એ આવરણબળે કરી, ન લહ્યું દર્શન નાથ ॥ નૈગમદર્શને ભટકિયો, પાણી વલોવ્યું હાથ ॥ ૫ ॥ પૂરણ દર્શન પામવા, ભજિયે ભવિ ભગવંત ॥ દૂર કરે આવરણને, જિમ જળથી જળકાંત ॥ ૬ ॥

॥ ઢાળ ॥ નમો રે નમો શ્રી શેત્રુંજા ગિરિવર—એ દેશી ॥

માગધને વરદામ પ્રભાસહ, ગંગાનીર વિવેક રે ॥ દર્શ-

નાવરણ નિવારણ કારણ, અરિહાને અભિષેક રે ॥ નમો રે નમો દર્શનદાયકને ॥ ૧ ॥ એ આંકણી ॥ દર્શનદાયક શ્રી જિનવર તું, લાયકતાને લાગ રે ॥ પ્રીત પટંતર દોય ન છાજે, જો હોય સાચો રાગ રે ॥ નમો૦ ॥ ૨ ॥ રાગ વિના નવિ રીઝે સાંઈ, નીરાગી વીતરાગ રે ॥ જ્ઞાનનયન કરી દર્શન દેખે, તે પ્રાણી વડભાગ રે ॥ નમો૦ ॥ ૩ ॥ ચઉદંસણ પ્રતિ સૂક્ષ્મબંધે, ઉદયાદિક ખીણ અંત રે ॥ તે આવરણ કઠિન મલ ખાલી, સ્નાતક સંત પ્રસંત રે ॥ નમો૦ ॥૪॥ ગ્રંથિ વિકટ જે પોળ પોળીયો, રોકે દર્શનભૂપ રે ॥ શ્રી શુભવીર જો નયન નિહાળે, સેવક સાધનરૂપ રે ॥ નમો૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ તીર્થોદકૈઃ ॥ ૧ ॥ સુરનદી૦ ॥ ૨ ॥ જનમનો૦ ॥ ૩ ॥

॥ મંત્ર- ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ શ્રી૦ વીર૦ ॥ દર્શનાવરણબંધોદયસત્તાનિવારણાય જલં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ द्वितीय चंदनपूजा ॥

॥ દોહા ॥

ઉપદેશક નવ તત્ત્વના, પ્રભુ નવ અંગ ઉદાર ॥
નવ તિલકે ઉત્તર નવ, પગઇ ટાળણહાર ॥ ૧ ॥

॥ ઢાળ ॥

॥ રાગ કાફી–નાયકી–રસિયા દિલ દીઠડી જ્યોતિ ઝગીરી—એ દેશી ॥

તુજ મૂરતિ મોહનગારી, રસિયા તુજ મૂરતિ મોહન-

ગારી ॥ દ્રવ્યહ ગુણ પરજાય ને મુદ્રા, ચઉગુણ પડિમા પ્યારી ॥ ૨૦ ॥ તુ૦ ॥ નયગમ ભંગ પ્રમાણે ન નિરખી, કુમતિ કદાગ્રહ ધારી ॥ ૨૦ ॥ તુ૦ ॥ ૧ ॥ જિનવર તીરથ સુવિહિત આગમ, દર્શન નયણુ નિવારી ॥ ૨૦ ॥ તુ૦ ॥ ચક્ષુદર્શનાવરણ કર્મ તે, બાંધે મૂઢ ગમારી ॥ ૨૦ ॥ તુ૦ ॥ ૨ ॥ કાણા નિશદિન જાત્યંધાપણું, દુઃખિયા દીન અવ-તારી ॥ ૨૦ ॥ તુ૦ ॥ દર્શનાવરણ પ્રથમ ઉદયેથી, પરભવ એહ વિચારી ॥ ૨૦ ॥ તુ૦ ॥ ૩ ॥ અલ્પતેજ નયનાતપ દેખી, જુએ આડો કર ધારી ॥ ૨૦ ॥ તુ૦ ॥ જાણું પૂરવ-ભવ કુમતિની, હજીય ન ટેવ વિસારી ॥ ૨૦ ॥ તુ૦ ॥૪॥ જયણાયુત ગુરૂ આગમ પૂજે, જિનપડિમા જયકારી ॥૨૦ ॥ તુ૦ ॥ શ્રી શુભવીરનું શાસન વરતે, એકવીશ વરસ હજારી ॥ ૨૦ ॥ તુ૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ જિનપતે૦ ॥ ૧ ॥ સહજકર્મ૦ ॥ ૨ ॥

મંત્રઃ- ૐ હ્રીઁ શ્રી પરમ૦ ॥ શ્રી૦ વીર૦ ॥ ચક્ષુર્દર્શનાવર-ણનિવારણાય ॥ ચંદનં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ तृतीय पुष्पपूजा ॥

॥ દોહા ॥

ફુલ અમૂલક પૂજના, ત્રિશલાનંદન પાય ॥
સુરભિ દુરભિ નાસાપ્રમુખ, અચક્ષુ આવરણ હઠાય ॥૧॥

॥ ઢાળ ॥ રાજ ! પધારો મેરે મંદિર—એ દેશી ॥

ડમણો મરૂઓ, કેતકી ફુલે, પૂજાફલ પ્રકાશ્યાં જી ॥ ભોગીનિવાસા સંયુતઆશા, લક્ષણવંતી નાસા ॥ ભવ ભવ ઠરિયે જી ॥ જિનગુણ માળ રસાળ કંઠે ધરિયેજી ॥૧॥ એ આંકણી ॥ ગુણ બહુમાન જિનાગમ વાણી, કાને ધરી બહુ માને જી ॥ દ્રવ્ય ભાવ બહિરાતમ ટાળી, પરભવ સમજે સાને ॥ભવ૦॥૨॥ પ્રભુગુણ ગાવે ધ્યાન મલ્હાવે, આગમ શુદ્ધ પ્રરૂપે જી ॥ મૂરખ મૂંગા ન લહે પરભવ, ન પડે વળી ભવકૂપે ॥ભવ૦॥૩॥ પરમેષ્ઠિને શીશ નમાવે, ફરસે તીરથ ભાવે જી ॥ વિનય વૈયાવચ્ચાદિક કરતાં, ભરતેશર સુખ પાવે ॥ભવ૦॥ ૪ ॥ જિમ જિમ ક્ષય ઉપશમ આવરણાં, તિમ ગુણ આવિર્ભાવે જી ॥ શ્રી શુભવીર વચનરસલબ્ધે, સંભિન્નશ્રોત જણાવે ॥ ભવ૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ સુમનસા૦ ॥ ૧ ॥ સમયસાર૦ ॥ ૨ ॥

મંત્રઃ- ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ શ્રી૦ વીર૦ ॥ અચક્ષુર્દર્શનાવરણનિવારણાય ॥ પુષ્પાણિ ય૦ ॥ સ્વાહા ॥

## ॥ चतुर्थ धूपपूजा ॥

॥ દોહા ॥

અવધિદર્શનાવરણ ક્ષય, ઉપશમ ચઉગતિ માંહિ ॥
ક્ષાયકભાવે કેવળી, નમો નમો સિદ્ધ ઉચ્છાંહિ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ ચંદ્રશેખર રાજા થયો—એ દેશી ॥

અવધિરૂપી ગ્રાહકો, ખટભેદ વિશેષે ॥ અવધિદર્શન તેહનું, સામાન્યે દેખે ॥ ૧ ॥ એ ગુણ લેઈ ઉપન્યો, પરભવથી સ્વામી ॥ આ ભવમાં સુખીયા અમે, તુમ દર્શન પામી ॥ એ આંકણી ॥ દેવ નિરય ગતિથી લહે, ગુણથી નર તિરિયા ॥ કાઉસગ્ગમાં મુનિ હાસ્યથી, હેઠા ઉતરીયા ॥ એ ગુ૦ ॥૨॥ પરિણામે ચઢતી દશા, રૂપિદ્રવ્ય અનંતા ॥ જઘન્યથી ઉત્કૃષ્ટથી, સવિ દ્રવ્ય મુણંતા ॥એ ગુ૦ ॥ ૩ ॥ ક્ષેત્ર અસંખ્ય અંગુલ, લઘુ ગુરૂલોક અસંખા ॥ ભાગ અસંખ્ય લઘુ આવલિ, ઉત્સર્પિપણી અસંખા ॥એ૦ ગુ૦ ॥૪॥ ચાર ભાવ દ્રવ્ય એકમાં, લઘુ ભાવ વિશેષે ॥ અસંખ્ય પર્યવ દ્રવ્યને, ગુરૂદર્શન દેખે ॥ એ ગુ૦ ॥૫॥ નંદીસૂત્રે એણીપરે, કહ્યું અવધિનાણ ॥ નિરાકાર ઉપયોગથી, દર્શન પરિમાણ ॥ એ ગુ૦ ॥ ૬ ॥ વિભંગે પણ દાખિયું, દર્શન સિદ્ધાંતે ॥ તત્ત્વારથ ટીકા કહે, સમકિત એકાંતે ॥ એ ગુ૦ ॥૭॥ તસ આવરણ દહન ભણી, ધૂપપૂજા કરીયે ॥ શ્રી શુભવીર શરણ લહી, ભવસાયર તરીયે ॥ એ ગુ૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ અગરમુખ્ય૦ ॥ ૧ ॥ નિજગુણાક્ષય૦ ॥ ૨ ॥

મંત્રઃ- ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ શ્રી૦ વીર૦ ॥ અવધિદર્શનાવરણનિવારણાય ॥ ધૂપં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ पंचम दीपकपूजा ॥

॥ દોહા ॥

કેવલદર્શનાવરણનો, તું પ્રભુ ટાળણહાર ॥
જ્ઞાનદીપકથી દેખિયે, મોટો તુજ આધાર ॥ ૧ ॥

॥ ઢાળ ॥ રાગણી આશાવરી—ગરબાની દેશી. ॥

દીપક દીપતો રે, લોકાલોક પ્રમાણ ॥ દર્શન દીવડો રે, હણી આવરણ લહે નિર્વાણ ॥ દી૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ક્ષાયકભાવ અનાદિ ચેતન, આઠ પ્રદેશ ઉઘાડા રે ॥ અવરનું દર્શન દેખણ ભમિયો, પણ આવરણ તે આડાં ॥ દી૦ ॥ ૨ ॥ તુમ સેવે તે તુમ સમ હોવે, શક્તિ અપૂરવ યોગે રે ॥ ક્ષપક શ્રેણિ આરોહિ અરિહા, ધ્યાન શુકલ સંયોગે ॥ દી૦ ॥ ૩ ॥ ઘનઘાતીનો ઘાત કરીને, પ્રથમ સમય સાકારે રે ॥ સમયાંતર દર્શનઉપયોગે, દર્શનાવરણ વિદારે ॥ દી૦ ॥ ૪ ॥ મૂલ એક બંધ ચાર સત્તોદય, ઉત્તર પણ એક બાંધે રે ॥ બહેતાલીસ ઉદયે પંચાશી, સત્તા હણી શિવ સાધે ॥ દી૦ ॥ ૫ ॥ ઝગમગ ઝાળા દીપકપૂજા, કરતાં કોડિ દિવાજા રે ॥ શ્રી શુભવીર જિનેશ્વર રાજા, રાજ્યે રૈયત તાજા ॥ દી૦ ॥ ૬ ॥

કાવ્યં ॥ ભવતિ દીપ૦ ॥ ૧ ॥ શુચિમનાત્મક૦ ॥ ૨ ॥

મંત્રઃ- ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ શ્રી૦ વીર૦ ॥ કેવલદર્શનાવરણ-નિવારણાય ॥ દીપં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ षष्ठ अक्षतपूजा ॥

॥ દોહા ॥

નિદ્રા દુગદળ છેદવા, કરવા નિર્મલ જાત ॥
અક્ષત નિર્મળ પૂજના, પૂજો શ્રી જગતાત ॥ ૧ ॥

॥ ઢાળ ॥ થૂલીભદ્ર કહે સુણુ બાળા રે—એ દેશી ॥

હવે નિદ્રા પાંચને ફેટી રે, મોહરાયતણી એ ચેટી રે ॥ સર્વઘાતી પયડી મોટી રે, નિદ્રા દુગ બ્હેનો છોટી રે ॥ ૧ ॥ એ બ્હેનો જગત પિતરાણી રે, નાના મોહોટા મુઝવ્યા પ્રાણી રે ॥ ભાનુદત્ત પૂરવધર પડિયા રે, દીપજ્યોતે જોતાં નવિ જડિયા રે ॥ આંકણી ॥ સુખે જાગે આળસ મેટી રે, તે નિદ્રા બાળવધૂટી રે ॥ ઉભાં બેઠાં નયણાં ઘુટી રે, જબ લાગે વયણુની સોંટી રે ॥ એ૦ ॥ ॥ ૨ ॥ તવ નયણુથી નિંદ વછુટી રે, પ્રચલા લક્ષણુ ગતિ ખોટી રે ॥ દ્વાદશાંગી ગણિરૂપ પેટી રે, મુનિનયણે નિદ્રા પલેટી રે ॥ ॥ એ૦ ॥ ૩ ॥ પૂરવધર પણ શ્રુત મેટી રે, રહ્યા નિગોદમાં દુઃખ વેંટી રે ॥ અપૂર્વે બંધથી છુટી રે, સત્તાઉદયે બારમે ખૂટી રે ॥ એ૦ ॥ ૪ ॥ મુનિરાજ મળીને લૂંટી રે, અપ્રમત્તને દંડે કૂટી રે ॥ છળ જોતીને રોતી વખુટી રે, ધ્યાનલહેર બગાડે ખૂટી રે ॥ એ૦ ॥ ૫ ॥ શુભવીર સમા નહીં

માટી રે, નિદ્રાની વનકટી કાટી રે ॥ થઈ સાદિ અનંતની છેટી રે, શિવસુંદરી સહેજે ભેટી રે ॥ એ૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ ક્ષિતિતલે૦ ॥ ૧ ॥ સહજભાવ૦ ॥ ૨ ॥

મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ નિદ્રાપ્રચલાવિચ્છેદનાર્થં ॥ અક્ષતાન્ ય૦ ॥ સ્વાહા ॥

## ॥ सप्तम नैवेद्यपूजा ॥

॥ દોહા ॥

આહારે ઉંઘ વધે ઘણી, નિદ્રા દુઃખ ભંડાર ॥
નૈવેદ્ય ધરી પ્રભુ આગળે, વરિયે પદ અણાહાર ॥ ૧ ॥

॥ ઢાળ ॥ રાગ ગોડી–તોરણ આઈ કયું ચલે રે—એ દેશી ॥

થીણદ્ધી ત્રિક સાંભળો રે, નિદ્રા જે દુઃખદાય ॥ સલુણા ॥ બંધ બીજા ગુણઠાણુસેં રે, છઠ્ઠે ઉદય મુનિરાય ॥ સલુણા ॥ જિમ જિમ જિનવર પૂજીયે રે, તિમ તિમ ધ્રુજે કર્મ ॥ સ૦ ॥ ૧ ॥ સંપ કરી સત્તા રહે રે, નવ માને એક ભાગે ॥ સ૦ ॥ નિદ્રા નિદ્રા તેહમાં રે, કષ્ટે કરી જે જાગે ॥ સ૦ ॥ જિમ૦ ॥ ૨ ॥ પ્રચલા પ્રચલા ચાલતાં રે, નયણે નિંદ તુખાર ॥ સ૦ ॥ જાગે રણસંગ્રામમાં રે, વિજળી જ્યું ઝબકાર ॥ સ૦ ॥ જિમ૦ ॥ ૩ ॥ દિનચિંતત રાત્રે કરે રે, કરણી જે નર નાર ॥ સ૦ ॥ બળદેવનું બળ તે સમે રે, નરકગતિ અવતાર ॥ સ૦ ॥ જિમ૦ ॥ ૪ ॥

એમ વિશેષાવશ્યકે રે, વરણવિયો અધિકાર ॥ સ૦ ॥ સાધુમંડળીમાં રહે રે, એક લઘુ અણગાર ॥ સ૦ ॥ ॥ જિમ૦ ॥ ૫ ॥ થીણદ્ધી નિદ્રાવશે રે, હણિયો હસ્તિ મહંત ॥ સ૦ ॥ સૂતો ભરનિદ્રાવશે રે, ભૂતલીએ દોય દંત ॥ સ૦ ॥ જિમ૦ ॥ ૬ ॥ અંગ અશુચિ શિષ્યનું રે, સંશય ભરિયા સાધ ॥ સ૦ ॥ જ્ઞાની વયણે કાઢીયો રે, હંસ વનેથી વ્યાધ ॥ સ૦ ॥ જિમ૦ ॥ ૭ ॥ ષટ્ માસે નિદ્રા લહે રે, શેઠવધૂ દૃષ્ટાંત ॥ સ૦ ॥ નિંદવિયોગે કેવલી રે, શ્રી શુભવીર ભણંત ॥ સ૦ ॥ જિમ૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ અનસનં૦ ॥ ૧ ॥ કુમતબોધ૦ ॥ ૨ ॥

મંત્ર ॥ ઓઁ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રી૦ વીર૦ ॥ થીણદ્ધીત્રિકદહનાય ॥ નૈવેદ્યં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ अष्टम फलपूजा ॥

॥ દોહા ॥

વિવિધ ફળે પ્રભુ પૂજતાં, ફળ પ્રગટે નિર્વાણ ॥
દર્શનાવરણ વિલય હુવે, વિઘટે બંધનાં ઠાણ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ રાગ ફાગ.—દીપચંદીની ચાલ ॥

॥ હોરી ખેલાવત કાન્હઈયા, નેમીસર સંગે લે ભઈયા—એ દેશી ॥

હોરી ખેલું મેરે સાહેબિયા, સંગે રંગે સુણ હો ભઈયા ॥ હોરી૦ ॥ અબિલ ગુલાલ સુગંધ વિખરીયા,

કનક કચોળી કેસરિયા ॥ હોરી૦ ॥ ૧ ॥ ખારેક બીજોરા ફળ ટેટી, પૂજે ફળ થાળે ભરિયાં ॥ ફાગ ગાન ગુણ તાન બજૈયા, દર્શનાવરણ ભયે ડરિયાં ॥ હોરી૦ ॥ ૨ ॥ એ પ્રભુદર્શન વિણ ભવ ફરિયા, કુદેવ કુતીર્થ વર્ણવિયા ॥ કુગુરૂ કુશાસ્ત્ર પ્રશંસા કરિયા, મિથ્યાત્વધર્મ હઇયે ધરિયા ॥ ॥ હોરી૦ ॥ ૩ ॥ બહોત દુઃખ બહુ શોકે ભરિયાં, સમકિત દૂષણ આચરિયા ॥ કુવ્રત પાળે ને ચાલે અનઇયા, પરમેષ્ઠિ ગુરૂ ઓલવિયા ॥ હોરી૦ ॥ ૪ ॥ પડણિયા ગુરૂ અપચ્ચખ્ખાણિયા, ભગવઇ ભાંખે ગણધરિયા ॥ દર્શનાવરણીકર્મ ઘેરૈયા, તીસ કોડાકોડી સાગરિયા ॥ હોરી૦ ॥ ૫ ॥ એસે બંધકો ધંધ ધટૈયા, સાંયુંકી આણા શિર ધરિયા ॥ શૃંગી લવણ મધુરી લહેરિયા, શ્રી શુભવીર પ્રભુ મળિયા ॥ હોરી૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ શિવતરો૦ ॥ ૧ ॥ શમરસૈ૦ ॥ ૨ ॥

॥ મંત્ર ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ દ્વિતીય દર્શનાવરણીયકર્મદહનાય ॥ ફલં ય૦ ॥ સ્વાહા ॥

॥ કળશ ॥ ગાયો ગાયો રે મહાવીર૦ ।

॥ ઇતિ દ્વિતીય દિવસેઽધ્યાપનીય દર્શનાવરણીયકર્મસૂદનાર્થં દ્વિતીય પૂજાષ્ટકં સંપૂર્ણ ॥

## ॥ तृतीय दिवसेऽध्यापनीय वेदनीयकर्मनिवारणार्थं तृतीय पूजाष्टक ॥

( આ પૂજામાં જોઈતી ચીજોનાં નામ )

૧ કસ્તુરી, બરાસવાળું જળ, ૨ કેસર, બરાસ, ૩ ફુલપગર કરીએ. ૪ પંચાંગ ધૂપ, ૫ બે દિવેટનો દીપક, ૬ કમોદશાલી અખંડ, ૭ નૈવેદ્ય, ૮ ફળ.

### ॥ प्रथम जलपूजा ॥

॥ દોહા ॥

ત્રીજું અઘાતિ વેદની, જાવ લહે શિવશર્મ ॥
સંસારે સવિ જીવને, તબ લગે એહિ જ કર્મ ॥ ૧ ॥
બંધોદય અધ્રૂવ કહી, ધ્રૂવસત્તાયે હોય ॥
પયડી અઘાતી જાણીયે, શાતા અશાતા દોય ॥ ૨ ॥
કર્મ વિનાશીને હુવા, સિદ્ધ બુદ્ધ ભગવાન ॥
તે કારણ જિનરાજની, પજા અષ્ટવિધાન ॥ ૩ ॥
ન્હવણ વિલેપન કુસુમની, જિન પુર ધૂપ પ્રદીપ ॥
અક્ષત નૈવેદ્ય ફલતણી, કરો જિનરાજ સમીપ ॥ ૪ ॥

॥ ઢાળ ॥ રૂડીને રઢિયાલી રે વાલ્હા—એ દેશી ॥

ન્હવણની પૂજા રે, નિરમલ આતમા રે ॥ તીર્થાદિકનાં જળ મેલાય, મનોહર ગંધે તે ભેળાય ॥ ન્હવ૦ ॥ ॥ ૧ ॥ સુરગિરિ દેવા રે, સેવા જિનતણી રે ॥ કરતાં

ન્હવણુ તે નિરમળ થાય, કનક રજત મણિકળશ ઢળાય ॥ ॥ ન્હવ૦ ॥ ૨ ॥ સુરવહૂ નાચે રે, માચે વેગશું રે ॥ ગાયન દેવ તે જિનગુણુ ગાય, વૈશાલિક મુખદર્શન થાય ॥ ॥ ન્હવ૦ ॥ ૩ ॥ ચિહુંગતિ માંહે રે, ચેતન રોળીયો રે ॥ સુર નર જે સુખિયા સંસાર, નારક તિરિ દુઃખનો ભંડાર ॥ ॥ ન્હવ૦ ॥ ૪ ॥ શેં વશ સુખમાં રે, સ્વામિ ન સાંભર્યા રે ॥ તેણે હું રઝળ્યો કાળ અનંત, મલિન રતન નવિ તેજ જગંત ॥ ન્હવ૦ ॥ ૫ ॥ પ્રભુ નવરાવી રે, મેલ નિવારશું રે ॥ વેદની વિઘટે મણિ ઝલકંત, શ્રી શુભવીર મળે એકાંત ॥ ન્હવણુની૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ તીર્થોદકૈઃ ॥ ૧ ॥ સુરનદી૦ ॥ ૨ ॥ જનમનો૦ ॥ ૩ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ વેદનીયકર્મની-વારણાય ॥ જલં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ द्वितीय चंदनपूजा ॥

વેદની કર્મતણી કહુ, ઉત્તરપયડી દોય ॥
જાસ વિવશ ભવચોકમાં, મુંઝાણા સહુ કોય ॥ ૧ ॥

॥ ઢાળ ॥ રાગ આશાવરી—સાહિબ સહસફણા—એ દેશી ॥

તન વિકસે મન ઉલ્લસે રે, દેખી પ્રભુની રીત ॥ દાયક દિલ વસિયા ॥ ઝુરણુ લાગી જીભડી રે, પૂરણુ બાંધી પ્રીત ॥ દા૦ ॥ ૧ ॥ નયન જ્યોતિ સમ પ્રીતડી રે, એક

સુરત દોય કાન ॥ દા૦ ॥ વેદની હરિ ધનવંતરી રે, કરિયે આપ સમાન ॥ દા૦ ॥ ૨ ॥ વેદની ઘર વાસો વસ્યો રે, નડિયા નાથ કુનાથ ॥ દા૦ ॥ પાણી વલોવ્યું એકલું રે, ચતુર ન ચઢિયો હાથ ॥ દા૦ ॥ ૩ ॥ ખડગધાર મધુલેપશું રે, તેહવો એ સંસાર ॥ દા૦ ॥ લક્ષણ વેદની કર્મનું રે, ફળ કિંપાક વિચાર ॥ દા૦ ॥ ૪ ॥ તુજ શાસન પામે થકે રે, લાધો કર્મનો મર્મ ॥ દા૦ ॥ કોડી કપટ કોઇ દાખવે રે, પણ ન તજું તુજ ધર્મ ॥ દા૦ ॥ ૫ ॥ પૂજ્ય મળે પૂજા રચું રે, કેસર ઘોળી હાથ ॥ દા૦ ॥ શ્રી શુભવીરવિજય પ્રભુ રે, મળિયો અવિહડ સાથ ॥ દા૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ જિનપતે૦ ॥ ૧ ॥ સહજકર્મ૦ ॥ ૨ ॥

- ॥ મંત્ર ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ વેદનીયલક્ષણકર્મનિવારણાય ॥ ચંદનં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ तृतीय पुष्पपूजा ॥

॥ દોહા ॥

બળિયો સાથ મળે થકે, ચોરતણું નહીં જોર ॥
જિનપદ ફુલે પૂજતાં, નાસે કર્મ કઠોર ॥૧॥

॥ ઢાળ ॥ રાગ સારંગ.—હો ધન્ના—એ દેશી ॥

કર્મ કઠોર દૂરે કરો રે મિત્તા ! પામી શ્રી જિનરાજ ॥
ફુલપગર પૂજા રચો રે મિત્તા ! પામી નરભવ આજ રે ॥

રંગીલા મિત્તા ! એ પ્રભુ સેવોને ॥ એ પ્રભુ સેવો સાનમાં રે મિત્તા ! પામો જેમ શિવરાજ રે ॥ રંગી૦ ॥ એ૦ ॥૧॥ વેદનીવશ તુમે કાં પડો રે મિત્તા ! જેહને પ્રભુ શું વેર ॥ સાહિબ વેરી ન વિસસો રે મિત્તા ! તો હોય સાહિબ મહેર રે ॥ રંગી૦ ॥ એ૦ ॥ ૨ ॥ છઠ્ઠા ગુણઠાણા લગે રે મિત્તા ! બંધ અશાતા જાણ ॥ શાતા બાંધે કેવલી રે મિત્તા ! તેરમે પણ ગુણઠાણ રે ॥ રંગી૦ ॥ એ૦ ॥ ૩ ॥ શાતા અશાતા એક પદે રે મિત્તા ! ચરમગુણે પરિહાર ॥ સત્તા ઉદયથી કેવલી રે મિત્તા ! સહે પરિસહ અગિયાર રે ॥ રંગી૦ ॥ એ૦ ॥ ૪ ॥ તીસ કોડાકોડી સાગરૂ રે મિત્તા ! લઘુ સાતેયા ત્રિભાગ ॥ બંધ અશાતા વેદની રે મિત્તા ! હવે શાતા સુ-વિભાગ રે ॥ રંગી૦ ॥ એ૦ ॥ ૫ ॥ પન્નર કોડાકોડી સાગરૂ રે મિત્તા ! લઘુ દોય સમય તે થીર ॥ ગોયમ સંશય ટાલિયો રે મિત્તા ! ભગવઈમાં શુભવીર રે ॥ રંગી૦ ॥ એ૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥સુમનસાં૦ ॥ ૧ ॥ સમયસાર૦ ॥ ૨ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ વેદનીયબંધનિવારણાય પુષ્પાણિ ય૦ ॥ સ્વાહા ॥

## ॥ चतुर्थ धूपपूजा ॥

॥ દોહા ॥

ઉત્તરાધ્યયને સ્થિતિ લઘુ, અંતરમુહૂર્ત્ત કહાય ॥
પન્નવણામાં બાર તે, શાતાબંધ સંપરાય ॥ ૧ ॥

શાતા વેદની બંધનું, કારણ પ્રભુ પુર ધૂપ ॥
મિચ્છત દુર્ગંધ દૂરે ટળે, પ્રગટે આત્મસ્વરૂપ ॥૨॥

॥ ઢાળ ॥ વિમળાચળ વેગે વધાવો.—એ દેશી ॥

ચઉમાસી પારણું આવે, કરી વિનતિ નિજ ઘર જાવે ॥ પ્રિયા પુત્રને વાત જણાવે, પટકુળ જરી પથરાવે રે ॥ મહાવીર પ્રભુ ઘર આવે ॥ જીરણશેઠ ભાવના ભાવે રે ॥ મહા૦ ॥ ॥ ૧ ॥ ઉભી શેરિયે જળ છંટકાવે, જાય કેતકી ફુલ બિછાવે ॥ નિજ ઘર તોરણ બંધાવે, મેવા મિઠાઇ થાળ ભરાવે રે ॥ મહા૦ ॥ ૨ ॥ અરિહાને દાનજ દીજે, દેતાં દેખી જે રીજે ॥ ષટમાસી રોગ હરીજે, સીઝે દાયક ભવ ત્રીજે રે ॥ મહા૦ ॥ ૩ ॥ તે જિનવર સનમુખ જાવું, મુજ મંદિરીયે પધરાવું ॥ પારણું ભલી ભાતે કરાવું, જુગતે જિનપૂજા રચાવું રે ॥ મહા૦ ॥ ૪ ॥ પછી પ્રભુને વોળાવા જઈશું, કર જોડી સામા રહીશું, નમી વંદી પાવન થઈશું, વિરતિ અતિ રંગે વહીશું રે ॥ મહા૦ ॥ ૫ ॥ દયા, દાન, ક્ષમા, શીલ, ધરશું, ઉપદેશ સજજનને કરશું ॥ સત્ય જ્ઞાનદશા અનુસરશું, અનુકંપા લક્ષણ વરશું રે ॥ મહા૦ ॥ ૬ ॥ એમ જીરણશેઠ વદંતા, પરિણામની ધારે ચઢંતા ॥ શ્રાવકની સીમે ઠરંતા, દેવદુંદુભિનાદ સુણંતા રે ॥ મહા૦ ॥ ૭ ॥

કરિ આયુ પૂરણ શુંભભાવે, સુરલોક અચ્યુતે જાવે ॥ શાતા-
વેદની સુખ પાવે, શુભવીર વચનરસ ગાવે રે ॥મહા૦॥૮॥

॥ કાવ્યં ॥ અગરમુખ્ય૦ ॥ ૧ ॥ નિજગુણાક્ષય૦ ॥ ૨ ॥

॥ મંત્ર: ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રી૦ વીર૦ ॥ શાતાબંધાપહાય ધૂપં
ય૦ ॥ સ્વાહા ॥

## ॥ पंचम दीपकपूजा ॥

॥ દોહા ॥

શાતાબંધક પ્રાણિયા, દીપે એણે સંસાર ॥
તેણે દીપક પૂજા કરી, હરિયે દુઃખ અંધાર ॥ ૧ ॥

॥ ઢાળ ॥ ચતુરે ચેતો ચેતનાવલી—એ દેશી ॥

સાંભળજો મુનિ સંયમરાગે, ઉપસમ શ્રેણે ચઢિયા રે ॥
શાતાવેદની બંધ કરીને, શ્રેણી થકી તે પડિયા રે ॥ સાં૦॥
॥ ૧ ॥ ભાંખે ભગવઈ છઠ્ઠતપ બાકી, સાત લવાયુ ઓછે રે ॥
સર્વારથસિદ્ધે મુનિ પોહોતા, પૂર્ણાયુ નવિ છોછે રે ॥ સાં૦ ॥
॥૨॥ શય્યામાં પોઢયા નિત્ય રહેવે, શિવમારગ વિસામો રે ॥
નિર્મળ અવધિનાણે જાણે, કેવલી મન પરિણામો રે ॥સાં૦॥
॥ ૩ ॥ તે શય્યા ઉપર ચંદરૂવે, ઝુંબખડે છે મોતી રે ॥
વિચલું મોતી ચોસઠ મણનું, ઝગમગ જાલિમ જ્યોતિ રે
॥ સાં૦ ॥ ૪ ॥ બત્રીશ મણના ચઉ પાખળિયા, સોલમણાં
અડ સુણિયાં રે ॥ આઠમણાં ષોડશ મુક્તાફળ, તિમ બત્રીશ
ચઉ મણિયાં રે ॥ સાં૦ ॥ ૫ ॥ દોમણ કેરાં ચોસઠ મોતી,

ઇગસય અડવીસ મણિયાં રે ।। દોસય નેં વળી ત્રેપન મોતી, સર્વે થઇને મળિયાં રે ।। સાં૦ ।। ૬ ।। એ સઘળાં વિચલા મોતીશું, આફળે વાયુયોગે રે ।। રાગ રાગિણી નાટક પ્રગટે, લવસત્તમ સુરભોગે રે ।। સાં૦ ।। ૭ ।। ભૂખ તરસ છીપે રસલીના, સુરસાગર તેત્રીશ રે ।। શાતા લહેરમાં ક્ષણ ક્ષણ સમરે, વીરવિજય જગદીશ રે ।। સાંભળજો૦ ।। ૮ ।।

।। કાવ્યં ।। ભવતિ દીપ૦ ।। ૧ ।। શુચિમનાત્મ૦ ।। ૨ ।।

।। મંત્રઃ ।। ૐ હ્રીँ શ્રીँ પરમ૦ શ્રી૦ વીર૦।। શાતોત્તરસુખપ્રાપણાય દીપં ય૦ ।। સ્વાહા ।।

## ।। षष्ठ अक्षतपूजा ।।

।। દોહા ।।

અક્ષતપૂજાએ કરી, પૂજો જગતદયાળ ।।
હવે અશાતાવેદની, બંધનાં ઠાણ નિહાળ ।। ૧ ।।

।। ઢાળ ।। બટાઉની—એ દેશી ।।

પ્રભો ! તુજ શાસન મીઠડું રે, સમતાસાધન સાર ।। યોગનાલિકા રૂઅડી, તે તો જ્ઞાનીને ઘરબાર રે ।। હું રોળ્યો એણે સંસાર રે, ગુણ અવગુણ સરિખા ધાર રે, હીરો હાથ ખોળ્યો અંધાર રે, ન કરી જ્ઞાનીશું ગોઠડી મેરે લાલ ।।૧।। શોક કર્યો સંસારમાં રે, પરને પીડા દીધ ।। ત્રાસ પડાવ્યા જીવને, જીવ બંધીખાને લીધ રે ।। મુનિરાજની નિંદા કીધ રે, મુનિ સંતાપ્યા બહુવિધ રે, રાજા દેવસેનાભિધ રે, એક

સરિયશતક પરસિદ્ધ રે ॥ ન૦ ॥૨॥ માણુસના વધ આચર્યા રે, છેદન ભેદન તાસ ॥ થાપણ રાખી ઓળવી, કરી ચાડી પડાવ્યા ત્રાસ રે ॥ દમિયા પર ક્રોધ નિવાસ રે, કેઈ ઝુઝવિયા રહી પાસ રે, કેઈ જીવની ભાંગી આસ રે, થયો કરપી કપિલાદાસ રે ॥ ન૦ ॥ ૩ ॥ એમ અશાતાવેદની રે, બાંધે પ્રાણિ અનંત ॥ સૂત્રવિપાકે સાંભળો, મૃગાપુત્રતણો દૃષ્ટાંત રે ॥ સુણી કંપે સમકિતવંત રે, સુખ અક્ષય પામે એકાંત રે, કરો અક્ષતપૂજા સંત રે, શુભવીર ભજો ભગવંત રે ॥ન૦॥૪॥

॥ કાવ્યં ॥ ક્ષિતિતલે૦ ॥ ૧ ॥ સહજભાવ૦ ॥ ૨ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રી૦ વીર૦ ॥ અશાતાબંધસ્થાનનિવારણાય ॥ અક્ષતં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ सप्तम नैवेद्यपूजा ॥

॥ દોહા ॥

ન કરી નૈવેદ્ય પૂજના, ન ધરી ગુરુની શીખ ॥
લહે અશાતા પરભવે, ઘર ઘર માગે ભીખ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ ઇમનરાગિણી—મ્હારી સહિરે સમાણી—એ દેશી. ॥

તુજ શાસનરસ અમૃત મીઠું, સંસારમાં નવિ દીઠું રે ॥ મનમોહન સ્વામી ॥ દીઠું પણ નવિ લાગ્યું મીઠું, નારક દુઃખ તેણે દીઠું રે ॥ મ૦ ॥ ૧ ॥ દશવિધ વેદન અતુલ તે પાવે, દુઃખમાં કાળ ગમાવે રે ॥ મ૦ ॥ પરમાધામી દુઃખ ઉપજાવે, ભવભાવનાયે ભાવે રે ॥ મ૦ ॥ ૨ ॥ જેમ વિષ-

ભુક્તિ તલાર અવાજા, એક નગરે એક રાજા રે ॥ મ૦ ॥ શત્રુસૈન્ય સમાગમ પહેલો, ગામ ગામ વિષ ભેળ્યો રે ॥ મ૦ ॥ ૩ ॥ ધાન્ય મિઠાઈ મીઠા જળમાં, ગોળ ખાંડ તરૂ ફળમાં રે ॥ મ૦ ॥ પડહો બજાવી એમ ઉપદેશે, જે મીઠાં જળ પીશે રે ॥ મ૦ ॥ ૪ ॥ ભક્ષ ભોજ્ય રસ લીના ખાશે, તે યમમંદિર જાશે રે ॥ મ૦ ॥ દૂરદેશાગત ભોજન કરશે, ખારાં પાણી પીશે રે ॥ મ૦ ॥ ૫ ॥ તે ચિરંજીવ લહે સુખશાતા, કદીય ન હોય અશાતા રે ॥ મ૦ ॥ નૃપ આણા કરી તે રહ્યા સુખિયા, બીજા મરણ લહે દુઃખિયા રે ॥ મ૦ ॥ ૬ ॥ વિષમિશ્રિત વિષયારસ લીના, બ્રહ્મદત્ત નરક પહુંતા રે ॥ મ૦ ॥ મેઘકુમાર ધન્નો સુખભાજા, શ્રી શુભવીર તે રાજા રે ॥ મનમોહન સ્વામિ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ અનશનં૦ ॥ ૧ ॥ કુમતબોધ૦ ॥ ૨ ॥

મંત્રઃ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ અશાતોદયનિવારણાય નૈવેદ્યં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ अष्टम फलपूजा ॥

॥ દોહા ॥

આત્મિક ફળ પ્રગટાવિયું, ટાળી શાત અશાત ॥
ત્રિશલાનંદન આગળે, ફળપૂજા પરભાત ॥ ૧ ॥

॥ ઢાળ આઠમી ॥ નંદકુમાર કેડે પડયો, કેમ જળ અમે ભરીએ—એ દેશી.

વીરકુંવરની વાતડી કેને કહિયે, કેને કહિયે રે કેને

કહિયે ।। નવિ મંદિર બેશી રહિયે, સુકુમાળ શરીર ।। વીર૦ ।। એ આંકણી ।। બાળપણાથી લાડકો નૃપ ભાવ્યો, મળી ચોશઠ ઇંદ્રે મલ્હાવ્યો ।। ઇંદ્રાણી મળી હુલરાવ્યો, ગયો રમવા કાજ ।। વીર૦ ।। ૧ ।। છોરૂ ઉછાંછળાં લોકનાં કેમ રહિયે, એની માવડીને શું કહિયે ।। કહિયે તો અદેખાં થઇયે, નાશી આવ્યાં બાળ ।। વીર૦ ।। ૨ ।। આમલકી ક્રીડાવશે વીંટાણો, મોટો ભોરિંગ રોષે ભરાણો ।। હાથે ઝાલી વીરે તાણ્યો, કાઢી નાંખ્યો દૂર ।। વીર૦ ।। ૩ ।। રૂપ પિશાચનું દેવતા કરી ચળિયો, મુજ પુત્રને લેઇ ઉછળિયો ।। વીર-મુષ્ટિપ્રહારે વળિયો, સાંભળીયે એમ ।। વીર૦ ।। ૪ ।। ત્રિશલામાતા મોજમાં એમ કહેતાં, સખિયોને ઓળંભા દેતાં ।। ક્ષણ ક્ષણ પ્રભુ નામ જ લેતાં, તેડાવે બાળ ।। વીર૦ ।। ૫ ।। વાટ જોવંતા વીરજી ઘેર આવ્યા, ખોળે બેસારી હુલરાવ્યા ।। માતા ત્રિશલાએ નવરાવ્યા, આલિંગન દેત ।। વીર૦ ।। ૬ ।। યૌવનવય પ્રભુ પામતાં પરણાવે, પછી સંયમ શું દિલ લાવે ।। ઉપસર્ગની ફોજ હઠાવે, લીધું કેવળનાણ ।। વીર૦ ।। ૭ ।। કર્મસૂદન તપ ભાખિયું જિનરાજે, ત્રણ લોકની ઠકુરાઈ છાજે ।। ફળ પૂજા કહી શિવકાજે, ભવિને ઉપગાર ।। વીર૦ ।। ૮ ।। શાતા અશાતા વેદની ક્ષય

કીધું, આપે અક્ષયપદ લીધું ॥ શુભ વીરનું કારજ સીધ્યું, ભાંગે સાદિ અનંત ॥ વીર૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥ શિવતરો: ॥ ૧ ॥ શમરસૈ: ॥ ૨ ॥

મંત્ર ॥ ઓ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રી૦ વીર૦ ॥ વેદનીયકર્મદહનાય ॥ ફલં ય૦ સ્વાહા ॥

॥ કલશ ॥ ગાયો ગાયો રે મહાવીર૦ ॥

॥ ઇતિ તૃતીય દિવસેઽધ્યાપનીય વેદનીયકર્મનિવારણાર્થે તૃતીય પૂજાષ્ટકં સંપૂર્ણ ॥

---

## ॥ चतुर्थ दिवसेऽध्यापनोय मोहनोयकर्मसूदनार्थ चतुर्थ पूजाष्टक प्रारंभ ॥

[ આ પૂજામાં જોઈતી ચીજોનાં નામ ]

૧ દ્રાખનાં પાણી, ૨ બાવનાચંદન, ૩ જાય, કેવડો અને જાસુદના ફુલ, ૪ દશાંગ ૫, ધૂપ બે દીવેટનો દીપક, ૬ વ્રીહિ અખંડ, ૭ નૈવેદ્ય, ૮ ફળ.

### ॥ प्रथम जलपूजा ॥

॥ દોહા ॥

શ્રી શુભવિજય સુગુરૂ નમી, માતપિતા સમ જેહ ॥ બાળપણે બતલાવિયો, આગમનિધિ ગુણગેહ ॥ ૧ ॥ ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂથી લહિએ નાણ ॥ નાણથકી જગ જાણીયે, મોહનીનાં અહિઠાણ ॥ ૨ ॥ કષ્ટ તે કરવું સોહિલું, અજ્ઞાની પશુખેલ ॥ જાણપણું જગ દોહિલું, જ્ઞાની

મોહનવેલ ॥ ૩ ॥ અજ્ઞાની અવિધિ કરે, તપ જપ કિરિયા જેહ ॥ વિરાધક ષટ્ કાયનો, આવશ્યકમાં તેહ ॥ ૪ ॥ મૂરખમુખ આગમ સુણી, પડિયા મોહની પાસ ॥ આગમ લોપે બિહું જણા, નરક નિગોદે વાસ ॥ ૫ ॥ મૂરખસંગ અતિ મળે, તો વસિયે વનવાસ ॥ પંડિતશું વાસો વસી, છેદો મોહનો પાસ ॥ ૬ ॥ કુચ્છા મિચ્છ કષાય સવિ, ભય ધ્રુવબંધિ એહ ॥ શેષ અધ્રુવબંધિ કહી, મિચ્છધ્રુવોદય ગેહ ॥ ૭ ॥ સગવીસ અધ્રુવોદય કહી, હવે અધ્રુવ સમમીસ ॥ સત્તાથી દૂરે કરો, ધ્રુવસત્તા છવીસ ॥ ૮ ॥ મોહની દૂર થયે થકે, નાસે કર્મ સંભાર ॥ કારણથી કારજ સધે, પૂજા અષ્ટપ્રકાર ॥ ૯ ॥

॥ ઢાળ ॥ ઓધવ ! માધવને કહેજો—એ દેશી ॥

જળપૂજા યુગતે કરીએ, મોહનીબંધ ઠાણા હરીએ, વિનતડી પ્રભુને કરીએ રે ॥ ચેતન ચતુર થઈ ચુકયો ॥ નિજગુણ મોહવશે મૂકયો રે ॥ ચે૦ ॥ ૧ ॥ જીવ હણ્યા ત્રસ જળ ભેટી, દઈ ફાંસો મોધર ફૂટી ॥ મુખ દાબી વાધર વીંટી રે ॥ ચે૦ ॥ ૨ ॥ કલેશ શમ્યા ઉદિરણીયા, અરિહા અવગુણ મુખ ભણીયા ॥ બહુ પ્રતિપાલકને હણીયા રે ॥ ચે૦ ॥ ૩ ॥ ધર્મી ધર્મથી ચૂકવિયા, સૂરિ પાઠક અવગુણ લવીયા ॥ શ્રુતદાયક ગુરૂ હેલવીયા રે ॥ ચે૦ ॥ ૪ ॥ નિ-

મિત્ત વશીકરણે ભરીઓ, તપસી નામ વૃથા ધરિઓ ।। પંડિત વિનય નવિ કરીઓ રે ।। ચે૦ ।। ૫ ।। ગામ દેશ ઘર પરજાળ્યાં, પાપ કરી અન્ય શિર ઢાળ્યાં ।। કપટ કરી બહુ જન વાળ્યાં રે ।। ચે૦ ।। ૬ ।। બ્રહ્મચારી થઈ ગવરાણો, પરદારાશું મુંઝાણો ।। પરધન દેખી દુહવાણો રે ।। ચે૦ ।। ૭ ।। પરદ્રોહી મિથ્યાભાષી, વિશ્વાસઘાતી કૂડશાખી ।। મુનિ છંડી સેવ્યા ખાખી રે ।। ચે૦ ।। ૮ ।। મોહનીબંધ કરી ફરિયો, સિત્તેર કોડાકોડી સાગરિયો ।। હવે તુમ શાસન અવતરિયો રે ।। ચેતન૦ ।।૯।। શ્રી શુભવીર મયા કીજે, જિમ સેવક કારજ સીઝે ।। વાંક ગુનો બખસી દીજે રે ।। ચેતન ચતુર થઈ ચૂકયો ।। ૧૦ ।।

।। કાવ્યં તીર્થોદકૈઃ૦ ૧ સુરનદી૦ ૨ જનમનો૦ ।। ૩ ।।

મંત્ર- ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ।। મોહનીયબંધસ્થાનનિવારણાય ।। જલં ય૦ ।। સ્વાહા ।।

## ।। द्वितीय चंदनपूजा ।।

।। દોહા ।।

બીજી ચંદન પૂજના, પૂજો ભેળી કપૂર ।।
અડવીસ પયડી માંહેથી, ચારિત્રમોહની દૂર ।।૧।।

।। ઢાળ ।।

।। રાગ બિહાગ-બિલાવર-ઘડિ ઘડિ સાંભળો સાંઇ સલુણા-એ દેશી

ચંદનપૂજા ચતુર રચાવે, મોહ મહીપતિ મહેલ ખણાવે,

॥ ચં૦ ॥ ચારિત્ર મોહની મૂળ જલાવે, જિનગુણ ધ્યાન અનળ સળગાવે ॥ચં૦॥૧॥ ચાર અનંતાનુબંધિ વિષધર, સુર વસુદત્ત મુનિરૂપ ધરાવે ॥ ચં૦ ॥ ત્રણ્ય નાગ એક નાગણી મ્હોટા, પડિબોહણ નાગદત્ત ડસાવે ॥ચં૦॥૨॥ જાવજીવ ચારનું વિષ રહેવે, સજ્જનને એણીપરેં સમજાવે ॥ ચં૦ ॥ નરક લહે સમકિત ગુણઘાતે, અંતે સમાધિપણું નવિ પાવે ॥ ચં૦ ॥ ૩ ॥ ચાલીસ સાગર કોડાકોડી, બંધ ઉદય સાસ્વાદન ભાવે ॥ ચં૦ ॥ આઠમે ગુણઠાણે વિષસત્તા પર્વતરેખા ક્રોધ કહાવે ॥ ચં૦ ॥ ૪ ॥ આઠ ફણાલો માન મણિધર, પથ્થરથંભને કોણ નમાવે ॥ ચં૦ ॥ ધનવંશી મૂળ માયા નાગણી, લોભ કિરમજ રંગ કોણ હઠાવે ॥ચં૦॥ ॥ ૫ ॥ મેં વશ કીધા મુનિ કિરિયાથી, મંત્રમણિ મહોરે વશ નાવે ॥ ચં૦ ॥ જાંગુલીવાદીને પાણી ભરાવે, નાગદત્ત વસુદત્ત જગાવે ॥ ચં૦ ॥ ૬ ॥ સામાયિક દંડક ઉચ્ચરાવે, એ સમો મંત્ર ન કો જગ આવે ॥ ચં૦ ॥ શ્રી શુભવીરના શાસન માંહે, નાગદત્ત અક્ષયપદ પાવે ॥ ચંદન૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ જિનપતે૦ ॥ ૧ ॥ સહજકર્મ૦ ॥ ૨ ॥

મંત્રઃ ૐ હ્રીઁ શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ અનંતાનુબંધિકષાયદહનાય ॥ ચંદનં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ तृतीय पुष्पपूजा ॥

॥ દોહા ॥

અપચ્ચખ્ખાણી ચોકડી, ટાળી અનાદિની ભૂલ ॥
પરમાતમ પદ પૂજીએ, કેતકી જાયને ફુલ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ રાણીઓ રૂએ રંગ મહેલમાં રે—એ દેશી ॥

ફુલપૂજા જિનરાજની રે, વિરતિને ઘરબાર રે ॥ ॥ સનેહા ॥ તે ગુણલોપક અપચ્ચખ્ખાણી રે, જે ક્રોધાદિક ચાર રે ॥ સનેહા ॥ ચાર ચતુર ચિત્ત ચોરટા રે, મોહ મહીપતિ ઘેર રે ॥ સ૦ ॥ ચા૦ ॥૧॥ ચાલીસ સાગર કોડાકોડી રે, બંધથિતિ અનુસાર રે ॥ સ૦ ॥ ઉદય વિપાક અબાધા કાળે રે, વર્ષ તે ચાર હજાર રે ॥ સ૦ ॥ ચા૦ ॥ ॥ ૨ ॥ બંધ ઉદય ચોથે ગુણે રે, નવમે સત્તા ટાળ રે ॥ ॥ સ૦ ॥ વર્ષ લગે તે પાપે કરી રે, ન ખમાવે ગુરૂ બાળ રે ॥ સ૦ ॥ ચા૦ ॥ તિર્યંચની ગતિ એહથી રે, પુઢવી રેખા ક્રોધ રે ॥ સ૦ ॥ અસ્થિ નમાવ્યું વરષે નમે રે, બાહુબલી નરયોધ રે ॥ સ૦ ॥ ચા૦ ॥ ૪ ॥ માયા મિંઢાસિંગ સારીખી રે, લોભ છે કર્દમરંગ રે ॥ સ૦ ॥ અનીતિપુરે વ્યવહારિયો રે, રણઘંટાને સંગ રે ॥ સ૦ ॥ ચા૦ ॥ ૫ ॥ ચાર ધૂતારા વાણિયા રે, પાસેથી વાળ્યું વિત્ત રે ॥ સ૦ ॥

રત્નચુડ પરેં શુભ વિરતિશું રે, લાગે ચતુરનું ચિત્ત રે ॥ સ૦ ॥ ચા૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ સુમનસા૦ ॥ ૧ ॥ સમયસાર૦ ॥ ૨ ॥

મંત્રઃ ઓઁ હ્રીઁ શ્રીઁ પરમ૦ઃશ્રી૦ વીર૦ ॥ અપ્રત્યાખ્યાનિનિવારણાય ॥ પુષ્પાણિ ય૦ ॥ સ્વાહા ॥

## ॥ चतुर्थ धूपपूजा ॥

॥ દોહા ॥

પ્રત્યાખ્યાની ચોકડી, દહન કરવા ધૂપ ॥
પૂજક ઊર્ધ્વગતિ લહે, વળી ન પડે ભવકૂપ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ અને હાંરે વાલ્હોજી વાય છે વાંસળી રે—દેશી. ॥

અનિ હાંરે ધૂપ ધરો જિન આગળે રે, કૃષ્ણાગરૂ ધૂપ દશાંગ, શ્રેણી ભલી ગુણઠાણની રે ॥ અનિહાં રે ધૂપધાણું રયણે જડયું રે, ઘડયું જાત્યમયી કનકાંગ ॥ શ્રેણી૦॥૧॥ અ૦॥ મુનિવરરૂપ ન દાખવે રે, થિતિ બંધ પૂરવની રીત ॥ શ્રેણી૦ ॥ અ૦ ॥ બંધોદય ગુણઠાણે પાંચમે રે, હવે ક્ષપકશ્રેણી વદીત્ત ॥ શ્રેણી૦ ॥ ૨ ॥ અ૦ ॥ મોલ સામંતને ભોળવી રે, વચ્ચે ઘેરી હણ્યા લઇ લાગ ॥ શ્રેણી૦ ॥ અ૦ ॥ નાઠા આઠે સેનાપતિ રે, નવમાને બીજે ભાગ ॥ શ્રેણી૦ ॥ અ૦ ॥ ચઉમાસા લગે એ રહે રે, મરણે નરની ગતિ જાણ ॥ શ્રેણી૦ ॥ અ૦ ॥ રજરેખા સમ ક્રોધ

છે રે, કઠ થંભ સમાણો માન ॥ શ્રેણી૦ ॥ ૪ ॥ અ૦ ॥ માયા ગોમૂત સારખી રે, છે લોભ તે ખંજનરંગ ॥ શ્રેણી૦ ॥ અ૦ ॥ મુનિવર મોહને નાસવે રે, રહી શ્રી શુભવીરને સંગ ॥ શ્રેણી૦ ॥ અ૦ ॥ ધૂ૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ અગરમુખ્ય૦ ॥ ૧ ॥ નિજગુણાક્ષય૦ ॥ ૨ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ પ્રત્યાખ્યાનિહનાય ॥ ધૂપં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ पंचम दोपकपूजा ॥

॥ દોહા ॥

સંજ્વલનની ચોકડી, જબ જાયે તવ ગેહ ॥
જ્ઞાનદીવો પરગટ હુવે, દીપકપૂજા તેહ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ ચંદ્રપ્રભુ જિનચંદ્રમા રે—એ દેશી ॥

જગદીપકની આગળે રે, દીપકનો ઉદ્યોત ॥ સંજ્વલનનો જ્વલતે થકે રે, ભાવ દીપકની જ્યોત ॥ હો જિનજી ॥૧॥ તેજે તરણીથી વડો રે, દોય શિખાનો દીવડો રે, પ્રગટે કેવળ જ્યોત ॥ એ આંકણી ॥ બંધ સ્થિતિ પૂરવપરે રે, સંજ્વલન તિગ જાણ ॥ બંધ ઉદય સત્તા રહે રે, અનિયટ્ટિ ગુણઠાણ ॥ હો જિનજી ॥ તે૦ ॥ ૨ ॥ લોભ દશા અતિ આકરી રે, નવમે બંધ પલાય ॥ ઉદયને સત્તા જાણિયે રે, જે સૂક્ષ્મ સંપરાય ॥ હો જિનજી ॥ તે૦ ॥ ૩ ॥ સાહિબ

શ્રેણિ સંચર્યા રે, લોભનો ખંડ પ્રચંડ ॥ ગુણઠાણું સરિખો કરી રે, ખેરવ્યો ખંડોખંડ ॥ હો જિનજી ॥ તે૦ ॥ ૪ ॥ પક્ષલગે ગતિ દેવની રે, જળરેખા સમ ક્રોધ ॥ નેત્રલતા સમ માનથી રે, ચરમ ચરણનો રોધ ॥ હો જિનજી ॥ તે૦ ॥૫॥ માયા અવલેહી સમી રે, લોભ હરિદ્રારંગ ॥ ક્ષાયકભાવે કેવળી રે, શ્રી શુભવીર પ્રસંગ ॥ હો જિનજી ॥ તે૦ ॥૬॥

॥ કાવ્યં ॥ ભવતિ દીપ૦ ॥ ૧ ॥ શુચિમનાત્મ૦ ॥ ૨ ॥

॥ અથ મંત્ર ॥ ઓઁ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રી૦ વીર૦ ॥ સંજ્વલનજ્વલનાર્થં ॥ દીપં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ षष्ठ अक्षतपूजा ॥

॥ દોહા ॥

નવ નોકષાય તે ચરણમાં, રાગ દ્વેષ પરિણામ ॥
કારણ જેહ કષાયના, તિણ નોકષાય તે નામ ॥૧॥

॥ ઢાળ ॥ સહસાવન જઇ વસિયે ચાલોને સખિ !—એ દેશી ॥

વીર કને જઈ વસિયે, ચાલોને સખિ ! વીર કને જઈ વસિયે ॥ એ આંકણી ॥ અક્ષતપૂજા જિનની કરતાં, અક્ષય મંદિર વસિયે ॥ હાસ્યાદિક ષટ્ ખટપટકારી, તાસ વદન નવિ પસિયે ॥ ચા૦ ॥ ૧ ॥ હાસ્યરતિ દશ કોડાકોડી, સાગર બંધન કસિયે ॥ અરતિ ને ભય શોક દુગંચ્છા, વીશ કોડાકોડી ખસિયે ॥ ચા૦ ॥૨॥ ભય, રતિ, હાસ્ય, દુગંછા,

અપૂરવ, શેષ પ્રમત્ત બંધ ઘસિયે ॥ ઉદય અપૂરવ સત્તા નવમે, પંચમ ભાગે નસિયે ॥ ચા૦ ॥ ૩ ॥ કાજવ ઉદ્ધરતાં મુનિ દેખે, સોહમપતિ મોહ વસિયે ॥ મોહે નડિયા નાણથી પડિયા, કાઉસ્સગ્ગમાં મુનિ હસિયે ॥ ચા૦ ॥ ૪ ॥ મોહની હાસ્ય વિનોદે વસતાં, જેમ તેમ મુખથી ભસિયે ॥ કોઈ દિન રતિ કોઈ દિન અરતિમાં, શોકમસી લેઈ ઘસિયે ॥ ચા૦ ॥ ૫ ॥ સંસારે સુખ લેશ ન દીઠું, ભયમોહની ચિહું દિશિયે ॥ ચરણ દુગંછા ફળ ચંડાળે, જન્મ મેતારજ ઋષિયે ॥ ચા૦ ॥ ૬ ॥ મોહમહીપતિ મહા તોફાને, મુંઝાણા અહોનિશિયે ॥ શ્રી શુભવીર હજુરે રહેતાં, આનંદ લહેર વિલસિયે ॥ ચા૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ ક્ષિતિતલે૦ ॥ ૧ ॥ સહજભાવ૦ ॥ ૨ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ હાસ્યષટ્કનિવારણાય અક્ષતાનિ ય૦ સ્વાહા ॥

## ॥ सप्तम नैवेद्यपूजा ॥

॥ દોહા ॥

આહારે વેદ ઉદય વધે, જેહથી બહુ જંજાળ ॥
નિર્વેદી આગળ ઠવો, ભરી નૈવેદ્યનો ॥ ૧ ॥

॥ ઢાળ ॥ રાગ મારૂ—પરજીયાની ઢાલ ॥
॥ અમે જાણી તુમારી વાત રે—એ દેશી ॥

મળીને વિછડશો નહીં કોય રે, મન માન્યા મોહનને

॥ મળી૦ ॥ એ આંકણી ॥ વેદે વાહ્યો જીવ, વિષયી થયો ॥ ભવમાંહે ઘણું ભટકાય રે ॥ મન૦ ॥ મોહનીઘર વસ્યો, મોહની ખોળતો ॥ મળે મોહન ન ઓળખાય રે ॥ મન૦ ॥ ॥ ૧ ॥ જે ગુણશ્રેણે ચડયા, વેદ ઉદયે પડયા ॥ આષાઢાભૂતિ મુનિરાય રે ॥ મ૦ ॥ એમ અનેક તે ચૂકયા, તપબળ વને મૂકયા ॥ શકયા નહીં વેદ છુપાય રે ॥ મ૦ ॥ ૨ ॥ મહાનિશિથે કહ્યા, ભવ બહુલ લહ્યા ॥ વેદઉદયરૂપી રાય રે ॥ મ૦ ॥ વેદ વીલુદ્ધા પ્રાણી, કરે સંપતહાણી ॥ રાવણ નમે સીતાના પાય રે ॥ મ૦ ॥ ૩ ॥ દેવ અચ્યુતનિવાસી, પૂરવપ્રિયા પાસી ॥ મણુઅનારીશું લપટાય રે ॥ મ૦ ॥ પન્નવણાયે કહ્યા, વેદવિવશ રહ્યા ॥ ઘર છંડી વિદેશે જાય રે ॥ મ૦ ॥ ૪ ॥ ગળે ફાંસો ધરે, ઝંઝાપાત કરે ॥ માત પિતાશું ન લજાય રે ॥ મ૦ ॥ વેદ ત્રિહું ઉદયાણે, નવમે ગુણઠાણે ॥ મિથ્યાતે નપું બંધાય રે ॥ મ૦ ॥ ૫ ॥ નવમ દૂજા સુધી, પુરૂષ પ્રિયા બંધી ॥ હવે સત્તાથી છેદાય રે ॥ મ૦ ॥ નર નપુંસક નારી, નવમેથી હારી ॥ ષટ્ ત્રણ્ય ચોથાને ભાય રે ॥ મ૦ ॥ ૬ ॥ નરીથ્થી નપું જોડી, સાગર કોડકોડી ॥ દશ પન્નર વીશ કહાય રે ॥ મ૦ ॥ વેદે નડયો જડયો, સંસારી ઘડયો ॥ નિર્વેદી ચડયો નહીં છાંય રે ॥ મ૦ ॥ ૭ ॥ અબ તું સ્વામિ મળ્યો, નરભવ જ ફળ્યો ॥ નૈવેદ્યપૂજા ફળદાય

रे ॥ म० ॥ श्री शुभवीर हजुरे, रहो आनंद पूरे ॥ भववेदन विसरी जाय रे ॥ म० ॥

॥ काव्यं ॥ अनशनं० ॥ १ ॥ कुमतबोध ॥ २ ॥

॥ अथ मंत्र ॥ ॐ ह्रीं श्रीं परम० श्री० वीर०॥ वेदत्रिकसूद-नाय नैवेद्यं य० स्वाहा ॥

## ॥ अष्टम फलपूजा ॥

॥ दोहा ॥

मोह महाभट केसरी, नामे ते मिथ्यात ॥
फळपूजा प्रभुनी करी, करशुं तेहनो घात ॥ १ ॥

॥ ढाळ ॥ राग वसंत-धुमाल-अहो मेरे ललना—ए देशी ॥

मोह महिपति महेलमें बेठे, देखे आयो वसंत ॥ ललना ॥ वीरजिणंद रहे वनवासे, मोहसें न्यारो भगवंत ॥ चतुरांके चित्त चंद्रमा हो ॥ १ ॥ मंजरी पींजरी कोयल टहुके, फुली फळी वनराय ॥ ललना ॥ धर्मराज जिनराजजी खेले, होरि गोरी अजजवीकाय ॥ च० ॥२॥ संतोष मंत्री वडो मुख आगे, समकित मंडळी भूप ॥ ललना ॥ सामंत पंचमहाव्रत छाजे, गाजे मार्द्दव गजरूप॥ च०॥३॥ च-रण करणगुण पायदल चाले, सेनानी श्रुतबोध ॥ ललना ॥ शीलांगरथ शिर सांई सुहावे, अध्यवसाय जस योध ॥च०॥ ॥४॥ मोहराय पण इणे समे आयो, माया प्रिया सुत काम ॥ ललना ॥ मंत्री लोभ भट दुर्द्धर क्रोधा, हास्यादि षट्रथ

નામ ॥ચ૦ ॥૫॥ મિથ્યાતમંડળીક રાય અટારો, બંધઉદય નિજઠાણુ ॥ લલના ॥ સમકિત મિશ્ર મોહની લઘુ ભાઇ, ઉદયે સત્તમ સમ જાણુ ॥ ચ૦ ॥ ૬ ॥ સિત્તેર સાગર કોડાકોડી, મિથ્યાત્વનો સ્થિતિબંધ ॥ લલના ॥ સત્તા ત્રણ્યની અડગુણઠાણે, માનહસ્તીયે ચાલે ધંધ ॥ ચ૦ ॥ ૭ ॥ તસ રક્ષક મન જિન પલટાયો, મોહ તે ભાગ્યો જાય ॥લલના॥ ધ્યાન કેશરિયા કેવળ વરીયા, વસંત અનંત ગુણ ગાય ॥ચ૦॥૮॥ તે શુભવીર જિણંદે દાખ્યો, કર્મસૂદન તપ એહ ॥ લલના ॥ તપફળ ફળપૂજા કરી યાચો, સાચો સાંઇશું કરો નેહ ॥ચ૦॥૯॥

॥ કાવ્ય ॥ શિવતરોઃ ॥૧॥ સમરસૈઃ ॥૨॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ દર્શનમોહનીયનિવારણાય ॥ ફલાનિ ય૦ ॥ સ્વાહા ॥

॥ કલશ ॥ ગાયો ગાયો રે મહાવીર૦ ॥

॥ ઇતિ ચતુર્થ દિવસેઽધ્યાપનીય મોહનીયકર્મસૂદનાર્થે ચતુર્થ પૂજાષ્ટકં સંપૂર્ણ ॥

## ॥ पंचम दिवसेऽध्यापनीय आयुकर्मसूदनार्थं पंचम पूजाष्टक प्रारंभ ॥

### ( આ પૂજામાં જોઇતી ચીજોનાં નામ )

૧ સાકરનું પાણી, ૨ કેશર, ૩ જાય અને ચંબેલીનાં ફુલ, ૪ કુંદરૂ દશાંગ ધૂપ, ૫ ચાર દીવેટનો દીપક, ૬ અખંડ ચોખા, ૭ નૈવેદ્ય, ૮ ફળ.

## ॥ प्रथम जलपूजा ॥

॥ દોહા ॥

પંચમ કર્મતણી કહું, પૂજા અષ્ટ પ્રકાર ॥ મોહરાય દરબારમાં, જીવિત કારાગાર ॥૧॥ ચાર અઘાતી આઉખાં, બંધોદય સુવિચાર ॥ સત્તાયે પણ જોડિયે, અધ્રુવપદ નિરધાર ॥૨॥ ચાર ગતિમાં જીવડો, આયુકર્મને યોગ ॥ બંધ ઉદયથી અનુભવે, સુખ દુઃખ કેરા ભોગ ॥ ચરમશરીરી વિણ જિકે, જીવ ઇણે સંસાર ॥ સમય સમય બાંધે સહી, કર્મ તે સાત પ્રકાર ॥૪॥ અંતરમુહૂર્તે આઉખું, ભવમાં એક જ વાર ॥ બાંધી અબાધા અનુભવી, સંચરિયા ગતિ ચાર ॥૫॥ એમ પુદ્ગલ પરાવર્ત્તના, કરી સંસારે અનંત ॥ નિર્ભયદાયક નાથજી, મળિયો તું ભગવંત ॥ જળપૂજા યુગતે કરિ, ધરિ પ્રભુચરણે શીશ ॥ ચાર પયડીમાં સુરગતિ, દાયક ઠાણ કહીશ ॥૭॥

॥ ઢાળ ॥ શીતલજિન સહજાનંદી—એ દેશી ॥

તીર્થોદક કલશા ભરિયે, અભિષેક પ્રભુને કરિયે ॥ પ્રાતિહાર જ શોભા ધરિયે, લઘુ ગુરૂ આશાતના હરિયે ॥ સલૂણા સંત એ રીત કીજે, દેવઆયુ લહે ભવ બીજે ॥સ૦॥ ॥૧॥ પરમાતમ પૂજા રચાવે, સમતારસ ધ્યાન ધરાવે ॥ શોક સંતાપ અલ્પ કરાવે, સાધુ સાધવીને વોહરાવે ॥સ૦॥૨॥

ગુણી રાગ ધરે વ્રત પાળે, સમકિત ગુણને અજુવાળે ॥
જયણા અનુકંપા ઢાળે, કરે ગુરૂવંદન ત્રણ્યે કાળે ॥સ૦ ॥
॥ ૩ ॥ પંચાગ્નિતાપ સહંતા, બ્રહ્મચારી વનમાં વસંતા ॥
કષ્ટે કરી દેહ દમંતા, બાળ તપસી નામ ધરંતા ॥ સ૦ ॥
॥ ૪ ॥ બંધ કરતો સાતમે જાણો, ઉદયે ચોથો ગુણઠાણો ॥
ઓઘે સુરઆયુ પ્રમાણો, સત્તાઉપશમ ગુણઠાણો ॥ સ૦ ॥
॥ ૫ ॥ લોક લોકોત્તર ગુણધારી, અંતે પરિણામ સમારી ॥
દેવલોકમાંહે અવતારી, શુભવીર વચન બલિહારી ॥સ૦॥૬॥

॥ કાવ્યં ॥

॥ તીર્થોદકૈઃ૦ ॥ ૧ ॥ સુરનદી૦ ॥ ૨ ॥ જનમનો૦ ॥ ૩ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ દેવાયુર્બંધસ્થાનનિવારણાય ॥ જલં ય૦ ॥ સ્વાહા ॥

## द्वितीय चंदनापूजा ॥

॥ દોહા ॥

પર્યાપ્તિ પૂરી કરિ, સમકિતદૃષ્ટિ દેવ ॥
ન્હવણ વિલેપન કેસરે, પૂજે જિન તતખેવ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ કોશ્યા વેશ્યા કહે રાગીજી, મનોહર મનગમતા–એ દેશી॥

દુનિયામાં દેવ ન દૂજાજી, જિનવર જયકારી ॥ કરૂં અંગવિલેપન પૂજા જી ॥ જિ૦ ॥ તેમ સમકિતી સુર પૂજે જી ॥ જિ૦ ॥ મિથ્યાત્વી પણ કેઇ બૂઝે જી ॥ જિ૦ ॥ ૧ ॥

તિહાં પહેલી ભવન નિકાય જી ॥ જિ૦ ॥ એક સાગર અધિકું આય જી ॥ જિ૦ ॥ ઉત્તરથી દક્ષિણ હીણા જી ॥ જિ૦ ॥ નવમાં દોય પલિય તે ઊણા જી ॥ જિ૦ ॥ ૨ ॥ વ્યંતર એક પલિયનું આય જી ॥ જિ૦ ॥ સુણ સાહિબ ત્રીજી નિકાય જી ॥ ॥ જિ૦ ॥ સહસ લક્ષ વરસ અધિકેરે જી ॥ જિ૦ ॥ રવિ-ચંદ્ર પલ્યોપમ પૂરે જી ॥ જિ૦ ॥ ૩ ॥ ગહ રિખ તારક જોડાય જી ॥ જિ૦ ॥ પલ્ય અર્ધને ચોથે પાય જી ॥ જિ૦ ॥ સૌધર્મે સાગર દોય જી ॥ જિ૦ ॥ બીજે અધિકેરાં હોય જી ॥ જિ૦ ॥ ૪ ॥ દોય કલ્પે સગહિય જાણો જી ॥ જિ૦ ॥ એ પરમાયુ પરિમાણો જી ॥ જિ૦ ॥ દશ ચઉદશ સત્તર દીજે જી ॥ જિ૦ ॥ મહાશુક્ર લગે તે લીજે જી ॥ જિ૦ ॥ ૫ ॥ હવે કીજે અધિક એક એકે જી ॥ જિ૦ ॥ એકત્રીશ નવ ગ્રૈવેયકે જી ॥ જિ૦ ॥ તેત્રીશ તે પંચ વિમાને જી ॥ જિ૦ ॥ સમકિતદૃષ્ટિ તિહાં માંને જી ॥ જિ૦ ॥ ૬ ॥ શિવસાધક બાધક ટાણે જી ॥ જિ૦ ॥ સુરસુખ તે દુઃખ કરી જાણે જી ॥ ॥ જિ૦ ॥ કલ્યાણક રંગે ભીનાજી ॥ જિ૦ ॥ શુભવીર વચન રસ લીનાજી ॥ જિ૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ જિનપતે૦ ॥ ૧ ॥ સહજકર્મ૦ ॥ ૨ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રી૦ વીર૦ ॥ સુરાયુનિગડભંજનાય ચંદન ય૦ સ્વાહા ॥

## ॥ तृतीय पुष्पपूजा ॥

॥ દોહા ॥

ત્રીજી કુસુમની પૂજના, પૂજે નિત્ય જિનરાય ॥
પંડિત સંગ કરે સદા, શાસ્ત્ર ભણે ધરે ન્યાય ॥ ૧ ॥
ન્યાયે ઉપાર્જન કરે, જયણાયુત મુનિદાન ॥
ભદ્રકભાવે નવિ કરે, આરંભ નિંદા ઠાણ ॥ ૨ ॥
પરઉપકારાદિ ગુણે, બાંધે મણુઅનું આય ॥
તુજ શાસન રસિયા થઈ, શિવમારગ કેઇ જાય ॥ ૩ ॥

॥ ઢાળ ત્રીજી ॥ આસણરા યોગી—એ દેશી ॥

કુસુમની પૂજા કર્મ નસાવે, નાગકેતુપરે ભાવે રે ॥ સુણ જો જગસ્વામિ ॥ આયુનિકાચિત છે પણ તેહથી, કર્મનું જોર હઠાવે રે ॥ સુ० ॥ ૧ ॥ શ્રેણિક સરિખા તુજ ગુણરાગી, કર્મની બેડી ન ભાંગી રે ॥ સુ० ॥ સુકુમાલિકા ઉપનય ઇહાં ભાવો, સાર્થવાહ ઘર લાગી રે ॥ સુ० ॥ ૨ ॥ ત્યાશી લાખ પૂરવ ઘરવાસે, જિનવર વિરતી ન આવે રે ॥ ॥ સુ० ॥ બંધ તુરિય સત્તા ઉદયેથી, કેવળી અંતે ખપાવે રે ॥ સુ० ॥ ૩ ॥ ત્રણ્ય પલ્યોપમ યુગલિક આયુ, કલ્પતરૂ ફળ લીના રે ॥ સુ० ॥ સંખાયુ નર શિવ અધિકારી, જાય તે ભવ વ્રતહિના રે ॥ સુ० ॥ ૪ ॥ પૂરવકોડી ચરણ ફળ હારે, મુનિ અધિકેરે આય રે ॥ સુ० ॥ શ્રી શુભવીર

અચલસુખ પાવે, ચરમ ચોમાસું જાય રે ॥ સુણજો જગ સ્વામિ ॥ ૫ ॥

કાવ્યં ॥ સુમનસા૦ ॥ ૧ ॥ સમયસાર૦ ॥ ૨ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ નરાયુર્નિવારણાય ॥ પુષ્પાણિ ય૦ ॥ સ્વાહા ॥

## ॥ चतुर्थ धूपपूजा ॥

॥ દોહા ॥

કર્મ સમિધ દાહન ભણી, ધૂપઘટા જિન ગેહ ॥
કનક હુતાશન યોગથી, જાત્યમયી નિજ દેહ ॥ ૧ ॥
જિનગુણ સંગ સુગંગમે, છલકત ઝલકત હંસ ॥
આયુ કલંક ઉતારતાં, શોભે નિર્મળ વંશ ॥ ૨ ॥
નિર્મળ વંશ નિહાળીને, કુળવંતી ઘરનાર ॥
પરઘર રમતો દેખીને, સમજાવે ભરતાર ॥ ૩ ॥

॥ ઢાળ ॥

[ રાગ યોગ આશાવરિ—ઉડ ભમરા કંકણીપર બેઠા, નથણીસેં લલકારૂંગી. ઉડજાને ભમરા તુજ મારુંગી ]

જિનગુણ ધૂપઘટા વાસંતી, કુળવંતી પરદારૂંગી ॥ મત જા રે પિયા તુજ વારૂંગી ॥ બાલખેલમેં નવિ બતલાયો અબ નયને લલકારૂંગી ॥ મત૦ ॥ ૧ ॥ માત પિતા સયણા લજવાતે, લાજત દશ દોષ ડારૂંગી ॥ મત૦ ॥ એ

તુજ ખ્યાલ બુરો દુનિયામેં, ક્યા મેં મુખ દેખારૂંગી ॥ ॥ મત૦ ॥ ૨ ॥ રયણીઘોરમેં ચોર ફિરત હૈ, પિયુ હર-રોજ પોકારૂંગી ॥ મ૦ ॥ ઈતને દિન ઓઝલમેં રહેતી, સહેતી દુનિયા ગારૂંગી ॥ મ૦ ॥ ૩ ॥ તીનલોક સાહિબકી આના, મેં તેરે શિર ધારૂંગી ॥ મ૦ ॥ દીપકી જ્યોતમેં મંદિર રહેનાં, પરઘર ચાર વિસારૂંગી ॥ મ૦ ॥ ૪ ॥ ચાર સજ્જાયે ફુલ બિછાઉં, છતિયાંસે બિ લગારૂંગી ॥ ॥ મત૦ ॥ રંગમહેલમેં સહેલ કરતાં, ગોદમેં પુત્ત રમા-રૂંગી ॥ મ૦ ॥ ૫ ॥ ગંગાનીરસે અંગ પખારૂં, નાથ સગાંસે તારૂંગી ॥ મ૦ ॥ નવલ વધુસેં પુત્તસગાઈ, મંગળ-તુર બજારૂંગી ॥ મ૦ ॥ ૬ ॥ નાથસેં હોતી પુત્તપનોતી, સખિયાં ગીત ઉચારૂંગી ॥ મ૦ ॥ શ્રી શુભવીર ચતુર ચોરી મેં, શિર પર લૂણ ઉતારૂંગી ॥ મત૦ ॥ ૭ ।

॥ કાવ્યં ॥ અગરમુખ્ય૦ ॥ ૧ ॥ નિજગુણાક્ષય૦ ॥ ૨ ॥

મંત્રઃ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ નરાયુર્વિંગમાદંતરંગ-કુટુમ્બપ્રાપ્તયે ॥ ધૂપં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ पंचम दीपकपूजा ॥

॥ દોહા ॥

મનમંદિર દીપક જિસ્યો, દીપે જાસ વિવેક ॥
તસ તિરિઆયુ નહિ કદા, થાનકબંધ અનેક ॥ ૧ ॥

॥ ઢાલ ॥ ચોરી વ્યસન નિવારિયે-એ દેશી ॥

દીપકપૂજા જિનતણી, નિત કરતાં હો અવિવેક તે જાય કે ॥ અવિવેક કરી આતમા બંધ પાડે હો, તિરિયંચનું આય કે ॥ અજ્ઞાની પશુ આતમા ॥૧॥ એ આંકણી ॥ શીળરહિત પરવંચકા, ઉપદેશે હો પોષે મિથ્યાત કે ॥ વણિજ કરે કૂડ તોલશું, મુખ ભાંખે હો કુકર્મની વાત કે ॥અ૦॥૨॥ વસ્તુ ઉત્તમ હીણુ જાતિશું, ભેળવીને હો વેચે નાદાન કે ॥ માયા કપટ કૂડ શાખિયો, કરે ચોરી હો નિત્ય આરતધ્યાન કે ॥અ૦॥૩॥ થઈ ધીરોલી સાધવી, શેઠ સુંદર હો નંદન મણિયાર કે ॥ અવિવેકે પરભવ લહે, ગોહજાતિ હો ડેડક અવતાર કે ॥અ૦॥૪॥ કુડ કલંક ચઢાવતાં, નીલ કાપોત હો લેશ્યા પરિણામ કે ॥ શ્રી શુભવીરના નિંદકી, તિરિઆયુ હો બાંધે એણે ઠામ કે ॥ ॥અ૦ ॥૫॥

॥ કાવ્યં ॥ ભવતિ દીપ૦ ॥૧॥ શુચિમનાત્મ૦ ॥
॥ અથ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ તિર્યગાયુર્બંધસ્થાનનિવારણાય ॥ દીપં ય૦ સ્વાહા ॥

## ॥ षष्ठ अक्षतपूजा ॥

॥ દોહા ॥

અક્ષતપૂજા પૂજીયે, અક્ષયપદ દાતાર ॥
પશુઆં રૂપ નિવારીને, જિનરૂપે કરનાર ॥૧॥

॥ ઢાળ ॥ મનમોહન મેરે—એ દેશી ॥

તુમ અમ પ્હેલે એકઠા, મનમોહન મેરે ॥ મળીઆ વાર અનંત ॥મ૦॥ શીઘ્રપણે કેમ સાહિબા ॥મ૦॥ આપ હુઆ ભગવંત ॥મ૦॥૧॥ આળસુ મંદ પરાધીને ॥મ૦॥ અંતર પડીયો જાય ॥મ૦॥ એકલડા મેં આચર્યા ॥મ૦॥ તિરિય ગતિનાં આય ॥મ૦॥૨॥ એકેંદ્રિય માંહે રહ્યો ॥મ૦॥ બાવીસ વરસ હજાર ॥મ૦॥ ક્ષુલ્લકભવ સત્તર કર્યા ॥મ૦॥ શ્વાસોશ્વાસ મોઝાર ॥મ૦॥૩॥ બેઇંદ્રિય ગુરૂ આયુથી ॥મ૦॥ જીવે વરસ તે બાર ॥મ૦॥ ઓગણપચાસ વાસરા ॥મ૦॥ તેઇંદ્રિયઅવતાર ॥મ૦॥૪॥ છમાસી ચઉરિંદ્રિયે ॥મ૦॥ પલ્ય પણિંદી તીન ॥મ૦॥ બંધ કહ્યો સાસ્વાદને ॥મ૦॥ ઉદયે પંચમ લિન ॥મ૦॥૫॥ સત્તા ખસી ગઇ સાતમે ॥મ૦॥ પૂજ્ય હુઆ શુભવીર ॥મ૦॥ હું પણ મળિયો અવસરે ॥મ૦॥ પૂજું અક્ષતે થઇ થિર ॥મ૦॥૬॥

॥ કાવ્યં ॥ ક્ષિતિતલે૦ ॥ ૧ ॥ સહજભાવ૦ ॥ ૨ ॥

મંત્રઃ- ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ તિર્યગાયુર્નિવારણાય ॥ અક્ષતાન્ ય૦ ॥ સ્વાહા ॥

## ॥ सप्तम नैवेद्यपूजा ॥

॥ દોહા ॥

આણુહારી પદ મેં કર્યાં, વિગ્ગહગઇય અણંત ॥
નૈવેદ્યપૂજા ફળ દિયો, અણાહારિ પદ સંત ॥ ૧ ॥

॥ ઢાળ માતા યશોદાજી હુલરાવ્યો, ભાવ્યો મનગોપાલ. બાળપણે વાહ્યો—એ દેશી ॥

આહાર કરંતા અહોનિશ માચ્યો, નાચ્યો ઇણે સંસાર ॥સાંભળ વિશરામી॥ નૈવેદ્ય થાળ ઠવી જિન આગે, માગું પદ અણાહાર ॥સાં૦॥ દેતાં નહીં તુજ વાર ॥સાં૦॥ તુજ સરિખો દાતાર ॥સાં૦॥ નહીં કોઈ આ સંસાર ॥સાં૦॥ ત્રિશલામાત મલ્હાર ॥સાં૦॥ મુજ અવગુણ ન વિચાર ॥સાં॥૧॥ મદ મત્સર લોભી અતિ વિષયી, જીવતણો હણનાર ॥સાં૦॥ મહારંભી મિથ્યાતી ને રૌદ્રી, ચોરીનો કરનાર ॥સાં૦॥ ઘાતક જિન અણગાર ॥સાં૦॥ વ્રતનો ભંજણહાર ॥સાં૦॥ મદિરા માંસ આહાર ॥સાં૦॥ ભોજનનિશિ અંધાર ॥સાં૦॥ ગુણી નિંદાનો ઢાળ ॥સાં૦॥ લેશ્યા ધુર અધિકાર ॥સાં૦॥ નારકીમાં અવતાર ॥સા૦॥ ઇણે લક્ષણ નિરધાર ॥સાં૦॥ અવગુણનો નહીં પાર ॥સાં૦॥ પણ આવ્યો તુજ દરબાર ॥સાં૦॥ નિજરૂપ દિયો એક વાર ॥સાં૦॥ જેમ વિદ્યાધર ઉપગાર ॥સાં૦॥ સંજીવની બુટી ચાર ॥સાં૦॥ સાજો કીધો ભરતાર ॥સાં૦॥ શુભવીર વડો આધાર ॥સાં૦॥ ૨ ॥

॥ કાવ્યં ॥ અનશનં૦ ॥૧॥ કુમતબોધ૦ ॥ ૨ ॥

॥ અથ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ નરકાયુર્બંધસ્થાનનિવારણાય ॥ નૈવેદ્યં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ अष्टम फलपूजा ॥

॥ દોહા ॥

બંધની બેડી ભંજવા, જિનગુણ ધ્યાન કુઠાર ॥
ફળપૂજાથી તો હુવે, ફળથી ફળ નિર્ધાર ॥ ૧ ॥

॥ ઢાળ ॥ પરિગ્રહ મમતા પરિહરો—એ દેશી ॥

ફળપૂજા વીતરાગની, કરતાં દુઃખ પલાય ॥ સલુણે ॥ અરિહાપૂજા અરોચકા, જીવ તે નરકે જાય ॥ સલુણે ॥૧॥ બંધ સમય ચિત્ત ચેતિયે, શ્યો ઉદયે સંતાપ ॥સ૦॥ શોક વધે સંતાપથી, શોક નરકની છાપ ॥સ૦॥ બંધ૦ ॥ ૨ ॥ ઈગ તિગ સગ દશ સત્તરૂ, બાવીશ ને તેત્રીશ ॥ સ૦ ॥ સાગર સાતે નરકમાં, નારકી પાડે ચીસ ॥સ૦॥બંધ૦॥૩॥ દશવિધ દાહક વેદના, વૈતરણીનાં દુઃખ ॥ સ૦॥ પરમાધામી વશ પડ્યા, ઘડીય ન પામે સુખ ॥ સ૦ ॥ બંધ૦ ॥ ॥૪॥ જાતિસ્મરણે જાણતા, અનુભવિયા અવદાત ॥સ૦॥ તો પણ રાવણ ઝુઝતો, લક્ષ્મણશું કરી ઘાત ॥સ૦॥બંધ૦ ॥ ૫ ॥ પરમાધામી દેખીને, નાખે અગ્નિમઝાર ॥ સ૦ ॥ ચોથી નરકે બૂઝવ્યા, સીતેંદ્રે તેણી વાર ॥ સ૦ ॥ બંધ૦ ॥ ॥૬॥ રાય વસુ નરકે પડ્યા, સુભૂમ સરિખા વીર ॥સ૦॥ સાંભળી હઈડાં કમકમે, ધ્રુજ વછુટે શરીર ॥ સ૦ ॥બંધ૦ ॥૭॥ આદિ તુરિય બંધ ઉદયથી, સત્તા સાતમે ટાળ

॥ સ૦ ॥ કર્મસૂદન તપ ફળ દીયો, શ્રી શુભવીર દયાળ ॥ સ૦ ॥ બંધ૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ શિવતરોઃ ॥ ૧ ॥ શમરસૈઃ ॥ ૨ ॥

મંત્ર— ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ નરકાયુર્નિગડવિફલત્વાય ॥ ફલાનિ ॥ ય૦ સ્વાહા૦ ॥

॥ કળશ ॥ ગાયો ગાયો રે મહાવીર૦ ॥

॥ ઇતિ પંચમ દિવસેઽધ્યાપનીય આયુઃકર્મસૂદનાર્થ પંચમ પૂજાષ્ટક સંપૂર્ણ ॥



## षष्ठ दिवसेऽध्यापनीय नामकर्मसूदनार्थ षष्ठ पूजाष्टक प्रारंभ

( આ પૂજામાં જોઇતી ચીજોનાં નામ )

૧ દુધ, અભિષેક, ૨ સુવર્ણ સાથે ઘસેલું કેસર, ૩ પંચવર્ણિ ફુલે જાળી ભરીએ, ૪ પંચાગ ધૂપ, ૫ બે દીવેટનો દીપક, એવા એકસોને ત્રણ દીપક કરી વંશમાલે ધરીએ, ૬ અક્ષત પંચવર્ણી ચોખા, ૭ નૈવેદ્ય, ૮ ફલ.

### ॥ प्रथम जलपूजा ॥

॥ દોહા ॥

પ્રણમું શ્રી શંખેશ્વરો, સાહિબ સુગુણ પવિત્ત ॥ મુજ ગુરૂ ઉપકારે કરી, ક્ષણ ક્ષણ આવે ચિત્ત ॥ ૧ ॥ નામકરમ હવે દાખવું, ચિત્રક સરિખું જેહ ॥ નટ જેમ બહુરૂપો

કરે, તેમ શુભ અશુભે તેહ ॥ ૨ ॥ ઉંચ નીચ દેહાકૃતિ, ખંપણુ દેહે હોય ॥ કૃષ્ણુ નીલ જાડો ઘણું, અશુભ નામ તે જોય ॥ ૩ ॥ રૂપે હરિબળ સારિખા, તે શુભ નામ વખાણુ ॥ મધ્ય તનુ પીત ઉજળો, સુંદર રાતો વાન ॥૪॥ જૈનધર્મ રાતો રહે, ગાય ગુણી ગુણગ્રામ ॥ તેણે શુભ નામ તે સંપજે, ઈતર અશુભ તે નામ ॥ ૫ ॥ નામકર્મ દૂરે કરી, પામ્યા ભવનો પાર ॥ સિદ્ધ અરૂપી પદ ભણી, પૂજા અષ્ટ પ્રકાર ॥ ૬ ॥

॥ ઢાળ ॥ સુતારીના બેટા તુને વિનવું રે લોલ–એ દેશી ॥

પિંડપયડી ચૌદ પખાળવા લો, અભિષેક કરૂં અરિહંત જો ॥ જસ જ્ઞાનદશા રળિયામણી રે લોલ ॥ કરે જ્ઞાની કરમનો અંત જો ॥ જ્ઞાનીની ગોઠડી મીઠડી રે લોલ ॥૧॥ નર, દેવ, નિરય, તિરિયા ગઈ રે લોલ, ઇગ, વિગલ, પણિંદિ જાત જો ॥ તરૂ, કીડો, કીડી, માખી, થયો રે લોલ, શું વખાણું આપણી બુનિયાત જો ॥ જ્ઞા૦ ॥૨॥ તનુ ઉરલ વિઉવ્વાહારગા રે લોલ, તેજ કર્મ અનાદિના સાથ જો ॥ ત્રણુ આદિ ઉપાંગને ટાળવા રે લોલ, તુજ સરિખો ન મળિયો નાથ જો ॥ જ્ઞા૦ ॥ ૩ ॥ ઈણે નામે બંધન સંઘાતનાં રે લોલ, પણ બંધન ગ્રાહક પાંચ જો ॥ ષટ્ સંઘયણુ આદિ કેવલી રે લોલ, જો વજ્રઋષભનારાચ જો

॥ જ્ઞા૦ ॥ ॥૪॥ સંસારે ઋષભનારાચ છે રે લોલ, નારાચ અરધનારાચ જો ॥ કિલિ છેવટ્ઠું પંચમ કાલમાં રે લોલ, ગયાં રત્ન રહ્યાં તનુ કાચ જો ॥ ૫ ॥ સમચઉરસ નિગોહ સાદિયે રે લોલ, કુબડું વામણ સંઠાણ જો ॥ હુંડવાળાનું એકે ન પાંસરૂં રે લોલ, હવે વર્ણાદિ વિશ પ્રમાણ જો ॥ જ્ઞા૦ ॥ ૬ ॥ ગંધ વર્ણ ફરસ રસ પુગ્ગલા રે લોલ, વીશ સોલ બોલે ગ્રહવાય જો ॥ જીવ યોગ્ય ગ્રહણ અડ વર્ગણા રે લોલ, રાગ દ્વેષનો રસ ઘોલાય જો ॥જ્ઞા૦॥૭॥ અનુપૂર્વિ કહી ગતિ ચારની રે લોલ, જાય તાણ્યો ઋષભ ધરનાથ જો ॥ શુભ અશુભ ચાલ છંડી કરી રે લોલ, શુભ-વીરને વળગો હાથ જો ॥ જ્ઞાનીની૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ તીર્થોદકૈ: ॥૧॥ સુરનદી૦ ॥૨॥ જનમનો૦ ॥૩॥

મંત્ર:- ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ પિંડપ્રકૃતિવિચ્છેદનાય જલં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ द्वितीय चंदनपूजा ॥

દશ તિગ જિન ઘર સાચવી, પૂજીશું અરિહંત ॥
દશ યતિધર્મ આરાધીને, કરૂં થાવર દશ અંત ॥૧॥

॥ ઢાળ ॥ વ્રજના વાલ્હાને વિનતિ રે.—એ દેશી ॥

સાતે શુદ્ધિ સમાચરી રે, પૂજીશું અમે રંગે લાલ ॥ કેસર ચંદનશું ઘસી રે, સ્વામિ વિલેપન અંગે લાલ ॥ લાલ સુરંગી સાહિબો રે ॥ ૧ ॥ ભૂ, જળ, જલણ, અનિલ, તરૂ રે, થાવર પંચ પ્રકારો લાલ ॥ સૂક્ષ્મ નામકરમથકી રે,

ભરિયા લોક મોઝારો લાલ ॥ લા૦ ॥ ૨ ॥ નિજ પર્યાપ્તિ પૂર્યા વિના રે, મરતા તે અપજત્તા લાલ ॥ સાધારણ તરૂ-જાતિમાં રે, જીવ શરીરે અનંતા લાલ ॥ લા૦ ॥૩॥ અંગ ઉપાંગ જે થિર નહીં રે, નામ અથિર તે દીઠો લાલ ॥ નાભિ હેઠે અશુભાકૃતિ રે, દુર્ભગલોક અનિઠો લાલ ॥ લ૦ ॥૪॥ ન ગમે જે સ્વર લોકમાં રે, દુઃસ્વર ખેદનું ધામો લાલ ॥ સાચું લોકને નવિ ગમે રે, વચન અનાદેય નામો લાલ ॥ લા૦ ॥ ૫ ॥ અપજસ નામથી નિંદતા રે, ખેદ વિના લોક અનેકો લાલ ॥ શ્રી શુભવીરને નવિ હોવે રે, એ દશ-માંહેની એકો લાલ ॥ લા૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ જિનપતે૦ ॥ ૧ ॥ સહજકર્મ૦ ॥ ૨ ॥

મંત્ર: ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ સ્થાવરદશકનિવાર-ણાય ॥ ચંદનં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ तृतीय पुष्पपूजा ॥

॥ દોહા ॥

એ દશ પયડિ પાપની, પાપે બંધ કરંત ॥
ત્રસ દશ પામે જીવડો, જિમ અંશે પુણ્યવંત ॥ ૧ ॥

॥ ઢાળ ॥ રહો રહો રે જાદવ દો ઘડિયાં—એ દેશી ॥

રહો રહો રે રસભર દો ઘડિયાં, દો ઘડિયાં દિલસેં અડિયાં ॥ રહો૦ ॥ એ આંકણી ॥ કુસુમની પૂજા કરી ફળ માગું, પરમાતમ પાઉં પડિયાં ॥ રહો૦॥ પુણ્ય ઉદય ત્રસ

નામ ધરાયો, અબ તુમ વાર નહીં ઘડિયાં ॥ રહો૦ ॥૧॥ વિગલેંદ્રિ પંચેંદ્રિ કહાયો, પ્રભુ ઓળખાણ હવે પડિયાં ॥ રહો૦ ॥ બાદર નામ જે નજરે દેખે, ઉવેખે કેમ નજરે ચડિયાં ॥ રહો૦ ॥ ૨ ॥ થઈ પર્યાપ્તો લબ્ધિકરણે, ચરણે આયો ન વિછડિયાં ॥ રહો૦ ॥ એક તનુ એક જીવ કહાવે, પ્રત્યેકમાં પણ અમે વડિયાં ॥ રહો૦ ॥ ૩ ॥ દંતાદિક તનુ થિર થિરનામે, તહવી મન અમે થિર કરિયાં ॥ રહો૦ ॥ નાભિ ઉપર તનુ શુભ સહુ દેખે, તેણે તુમ હૃદયકમળ ધરિયાં ॥ રહો૦ ॥ ૪ ॥ સરવને વાલ્હો સુભગથી લાગું, જબ અમ ઘર તુમ પાવડિયાં ॥ રહો૦ ॥ સુસ્વર સુણતાં લાગે મીઠો, તુજ ગુણ અંબા મંજરિયાં ॥ રહો૦ ॥ ૫ ॥ આદેય નામ વચન જગ માને, શ્રી શુભવીર મુખે ચડિયાં ॥ રહો૦ ॥ જસ ગુણ ગાવે લોક બનીવે, તે જસ નામ તે તુમ વડિયાં ॥ રહો૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ સુમનસા૦ ॥ ૧ ॥ સમયસાર૦ ॥ ૨ ॥

મંત્રઃ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ ત્રસદશકનિવારણાય ॥ પુષ્પાણિ ય૦ ॥ સ્વાહા ॥

## ॥ चतुर्थ धूपपूजा ॥

॥ દોહા ॥

ધૂપે જિનવર પૂજીયે, પ્રત્યેક દાહનહાર ॥
પયડિ ન જાયે મૂળથી, જબ લગે એ સંસાર ॥ ૧ ॥

॥ ઢાળ ॥ વીર જિણંદ જગત્ ઉપકારી—એ દેશી ॥

આજ ગઇ મન કેરી શંકા, જબ તુમ દર્શન દિઠ જી ॥ દૂર ગઇ લોક સન્ના છારી, આગમ અમીય તે મીઠ જી ॥ ॥ આજ૦ ॥ ૧ ॥ ગુરૂ લઘુ અંગે એક ન હોવે, અગુરૂલઘુ તે જાણ જી ॥ સાસઉસાસ લીએ પજ્જતો, સાસોસાસ પ્રમાણ જી ॥ આજ૦ ॥ ૨ ॥ લંબગાત્ર મુખમાં પડજીભી, પયડિ ઉદય ઉપઘાત જી ॥ બળિયો પણ નવિ મુખપર આવે, નામ ઉદય પરાઘાત જી ॥ આજ૦ ॥ ૩ ॥ તાપ કરે રવિબિંબ જે જીવ, આતપ નામ કહાય જી ॥ અંગ ઉપાંગ સુતાર પુતળિયાં, નિર્માણ ઘાટ ઘડાય જી ॥ આજ૦ ॥ ૪ ॥ વૈક્રિય સુર ખજુઆ શશિબિંબે, તાપ વિના પરકાશ જી ॥ ઉદ્યોત નામ કર્મ મેં જાણ્યું, આગમ નયન ઉજાસ જી ॥ આજ૦ ॥ ૫ ॥ કેવળ ઉપજે ત્રિભુવન પૂજે, વર અતિશય ગંભીર જી ॥ જિનનામ ઉદયે સમવસરણમાં, બેઠા શ્રીશુભવીરજી ॥ આજ૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ અગરમુખ્ય૦ ॥ ૧ ॥ નિજગુણાક્ષય૦ ॥ ૨ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રી૦ વીર૦ ॥ પ્રત્યેકાષ્ટપ્રકૃતિ નિવારણાય ॥ ધૂપં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ पंचम दीपकपूजा ॥

॥ દોહા ॥

વીશ કોડાકોડી સાગરૂ, મૂળ ગુરૂ થિતિ બંધાય ॥
ઉત્તરપયડિ નિહાળવા, દીપક પૂજા રચાય ॥ ૧ ॥

॥ ઢાળ ॥ સાહિબા મોતી દ્યો હમારે—એ દેશી ॥

દીપક પૂજા જ્યોતિ જગાવું, ઉત્તર પયડિ તિમિર હરાવું ॥ સાહિબ તેં થિતિબંધ ખપાવ્યો, સેવકનો હવે લાગ તે ફાવ્યો ॥ સાહિબા સંસાર અટારો, મોહના મુજ તારો ॥ ૧ ॥ એ આંકણી ॥ સુહુમ વિગલતિગ બંધ અઢાર, મણુઅ દુગે પન્નર અવધાર ॥ સંઘયણાગિઈ જુગલ કરીશ, દશ ઉપર દુગ વુઢ્ઢી ને વીશ ॥ સા૦ ॥ ૨ ॥ સુરભિ મધુર શીત શુભ ચઉ ફાસા, થિર છ સુગઈ સુરદુગ દશ ખાસા ॥ પીતામ્લે વળી રક્ત કષાયે, નીલ કટુક વળી કૃષ્ણ તી ખાયે ॥સા૦ ॥ ૩ ॥ સાડાબાર પન્નર યુગ એકે, સાડા-સત્તર વીશ ઠવિયે વિવેકે ॥ વૈક્રી નિરય તિરિ ઉરલ દુગક્કા, તેઅ પણ અથિર છ તસ સાસ ચઉક્કા ॥ સા૦ ॥ ૪ ॥ થાવર કુખગઇ જાતિ પણિંદી, પાપ ફરસ દુરગંધ એગિંદી ॥ છત્તીસ પયડિને વીશશું જોડી, સઘળે સાગર કોડા-કોડી ॥ સા૦ ॥ ૫ ॥ આહારક દુગ જિનનામ કરંતો, સાગર એક કોડાકોડી અંતો ॥ જે જિનનામ નિકાચિત કીજે, તો શુભવીર હુવા ભવ ત્રીજે ॥ સાહિબ તેં થિતિબંધ ખપાવ્યો ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ ભવતિ દીપ૦ ॥ શુચિમનાત્મ૦ ॥

મંત્રઃ- ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ નામકર્મસ્થિતિ-બંધનિવારણાય ॥ દીપં ય૦ ॥ સ્વાહા૦ ॥

## ॥ षष्ठ अक्षतपूजा ॥

॥ દોહા ॥

વન્ન ચઉ તેઅ કમ્મણુ, અગુરૂ લઘુ નિર્માણુ ॥
ઉપઘાત નવ ધ્રુવબંધિ છે, અડવન અધ્રુવા જાણુ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ ત્રીજે ભવ વર થાનક તપ કરી—એ દેશી ॥

અક્ષતપૂજા જિનની કરતાં, નામ કરમ ક્ષય જાવે ॥ નામની સરવ અઘાતિ પયડિ, વરતે નિજ નિજ ભાવે રે ॥ પ્રાણી! અરૂપી ગુણુ નિપજાવો ॥ પૂજ્યની પૂજા રચાવો રે ॥ પ્રાણી૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ થાવર ચઉ આતાપ છેવટ્ઠું, હુંડ નિરયદુગ જાણું ॥ ઇગ દુ તિ ચઉ જાતિ જીઉ બાંધે, પામી પ્રથમ ગુણુઠાણું રે ॥ પ્રાણી૦ ॥ ૨ ॥ મજઝાગિઇ સંઘયણુ તિરિ દુગ, દોહગ તિગ ઉદ્યોત ॥ અશુભવિહાયોગતિ સાસ્વાદન, બંધ કહે ભગવંત રે ॥ ॥ પ્રાણી૦ ॥ ૩ ॥ મણુઅ ઉરલદુગ ધુરસંઘયણુ, ચોથે બંધ કહાવે ॥ અજસ અથિર દુગ છટ્ઠે બંધે, દશમે જસ બંધાવે રે ॥ પ્રાણી૦ ॥ ૪ ॥ અગુરૂ લઘુ ચઉ જિન નિરમાણુ, સુરદુગ સુહગઇ કહિયે ॥ તસ નવ ઉરલ વિણુ તણુઅંગા, વર્ણાદિક ચઉ લહિયે રે ॥ પ્રાણી૦ ॥ ૫ ॥ સમચઉરસ પણિંદી જાતિ, બાંધે અડ ગુણુઠાણે ॥ બંધહેતુ શુભવીર ખપાવે, ઉજ્જવલ ધ્યાનને ટાણે રે ॥ પ્રાણી૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ ક્ષિતિતલે૦ ॥ ૧ ॥ સહજભાવ૦ ॥ ૨ ॥

મંત્ર ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રી૦ વીર૦ ॥ નામકર્મબંધનિવારણાય ॥ અક્ષતાન્ ॥ ય૦ ॥ સ્વાહા ॥

## ॥ सप्तम नैवेद्यपूजा ॥

॥ દોહા ॥

ચઉવન્ના તેઅ કમ્મણુ, નિમિણુ અથિર થિર દોય ॥
અગુરૂ લઘુ ધ્રુવ ઉદયિની, શેષ અધ્રુવ તે જોય ॥ ૧ ॥

॥ ઢાળ ॥ દેખો ગતિ દેવની રે—એ દેશી ॥

નૈવેદ્યપૂજા ભાવિયે રે, પુદ્ગલ આહાર ગ્રહંત ॥ ભાગ અસંખે આહારતા રે, નિર્જરે ભાગ અનંત ॥ જગતગુરૂ આપજો રે ॥ આપજો પદ અણાહાર ॥જ૦॥૧॥ એ આંકણી ॥ એહ રીતે દૂરે હુવે રે, નામઉદય જબ જાય ॥ સુહુમ તિગા યવ ધુર ગુણે રે, ઉદય કહે જિનરાય ॥ જ૦ ॥ ૨ ॥ બીજે વિગલ ઇગ થાવરૂ રે, ચોથે અણાઇજ્જ દોઇ ॥ પૂર્વી દુહગ વૈક્રીદુગે રે, દેવ નિરયગતિ જોય ॥ જ૦ ॥ ૩ ॥ તિરિગઈ ઉદ્યોત પાંચમે રે, છઠ્ઠે આહારક દોય ॥ ચરમ સંહનન તિમ સાતમે રે, ઋષભદુગ ઉપશમે હોય ॥ જ૦ ॥ ૪ ॥ ઉરલ અથિર ખગઈ દુગા રે, પત્તેય તિગ છ સંઠાણ ॥ તે અકમ્મ ધુર સંઘયણને રે, અગુરૂ લઘુ ચઉ જાણ ॥જ૦॥૫॥ દુસર સુસર ચઉવન્ના રે, નિર્માણ ઉદય સયોગી ॥ સુભ-

ગાઈજ્જ જસ તસ તિગો રે, નરગઈ પણિંદી અયોગી ॥જ૦॥૬॥ જો જિનનામ ઉદય હુવે રે, તો તીર્થંકર લીવ ॥ યોગ નિરોધ કરી હુઆ રે, શ્રી શુભવીર તે સિદ્ધ ॥ જ૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ અનશનં૦ ॥૧॥ કુમતબોધ૦ ॥

॥ મંત્ર- ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રી૦ વીર૦ ॥ નામકર્મઉદય-વિચ્છેદનાય નૈવેદ્યં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ अष्टम फलपूजा ॥

॥ દોહા ॥

આહારકસગ જિણ નરદુગ, વૈક્રિયની અગિયાર ॥
એ અધ્રુવ સત્તા કહી, બીજી ધ્રુવ સંસાર ॥૧॥

॥ ઢાળ ॥ પ્રભાતે ઉઠીને માતા મુખડું જોવે—એ દેશી ॥

આવી રૂડી ભગતિ મેં પહેલાં ન જાણી ॥ પહેલાં ન જાણી રે સ્વામિ, પહેલાં ન જાણી ॥ સંસારની માયામાં મેં વલોવ્યું પાણી ॥આવી૦॥ એ આંકણી ॥ કલ્પતરૂનાં ફળ લાવીને, જે જિનવર પૂજે ॥ કાળ અનાદિ કર્મ તે સંચિત, સત્તાથી ધુજે ॥ આવી૦ ॥૧॥ થાવર તિરિનિર-યાયવ એ દુગ, ઈગ વિગલા લીજે ॥ સાધારણ નવમે ગુણ-ઠાણે, ધુર ભાગે છીજે ॥આવી૦॥૨॥ કેવળ પામી શિવ-ગતિગામી, શૈલેશી ટાણે ॥ ચરમ સમય દો માંહે સ્વામિ,

અંતિમ ગુણઠાણે ॥આવી૦॥૩॥ બાકી નામ કરમની પયડિ, સઘળી તિહાં જાવે ॥ અજરામર નિકલંક સ્વરૂપે, નિઃકર્મા થાવે ॥આવી૦॥૪॥ તે સિદ્ધકેરી પડિમા પૂજે, સિદ્ધમયી હોવે ॥ નાહી ધોઇ નિર્મળ ચિત્તે, આરીસો જોવે ॥આવી૦॥૫॥ કર્મસૂદન તપ કેરી પૂજા, ફળ તે નર પાવે ॥ શ્રી શુભવીર સ્વરૂપ વિલોકી, શિવવહુ ઘર આવે ॥આવી૦॥૬॥

॥ કાવ્યં ॥ શિવતરોઃ ॥૧॥ શમરસૈઃ ॥૨॥

॥ મંત્રઃ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ નામકર્મસત્તા-વિચ્છેદનાય ॥ ફલાનિ ય૦ ॥ સ્વાહા ॥

॥ અથ કલશ ગાયો ગાયો રે મહાવીર૦ ॥

॥ ઇતિ ષષ્ઠ દિવસેઽધ્યાપનીય નામકર્મ નિવારણાર્થં ષષ્ઠ પૂજાષ્ટક સંપૂર્ણ ॥



## ॥ सप्तमदिवसेऽध्यापनीय गोत्रकर्मसूदनार्थं सप्तम पूजाष्टक प्रारंभ ॥

( આ પૂજામાં જોઇતી ચીજોનાં નામ )

૧ સાકરનું પાણી, ૨ ચંદન કેશર, ૩ વિવિધ ફુલ, ૪ અગરબત્તી, ધૂપ, ૫ બે દીવેટનો દીપક, ૬ ગોધૂમ અક્ષત, ૭ નૈવેદ્ય, ૮ ફળ.

## ॥ प्रथम जलपूजा ॥

॥ દોહા ॥

ગોત્રકરમ હવે સાતમું, વ્યાપ્યું ઇણે સંસાર ॥
ગોત્રકરમ છેદ્યા વિના, નવિ પામે ભવપાર ॥૧॥
ચક્રદંડ સંયોગથી, ઘડતો ઘટ કુંભાર ॥
ઘી ભરિયો ઘટ એકમેં, બીજે મદિરા છાર ॥૧॥
ઉંચ નીચ ગોત્રે કરી, ભરિયો આ સંસાર ॥
કર્મદહન કરવા ભણી, પૂજા અષ્ટપ્રકાર ॥૩॥

॥ ઢાળ ॥ રાગ ॥ એલૈયો—બિલાવલ ॥
॥ મેં કીનો નહીં, પ્રભુ વિના ઓરશું રાગ—એ દેશી ॥

કેશર વાસિત કનક કળશશું, જળપૂજા અભિષેક ॥ સમકિતરંગે સદ્ગુરૂ સંગે, ધરતો વિનય વિવેક ॥ મેં કીનો સહી, યા રીત ગોતકો બંધ ॥ યા રીત ગોતકો બંધ ॥મેં કી૦॥ યા૦ ॥૧॥ એ આંકણી ॥ બહુશ્રુત ભક્તિ કરતાં સઘળા, પૂજ્યા યુગપરધાન ॥ ગીતારથ એકાકી રહેતા, પામે જગ બહુમાન ॥ મેં કી૦ ॥ ૨ ॥ અજ્ઞાની ટોળે પણ ભોળે, બોળે પથ્થર નાવ ॥ આલોયણ દેતો ભદ્રકને, પામે વિરાધક ભાવ ॥ મેં કી૦ ॥ ૩ ॥ બૌદ્ધગુરૂને બાણે હણતો, પગ અણુફરસી રાય ॥ અજ્ઞાની મુનિ ઉગ્રવિહારી, બાજીગરને ન્યાય ॥ મેં કી૦ ॥ ૪ ॥ મંડુઆ શ્રાવકને કહે

સ્વામિ, હોય જિનધર્મ આશાત ॥ અણુજાણ્યો શ્રુત અર્થ વદંતાં, સાચી ગુરૂગમ વાત ॥ મેં કી૦ ॥ ૫ ॥ જ્ઞાની ગુરૂની સેવા કરતાં, આરાધે જિનધર્મ ॥ અણુવ્રત ધરતો તપ અનુસરતો, નિર્મદગુણ ગ્રહે ધર્મ ॥ મેં કી૦ ॥ ૬ ॥ ભણે ભણાવે વળી જિન આગમ, આશાતન વરજંત ॥ શ્રી શુભવીર જિનેશ્વરભકતે, ઉત્તમ ગોત્ર બાંધંત ॥ મેં કી૦ ॥૭॥

॥ કાવ્યં ॥ તીર્થોદકૈઃ૦ ૧ સુરનદી૦ ૨ જનમનો૦ ૩ ॥

મંત્રઃ- ૐ હ્રીં શ્રી પરમ૦ શ્રી૦ વીર૦ ॥ ગોત્રકર્મબંધ-નિવારણાય ॥ જલં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ द्वितीय चंदनपूजा ॥

જ્ઞાનાદિક ગુણ નવિ હણે, બંધ ઉદયમેં કોય ॥
તિણે અઘાતી તે કહી, ગોત્રની પયડી દોય ॥ ૧ ॥

॥ ઢાળ ॥ પ્રતિમા લોપે પાપિયા, યોગવહન ઉપધાન જિનજી—એ દેશી ॥

જિનતનુ ચંદન પૂજતાં, ઉત્તમ કુળ અવતાર ॥ જિનજી ॥ ગોત્રવડે પ્રાણી વડો, માન લહે સંસાર ॥ જિનજી ॥ તું સુખિયો સંસારમાં ॥ ૧ ॥ ઉત્તમ કુળના ઉપન્યા, સૂત્રે કહ્યા અણગાર ॥ જિનજી ॥ વાચક સૂરિપદવી લહે, ઉચ્ચ-ગોત્ર અવતાર ॥ જિનજી ॥ તું૦ ॥ ૨ ॥ ઉગ્ર ભોગ વળી રાજવી, હરિવંશે જિનદેવ ॥ જિનજી ॥ વાસવકલ્પે આવતાં,

ચક્રી હરિ બળદેવ ॥ જિનજી ॥ તું૦ ॥ ૩ ॥ નીચ ગોત્ર થાવરસમા, મણિ હીરા ઝલકંત ॥ જિનજી ॥ ગંગા ક્ષીર-સમુદ્રનાં, યમુના જળ વંદંત ॥ જિનજી ॥ તું૦ ॥ ૪ ॥ કલ્પ-તરૂ સહકારનાં, કેતકી પત્રને ફુલ ॥ જિનજી ॥ મંગળ કારણ શિર ધરે, મંદપવન અનુકૂળ ॥ જિનજી ॥ તું૦ ॥૫॥ એમ સંસારે પ્રાણિયા, ઉત્તમ ગોત્ર વિશેષ ॥ જિનજી ॥ માન લહે મઘવા વળી, બાહુબળી ભરતેશ ॥ જિનજી ॥ તુ૦ ॥ ૬ ॥ ધર્મરયણની યોગ્યતા, ઉંચ ગોત્રે કહાય ॥ જિનજી ॥ શ્રી શુભ વીર જિનેશ્વરૂ, સિદ્ધારથ કુળ જાય ॥ જિનજી ॥ તું૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ જિનપતે૦ ॥ ૧ ॥ સહજકર્મ૦ ॥ ૨ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ ઉચ્ચગોત્રાતીતાય ચંદનં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ तृतीय पुष्पपूजा ॥

॥ દોહા ॥

જિનવર ફુલે પૂજતાં, ઉંચ ગોત્ર બંધાય ॥
ઉત્તમ કુળમાં અવતરી, કર્મરહિત તે થાય ॥ ૧ ॥

॥ ઢાળ ॥ સુણ ગોવાલણી ગોરસડાં—એ દેશી ॥

સુણ દયાનિધિ, ઉત્તમ કુળ અવતરતાં પાર ન આવ્યો ॥
સદ્ગુરૂ મળે તુજ આગમ,—અજવાળે મુજ સમજાવ્યો ॥

એ આંકણી ॥ સમકિત સંયુત વ્રત આચરતાં, જિનપૂજા ફુલપગર ભરતાં ॥ શ્રાવક મુનિ દશમું ગુણ ધરતાં, ઉંચ ગોત્રતણો બંધ જ કરતાં ॥ સુ૦ ॥ ૧ ॥ તુમે સત્તા ઉદયે અનુભવિયો, શૈલેશીકરણ કરી ખવિયો ॥ તે રસ ચખવી મુજ હેળવિયો, એક ખામી જે નવિ ભેળવિયો ॥ સુ૦ ॥ ॥૨॥ એક સમયે એક જ બંધાયે, તેણે એ અધ્રુવબંધી થાયે ॥ સત્તોદય અધ્રુવ કહેવાયે, સુખિયા થઈયે જબ એ જાયે ॥સુ૦॥૩॥ લઘુબંધે અડ મુહૂરત કરિયો, ઉંચ ગોત્રે ગુરૂ ઠિઈ આચરિયો ॥ દશ કોડાકોડી સાગરિયો, દશસેં વરસે ભોગવી ફરિયો ॥સુ૦॥૪॥ હવે મેં તુજ આણા શિર ધરિયો, થઈ અંત કોડાકોડી સાગરિયો ॥ મોટો દરિયો પણ મેં તરિયો, શુભવીર પ્રભુ સેવન ફળિયો ॥ સુણ દયાનિધિ૦ ॥૫॥

॥ કાવ્યં ॥ સુમનસા૦ ॥ ૧ ॥ સમયસાર૦ ॥ ૨ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ ઉચ્ચગોત્રસ્થિતિવિચ્છેદનાય ॥ પુષ્પાણિ૦ ય૦ ॥ સ્વાહા ॥

## ॥ चतुर्थ धूपपूजा ॥

॥ દોહા ॥

પયડિ દોય અઘાતિની, ગોત્ર કરમની એહ ॥
નીચગોત્ર કારણ કહું, જે અનુભવિયાં તેહ ॥૧॥

॥ ઢાળ ગાયો ગૌતમ ગોત્ર મુણીંદ, રસ વૈરાગ્ય ઘણો આયો—એ દેશી ॥

જિનવર અંગે પૂજાધૂપ, ધૂપગતિ ઉંચે ભાવિ ॥ પામી પંચેદ્રીનાં રૂપ, નીચ ગતિ મુજ કેમ આવી ॥૧॥ કહિયે કારણ સુણજો દેવ, તુજ આગમરસ નવિ ભાવ્યો ॥ ન કરી બહુશ્રુત કેરી સેવ, અરૂચિપણું અંતર લાવ્યો ॥૨॥ ભણે ભણાવે મુનિવર જેહ, નિંદા તેહતણી ભાખી ॥ પરગુણ ઢાંકી અવગુણ લેહ, કૂડી વાતતણો સાખી ॥૩॥ વિણદીઠી અ-ણસાંભળી વાત, લોકવચ્ચે ચલવે પાપી ॥ ચાડી કરતાં પાડી જાતિ, વાડી ગુણતણી કાપી ॥૪॥ ગુણ અવગુણ મેં સરિખા કીધ, અરિહા ભક્તિ નવિ કીધી ॥ ઉત્તમ કુળ જાતિ પ્રસિદ્ધ, વાહ્યો મદ ગારવ ગિદ્ધિ ॥૫॥ નીચઠાણ સેવંતા નાથ, બંધે નીચ ગોત્ર કરીયો ॥ શ્રી શુભવીરનો ઝાલ્યો હાથ, સહેજે ભવસાયર તરિયો ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ અગરુમુખ્ય૦ ॥ ૧ ॥ નિજગુણાક્ષય૦ ॥ ૨ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ નીચગોત્ર-બંધનોચ્છેદનાય ધૂપં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ पंचम दीपकपूजा ॥

॥ દોહા ॥

કાગપ્રસંગે હંસ નૃપ, બાણ પ્રાણ પરિહાર ॥
ગંગાજળ જળધિ મળે, નીચ ઠાણ સુવિચાર ॥ ૧ ॥

॥ ઢાળ ॥ જુગટું કોઈ રમશો નહીં રે—એ દેશી ॥

ફાનસ દીપક જ્યોતિ ધરી રે, પૂજા રચું મનોહાર ॥ પ્રભુજી ॥ નીચ કુળે હવે નહીં રહું રે ॥ પૂજા અરૂચિ ભાવે કરી રે, નીચ કુળે અવતાર ॥ પ્ર૦ ॥ ૧ ॥ તુજ આગળ નવિ દીપ ધર્યો રે, નાપિત હાથ મશાલ ॥ પ્ર૦ ॥ માતંગ જુંગિત જાતિ કહી રે, કાઢે અશુચિ ખાળ ॥ પ્ર૦ ॥ ॥ ૨ ॥ માળી ગોવાળી કોળી તેલી રે, મોચી ને શુચિકાર ॥ પ્ર૦ ॥ ત્રણ વનેચર પાપીયા રે, હોય અફાસ વિચાર ॥ ॥ પ્ર૦ ॥ ૩ ॥ વણી મગ માહણ રાંકકુલી રે, ભિક્ષુક કુળ અવતાર ॥ પ્ર૦ ॥ જિનદર્શન નવિ શીર નમે રે, તે શિર વહેતા ભાર ॥ પ્ર૦ ॥ ૪ ॥ ગર્દભ જંબૂક નીચ તિરી રે, કિલ્વિષિયા જે દેવ ॥ પ્ર૦ ॥ ઝાડુ દિયે સુર આગળે રે, પરભવ નિંદક ટેવ ॥ પ્ર૦ ॥ ૫ ॥ જીવ મરીચિ કુળમદથી રે, વિપ્ર ત્રિદંડિક થાય ॥ પ્ર૦ ॥ શ્રી શુભવીર જિનેશ્વરૂ રે, દેવાનંદા ઘર જાય ॥ પ્રભુજી૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ ભવતિ દીપ૦ ॥ ૧ ॥ શુચિમનાત્મ૦ ॥ ૨ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ નીચગોત્રોદયનિવારણાય ॥ દીપં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ षष्ठ अक्षतपूजा ॥

॥ દોહા ॥

નીચકુલોદય જિનમતિ, દૂરથકી દરબાર ॥
તુજ મુખદરશન દેખતાં, લોક વડો વ્યવહાર ॥ ૧ ॥

॥ ઢાળ ॥ વંદો વીર જિનેશ્વર રાયા—એ દેશી ॥

અક્ષતપૂજા ગોધૂમ કેરી, નીચ ગોત્ર વિખેરી રે ॥ તુજ આગમ પુર સુંદર શેરી, વક્ર નહીં ભવ ફેરી રે ॥અક્ષત૦॥ ॥ ૧ ॥ સાસાયણ લગે બંધ કહાવે, પાંચમે ઉદયે લાવે રે॥ ગુણઠાણું જબ છઠું આવે, ઉદયથી નીચ ખપાવે રે ॥ ॥ અ૦ ॥ ૨ ॥ હરિકેશી ચંડાલે જાયા, સંયમધર મુનિ-રાયા રે ॥ નીચ ગોત્ર ઉદયેથી પલાયા, ઉંચ કુળે શ્રુત ગાયા રે ॥ અ૦ ॥ ૩ ॥ સમય અયોગી ઉપાંતે આવે, સત્તા નીચ ખપાવે રે ॥ અધ્રુવબંધી ઉદય કહાવે, ધ્રુવસત્તા તિરિભાવે રે ॥ અ૦ ॥ ૪ ॥ સાતઇયા દોય ભાગ લઘેરી, જીવવિપાકી વડેરી રે ॥ વીશ કોડાકોડી સાગર કેરી, એ થિતિબંધ ઘણેરી રે ॥ અ૦ ॥ ૫ ॥ એ થિતિબંધ કરંતા સ્વામિ, તુમ સેવા નવિ પામી રે ॥ શ્રી શુભવીર મળ્યા વિશ-રામી, હવે કેમ રાખું ખામી રે ॥ અક્ષતપૂજા૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥ ક્ષિતિતલે૦ ॥ ૧ ॥ સહજભાવ૦ ॥ ૨ ॥

॥મંત્ર॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ નીચગોત્રસત્તા-સ્થિતિબંધનિવારણાય ॥ અક્ષતાન્ ય૦ ॥ સ્વાહા ॥

## ॥ सप्तम नैवेद्यपूजा ॥

॥ દોહા ॥

નૈવેદ્યપૂજા સાતમી, સાત ગતિ અપમાન ॥
કરવા વરવા શિવગતિ, વિવિધ જાતિ પકવાન ॥ ૧ ॥

॥ ઢાળ ॥ રાગ સારંગ–હુમ મગન ભયે પ્રભુ જ્ઞાનમેં—એ દેશી ॥

મીઠાઈ મેવા જિનપદ ધરતાં, અણાહારી પદ લીજીયે ॥ જિનરાજની પૂજા કીજિયે ॥ વિગ્રહ ગતિમાં વાર અનંતી, પામે પણ નવિ રીઝીયે ॥ જિ૦ ॥ ૧ ॥ ઉંચ નીચ ગોત્રે તે હોવે, કારણ દૂર કરીજીયે ॥ જિ૦ ॥ અરિહા આગે રાગે માગો, સેવકને શિવ દીજીયે ॥ જિ૦ ॥ ૨ ॥ અગુરૂ લઘુ-પદ ગોત્રવિનાશી, પામ્યા બંધન છીજીયે ॥ જિ૦ ॥ યોગ વિયોગી રહત અયોગી, ચરમ તિભાગ ઘટીજીયે ॥ જિ૦ ॥ ॥ ૩ ॥ આત્મપ્રદેશમયી અવગાહન, શિવક્ષેત્રે તે રહીજીયે ॥ ॥ જિ૦ ॥ બત્રીશ અંગુલ લઘુ અવગાહન, ખેત્રસમી ગુરૂ લીજીયે ॥ જિ૦ ॥ ૪ ॥ મસ્તકસમ સઘળે લોકાંતે, ગુરૂ-ગમભાવ પતીજીયે ॥ જિ૦ ॥ અગુરૂ લઘુ અવગાહના એકે, સિદ્ધ અનંત નમીજીયે ॥ જિ૦ ॥ ૫ ॥ ફરસિત દેશ પ્રદેશ અસંખહ, ગુણ અનંત ઠવીજિયે ॥ જિ૦ ॥ શ્રી શુભવીર જિનેશ્વર આગમ,–અમૃતનો રસ પીજીયે ॥ ॥ જિનરાજની૦ ॥ ૬ ॥

॥ કાવ્યં ॥અનશનં૦ ॥ ૧ ॥ કુમતબોધ૦ ॥ ૨ ॥

મંત્રઃ- ૐ હ્રીઁ શ્રી પરમ૦ શ્રી૦ વીર૦ ॥ અગુરુલઘુગુણ-પ્રાપણાય ॥ નૈવેદ્યં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ अष्टम फलपूजा ॥

॥ દોહા ॥

ગોત્રકરમ નાશે કરી, સિદ્ધ હુઆ મહારાજ ॥
ફળપૂજા તેહની કરી, માગો અવિચળ રાજ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ કેરબાની દેશી ॥

મેં બી સેવક તેરે પાયકા, દુનિયાંકે સાંઈ! મેં બી સેવક તેરે પાયકા ॥ સેવક હમ કેઈ કાલકા, દુનિયાં કે સાંઈ ॥ ॥ મેં બી સે૦ ॥ એ આંકણી ॥ સુણિયે દેવાધિદેવા, ફળ-પૂજાકી સેવા, દીજીયે શિવફળ રાજિયે ॥ દુ૦ ॥ મેં૦ ॥ પરિશાટન થઈ, અકુસમાણ ગઈ, જીત્યો જગત કેરિ બાજીયે ॥ દુ૦ ॥ ૧ ॥ ગોત્રકરમ હરી, જ્યોતશેં જ્યોત મળી, આપ બિરાજો રંગમહેલમેં ॥ દુ૦ ॥ મેં૦ ॥ સુખ અનંત લહે, સેવક દૂર રહે, લાજિયે અમો સારા શહેરમેં ॥ દુ૦ ॥ મેં૦ ॥ સંસારસુખ લીયો, વગ્ગ અનંત કીયો, તો ભી ન એક પ્રદેશમેં ॥ દુ૦ ॥ મેં૦ ॥ સિદ્ધકો સુખ લીનો, તાકો એકાંશ કીનો, માવે ન લોકાકાશમેં ॥ દુ૦ ॥ ॥ મેં૦ ॥ ૩ ॥ તાકો જો અંશ દેવે, તામેં કયા હાનિ હોવે, સાહિબ ગરીબ નીવાજીયે ॥ દુ૦ ॥ મેં૦ ॥ મહેર નજર જોવે, સેવક કામ હોવે, લોક લોકોત્તર છાજીયે ॥ ॥ દુ૦ ॥ મેં૦ ॥ ૪ ॥ કર્મ કઠિન જડ્યો, સાંયુ કે મુખ ચડ્યો, બાત કરત હમ લાજીયે ॥ દુ૦ ॥ મેં૦ ॥ આપ હિ તેજે ગાયો, કર્મ પડલ છાયો, એતનો અંતર ભાંજિયે ॥ ॥ દુ૦ ॥ મેં૦ ॥ ૫ ॥ શ્રેણિક આદે નવા, ઓબી સાંયુંકી સેવા, જિનપદ લેત બિરાજિયે ॥ દુ૦ ॥ મેં૦ ॥ સાચી

ભગતિ કહી, કારણુ યોગ સહી, કારજ કોડી દિવાજિયે ॥ ॥ દુ૦ ॥ મેં૦ ॥ ૬ ॥ કર્મસૂદન તપે, નામ પ્રભુકો જપે, જાગીયે જ્ઞાન અવાજિયે ॥ દુ૦ ॥ મેં૦ ॥ કોઈ ન નામ લેવે, સ્વામિ આશિષ દેવે, શ્રી શુભવીર બળે ગાજિયે ॥ ॥ દુનિયાં કે સાંઈ મેં બી૦ ॥ ૨ ॥

॥ કાવ્યં ॥ શિવતરો: ॥ ૧ ॥ શમરસૈ: ॥ ૨ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ ગોત્રાતીતાય ફલાનિ ય૦ ॥ સ્વાહા ॥

॥ અથ કળશ ॥ ગાયો ગાયો રે મહાવીર૦ ॥

॥ ઈતિ સપ્તમ દિવસેઽધ્યાપનીય ગોત્રકર્મસૂદનાર્થે સપ્તમ પૂજાષ્ટકં સંપૂર્ણ ॥

## ॥ अथ अष्टमदिवसेऽध्यापनीय अंतरायकर्मसूदनार्थे अष्टम पूजाष्टक प्रारंभ ॥

( આ પૂજામાં જોઈતી ચીજોનાં નામ )

૧ પંચામૃત જળ, ૨ કેસર, ૩ માલતી જાયનાં ફુલ, ૪ અષ્ટાંગ ધૂપ, ૫ દીપક, તેમજ અહીં એકસો ને અઠ્ઠાવન દીપકની શ્રેણિ વંશમાલે ધરીએ, ૬ તંદુલનો નંદ્યાવર્ત્ત રકેબીમાં કરીએ, ૭ નૈવેદ્ય, ૮ ફળ.

## ॥ प्रथम जलपूजा ॥

॥ દોહા ॥

શ્રી શંખેશ્વર શિર ધરી, પ્રણમી શ્રી ગુરૂપાય ॥
વંછિત પદ વરવા ભણી, ટાળીશું અંતરાય ॥૧॥
જેમ રાજા રીઝયો થકો, દેતાં દાન અપાર ॥
ભંડારી ખીજ્યો થકો, વારંતો તેણી વાર ॥ ૨ ॥
તેમ એ કર્મ ઉદયથકી, સંસારી કહેવાય ॥
ધર્મ કરમ સાધન ભણી, વિઘન કરે અંતરાય ॥ ૩ ॥
અરિહાને અવલંબિને, તરિયે ઈણે સંસાર ॥
અંતરાય ઉચ્છેદવા, પૂજા અષ્ટપ્રકાર ॥ ૪ ॥

॥ ઢાળ ॥ મારી અંબાના વડલા હેઠ, ભર્યા સરોવર લહેર્યાં લે છે રે—એ દેશી ॥

જળપૂજા કરી જિનરાજ, આગળ વાત વીતી કહો રે ॥ કહેતાં નવિ આણો લાજ, કર જોડીને આગળ રહો રે ॥ જળ૦ ॥ જિનપૂજાનો અંતરાય, આગમ લોપી નિંદા ભજી રે ॥ વિપરીત પ્રરૂપણા થાય, દીનતણી કરૂણા તજી રે ॥ જળ૦ ॥ ૨ ॥ તપસી ન નમ્યા અણગાર, જીવતણી મેં હિંસા સજી રે ॥ નવિ મળિયો આ સંસાર, તુમ સરિખો શ્રીનાથજી રે ॥ જળ૦ ॥ ૩ ॥ રાંક ઉપર કીધો કોપ, માઠાં કર્મ પ્રકાસિયાં રે ॥ ધર્મ મારગનો લોપ, પરમારથ

કેતાં હાંસિયા રે ॥ જળ૦ ॥ ૪ ॥ ભણતાંને કર્યો અંતરાય, દાન દીયંતા મેં વારિયાં રે ॥ ગીતારથને હેલાય, જુઠ બોલી ધન ચોરિયાં રે ॥ જળ૦ ॥ ૫ ॥ નર પશુઆ બાળક દીન, ભૂખ્યાં રાખી આપે જમ્યો રે ॥ ધર્મવેળાયે બળહીન, પરદારાશું રંગે રમ્યો રે ॥ જળ૦ ॥ ૬ ॥ કૂડે કાગળિયે વ્યાપાર, થાપણ રાખીને ઓળવી રે ॥ વેચ્યાં પરદેશ મોઝાર, બાળ કુમારિકા ભોળવી રે ॥ જળ૦ ॥ ૭ ॥ પંજરીયે પોપટ દીધ, કેતી વાત કહું ઘણી રે ॥ અંતરાયકરમ એમ કીધ, તે સવિ જાણો છો જગધણી રે ॥ જળ૦ ॥૮॥ જળે પૂજંતી દ્વિજનારી, સોમસિરી મુગતિ વરી રે ॥ શુભવીર જગત આધાર, આણા મેં પણ શિર ધરી રે ॥ જ૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥ તીર્થોદકૈ: ॥ ૧ ॥ સુરનદી૦ ॥ ૨ ॥ જનમનો૦ ॥ ૩ ॥

॥ મંત્ર: ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦॥ વિઘ્નસ્થાનકોચ્છેદનાય જલં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ द्वितीय चंदनपूजा ॥

॥ દોહા ॥

શીતળગુણ જેમાં રહ્યો, શીતળ પ્રભુ મુખ રંગ ॥
આત્મશીતળ કરવા ભણી, પૂજો અરિહાઅંગ ॥૧॥
અંગવિલેપન પૂજના, પૂજો ધરી ઘનસાર ॥
ઉત્તરપયડિ પંચમાં, દાનવિઘન પરિહાર ॥૨॥

॥ ઢાળ ॥ કામણગારો એ કુકડો રે—એ દેશી

કરપી ભુંડો સંસારમાં રે, જેમ કપીલા નાર ॥ દાન ન દીધું મુનિરાજને રે, શ્રેણિકને દરબાર ॥ ક૦ ॥ ૧ ॥ કરપી શાસ્ત્ર ન સાંભળે રે, તેણે નવિ પામે ધર્મ ॥ ધર્મ વિના પશુ પ્રાણીયા રે, છંડે નહીં કુકર્મ ॥ક૦॥૨॥ દાનતણા અંતરાયથી રે, દાનતણો પરિણામ ॥ નવિ પામે ઉપદેશથી રે, લોક ન લે તસ નામ ॥ ક૦ ॥ ૩ ॥ કૃપણતા અતિ સાંભળી રે, નાવે ઘર અણગાર ॥ વિશ્વાસી ઘર આવતા રે, કલ્પે મુનિ આચાર ॥ ક૦ ॥ ૪ ॥ કરપી લક્ષ્મીવંતને રે, મિત્ર સજ્જન રહે દૂર ॥ અલ્પધની ગુણ દાનથી રે, વંછે લોક પંડુર ॥ ક૦ ॥ ૫ ॥ કલ્પતરૂ કનકાચલે રે, નવિ કરતાં ઉપકાર ॥ તેથી મરૂધર રૂડો કેરડો રે, પંથગ છાંય લગાર ॥ ક૦ ॥ ૬ ॥ ચંદનપૂજા ધન વાવરે રે, ક્ષય ઉપશમ અંતરાય ॥ જિમ જયસુરને શુભમતિ રે, ક્ષાયિક ગુણ પ્રગટાય ॥ ક૦ ॥ ૭ ॥ શ્રાવક દાન ગુણે કરી રે, તુંગિયા ભંગ દુવાર ॥ શ્રી શુભવીરે વખાણિયા રે, પંચમ અંગ મઝાર ॥ ક૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ જિનપતે૦ ॥ ૧ ॥ સહજકર્મ૦ ॥ ૨ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રી૦ વીર૦ ॥ દાનાંતરાયનિવારણાય ॥ ચંદનં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ तृतीय पुष्पपूजा ॥

॥ દોહા ॥

હવે ત્રીજી સુમનસતણી, સુમનસ કરણ સ્વભાવ ॥
ભાવસુગંધ કરણ ભણી, દ્રવ્ય કુસુમ પ્રસ્તાવ ॥૧॥
માલતી ફુલે પૂજતી, લાભવિઘન કરી હાણ ॥
વણિકસુતા લીલાવતી, પામી પદ નિરવાણ ॥૨॥

॥ ઢાળ ॥ ઓરા ઓરાજી આવો રે, કહું એક વાતલડી—એ દેશી ॥

મનમંદિર આવો રે, કહું એક વાતલડી ॥ અજ્ઞાની સંગે રે, રમિયો રાતલડી ॥ મન૦ ॥ ૧ ॥ વ્યાપાર કરેવા રે, દેશ વિદેશ ચલે ॥ પરસેવા હેવા રે, કોડી ન એક મળે ॥ મન૦ ॥ ૨ ॥ રાજગૃહી નયરે રે, દ્રુમક એક ફરે ॥ ભિક્ષાચરવૃત્તિયે રે, દુઃખે પેટ ભરે ॥ મન૦ ॥ ૩ ॥ લાભાંતરાયે રે, લોક ન તાસ દીયે ॥ શિલ્લા પાડંતો રે, પોહોતો સાતમીયે ॥ મન૦ ॥ ૪ ॥ ઢંઢણ અણગારો રે, ગોચરી નિત્ય ફરે ॥ પશુઆં અંતરાયે રે, આહાર વિના વિચરે ॥ મન૦ ॥ ૫ ॥ આદીશ્વર સાહિબ રે, સંયમભાવ ધરે ॥ વરસીતપ પારણું રે, શ્રેયાંસરાય ઘરે ॥ મન૦ ॥૬॥ મિથ્યાત્વે વાહ્યો રે, આરતધ્યાન કરે ॥ તુજ આગમવાણી રે, સમકિતી ચિત્ત ધરે ॥ મન૦ ॥ ૭ ॥ જેમ પૂણિયો શ્રાવક રે, સંતોષ ભાવ ધરે ॥ નિત્ય જિનવર પૂજે રે,

ફુલના પગર ભરે ॥ મન૦ ॥ ૮ ॥ સંસારે ભમતાં રે, હું પણ આવી ભળ્યો ॥ અંતરાય નિવારક રે, શ્રી શુભવીર મળ્યો ॥ મન૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥ સુમનસા ॥ ૧ ॥ સમયસાર૦ ॥ ૨ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ લાંભાતરાયોચ્છેદનાય ॥ પુષ્પાણિ ય૦ સ્વાહા ॥

## ॥ चतुर्थ धूपपूजा ॥

॥ દોહા ॥

કર્મ કઠિન કઠ દાહવા, ધ્યાન હુતાશન યોગ ॥
ધૂપે જિન પૂજી દહો, અંતરાય જે ભોગ ॥૧॥
એકવાર જે ભોગમાં, આવે વસ્તુ અનેક ॥
અશન પાન વિલેપને, ભોગ કહે જિન છેક ॥૨॥

॥ ઢાળ ॥ રાગ–આશાવરી–છેડો નાંજી—એ દેશી ॥

બાજી બાજી બાજી ભૂલ્યો બાજી, ભોગ વિઘનઘન ગાજી ॥ભૂલ્યો૦ ॥ આગમ જ્યોત ન તાજી ॥ ભૂલ્યો૦॥ કર્મકુટિલવશ કાજી ॥ ભૂલ્યો૦ ॥ સાહિબ ! સુણ થઈ રાજી ॥ભૂલ્યો૦॥ એ આંકણી॥ કાળ અનાદિ ચેતન રઝળે, એકે વાત ન સાજી ॥ મયણા ભઈણી ન રહે છાની, મળિયાં માતપિતાજી ॥ ભૂલ્યો૦ ॥૧॥ અંતરાય થાનકસેવનથી, નિર્ધન ગતિ ઉપરાજી ॥ કૂપની છાયા કૂપ સમાવે,

ઈચ્છા તેમ સવિ ભાંજી ॥મૂલ્યો૦॥૨॥ નૈગમ એક નારી ધૂતી પણ, ઘેબર ભૂખ ન ભાગી ॥ જમી જમાઈ પાછો વળિયો, જ્ઞાનદશા તવ જાગી ॥ ભૂલ્યો૦॥૨॥ કબહી કષ્ટે ધનપતિ થાવે, અંતરાય ફળ આવે ॥ રોગી પરવશ અન્ન અરૂચિ, ઉત્તમ ધાન્ય ન ભાવે ॥ ભૂલ્યો૦ ॥૪॥ ક્ષાયિકભાવે ભોગની લબ્ધે, પૂજા ધૂપ વિશાળા ॥ વીર કહે ભવસાતમેં સિદ્ધા, વિનયંધર ભૂપાળા ॥ ભૂલ્યો૦ ॥૫॥

॥ કાવ્યં ॥ અગરુમુખ્ય૦ ॥ ૧ ॥ નિજગુણાક્ષય૦ ॥ ૨ ॥

॥ મંત્ર॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ ભોગાંતરાયદહનાય ધૂપં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ पंचम दीपकपूजा ॥

॥ દોહા ॥

ઉપભોગ વિઘન પતંગીઆ, પડત જગત જીઉ જ્યોત ॥
ત્રિશલાનંદન આગળે, દીપકનો ઉદ્યોત ॥૧॥
ભોગવી વસ્તુ ભોગવે, તે કહિયે ઉપભોગ ॥
ભૂષણ ચીવર વલ્લભા, ગેહાદિય સંયોગ ॥ ૨ ॥

॥ ઢાળ ॥ રાગ કાફી—અરનાથકું સદા મેરી વંદના—એ દેશી ॥

જિનરાજકું સદા મેરી વંદના ॥ વંદના વંદના વંદના રે ॥ જિનરાજકું સદા૦ ॥ એ આંકણી ॥ ઉપભોગ અંતરાય હઠાવી, ભોગીપદ મહાનંદના રે ॥ જિ૦ ॥ અંતરાય ઉદયે સંસારિ, નિર્ધનને પરછંદના રે ॥ જિન૦ ॥ ૧ ॥ દેશ વિદેશે ઘર ઘર સેવા, ભીમસેન નરિંદના રે ॥ જિન૦ ॥

સુણિય વિપાક સુખી ગિરનારે, હેલક તેહ મુણીંદના રે ॥ જિ૦ ॥ ૨ ॥ બાવીશ વરસ વિયોગે રહેતી, પવનપ્રિયા સતી અંજના રે ॥ જિ૦ ॥ નળ દમયંતી સતી સીતાજી, ષટ્માસી આક્રંદના રે ॥ જિ૦ ॥ ૩ ॥ મુનિવરને મોદક પડિલાભી, પછી કરી ઘણી નિંદના રે ॥ જિ૦ ॥ શ્રેણિક દેખે પાઉસ નિશિયે, મમ્મણશેઠ વિટંબના રે ॥ જિ૦ ॥ ૪ ॥ એમ સંસાર વિડંબન દેખી, ચાહું ચરણ જિનચંદના રે ॥ જિ૦ ॥ ચકવી ચાહે ચિત્ત તિમિરારિ, ભોગીભ્રમર અરવિંદના રે ॥ જિ૦ ॥ ૫ ॥ જિનમતિ ધનસિરિ દોય સાહેલી, દીપક પૂજા અખંડના રે ॥ જિ૦ ॥ શિવ પામી તેમ ભવિ પદ પૂજો, શ્રી શુભવીર જિણંદના રે ॥ જિનરાજકું સદા૦ ॥૬॥

॥ કાવ્યં ॥ ભવતિ દીપ૦ ॥ ૧ ॥ શુચિમનાત્મ૦ ॥ ૨ ॥

મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ તુર્યબંધવિચ્છેદનાય ॥ દીપં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ षष्ठ अक्षतपूजा ॥

॥ દોહા ॥

વીર્ય વિઘન ઘન પડલસેં, અવરાણું રવિ તેજ ॥
કાલ ગ્રીષ્મ સમજ્ઞાનથી, દીપે આતમ સતેજ ॥ ૧ ॥
અક્ષત શુદ્ધ અખંડશું, નંદાવર્ત્ત વિશાળ ॥
પૂરી પ્રભુ સન્મુખ રહી, થુણીયે જગત દયાળ ॥ ૨ ॥

॥ ઢાળ ॥ સફલ ભઈ મેરી આજુકી ઘડિયાં—એ દેશી ॥

જિણંદા પ્યારા મુણીંદા પ્યારા, દેખોરી જિણંદા ભગવાન્ ॥ દેખોરી જિણંદા પ્યારા ॥ એ આંકણી ॥ ચરમ પયડિકો મૂલ વિખરિયાં, ચરમ તીરથ સુલતાન ॥ દે૦ ॥ દર્શન દેખત મગન ભયે હૈ, માગત ક્ષાયિક દાન ॥ દે૦ ॥ ૧ ॥ પંચમ વિઘનકો ખય ઉપશમસેં, હોવત હમ નહીં લીન ॥ દે૦ ॥ પાંગળ બળહીણા દુનિયામેં, વીરો સાળવી દીન ॥ દે૦ ॥ ૨ ॥ હરિ બળ ચક્રી શક્ર જ્યું બળી એ, નિર્બળકુળ અવતાર ॥ દે૦ ॥ બાહુબળી બળ અક્ષય કીનો, ધન ધન વાલીકુમાર ॥ દે૦ ॥ ૩ ॥ સફળ ભયો નર જન્મ હમેરો, દેખત જિનદેદાર ॥ દે૦ ॥ લોહચમક જ્યું ભગતિસેં હળિયે, પારસ સાંઇ વિચાર ॥ દે૦ ॥ ૪ ॥ કીરયુગલ વ્રીહિ ચંચુમેં ધરતે, જિન પૂજત ભએ દેવ ॥ દે૦ ॥ અક્ષતસેં અક્ષતપદ દેવે, શ્રી શુભવીરકી સેવ ॥ દેખોરી૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ ક્ષિતિતલે૦ ॥ ૧ ॥ સહજભાવ૦ ॥ ૨ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રી૦ વીર૦ ॥ વીર્યાંતરાયદહનાય ॥ અક્ષતાન્ ય૦ ॥ સ્વાહા ॥

## ॥ सप्तम नैवेद्यपूजा ॥

॥ દોહા ॥

નિર્વેદી આગળ ધરો, શુચિ નૈવેદ્યનો થાળ ॥
વિવિધજાતિ પકવાનશું, શાળી અમૂલક દાળ ॥ ૧ ॥

અણાહારી પદ મેં કર્યા, વિગ્ગહ ગઇઅ અનંત ॥
દૂર કરો એમ કીજીએ, દિઓ અણાહારી વદંત ॥૨॥

॥ ઢાળ ॥ રાગ કાફી–અખિયનમેં ગુલઝારા—એ દેશી ॥

અખિયનમેં અવિકારા, જિણંદા તેરી અખિયનમેં અવિકારા ॥ એ આંકણી૦ ॥ રાગ દ્વેષ પરમાણુ નિપાયા, સંસારી સવિકારા ॥ જિ૦ ॥ શાંતરૂચિ પરમાણું નિપાયા, તુજ મુદ્રા મનોહારા ॥ જિ૦ ॥ ૧ ॥ દ્રવ્ય ગુણ પર્યાય ને મુદ્રા, ચઉગુણ ચૈત્ય ઉદારા ॥ જિ૦ ॥ પંચ વિઘન ઘન પડલ પલાયા, દીપત કિરણ હજારા ॥ જિ૦ ॥ ૨ ॥ કર્મ વિનાશી સિદ્ધસ્વરૂપી, ઇગતીસ ગુણ ઉપચારા ॥ જિ૦ ॥ વરણાદિક વિશ દૂર પલાયા, આગઇ પંચ નિવારા ॥ જિ૦ ॥ ૩ ॥ તીન વેદકા છેદ કરાયા, સંગરહિત સંસારા ॥ જિ૦ ॥ અશરીરી ભવબીજ દહાયા, અંગ કહે આચારા ॥ જિ૦ ॥ ૪ ॥ અરૂપી પણ રૂપારોપણસેં, ઠવણા અણુયોગદ્વારા ॥ જિ૦ ॥ વિષમ કાલ જિન બિંબ જિનાગમ, ભવિયણકું આધારા ॥ જિ૦ ॥ ૫ ॥ મેવા મીઠાઇ થાળ ભરિને, ષટ્-રસ ભોજન સારા ॥ જિ૦ ॥ મંગળ તૂર બજાવત આવો, નરનારી કર થારા ॥ જિ૦ ॥ ૬ ॥ નૈવેદ્ય ઠવી જિન આગે માગો, હલિ નૃપ સુર અવતારા ॥ જિ૦ ॥ ટાળી અનાદિ આહાર વિકારા, સાતમે ભવ અણાહારા ॥ જિ૦ ॥ ૭ ॥

સગવિહ શુદ્ધિ સાતમી પૂજા, સગ ગઈ સગ ભય હારા ॥ જિ૦॥ શ્રી શુભવીરવિજય પ્રભુ પ્યારા, જિનઆગમ જયકારા ॥ જિણંદા૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ અનશનં૦ ॥ ૧ ॥ કુમતબોધ૦ ॥ ૨ ॥

મંત્રઃ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ સિદ્ધપદપ્રાપણાય ॥ નૈવેદ્યં ય૦ ॥ સ્વાહા ॥

## ॥ अष्टम फलपूजा ॥

॥ દોહા ॥

અષ્ટકર્મદળ ચૂરવા, આઠમી પૂજા સાર ॥
પ્રભુ આગળ ફળ પૂજતાં, ફળથી ફળ નિર્ધાર ॥૧॥
ઇંદ્રાદિક પૂજા ભણી, ફળ લાવે ધરી રાગ ॥
પુરૂષોત્તમ પૂજી કરી, માગે શિવફળ ત્યાગ ॥ ૨ ॥

॥ ઢાળ ॥ રાગ–ધન્યાશ્રી–ગિરૂઆ રે ગુણ તુમતણા–એ દેશી ॥

પ્રભુ તુજ શાસન અતિ ભલું, માને સુરનર રાણો રે ॥ મિચ્છ અભવ્ય ન ઓળખે, એક અંધો એક કાણો રે ॥પ્ર૦॥૧॥ આગમવયણે જાણીયે, કર્મતણી ગતિ ખોટી રે ॥ તીસ કોડાકોડી સાગરૂ, અંતરાય થિતિ મોટી રે ॥ પ્ર૦॥૨॥ ધ્રુવ બંધી ઉદયી તથા, એ પાંચે ધ્રુવસત્તા રે ॥ દેશઘાતિની એ સહી, પાંચે અપરિયત્તા રે ॥ પ્ર૦ ॥૩॥ સંપરાય બંધે કહી, સત્તાઉદયે થાકી રે ॥ ગુણઠાણું લઈ

બારમું, નાઠી જીવ વિપાકી રે ॥પ્ર૦॥૪॥ જ્ઞાનમહોદય તેં વર્યો, ઋદ્ધિ અનંત વિલાસી રે ॥ ફળપૂજા ફળ આપીએ, અમે પણ તેહના આશી રે ॥પ્ર૦॥પ॥ કીરયુગલશું દુર્ગતા, નારિ જેમ શિવ પામી રે ॥ અમે પણ કરશું તેહવી, ભક્તિ ન રાખું ખામી રે॥પ્ર૦॥૬॥ સાચી ભક્તે રીઝવી, સાહિબ દિલમાં ધરશું રે ॥ ઉત્સવ રંગ વધામણાં, મનવાંછિત સવિ કરશું રે ॥પ્ર૦॥૭॥ કર્મસૂદન તપ તરૂફળે, જ્ઞાન અમૃતરસ ધારા રે ॥ શ્રી શુભવીરને આશરે, જગમાં જય જયકારા રે ॥પ્ર૦॥૮॥

॥ કાવ્યં ॥ શિવતરો૦ ॥ ૧ ॥ શમરસૈ૦ ॥ ૨ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રી૦ વીર૦ ॥ અષ્ટકર્મોચ્છેદનાય ॥ ફલાનિ ય૦ ॥ સ્વાહા ॥

॥ કલશ ॥ રાગ ધન્યાશ્રી ॥ તુઠો તુઠો રે–એ દેશી ॥

ગાયો ગાયો રે, મહાવીર જિનેશ્વર ગાયો ॥ ત્રિશલામાતા પુત્ર નગીનો, જગનો તાત કહાયો ॥ તપ તપતાં કેવળ પ્રગટાયો, સમવસરણ વિરચાયો રે ॥ મહા૦ ॥૧॥ રયણ સિંહાસણ બેસી ચઉમુખ, કર્મસૂડણ તપ ગાયો ॥ આચાર દિનકરે વર્દ્ધમાનસૂરિ, ભવિ ઉપગાર રચાયો રે ॥મહા૦॥૨॥ પ્રવચનસારોદ્ધાર કહાવે, સિદ્ધસેન સૂરિરાયો ॥ દિન ચઉસટ્ઠિ પ્રમાણે એ તપ, ઉજમણે નિરમાયો રે ॥

॥મહા૦॥૩॥ ઉજમણાથી તપફળ વાધે, ઈમ ભાંખે જિન-રાયો ॥ જ્ઞાન ગુરૂ ઉપગરણ કરાવો, ગુરૂગમવિધિવિરચાયો રે ॥મહા૦॥૪॥ આઠ દિવસ મળી ચોસઠ પૂજા, નવ નવ ભાવ બનાયો ॥ નરભવ પામી લાહો લીજે, પુણ્યે શાસન પાયો રે ॥ મહા૦ ॥ વિજયજિનેંદ્રસૂરીશ્વરરાજ્યે, તપગચ્છ કેરો રાયો ॥ ખુશાલવિજય માનવિજય વિબુધના, આગ્રહથી વિરચાયો રે ॥મહા૦॥૫॥ વડ ઓશવાલ ગુમાનચંદસુત, શાસનરાગ સવાયો ॥ ગુરૂભક્તિ શા ભવાનચંદ નિત્ય, અનુમોદન ફળ પાયો રે ॥ મહા૦॥૭॥ મૃગ બળદેવ મુનિ રથકારક, ત્રણ્ય હુઆ એક ઠાયો ॥ કરણ કરાવણ ને અનુમોદન, સરિખાં ફળ નિપજાયો રે ॥ મહા૦ ॥૮॥ શ્રી વિજયસિંહસૂરીશ્વરકેરા, સત્યવિજય બુધ ઠાયો ॥ કપૂરવિજય તસ ખિમાવિજય જસ,–વિજય પરંપર ધ્યાયો રે ॥મહા૦॥૯॥ પંડિત શ્રી શુભવિજય સુગુરૂ મુજ, પામી તાસ પસાયો ॥ તાસ શિષ્ય ધીરવિજય સલૂણા, આગમ રાગ સવાયો રે ॥મહા૦॥૧૦॥ તસ લઘુ બાંધવ રાજનગરમેં, મિથ્યાત્વપુંજ જલાયો ॥ પંડિત વીરવિજય કવિરચના, સંઘ સકળ સુખદાયો રે ॥ મહા૦ ॥૧૧॥ પહેલો ઉત્સવ રાજનગરમેં, સંઘ મળી સમુદાયો ॥ કરતા જેમ નંદીસર દેવા, પૂરણ હર્ષ સવાયો રે ॥મહા૦૧૨॥

॥ કવિત્ત ॥

શ્રુતજ્ઞાન અનુભવ તાન મંદિર, બજાવત ઘંટા કરી ॥
તવ મોહપુંજ સમૂલ જલતે, ભાગતે સગ ઠીકરી ॥

હમ રાજતે જગ ગાજતે દિન, અક્ષયતૃતીયા આજથેં ॥
શુભવીર વિક્રમ વેદમુનિવસુ, ચંદ્ર(૧૮૭૪) વર્ષ વિરાજતે ॥

॥ ઇતિ અષ્ટમ દિવસેઽધ્યાપનીય અંતરાયકર્મસૂદનાર્થે
અષ્ટમ પૂજાષ્ટકં સંપૂર્ણં ॥

અહીં આઠે કર્મનું મૂળ ઉચ્છેદવાને અર્થે, પ્રત્યેક કર્મ આશ્રયી ઉપવાસ થકી માંડીને અષ્ટ કવલ પર્યંતનું તપ આઠ દિન સુધી કરવું, તેને કર્મસૂદન તપ કહે છે. તે તપ આઠ કર્મનું ચોસઠ દિવસપર્યંત કરવું, તેનો યંત્ર લખીએ છીએ.

| કર્મની સંખ્યાના અંક. | જે કર્મસૂદન આશ્રી તપ કરવું, તે કર્મના નામનું કોષ્ટક. | ઉપવાસ. | એકાસણું. | એકસીથું. | એકઠાણું. | એકદત્તું. | નીવી. | આયંબીલ. | આઠકવલ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | જ્ઞાનાવરણીય. | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮ |
| ૨ | દર્શનાવરણીય. | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮ |
| ૩ | વેદનીયકર્મ. | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮ |
| ૪ | મોહનીયકર્મ. | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮ |
| ૫ | આયુઃકર્મ. | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮ |
| ૬ | નામકર્મ. | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮ |
| ૭ | ગોત્રકર્મ. | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮ |
| ૮ | અંતરાયકર્મ. | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮ |

॥ ઇતિ પંડિત શ્રી વીરવિજયજીકૃત ॥
॥ ચોસઠપ્રકારી પૂજા સમાપ્ત ॥

॥ श्री ॥

# ॥ विविध पूजासंग्रह ॥

## ભાગ બીજો

## પંડિત શ્રી રૂપવિજયજીકૃત પૂજાઓ

### સર્વસાધારણ જિનેશ્વરનાં પંચકલ્યાણકની પૂજા

### ॥ प्रथम श्री च्यवनकल्याणकपूजा ॥

॥ દોહા ॥

અમરનિકર નિત જેહના, ભક્તિરસે ભરપૂર ॥ પદ-પંકજ પૂજા કરી, કરે કર્મ ચકચૂર ॥૧॥ ઉક્કોસય સત્તરિ-સયા, જિનવર જગસિણગાર ॥ પ્રણમી ગાશ્યું તેહનાં, પંચ કલ્યાણક સાર ॥૨॥ ચ્યવન જનમ વ્રત કેવળી, મોક્ષ તે પંચમ જાણ ॥ પ્રેમે પૂજા ભવિ કરી, લહો [1]કલ્યાણ કલ્યાણ ॥૩॥ ધન્ય તે ગામ નગર પુરી, ધન્ય તેહ નર નાર ॥ જિહાં કલ્યાણક જિનતણાં, ધન્ય તેહના અવતાર ॥૪॥ હરિ જિનકલ્યાણક કરી, જઈ નંદીસર ઠામ ॥

---

૧ પાઠાંતરે–લહો કલ્યાણક લ્હાણ.

અઠ્ઠાઇ મહિમા કરી, જાયે નિજ નિજ ધામ ॥૫॥ તિણ-વિધ શ્રાવક શ્રાવિકા, સમકિત અણુવ્રતી ખાસ ॥ પૂજા કરી જિનરાજની, તોડે કર્મના પાસ ॥૬॥ અડ નવ સત્તર પ્રકારથી, જિનપૂજા કરી સાર ॥ જિનપદ પામી જુગતિથી, લહો ભવિ ભવજળ પાર ॥૭॥

॥ ઢાળ પહેલી ॥ લાવો લાવોને રાજ, મોંઘા મૂલાં મોતી—એ દેશી ॥

પૂજો પૂજોને રાજ, જિનવર જગ ઉપકારી ॥ ધ્યાવો ધ્યાવોને રાજ, પરિણતિ શુદ્ધ સમારી ॥એ ટેક॥ અભયંકર શંકર પરમેશ્વર, જગદીશ્વર ઉપકારી ॥ વિશથાનિક કરી તીર્થંકરપદ, જિણે બાંધ્યું હિતકારી ॥પૂજો૦॥૧॥ ત્રણ્યે વેદે તીર્થપતિપદ, મનુજ ગતે નિરધારી ॥ તેત્રીશ સાત સાગર સુર નારક, દીરઘ જિનબંધ ધારી ॥પૂજો૦॥૨॥ અ-ધિક પ્રતાપ તેજ સવી સૂરથી, ચ્યવનાવધિ નિરધારી ॥ સ-કલ અધિક ગુણ અતિશય ધારી, સમકિત નિર્મળકારી ॥પૂજો૦॥૩॥ કર્મભૂમિમાં ઉત્તમ નૃપકુલ, શીલ સુશીલા નારી ॥ કૂખે તાવિષસુખ તજી તાજાં, ઉપજે જગહિતકારી ॥પૂજો૦॥૪॥ સુર પાતાલિક ગતિગત મતિ શ્રુત, અવધિ જ્ઞાનના ધારી ॥ ગર્ભે રહ્યા વાદલગત રવિપરે, ગૂઢ ગર્ભે હિતકારી ॥ પૂજો૦ ॥૫॥ અશિવ ઉપદ્રવ દૂર પલાયે, હરખે સુર નરનારી ॥ નારકી પણ ક્ષણ સુખ લહે મીઠાં, દુઃખ

દોહગ વિસારી ॥ પૂજો૦ ॥ ૬ ॥ તીર્થંકરપદ ઉદયને અભિમુખ, હરિ રવિપરે નિરધારી ॥ આસન કંપે સુરપતિ જંપે, અવધિજ્ઞાને વિચારી ॥ પૂજો૦ ॥ ૭ ॥ સિંહાસનથી સુરપતિ ઉઠી, પાદુકા પગથી ઉતારી ॥ સાત આઠ પદ સન્મુખ જઈને, જિન દિસે અંબકધારી ॥ પૂજો૦ ॥ ૮ ॥ પ્રભુપદ પદ્મ નમે મનરંગે, અંજલિ શિરપર ધારી ॥ રૂપવિજય કહે નમોત્થુણં ભણે, હરિ સમકિત શુચિકારી ॥ પૂજો૦ ॥ ૯ ॥

કાવ્યં ॥ શાર્દૂલવિક્રીડિત વૃતમ્ ॥

ગર્ભસ્થા અપિ સ્યાત્સ્તુતા હરિગણૈર્જાતાસ્તુ સ્વર્ણાચલે ॥
સદ્ભક્ત્યાશચિનાયકૈઃ શુચિતરૈઃ કુંભાંબુભિઃ સ્નાપિતાઃ ॥
દીક્ષાકેવલજ્ઞાનપર્વણિ મહાનંદાપ્તિકાલે સુરૈઃ ॥
સદ્બોધાપ્તિ કૃતેઽર્ચિતા જિનવરાઃ પાંતુ સદા દેહિનામ્ ॥૧॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમાત્મને અનંતાનંતજ્ઞાનશક્તયે જન્મજરામૃત્યુનિવારણાય, શ્રીપરમેષ્ઠિને જલં ૧, ચંદનં ૨, પુષ્પં ૩, ધૂપં ૪, દીપં, ૫, અક્ષતં ૬, નૈવેદ્યં ૭, ફલં ૮, યજામહે સ્વાહા ॥

॥ આ કાવ્ય તથા મંત્ર દરેક પૂજાદીઠ કહેવાં ॥

॥ પ્રથમ પૂજાનું ગીત ॥ દોહા ॥

મઘવા મન હરખિત થઈ, જઈ જિનજનની પાસ ॥
કહે દેવિ સુત તાહરો, પૂરશે જગની આશ ॥ ૧ ॥

ચૌદ ભુવનનાયક ચતુર, સુરપતિ સેવિત પાય ॥
તીર્થંકર કુળ તુમતણે, હોશે જગ સુખદાય ॥ ૨ ॥
વાસભુવન સુખ સેજમાં, સુતી જગપતિ માય ॥
ચૌદ સુપન દેખી તદા, હરખે પુલકિત થાય ॥ ૩ ॥

॥ ગીતની ઢાળ ॥ રૂષભ જિનેસર રાયજી—એ દેશી ॥

કંથને જઇ કહે કામિની રે, સામી સુપન દીઠાં સુણો તેહ વાલા ॥ ગયવર પહેલે સોહતો રે, બીજે વૃષભ મનોહર દેહ વાલા ॥ ૧ ॥ હરિ સિરી દામ સોહામણી રે, શશિ રવિ ધજ સોહાય વાલા ॥ કલશ ને પદ્મ સરોવરૂ રે, ખીરસાયર આવ્યો દાય વાલા ॥ ૨ ॥ ભુવન વિમાન તે જાણિએ રે, રયણરાશિ મન આણ વાલા ॥ નિર્ધૂમ અગની ચૌદમે રે, દીઠો સુણો ગુણની ખાણ વાલા ॥ ૩ ॥ નૃપ કહે સુત હોશે ગુણી રે, સુપનપાઠક પરભાત વાલા ॥ તેડી પૂછયાથી કહે રે, અરિહા સુત હોશે ખ્યાત વાલા ॥ ૪ ॥ સાંભળી દંપતિ હરખીયાં રે, દીએ દાન કરી સન્માન વાલા ॥ ગર્ભપોષણ જનની કરે રે, મન ધરતી ધર્મનું ધ્યાન વાલા ॥ ૫ ॥ હરિ જિન ભગતિ રસે કરી રે, શ્રીપતિને કહે તામ વાલા ॥ રયણ કંચને નૃપ ઘર ભરી રે, કરો જિનભગતિ અભિરામ વાલા ॥ ૬ ॥ આળસ ટાળી અંગથી રે, કરશું શ્રી જિનસેવ વાલા ॥ પરમેષ્ઠિપદ ધ્યાઇને રે,

અમે ગાશું દેવાધિદેવ વાલા ॥ ૭ ॥ શુચિતર સમકિત પાળીને રે, કરશું આતમ શુદ્ધ વાલા ॥ કારણે કારજ નિપજે રે, બોધકથી હોય બુદ્ધ વાલા ॥ ૮ ॥ જિન ઉત્તમ પદ પદ્મની રે, કરશું ભગતિ એક ચિત્ત વાલા ॥ રૂપવિજય સુખસંપદા રે, પામશું ચડતી નિત્ય વાલા ॥ ૯ ॥

## ॥ द्वितीय जन्मकल्याकपूजा ॥

॥ દોહા ॥

મેદનિ અન્નભરે ભરી, સુખકારી ગંધવાહ ॥
પુષ્પફલે તરૂગણ લસે, સહુ જન મન ઉત્સાહ ॥ ૧ ॥
અર્કાદિક ગ્રહ ઉચ્ચના, છત્રાદિક બહુ જોગ ॥
મધ્યરયણી જનમે જિના, પ્રગટ્યા પુન્ય સંજોગ ॥ ૨ ॥
સકલ દિશા સુપ્રસન્ન થઈ, ત્રિભુવન થયો પ્રકાસ ॥
છપ્પન દિશિકુમરી તદા, આવી ધરી ઉલ્લાસ ॥ ૩ ॥

॥ ઢાળ ત્રીજી ॥ આવ્યાં છું આશભર્યાં રે, વાલાજી અમે આવ્યાં રે આશ ભર્યાં—એ દેશી ॥

આવ્યાં અમે હરખભર્યાં રે, વાલાજી અમે આવ્યાં રે હરખભર્યાં ॥ એ ટેક ॥ શ્રી જિનરાજની સેવા કરતાં, સઘળાં કાજ સર્યાં ॥ દુર્લભ જિનમુખ નયણે નીરખત, હરખીત હઈડાં ઠર્યાં રે ॥ વા૦ ॥ ૧ ॥ અડ થાનકથી

અષ્ટપ્રકારે, નિજનિજ કાજ કર્યા ॥ જ્યોતિ ઝગમગ દેખી પ્રભુની, હરખે હિયડાં ભર્યાં રે ॥વા૦ ॥ ૨ ॥ જનમ ગેહ થી જોજન ક્ષેત્રનાં, કચવર દૂર હર્યાં ॥ જાનુ પ્રમાણે જલ થલ કુસુમે, ફુલનાં પગર ભર્યાં રે ॥ વા૦ ॥ ૩ ॥ રંભા-ત્રિક ધર જિન જિનઅંબા, ભગતિ રસથી ભર્યાં ॥ પુણ્યની ભરણી સૂતક કરણી, કરી સંસાર તર્યાં રે ॥વા૦॥ ॥૪॥ વિંજણ ચામર દરપણ દીપક, કરમાં કળશ ભર્યાં ॥ નિજનિજ દિશ રહી જિનગુણ ગાઈ, પરમ પ્રમોદ ભર્યાં રે ॥ વા૦ ॥ ૫ ॥ ત્રિભુવન નાયક મુખડું જોતાં, પાતિક દૂર હર્યાં ॥ સમકિત શુદ્ધિકરણ કરી કરણી, ભવસાગરને તર્યાં રે ॥ વા૦ ॥ ૬ ॥ ધન્ય ધન્ય સુરભવ ભગતિ અમારિ, જન્મકારજ એ કર્યા ॥ અવિરતિપણે પણ વિરતિતણિ પરે, અમ્હ સવિ કાજ સર્યા રે ॥ વા૦ ॥ ૭॥ શ્રી જિનવર મુખ પદ્મ નિહાલી, ભવસાગરને તર્યાં ॥ રૂપ કહે જિન રૂપ નિહાળી, કારજ સકલ સર્યાં રે ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ ગર્ભસ્થા અપિ૦ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમાત્મને અનંતાનંતજ્ઞાનશક્તયે જન્મજરામૃત્યુનિવારણાય શ્રીમદર્હતે જલં ચંદનં ॥ યાવત્ ફલં યજામહે સ્વાહા ॥

॥ બીજી પૂજાનું ગીત ॥ દોહા ॥

ઈણે અવસર સવિ ઈંદ્રનાં, થીર આસન ડોલાય ॥

અવધિજ્ઞાને જિન જનમિયા, જાણે સવિ સુરરાય ॥ ૨ ॥
સન્મુખ જઈ આસન તજી, કરી શક્રસ્તવ પાઠ ॥
જિન જન્મોત્સવ કારણે, કરી રિદ્ધિનો ઠાઠ ॥ ૨ ॥
ત્રેસઠ સુરપતિ સુરસુરી, સાથે સુરગિરિ જાય ॥
સોહમપતિ જિનપતિ ધરે, નમી જિનજનની પાય ॥૩॥
ધન્ય કૃતારથ સફળ તુઝ, જીવિત ભાગ્ય અનંત॥
પ્રાચિ સવિતાની પરે, તેં જાયો ભગવંત ॥ ૪ ॥

॥ ઢાળ ચોથી ॥ આવે આવે રે અચિરાનો નંદ, લટકે આવે રે—એ દેશી ॥

આવે આવે રે હરિ જિનગેહ, હરખે આવે રે ॥ જિનરાજતણા ગુણગ્રામ, ભગતે ગાવે રે ॥ એ ટેક ॥ અવસ્વાપિની નિદ્રા દઇ માતને, પડિબિંબ મૂકી પાસે રે ॥ પંચરૂપ કરી જિન કરપુટ ગ્રહી, ધરતો મન ઉલ્લાસ ॥હ૦ ॥ ૧ ॥ છત્ર ધરે એક રૂપ કરી હરિ, દો ચામર તિમ વિંઝે રે ॥ પંચમ રૂપે વજ્ર ઉલાળતો, શચિપતિ હિયડે રીઝે ॥ હ૦ ॥ ૨ ॥ સુર ગિરિશિખરે આસન ઉપરે, હરિ જિન અંકે થાપે રે ॥ તવ અચ્યુતપતિ સેવક સુરને, આણા ઇણિપરે આપે ॥ હ૦ ॥ ૩ ॥ સુરસરિ સાયર દ્રહ તીરથના, જળકુંભા ભરી લાવો રે ॥ આઠ સહસ ને ચોસઠ કલશા, ઔષધિવાસિત ઠાવો ॥ હ૦ ॥ ૪ ॥ અચ્યુતપતિ સામા-

નિક પમુહા, સાથે જિન ન્હવરાવે રે ॥ અંગ લુહી ચંદને તનુ ચરચી, આભૂષણ પહેરાવે ॥ હ૦ ॥ ૫ ॥ ઇમ ત્રેસઠ સુરનાથે નાથનું, સ્નાત્ર કર્યું મનરંગે રે ॥ ઈશાન ઇંદ્રને અંકે જિનને, હરિ થાપી ઉછરંગે ॥ હ૦ ॥ ૬ ॥ વૃષભ રૂપ ચઉ આઠ સિંગની, ગગનધાર થઇ એક રે ॥ છત્રાકારે જિનતનુ સિંચિ, ધરી મન અધિક વિવેક ॥ હ૦ ॥ ૭ ॥ વિધિ પૂર્વક પૂજી જિન કર કરી, હરિ આવે જિનગેહ રે ॥ જનની પાસે થાપી જિનને, વરસી ધન ધન મેહ ॥ હ૦ ॥ ॥ ૮ ॥ નિદ્રા અપહરી નંદિસર જઇ, ઉત્સવ કરી ગયા ઠામ રે ॥ રૂપવિજય કહે બીજે કલ્યાણકે, જપો અર્હંતે નામ ॥ હ૦ ॥ ૯ ॥

## ॥ तृतोय श्री दीक्षाकल्याणकपूजा ॥

॥ દોહા ॥

નરપતિ પણ સુત જન્મનો, ઉત્સવ કરે પ્રભાત ॥ બંધીખાનાં છોડીયાં, ધવળ મંગળ વિખ્યાત ॥ ૧ ॥ નગર સકલ શણગારીયું, ઉરણ કીધાં લોક ॥ સ્વજન સયલ સનમાનિયા, રયણ કંચન દેઇ રોક ॥ ૨ ॥ માનોન્માન વધારીયાં, દીધાં દાન અપાર ॥ તોરણ બાંધ્યાં ઘરઘરે, ઉત્સવનો નહિ પાર ॥ ૨ ॥ ગુણ રૂચિ મતિ અનુમાનથી, શુચિ અભિધા ધરે તામ ॥ કલ્પાંકુરપરે જિનવરા, વધે

નિત ગુણુ અભિરામ ॥ ૪ ॥ સદંસક સંચારિયો, અમૃતનું કરે પાન ॥ પણુ જિનવર ધાવે નહિ, નિજ પર જનની થાન ॥ ૫ ॥ બાલ કાલ ચેષ્ટા નહીં, જ્ઞાનત્રિકે અભિરામ ॥ મધુરાલાપિ પ્રિયંકરા, જગદોત્તમ ગુણધામ ॥ ૬ ॥

॥ ઢાળ પાંચમી ॥

(વંદ્રાવનમાં વીણા બજાવી, ગોપીને વિહ્વલ કીધી રે—દેશી.)

શ્રી જિનરાજ જગત હિતકારી, મૂરતી મોહનગારી રે ॥ સકલકલા પૂરણુ શશિની પેરે, હું જાઉં બલિહારી રે ॥ શ્રી૦ ॥ ૧ ॥ દેહ સુગંધી રૂપ અનોપમ, અનુત્તરસુર છબ્બી હારી રે ॥ કમલ સુગંધી શ્વાસ મનોહર, દૃષ્ટિ સુધારસ કયારી રે ॥ શ્રી૦ ॥ ૨ ॥ તીન લોકમાં જાસ ન ઉપમ, જગદોત્તમ જયકારી રે ॥ યૌવને ઇંદ્રીજયી થીર આસન, તત્ત્વરૂચિ શુચિ ધારી રે ॥ શ્રી૦ ॥ ૩ ॥ ભોગકરમફળ રોગતણી પરે, ભોગવે રાગ નિવારી રે ॥ પરવાલા પરે બાહ્ય રંગ ધરે, પણુ અંતર અવિકારી રે ॥ શ્રી૦ ॥ ૪ ॥ હવે જગદીશ્વર દીક્ષા અવસર, જુએ અવધિ સંભારી રે ॥ તવ લોકાંતિક સુર તિહાં આવી, કરે વિનતિ મનોહારી રે ॥ શ્રી ॥ ૫ ॥ જય જય જગદાનંદ જગતગુરૂ, ધર્મતીરથ વિસ્તારી રે ॥ મોક્ષમારગ સુખસાગર માંહી, ઝીલાવો નરનારી રે ॥ શ્રી૦ ॥ ૬ ॥ ધર્મપ્રભાવના કારણુ જગગુરૂ,

અનુકંપા પણ ધારી રે ॥ વરસીદાન દીએ જગદીશ્વર, દારિદ્ર રોર નિવારી રે ॥ શ્રી૦ ॥ ૭ ॥ શ્રી જિનહાથે દાન ગ્રહે જે, ભવ્ય તેહ નરનારી રે ॥ પ્રભુકર પદ્મ ધરે જસ ઉપર, તે ચિદ્રૂપના ધારી રે ॥ શ્રી ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ ગર્ભસ્થા અપિ૦ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમાત્મને અનંતાનંતજ્ઞાનશક્તયે જન્મજરામૃત્યુનિવારણાય શ્રી પરમાત્મને જલં, ચંદનં યાવત્ ફલં યજામહે સ્વાહા ॥ ૩ ॥

॥ ત્રીજી પૂજાનું ગીત ॥ દોહા ॥

સુરતરૂપરે હવે જિનવરૂ, મનવંછિત દિએ દાન ॥
વસ્ત્ર આભૂષણ ગજ તુરી, ઘણું કરી સનમાન ॥ ૧ ॥
વિવિધ જાતિ ભોજન ભરે, સંતોષી બહુ લોક ॥
દિન પ્રતે કોડિને લાખ અડ, દિએ સોનૈયા રોક ॥ ૨ ॥
ત્રણસેં અઠયાસી અધિક, કોડિ ઉપર એંસી લાખ ॥
દાન સંવચ્છરી જિન દિએ, કલ્પભાષ્યની શાખ ॥ ૩ ॥
અનુમતિ લેઈ સ્વજનની, કરી ઉચિત તપ ખાસ ॥
વ્રત લેવાને જિનવરા, ધરે મન અધિક ઉલ્લાસ ॥ ૪ ॥

॥ ઢાળ છઠ્ઠી ॥ મ્હારો પીયુડો વ્રતધર થાય, સખી શું કહીએ રે; મને દાખો કોઈ ઉપાય, નેમજીને વરીએ રે—એ દેશી ॥

જિનરાજ લીએ વ્રત આજ, સુણો સવિ દેવા રે ॥

કરો ત્રિકરણ જોગ સમારી, ચરણની સેવા રે ॥ એ ટેક॥ સુરપુરીસમ સોહામણી રે, જિનપુરી સોહે એહ ॥ દીક્ષા-કલ્યાણક મહ કરી, અમ્હે કરશું નિર્મળ દેહ ॥ સુ૦ ॥ ॥ ક૦ ॥ ૧ ॥ ભગતિકરણ ભગવંતની રે, સગતિ છતે કરે ન્યૂન ॥ પુણ્યાનુબંધી પુણ્યનાં તે, પામે ફળમાં ઉન ॥ ॥ સુ૦ ॥ ક૦ ॥ ૨ ॥ ઇંદ્રવચણ ભગતિ રસે રે, લચ્છી-તણે અનુસાર ॥ દેવ દેવી હરખે કરી, સહુ આવે જિન દરબાર ॥ સુ૦ ॥ ક૦ ॥ ૩ ॥ ભગતીરસે ભગવંતની રે, રયણ સિંહાસને તામ ॥ ઔષધિયુત તીર્થોદકે, સામગ્રી કરે અભિરામ ॥ સુ૦ ॥ ક૦ ॥ ૪ ॥ રજત કનક મણિના કરી રે, કલશા શચિપતિ તેહ ॥ નૃપકૃત કલશાંતર ઠવિ, અભિષેક કરે ધરી નેહ ॥ સુ૦ ॥ ક૦ ॥ ૫ ॥ નૃપશિબિકા મધ્યે ઠવી રે, સુરશિબિકા અભિરામ ॥ સિંહાસન ઠવિ નાથને, વહે નર પૂર્વક સુર તામ ॥ સુ૦ ॥ ક૦ ॥ ૬ ॥ શક્ર ઇશાન સુરેશ્વરૂ રે, વિંજે ચામર દોય પાસ ॥ જયજ-યધ્વનિ સુરનર કરે, મન ધરતા હરખ ઉલ્લાસ ॥ સુ૦ ॥ ॥ ક૦ ॥ ૭ ॥ દેવ બજાવે દુંદુભિ રે, વરસે કુસુમના મેહ ॥ નાચે સાચે ભાવથી, સુરસુંદરી ધરતી નેહ ॥ સુ૦ ॥ક૦॥ ॥ ૮ ॥ નરનારી થોકે મળી રે, ગાતી જિન ગુણ ગીત ॥ રૂપ કાંતિ સૌભાગ્યતા, અભિલાષ ધરે નિજ ચિત્ત ॥સુ૦॥

॥ ક૦ ॥ ૯ ॥ નયર બહાર ઉદ્યાનમાં રે, અશોકતરૂને ઠામ ॥ તજી આભૂષણ અનુક્રમે, પંચમુષ્ટિ લોચ કરે તામ ॥ સુ૦ ॥ ક૦ ॥ ૧૦ ॥ કોલાહળ વારે હરિ રે, વ્રત ઉચરે જિનરાજ ॥ દેવદુષ્ય ખંધે ઠવી, કહે સુરપતિ સારો કાજ ॥ સુ૦ ॥ ક૦ ॥ ૧૧ ॥ "નમોનાથાય" કહી સહુ રે, ઇંદ્ર નંદિસરે જાય ॥ પ્રભુપદ પદ્મ પૂજન કરી, ચિદ્દરૂપ વિજયપદ ધ્યાય ॥ સુણો સવિ દેવા રે, કયો ત્રિકરણજોગ સમારી૦ ॥ ૧૨ ॥

## ॥ चतुर्थ श्री केवलज्ञानपूजा ॥

॥ દોહા ॥

ચરણ શુદ્ધ પ્રતિપત્તિને, લગતે સમયે તામ ॥ ચોથું જ્ઞાન તે ઉપજે, મનઃપર્યવ અભિરામ ॥૧॥ તદનંતર જિન સ્વજનને, પૂછી કરે વિહાર ॥ દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી, નહિ પ્રતિબંધ લગાર ॥ ૨ ॥ કર્મ કઠિન દલ ખંડવા, તપ તપતા જિન સૂર॥ દિનદિન હાટકની પરે, વરતે ચઢતે નૂર ॥૩॥ પારણું જસ ઘર જિન કરે, કર્મ સબલ મદમોડી॥ સોવનવૃષ્ટિ સુર કરે, સાડીબારહ કોડી ॥૪॥

॥ ઢાળ સાતમી ॥ પંથડો નિહાળું રે બીજા જિનતણો રે–એ દેશી ॥

શ્રી જિન પૂજો રે ભાવે ભવિજના રે, કરી શુચિરૂચિ નિરધાર ॥ ચરણ કરણ ગુણગણધર જિનવરૂ રે, તીનભુ-

વન શિણગાર ॥ શ્રી૦ ॥ ૧ ॥ પરિષહ ઝીપક દીપક જગતના રે, કરૂણારસ ભંડાર ॥ ઉપસર્ગ સોલ ટોલ દૂરે કરી રે, પ્રતિમા પાલનહાર ॥ શ્રી૦ ॥ ૨ ॥ સંજમગુણ શ્રેણી પગથાલીએ રે, ચઢતા શ્રી જિનરાજ ॥ ધર્મધ્યાન ધોરી વસુધાતળે રે, સાધે આતમકાજ ॥ શ્રી૦ ॥ ૩ ॥ નિજનિજ છઉમત્થકાલ પ્રમાણથી રે, સાધે સાધન સાર ॥ સાધ્યપદે રમતા સમતા ધરે રે, શુકલધ્યાન ધરનાર ॥ ॥ શ્રી૦ ॥ ૪ ॥ ખંતિ મુત્તિ મદ્દવ અજ્જવા રે, આલંબન ગ્રહિ ચાર ॥ ચઉ અણુપેહાએ સંસારનો રે, ધ્યાયે અસાર પ્રકાર ॥ શ્રી૦ ॥ ધ્યાતા ધ્યેય ધ્યાન એકત્વતા રે, દ્રવ્યાદિક ત્રિકમાંહિ ॥ આત્મઅભેદે સોહંપદ વરૂ રે, ન કરે થિરપદ કયાંહિ ॥ શ્રી૦ ॥૬॥ દ્વિતીય ભેદે એકત્વ-ગુણે રમે રે, ગુણપર્યાય મઝાર ॥ અંતરમુહૂરત ચઉ ઘાતી હણી રે, થયા સનાતકસાર ॥શ્રી૦॥૭॥ શુકલધ્યાન દોય ભેદે ધ્યાઇને રે, પામ્યા કેવલજ્ઞાન ॥ જિન ઉત્તમ મુખ પદ્મ વચન સુણી રે, લહો ચિદ્રૂપ નિધાન ॥શ્રી૦॥૮॥

**॥ કાવ્યં ॥ ગર્ભસ્થા અપિ ॥**

**મંત્રઃ ૐ હ્રીઁ શ્રી પરમાત્મને અનંતાનંતજ્ઞાનશક્તયે જન્મ-જરામૃત્યુનિવારણાય શ્રીમતે સર્વજ્ઞાય જલં ચંદનં યાવત્ ફલં યજામહે ॥ સ્વાહા ॥**

॥ ચોથી પૂજાનું ગીત ॥ દોહા ॥

જાણે અનંતા દ્રવ્યના, ગુણ પર્યાય અનંત ॥
ત્રણ કાળના તતખિણે, એક સમે ભગવંત ॥ ૧ ॥
ગતિ આગતિ થિતિ જીવની, મનચિંતિત કૃત દેહ ॥
ભુક્ત નિસેવિત સવિ લહે, છન્ન પ્રગટ સવિ તેહ ॥૨॥
વાચ્ય અવાચ્ય અરૂપરૂપ, જાણે જ્ઞાને તંત ॥
વાચ્ય પદારથનો કહે, અનંત ભાગ ભગવંત ॥ ૩ ॥
તીજે ભવે તીરથપતિ, કર્મ નિકાચ્યું જેહ ॥
ઉદયવિપાકે જિનવરા, આવ્યું ભોગવે તેહ ॥ ૪ ॥
તતખિણ આસનકંપથી, જાણી ઉપનું નાણ ॥
હરખે સુરપતિ તિહાં મળે, જિહાં વિચરે જિનભાણ ॥૫॥

॥ ઢાળ આઠમી ॥

॥ મોહનજી હો આયા વ્યાહને કાજ, કુરંગ પોકારે હો રથડા તે વાળિયો રે; સામળીયા તું પ્રિત સંભાળ—એ દેશી ॥

સુરપતિ આયા વંદન કાજ, ભગતિ ભરાણા રે હો ॥ કરે જિનપૂજના રે ॥ જિનજી તું ભવજળ તાર, પ્રભુજી તું પાર ઉતાર, સરસ સુધાસી રે હો, દેઇ અમ દેશના રે ॥ એ ટેક ॥ ૧ ॥ સમવસરણ કરી સાર, જોયણ પ્રમાણે રે હો, ચઉવિહ સુર ઘણા રે ॥ જિનજી૦ ॥ પ્ર૦ ॥ સ૦ ॥

સગનયને સગ ભંગ, ચઉ અનુજોગે રે હો, ચઉગઈ વારણી રે ॥ જિનજી૦ ॥ પ્ર૦ ॥ ષટ્દ્રવ્ય ગુણ પર્યાય, ગર્ભિત વાણી રે હો, ભવજલ તારણી રે ॥ જિનજી૦ ॥ પ્ર૦ ॥ સ૦ ॥ ૨ ॥ પાંત્રીશ ગુણથી રસાલ, દેશના વરસી રે હો, જનમન રંજણો રે ॥ જિનજી૦ ॥ પ્ર૦ ॥ ચોત્રીશ અતિશય ધાર, જિનજી તું સોહે રે હો, સંશય ભંજણો રે ॥ જિનજી૦ ॥ પ્ર૦ ॥ સ૦ ॥ ૩ ॥ સોહે અડ પ્રતિહાર, જનમન મોહે રે હો, બોહે ગુણ ભરે રે ॥ જિનજી૦ ॥ પ્ર૦ ॥ ભગતીરસે લયલીન, તે ભવિપ્રાણી રે હો, ચઉગઇને તરે રે ॥ જિનજી૦ ॥ પ્ર૦ ॥ સ૦ ॥ ૪ ॥ રત્નત્રયી દેઈ ખાસ, ગણધર થાપે રે હો, ચઉવિહ સંઘથી રે ॥ જિનજી૦ ॥ પ્ર૦ ॥ ભૂતલ કરે રે વિહાર, જગજન તારે રે હો, વારે કુધર્મથી રે ॥ જિનજી૦ ॥ પ્ર૦ ॥ સ૦ ॥ ૫ ॥ ધ્વજ ચક્ર ચામર છત્ર, ગગનમાં ચાલે રે હો, સિંહાસન વળી રે ॥ જિનજી૦ ॥ પ્ર૦ ॥ ચાર નિકાયના દેવ, સેવા સારે રે હો, કોડિગમે મળી રે ॥ જિનજી૦ ॥ પ્ર૦ ॥ સ૦ ॥ ૬ ॥ નમન સ્તવન કરી ખાસ, જિનજીને પૂજે રે હો, તે ભવિ ભવ તરે રે ॥ જિનજી૦ ॥ પ્ર૦ ॥ પ્રભુપદ પદ્મની સેવ, રૂપવિજય ભાખે રે હો, કરી શિવવહુ વરે રે ॥ જિનજી૦ ॥ પ્ર૦ ॥ સ૦ ॥૭॥

## ॥ पंचम श्रीनिर्वाणकल्याणकपूजा ॥

॥ દોહા ॥

એમ ભૂતલપરે વિચરતા, કરતા ભવિ ઉપકાર ॥ સ્વાયુ શેષ જાણી વિભુ, કરે અણુસણુ નિરધાર ॥ ૧ ॥ વેદની આયુ કર્મની, વિષમસ્થિતિ સમ કાજ ॥ સમુદ્‌ઘાત કરે સાતમો, અડસમયિક જિનરાજ ॥ ૨ ॥ દંડ કપાટ મંથાન તિમ, અંતર પુરી તામ ॥ સર્વ વ્યાપી ચોથે ક્ષણે, સમ કરે કરમને ઠામ ॥ ૩ ॥ ચાર સમય સંહરણુ કરી, રૂંધવા ત્રિકરણુ જોગ ॥ ત્રીજે ચરણુ જે શુકલનો, ધ્યાએ ચિદ્‌-ઘનભોગ ॥ ૪ ॥ સૂક્ષ્મ ક્રિયા અનિવૃત્તિતા, લક્ષણુ આત્મ-અભેદ ॥ સૂક્ષ્મ તનુ જોગે રહી, પંચજોગ કરે છેદ ॥ ૫ ॥

॥ ઢાળ નવમી ॥

॥ વાંકું તુમારૂં મોળિયું, વાંકો તુમારો ટેક; વાંકા વનમાલી.—એ દેશી ॥

વારી જાઉં શ્રી અરિહંતની જે નિજ ગુણ રસ પીન ॥ વંદુ જિનરાજા ॥ શૈલેશી કરણે કરી, જોગાતીત પદ લીન ॥ જિનવર જયકારી ॥ એ ટેક ॥ ૧ ॥ સમુછિન્ન કિરીયા કરી, સૂક્ષ્મ જોગની જેહ ॥ જિ૦ ॥ સમુછિન્ન કિરીયા અનિવૃત્તિ, શુકલ તુરીય ભેદ તેહ ॥ જિ૦ ॥ ૨ ॥ ધ્યેય ધ્યાન ધ્યાતાપદે, આતમ છે અભિરામ ॥ જિ૦ ॥ પંચ હ્રસ્વાક્ષર માનથી, રહી ચઉદમે ગુણુઠાણુ ॥ ॥ જિ૦ ॥ ૩ ॥ પયડી પંચાસી ક્ષય કરી,

પામ્યા મહોદય ઠાણ ॥ જિ૦ ॥ આસન કંપે સુરપતિ, જાણી જિન નિર્વાણ ॥ જિ૦ ॥ ૪ ॥ નિજ નિજ પરિકરે પરિવર્યા, નિજાનંદ તતખેવ ॥ જિ૦ ॥ જિનભૂઘન વંદન કરી, ત્રિકરણે કરે જિનસેવ ॥ જિ૦ ॥ ૫ ॥ ઉચિત કરણી સઘળી કરી, લીએ હરિ જમણી દાઢ ॥ જિ૦ ॥ સર્વ ઉપદ્રવ નાશિની, ધરતા ભગતિ તે ગાઢ ॥ જિ૦ ॥ ૬ ॥ શેષ સુરાસુર નર વરા, ભૂતિરજ લઇ જાય ॥ જિ૦ ॥ સયલ પરાભવ જેહથી, એક પલકમાં પલાય ॥ જિ૦ ॥ ૭ ॥ રયણ થુભ શચિપતિ કરી, જઈ નંદીસર ઠામ ॥ જિ૦ ॥ અઠ્ઠાઈ મહોત્સવ કરી, જાયે નિજ નિજ ધામ ॥ જિ૦ ॥ ૮ ॥ ચૈત્યથંભ મણિ ડાભડે, થાપી સકૃથા તેહ ॥ જિ૦ ॥ પ્રભુપદ પદ્મ પૂજનપરે, હરિ પૂજે ધરી નેહ ॥ જિ૦ ॥ ૯ ॥ જિન ઉત્તમપદ પદ્મની, સેવના કરે ભવિ તેહ ॥ જિ૦ ॥ રૂપવિજય પદ સંપદા, પામી લહે ચિદ્‌ગેહ ॥ જિનવર જયકારી ॥ ૧૦ ॥

॥ કાવ્યં ॥ ગર્ભસ્થા અપિ૦ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમાત્માને અનંતાનંતજ્ઞાનશક્તયે જન્મજરામૃત્યુનિવારણાય શ્રીમતે પારંગતાય જલં, ચંદનં, પુષ્પં, ધૂપં, દીપં, અક્ષતં, નૈવેદ્યં, ફલં, યજામહે સ્વાહા ॥ ૫ ॥

॥ પાંચમી પૂજાનું ગીત ॥ દોહા ॥

એક સમય પરમાતમા, લોકશિખર કરી વાસ ॥
સાદિ અનંત સુખ અનુભવે, પરમાનંદ વિલાસ ॥ ૧ ॥

સિદ્ધ બુદ્ધ પરમાતમા, પાવન પરમ પ્રધાન ।।
જ્યોતિ સરૂપી જગ જયો, ચિદાનંદ ભગવાન ।।૨।।
અજર અમર અજ અરૂજ જે, અવિનાશી અકલંક ।।
સકલ કરમ મલ ક્ષય કરી, થયા સિદ્ધ નિકલંક ।।૩।।

।। ઢાળ દશમી ।। વાંસલી વૃંદાવન વાજે, અને હો મ્હારી બેની રે; વાંસલી વૃંદાવન વાજે—એ દેશી ।।

સિદ્ધિએ નમો સિદ્ધ અનંતા, અને હો મ્હારા વ્હાલા રે ।। એ આંકણી ।। વર્ણાદિક ચઉ અલગાં કીધાં, ખટ્ સંઠાણ નહિ પરસિદ્ધાં ।। એ તો સાદિ અનંત સ્થિતિ સિદ્ધા રે ।।સિ૦।।અ૦।।૧।। ચિદ્ અવગાહનમાં જે ઠાયા, દેહાતીત સિદ્ધ કહાયા ।। તે તો ચિદાનંદ લય પાયા રે ।।સિ૦ ।।અ૦ ।।૨।। અનંતજ્ઞાનદર્શન સોહાયા, અવ્યાબાધ સુખે વળી ઠાયા ।। એ તો ખાયક સમકિત પાયા રે ।।સિ૦।।અ૦।।૩।। એક સમય સગરાજ સધાયા, લોકશિખર ફરશીને ઠાયા ।। એ તો અજ અવિનાશી કહાયા રે ।।સિ૦।।અ૦।।૪।। અરૂપી અક્ષયથિતિ જાસ વખાણી, અગુરૂ લઘુ અવગાહન જાણી ।। એ તો અનંત વીરજની ખાણી રે ।।સ૦।।અ૦।।૫।। આપ સરૂપે જેહ સરૂપી, પુદ્ગલત્યાગે વર્ત્તે અરૂપી ।। એ તો નહિ નહિ રૂપારૂપી રે ।। ।।સિ૦।।અ૦।।૫।। સકલ સુરાસુર સુખ સમુદાયા, તેહથી અનંત ગુણ સુખ જે પાયા ।। તે તો વ-

ચનાતીત કહાયા રે ॥સિં૦॥અ૦॥૭॥ સિદ્ધ નિરંજનના ગુણ ગાવો, પરમાનંદ મહોદય પાવો ॥ થિર તન મન કરીને ધ્યાવો રે ॥સિં૦॥અ૦॥૮॥ રૂપવિજય કહે સિદ્ધનું ધ્યાન, ધ્યાવે તત્પર થઈ એક તાન ॥ તે હોવે સિદ્ધ ભગવાન રે ॥ સિદ્ધિએ નમો સિદ્ધ અનંતા ॥૯॥

॥ ઇતિ પંચમ શ્રી નિર્વાણકલ્યાણક પૂજા ગીત સમાપ્ત ॥૫॥

॥ કળશ ॥ ઢાળ ૧૧ મી ॥ રાગ ધન્યાશ્રી ॥

ગાયા ગાયા રે જિનરાજ, ભગતિરસેં ગાયા ॥ એ ટેક ॥ અકલ અસંગ અનંત અરૂપી, પૂર્ણાનંદ પદ પાયા ॥ ધ્યાતા ધ્યેય ધ્યાન એકતાને, આત્મ અભેદે ઠાયા રે ॥ ૧ ॥ સમકિતધારી અણુવ્રતકારી, શુચિ સરધા મન લાયા ॥ પારંગતપદ પૂજન કારણ, ભગતે ચિત્ત ભરાયા રે ॥ જિં૦ ॥ ૨ ॥ તદ્ગતચિત્ત સૂત્ર અનુસારે, ભાવની વૃદ્ધિ સોહાયા ॥ જે જિનરાજ ભગતિ કરે રંગે, તસ ઘર સુજસ સવાયા રે ॥ જિં૦ ॥ ૩ ॥ તપગચ્છ વિજયદેવસૂરિ પાટે, વિજયસિંહસૂરિરાયા ॥ સત્યવિજય તસ શિષ્ય મનોહર, સંવેગ મારગ ધ્યાયા રે ॥ જિં૦ ॥ ૪ ॥ કપૂર ક્ષમા જિન ઉત્તમ નામે, દિન દિન સુજસ સવાયા ॥ શ્રી ગુરૂ પદ્મવિજય પદપંકજ, નમતાં દુરિત ગમાયા રે ॥ જિં૦ ॥ ૫ ॥ નંદ દિશાગજ ગજ ચંદ (૧૮૮૯) વર્ષે,

મધુ સુદિ પુનમે ધ્યાયા ॥ શ્રી સિદ્ધાચળ તીરથ ફરસી, રૂપવિજય ગુણ ગાયા રે ॥ જિ૦ ॥ ૬ ॥

ઈતિ પંડિત શ્રી રૂપવિજયજીકૃત
॥ પંચકલ્યાક પૂજા સમાપ્ત ॥

## ॥ श्री पंचज्ञाननी पूजानी विधि ॥

એક પીઠ ઉપર પવિત્રપણે કુંકુમના ૫૧ સાથીઆ કરીએ, તે ઉપર અક્ષત પૂરીએ, તે ઉપર નાગરવેલનાં પત્ર એકેક મૂકીએ, તે ઉપર સોપારી, બદામ, પૈસા, ફળ, ફુલ, નૈવેદ્ય મૂકીએ. ૫૧ દીવા કરીએ, ૫ નાળીએર મૂકીએ, ઘી ખાંડ સહિત પંચગોલક થાપીએ. ત્રિવેદિકા પીઠ થાપી સ્વસ્તિક કરી અક્ષત ફળ ધરીએ; પંચ તીર્થીની પ્રતિમા થાપીએ. પછી સ્નાત્ર ભણાવીએ, પછી પૂજા ભણાવીએ. હવે પહેલી પૂજાના ૨૮ સાથીઆ, બીજીના ૧૪, ત્રીજીના ૬, ચોથીના ૨, પાંચમીનો ૧ સાથીઓ નંદ્યાવર્તનો કરીએ. ૫ શ્રીફળ મૂકીએ, એની પાંચ પીઠ થાપીએ, ન હોય તો એક મોટી પીઠ ઉપર ભેગા પાંચ થાપીએ. ઇતિ વિધિ.

# શ્રી પંચજ્ઞાનની પૂજા પ્રારંભ

## ॥ प्रथम श्रीमतिज्ञानपूजा ॥

॥ દોહા ॥

સકલ કુશલ કમલાવલી, ભાસક ભાણુ સમાન ॥ શ્રી શંખેશ્વર પાસના, ચરણુ નમી ધરી ધ્યાન ॥૧॥ કરમ તિમિરભર ટાળવા, જ્ઞાન તે અભિનવ સૂર ॥ જ્ઞાની જ્ઞાનબળે લહે, સ્વપર સ્વભાવ પડુર ॥૨॥ શ્રદ્ધા મૂળ ક્રિયા કહી, તેહનું મૂળ તે જ્ઞાન ॥ તેહથી શિવસુખ બહુ જના, પામ્યા ધરી એક તાન ॥૩॥ અસંખ્ય ભેદ કિરીયાતણા, ભાખ્યા શ્રી અરિહંત ॥ જ્ઞાનમૂલ સફળા સવે, પંચભેદ તસ તંત ॥ ૪ ॥ મઈ સુઅ ઉહિ મણુપજ્જવા, પંચમ કેવલ જાણુ ॥ પૂજા કરતાં તેહની, લહીએ પંચમ નાણુ ॥ ૫ ॥ જાણે કેવળે કેવલી, શ્રુતથી કરે વખાણુ ॥ ચઉ મુંગા શ્રુત બોલતું, ભાખે ત્રિભુવન ભાણુ ॥ ૬ ॥ પંચ જ્ઞાન અનુક્રમે લહી, જેહ થયા અરિહંત ॥ અષ્ટપ્રકારે પૂજતાં, લહીએ જ્ઞાન અનંત ॥૭॥

॥ ઢાળ પહેલી ॥ ઝુંબખડાની દેશી ॥

પરમપુરૂષ પરમાતમા રે, પુરીસાદાણિ પાસ ॥ જિનેસર પૂજિએ ॥ જળ ચંદન કુસમે કરી રે, પૂજો ધરી ઉલ્લાસ ॥ જિ૦ ॥ ૧ ॥ જાસ પસાયે નિરમળું રે, પ્રગટ

હોયે મઈ નાણ ॥ જિ૦ ॥ ભેદ અઠ્ઠાવીસ તેહના રે, સમજો ચતુર સુજાણ ॥ જિ૦ ॥ ૨ ॥ દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી રે, ચઉહા છે મઈનાણ ॥ જિ૦ ॥ દ્રવ્યથી મઈ-નાણી લહે રે, દ્રવ્ય છક્ક પરિણામ ॥ જિ૦ ॥ ૩ ॥ ખેત્રથી લોકાલોકને રે, કાળથી તિવિહા કાળ ॥ જિ૦ ॥ ભાવથી પાંચે ભાવને રે, જાણે આદેશે રસાળ ॥જિ૦ ॥ ॥ ૪ ॥ જિન ઉત્તમ મુખ પદ્મની રે, વાણી સુણી લહે બોધ ॥ જિ૦ ॥ શુદ્ધ ચિદાનંદ રૂપથી રે, કરી નિજ આતમશોધ ॥ જિનેસર પૂજિએ ॥૫॥

॥ કાવ્યં ॥ શાર્દૂલવિક્રીડિતવૃત્તમ્ ॥

અષ્ટાવિંશતિધા મતિશ્રુતમપિ પ્રોક્તં મનુસંમિતમ્ ,
ષોઢા ચાવધિ રૂપિદ્રવ્યવિષયં જ્ઞાનં નિદાનં શ્રિયાઃ ॥
શ્રીમનઃપર્યવસંજ્ઞિકં ચ દ્વિવિધં કૈવલ્યમધ્યેંતિકં,
જ્ઞાનં પંચવિધં યજેહમનિશં સિદ્ધયંગનારાધનં ॥ ૧ ॥

॥ મંત્રઃ ॥ ૐ નમો જ્ઞાનાય લોકાલોકપ્રકાશકાય, નવતત્ત્વ-સ્વરૂપાય અનંતદ્રવ્યગુણપર્યાયમયાય મતિશ્રુતાવધિમનઃપર્યવકેવલ-જ્ઞાનાય જલં ૧, ચંદનં ૨, પુષ્પં ૩, ધૂપં ૪, દીપં ૫, અક્ષતં ૬ નૈવેદ્યં ૭, ફલં ૮ યજામહે સ્વાહા ॥

॥ આ કાવ્ય તથા મંત્ર દરેક પૂજાએ કહેવા ॥

॥ ગીત ॥ દોહા ॥

એક જીવ અંગી કરી, છાસઠ સાગર ઠાણુ ॥
અંતરમુહૂર્ત્ત જઘન્યથી, વરતે થિર મઈનાણુ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ ચંદ્રજસા જિનરાજિયા મનમોહન મેરે—એ દેશી ॥

શ્રી જિનરાજની પૂજના, મનમોહન મેરે ॥ કરી થીર મન કરી સાર ॥ મન૦ ॥ ધૂપ દીપ અક્ષત ધરી ॥ મન૦ ॥ નૈવેદ્ય ફળ મનોહાર ॥ મન૦ ॥૧॥ શ્રુતવાસિત મતિજ્ઞાનના ॥ મન૦ ॥ ભેદ અઠ્ઠાવીશ જોય ॥ મન૦ ॥ અસ્સુય નિસ્સિય મઈતણા ॥ મન૦ ॥ ચઉહા બુદ્ધિ હોય ॥ મન૦ ॥ ૨ ॥ શ્રોતૃ ઘ્રાણુ રસ ફરસથી ॥ મન૦ ॥ વ્યંજનાવગ્રહ ચ્યાર ॥ મન૦ ॥ અથ્થુગહ ઈહા વળી ॥ મન૦ ॥ અપાય ધારણા સાર ॥ મન૦ ॥ ૩ ॥ પંચઇંદ્રી મન મેળતાં ॥ મન૦ ॥ ચોવીશ ભેદ સુહાય ॥ મન૦ ॥ અડવીસ ભેદ ઉભય મળી ॥ મન૦ ॥ ભાખે શ્રી જિનરાય ॥ મન૦ ॥ ૪ ॥ ત્રણસેં છત્રીશ પણ કહ્યા ॥ મન૦ ॥ શ્રુતનિશ્રિત મઈ ભેદ ॥ મન૦ ॥ શ્રી જિનવર સેવાથકી ॥ મન૦ ॥ પાપ તાપ હોય છેદ ॥ મન૦ ॥ ૫ ॥ સમકિત મઈ સુઅ સંપજે ॥ મન૦ ॥ ત્રણે એકે કાળ ॥ મન૦ ॥ જિન ઉત્તમ પદ પદ્મની ॥ મન૦ ॥ સેવના રૂપ રસાલ ॥ મનમોહન મેરે ॥ ૬ ॥

## ॥ द्वितीय श्रीश्रुतज्ञानपूजा ॥

॥ દોહા ॥

શ્રુતઅક્ષર એકેકના, સ્વપર ભાવ વિચાર ॥
કરતાં પજજવની કહી, રાશિ અનંતી સાર ॥ ૧ ॥
શ્રદ્ધાવંત સુસંયમી, ગુરૂકુળવાસી સાધ ॥
શ્રુત અભ્યાસ કરી ભજે, તરે સંસાર અગાધ ॥ ૨ ॥

॥ ઢાળ ત્રીજી ॥ નલિનાવતી વિજયે જયકારી—એ દેશી ॥

જિનવર જગગુરૂ જગઉપકારી, પૂજો ભાવે નરનારી રે ॥ શ્રુતના અધિકારી ॥ એ ટેક॥ જિનવર ભગતે સરધા આવે, તેહથી શ્રુતરસ બહુ પાવે રે ॥ શ્રુ૦ ॥ ૧ ॥ છાસઠ સાગર સુઅ થિતિ જાણો, એક જીવ ઉકીઠ્ઠ પ્રમાણો રે ॥ શ્રુ૦॥ અનાદિ અનંત પ્રવાહથી જાણો, સેવો શ્રુત અનુભવ આણો રે ॥ શ્રુ૦ ॥૨॥ ચઉદ ભેદ સુઅનાણુના સાર, ભાખે જિનવર ગણધાર રે ॥ શ્રુ૦ ॥ અહવા વિશ ભેદ પણ જાણો, થિર શ્રદ્ધા હિઅડે આણો રે ॥ શ્રુ૦ ॥ ૩ ॥ અર્થથી શ્રી અરિહંતે વખાણ્યું, સૂત્રે ગણધર વિરચાણું રે ॥ શ્રુ૦ ॥ એ શ્રુતભાવ ધર્મ દાતાર, પૂજી લહો ભવજળ પાર રે ॥ શ્રુ૦ ॥૪॥ શ્રુતદાયક જિનરાજને ધ્યાવો, જિમ અતિશય જ્ઞાનને પાવો રે ॥શ્રુ૦॥ શ્રુતફળ વિરતિ વિરતિ ફળ ધ્યાન, ધ્યાને લહે સમયિકજ્ઞાન રે ॥શ્રુ૦॥૫॥ ક્ષમા-

વિજય જિન ઉત્તમ જ્ઞાને, શિવસુંદરી વરે એકતાને રે ॥શ્રુ૦॥ શ્રીગુરૂ પદ પદ્મે દિલ રાખે, ચિદ્રૂપવિજય સુખ ચાખે રે ॥ શ્રુ૦ ॥૬॥

॥ કાવ્યં ॥ અષ્ટાવિં૦ ॥

॥ અથ મંત્ર ॥ ઔં નમો૦ યજામહે૦ સ્વાહા ॥૨॥

॥ ગીત ॥ દોહા ॥

શ્રુતથી શ્રદ્ધા થિર રહે, શ્રદ્ધાથી વ્રત સાર ॥
વ્રતથી શિવસુખ પામીએ, તિણે શ્રુત જગદાધાર ॥૧॥
શ્રુત વિણુ જે કિરિયા કરે, તે સંસારનું મૂળ ॥
શ્રુત ઉપયોગે જે ક્રિયા, તે શિવપદ અનુકૂળ ॥૨॥

॥ ગીત ॥ દોહા ॥ મને કાંઇક કામણુ કીધું રે, પાછા વળજો શામળીયા—એ દેશી ॥

તુમે આગમ પૂજા કરજો રે, હો મન માન્યા મોહનીયા ॥ તુમે ભવસાયરને તરજો રે ॥હો૦॥ એ આગમ અનુભવ દરીઆ રે ॥હો૦॥ એ તો સ્યાદ્વાદ રસ ભરીઆ રે ॥હો૦॥ ૧ ॥ સુઅ અંગ અનંગ પ્રકારે રે, ॥હો૦॥ તિમ બદ્ધ અબદ્ધ વિચારે રે ॥હો૦॥ કાલિક ઉત્કાલિક જાણો રે ॥હો૦॥ દોય ભેદ કહે જિનભાણો રે ॥હો૦॥૨॥ અગ્યાર અંગ મનરંગે રે ॥હો૦॥ શ્રુત પૂજો અધિક ઉમંગે રે ॥હો૦॥ વળી બાર ઉપાંગ રસાળા રે ॥હો૦॥ પૂજી લહો

મંગલમાળા રે ॥હો૦॥૩॥ પયન્ના દશ ગુણખાણી રે ॥હો૦॥ પ્રત્યેયબુદ્ધ મુનિવાણી રે ॥હો૦॥ ષટ્ છેદસૂત્ર ગુણ ભરીયા રે ॥હો૦॥ એ તો ચરણ કરણ ગુણ દરિયા રે ॥ ॥હો૦॥૩॥ મૂળ સૂત્ર ચ્યાર અનુસરજો રે ॥હો૦॥ સંસાર સમુદ્રને તરજો રે ॥હો૦॥ નંદી ને અનુયોગદ્વારા રે ॥હો૦॥ પૂજી લહો ભવજળપારા રે ॥હો૦॥૫॥ ભાવપૂજા પંચ પ્રકારો રે ॥હો૦॥ દ્રવ્યપૂજા અનેક પ્રકારો રે ॥હો૦॥ પ્રભુ વદન પદ્મની વાણી રે ॥હો૦॥ ચિદ્રૂપ સુધારસ ખાણી રે ॥હો૦॥૬॥

## ॥ तृतीय श्रीअवधिज्ञानपूजा ॥

॥ ઢાળ ॥

અવધિજ્ઞાન આરાધતાં, કરજો ત્રિકરણ જોગ ॥
ભાવવિશુદ્ધિ ચિત્ત ધરી, ટાળો કર્મના રોગ ॥૧॥
ત્રણ જ્ઞાનધર જિનવરા, ત્રિભુવનને હિતકાર ॥
પૂજી પદકજ તેહના, પામો ભવજળ પાર ॥૨॥

॥ ઢાળ પાંચમી ॥ ઘેર આવોને નેમ વરણાગિયા રે—એ દેશી ॥

હાં રે વાલા ભાવભગતિ મનમાં ધરી, જિનપૂજા કરો મન સંવરીજી રે ॥ ભાવે પૂજો રે મનમોહના ॥ એ ટેક ॥ હાં રે વાલા ખયઉપશમ ભાવે કરી, પરિણતિ કરી જ્ઞાનરસે ભરીજી રે ॥ભાવે૦॥૧॥ ત્રણજ્ઞાની જિનરાજીયા, વિલસે નિજ ગણ સત્તા ભરીજી રે ॥ભાવે૦॥ અનુગામી પમુહા

લહો, ષટ્ભેદ ઉહિના દિલ ધરીજી રે ાાભાવે૦ાા૨ાા જનમસમે જિનરાજને, ચળે આસન સુરના થરહરીજી રે ાાભા૦ાા ચોસઠ સુરપતિ અવધિએ, જિન જનમ્યા લહી જઈ સુરગિરિજી રે ાાભાવે૦ાા૩ાા રજત કનક ને રત્નના, કલશા ખીરોદકથી ભરીજી રે ાા ભાવે૦ાા ન્હવણ ઉત્સવ જિનનો કરે, સમકિત ગુણ નિર્મલતા કરીજી રે ાાભાવે૦ાા૪ાા મિથ્યાસુર અવધિ લહે, જે પૂજે જિન ભગતે ખરીજી રે ાાભાવે૦ાા જિન ઉત્તમ પદ પદ્મની, પૂજા ચિદ્રૂપવિજયે કરીજી રે ાા ભાવે પૂજો રે મનમોહના ાા૫ાા

ાા કાવ્યં ાા અષ્ટાવિં૦ ાા

ાા અથ મંત્ર ાા ૐ નમો૦ યજામહે ાા સ્વાહા ાા

ાા દોહા ાા

દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવથી, ઉત્કૃષ્ટ અવધિજ્ઞાન ાા
મનુજગતિમાં પામીએ, વધતે શુચિ પ્રણિધાન ાા૧ાા
લોકાવધિ અવધિ લગે, પડિવાઇ પણ હોય ાા
તદુપરિ અવધિ જે લહે, અપડિવાઇ તે જોય ાા૨ાા

ાા ગીતની ઢાળ છઠ્ઠી ાા મોહનજી મોકલો ને મોશાળું—એ દેશી ાા

નિર્મળ કરી મન વચ કાયા, છંડી સર્વે મમતા માયા, પરમાતમ ધ્યાન સુહાયા ાા ઉહિજિન પૂજીએ મનરંગે ાા

જિમ રમિએ સમતા સંગે ॥ઉ૦॥૧॥ ખેત્રકાલથી ઉહિ-નાણી, ચઉહા લહે વુદ્ધિ ને હાણિ, ઇમ કહે જિન કેવળ-નાણી ॥ઉ૦॥૨॥ દ્રવ્યથી દુગ વુદ્ધિ વખાણી, ભાવથી ષટ્ વૃદ્ધિ જાણી, સમુદાઇ ચઉહા કહાણી ॥ઉ૦॥૩॥ જિ-નવર નાણી ગુણખાણી, પૂજો મન ઉલટ આણી, વરીએ જિમ શિવ પટરાણી ॥ઉ૦॥૪॥ જિનવર ઉત્તમ ગુણ ગાવો, પ્રભુના પદ પદ્મ વધાવો, જિમ રૂપવિજય પદ પાવો ॥ ॥ઉહિ૦॥૫॥

## ॥ चतुर्थ श्रीमनःपर्यवज्ञानपूजा ॥

॥ દોહા ॥

અપ્રમત્ત મુનિવર ગુણી, નિર્મળ ચારિત્રવંત ॥
ચડતે સંજમથાનકે, લહે મનપજ્જવતંત ॥૧॥
જિનવર જગગુરૂ જગધણી, જબ સંયમ ગ્રહે સાર ॥
મણપજ્જવ તપ ઉપજે, ચોથું જ્ઞાન ઉદાર ॥૨॥

॥ ઢાળ સાતમી ॥ મનમોહના રે લાલ—એ દેશી ॥

અપ્રમત્ત ગુણઠાણમાં રે, મનમોહના રે લાલ ॥ વર્ત્તતા શ્રી અરિહંત રે ॥ જગસોહના રે લાલ ॥ સંયમઠાણ વિશો-ધતા રે ॥મ૦॥ લહે મનપજ્જવ તંત રે ॥જ૦॥૧॥ ઋ-જુમતિ વિપુલમતિ તથા રે ॥મ૦॥ મણપજ્જવ દોય ભેદ રે ॥જ૦॥ દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી રે ॥મ૦॥ ચઉહા કહે

ગતખેદ રે ાજ૦ાારાા સન્નિપર્ણિદીના લહે રે ામ૦ાા મન-નતણા પરજાય રે ાજ૦ાા નરક્ષેત્રે મણનાણથી રે ામ૦ાા જાણે જે નિરમાય રે ાજિ૦ાા૩ાા અઢી અંગુલ ન્યૂનાધિકા રે ામ૦ાા ક્ષેત્રથી જાણે દોય રે ાજ૦ાા પલ્ય અસંખ્ય ભાગ કાળથી રે ામ૦ાા ગતિ આગતિ લહે સોય રે ાજ૦ાા ા૪ાા ખમણ દમણ ગુણસાગરૂ રે ામ૦ાા જિન ઉત્તમ મહારાજ રે ાજ૦ાા તસ પદ પદ્મને પૂજતાં રે ામ૦ાા લહો ચિદ્રૂપ સમાજ રે ાજં૦ાાપાા

ા કાવ્યં ા અષ્ટાવિં૦ ા

ા મંત્ર ા ૐ નમો યજામહે સ્વાહા ા૪ાા

ા ગીત ા દોહા ા

અલખ અસંગ અભંગ જસ, જોગારાધન ખાસ ા
સંયમતણી વિશુદ્ધતા, કરી તોડે ભવપાસ ા૧ાા
ચરણ કરણ ગુણ આગરા, શ્રદ્ધાવંત સુધીર ા
મણપજ્જવનાણી મુણિ, નમતાં ટળે ભવપીર ા૨ાા

ા ગીતની ઢાળ આઠમી ા

( અનેહાં રે ગોકુળ ગામને ગોંદરે રે—એ દેશી )

અને હાં રે સંયમઠાણ વિશુદ્ધતા રે, અપ્રમત્ત ગુણ-ઠાણ ા ફરસી પાસપ્રભુ લહ્યા રે ા મણપજ્જવ વરનાણ ા ા ૧ ા પૂજા કરો જિનરાજની રે ા એ ટેક ા અને હાં

રે સંજમઠાણુ અસંખના રે, ઉલંઘી અહિઠાણુ ॥ ફરસતા શુદ્ધ સંયમ ગુણે રે, ધ્યાયે ધર્મનું ઝાણુ ॥ પૂ૦ ॥ ૨ ॥ અનેહાં રે આણા અપાય વિપાકથી રે, સંઠાણુ વિચય પ્રકાર ॥ ધ્યાતા ધ્યાન સોહામણું રે, સાધ્યપદે મનોહાર ॥ ॥ પૂ૦ ॥ ૩ ॥ અનેહાં રે અપ્રમત્તગુણ ભૂમિકા રે, આલંબન ગ્રહિ ચાર ॥ દશધા સંયમ પાળતા રે, ભાવદયાના ભંડાર ॥ પૂ૦ ॥ ૪ ॥ અનેહાં રે ભાવથકી મનોદ્રવ્યના રે, લહે પરજાય અનંત ॥ ગુણશ્રેણિ પગથાળીએ રે, નિત ચઢતા ભગવંત ॥ પૂ૦ ॥ ૫ ॥ અનેહાં રે ક્ષમાવિજય જિનરાજના રે, ઉત્તમ એ અવદાત ॥ તસ પદ પદ્મ પૂજા કરી રે, લહો ચિદ્દરૂપ વિખ્યાત ॥ પૂજા૦ ॥૬॥

## ॥ पंचम श्रीकेवलज्ञानपूजा ॥

॥ દોહા ॥

સકલ વિભાવ ઉપાધિના, કારક ઘાતિ ચાર ॥
ક્ષય કરી કેવળ પામિયા, જિનવર જગદાધાર ॥૧॥
પૂજો ધ્યાવો ધ્યાનમાં, સોહંપદ કરો જાપ ॥
ચિદાનંદ પદ સંપજે, હોય ધ્યેયપદ આપ ॥૨॥

॥ ઢાળ નવમી ॥

॥ ચક્રી ભરત નરેસરૂ રે, સાંભળી દેશના તાત સલુણા—એ દેશી ॥

વીતરાગ પરમાતમા રે, ખીણમોહી અરિહંત ॥

॥ સલુણા ॥ ક્ષપકશ્રેણિ અંગી કરી રે, કરી ઘાતી ચઉ અંત ॥ સ૦ ॥ પંચમ જ્ઞાનને પૂજીએ રે, પંચમગતિ દાતાર ॥ ॥ સ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ કેવલ કમળાને વર્યા રે, કેવળ દરીસણ સાથ ॥ સ૦ ॥ લોકાલોક પ્રકાશતા રે, જે થયા ત્રિભુવનનાથ ॥ સ૦ ॥ ૨ ॥ ચારે જ્ઞાનતણી પ્રભા રે, એહમાં સયલ સમાય ॥ સ૦ ॥ તારા ઉડુ ગ્રહ ચંદ્રની રે, ભા રવિમાં લય થાય ॥ સ૦ ॥ ૩ ॥ એકસમે અરિહા મુણે રે, ષટ્દ્રવ્ય ગુણ પરજાય ॥ સ૦ ॥ અનંતવીરજની શક્તિ-એ રે, વ્યાપકતા તે ઠરાય ॥ સ૦ ॥ ૪ ॥ જ્ઞેય પ્રમાણે જ્ઞાનના રે, અહવા છે પરજાય ॥સ૦॥ બૃહત્કલ્પના ભાષ્યમાં રે, કહે સોહમ ગણરાય ॥ સ૦ ॥ ૫ ॥ કેવળજ્ઞાન કળા ભર્યા રે, જિન ઉત્તમ મહારાજ ॥ સ૦ ॥ તસ પદ પદ્મની પૂજના રે, કરતાં ચિદ્રૂપ રાજ ॥ સલુણા૦ ॥૬॥

॥ કાવ્યં ॥ અષ્ટાવિં૦

॥ અથ મંત્ર ॥ ૐ નમો૦ યજામહે સ્વાહા ॥

॥ ગીત ॥ દોહા ॥

સમ[1] દમ[2] ઉપરતિ[3] નિત કરે, ચોથી તિતિક્ષા[4] સાર ॥
સમાધાન[5] શ્રદ્ધા[6] કરી, લહે કેવળ ચિદ્ ફાર ॥૧॥
પરમજ્યોતિ પાવનકરણ, પરમાતમ પરધાન ॥
કેવળજ્ઞાન પૂજા કરી, પામો કેવળજ્ઞાન ॥ ૨ ॥

॥ ઢાળ દશમી ॥ વારિ જાઉં શ્રી અરિહંતની—એ દેશી ॥

પૂજા શ્રી અરિહંતની, કરીએ ધરીએ એકતાન ॥ મોહન ॥ નાગકેતુપરે નિરમળી, પામો કેવળજ્ઞાન ॥ મોહન ! ॥ પૂજા૦ ॥ ૧ ॥ પૂજક પૂજ્યની પૂજના, કરતાં પૂજ્ય તે થાય ॥મો૦॥ કેવલ કમળા પામીને, અજરામર પદ પાય ॥ મો૦ ॥ પૂજા૦ ॥ ૨ ॥ બંધ ઉદય ઉદીરણા, સત્તા કર્મ પખાય ॥ મો૦ ॥ સિદ્ધ બુદ્ધ પરમાતમા, અકળ અસંગ અમાય ॥ મો૦ ॥ પૂજા ॥ ૩ ॥ જ્ઞાનાનંદી આતમા, પામી મહોદય ઠાણ ॥ મો૦ ॥ સાદિ અનંત સુખ અનુભવે, વાચ્ય અગમ્ય કહાય ॥ મો૦ ॥ પૂજા૦ ॥ ૪ ॥ અનંતગુણી કેવળી પ્રભુ, શ્રી શંખેશ્વર પાસ ॥ મો૦॥ તસ પદ પદ્મ પૂજી કરી, લહો ચિદ્રૂપ ઉલ્લાસ ॥ મોહન ॥ પૂજા૦ ॥ ૫ ॥

॥ ઇતિ પંચમ શ્રી કેવળજ્ઞાનપૂજા સમાપ્ત ॥

॥ ઢાળ ૧૧ મી ॥ કળસ ॥ રાગ ધન્યાશ્રી ॥

પૂજો પૂજો રે ભવિ પંચ જ્ઞાન નિત પૂજો ॥ પંચ જ્ઞાન પૂજન સમઘટમાં, ઓર ન સાધન દૂજો રે ॥ ભવિ૦ ॥૧॥ મઇ સુઅ ઉહિ ને મનઃપર્યવ, કેવળ પંચમ જાણો ॥ અઠ્ઠાવીશ ચઉદસ ષટ્ દુગ ઇગ, ભેદ પ્રમાણ વખાણો રે ॥ ભ૦ ॥ ૨ ॥ જ્ઞાન આરાધન સાધન સિદ્ધિનું, સાધી કર્મ ખપાયા ॥ કેવલકમલા પામી અનંતી, સિદ્ધિએ સિદ્ધ

સુહાયા રે ॥ ભ૦ ॥ ૩ ॥ જ્ઞાન જ્ઞાનીની સેવા કરતાં ચિર-સંચિત અઘ જાય ॥ પુણ્ય મહોદય કમળા વિમળા, ઘટમાં પરગટ થાય રે ॥ ભ૦ ॥ ૪ ॥ શ્રી વિજયદેવસૂરીશ્વર પાટે, વિજયસિંહ સૂરિરાયા ॥ તાસ શિષ્ય શ્રી સત્યવિજયગણિ, સંવેગમારગ ધ્યાયા રે ॥ ભ૦ ॥ ૫ ॥ શિષ્ય કપૂર ખિમા જિન ઉત્તમ, વિજયપદે સોહાયા ॥ શ્રી ગુરૂ પદ્મવિજય પદપંકજ, નમતાં શ્રુત બહુ પાયા રે ॥ ભ૦ ॥ ૬ ॥ ઋષિ ગજ દિગ્ગજ ચંદ (૧૮૮૭) સંવત્સ રે, જ્ઞાન ભગતિ મન લાયા ॥ નેમીશ્વર કલ્યાણક દિવસે, પંચજ્ઞાન ગુણ ગાયા રે ॥ ભ૦ ॥ ૭ ॥ તપગચ્છ વિજયદિણેંદ્રસૂરીશ્વર, દીપે તેજે સવાયા ॥ તસ રાજ્યે ભવિજન હિતકાજે, રૂપવિજય ગુણ ગાયા રે ॥ ભ૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ શાર્દૂલવિક્રીડિતવૃત્તમ્ ॥

જ્ઞાનં સ્યાત્ કુમતાંધકારતરણિર્જ્ઞાનં જગલ્લોચનં,
જ્ઞાનં નીતિતરંગિણીકુલગિરિર્જ્ઞાનં કષાયાપહં ॥
જ્ઞાનં નિર્વૃત્તિવશ્યમંત્રમમલં જ્ઞાનં મનઃપાવનં,
જ્ઞાનં પંચવિધં યજેહમનિશં સ્વર્ગાપવર્ગપ્રદમ્ ॥૧॥

॥ અથ મંત્રઃ ॥ ઓઁ નમો જ્ઞાનાય લોકાલોકપ્રકાશકાય જલં ૧, ચંદનં, ૨, પુષ્પં ૩, ધૂપં ૪, દીપં ૫, અક્ષતં ૬, નૈવેદ્યં ૭, ફલં ૮, યજામહે સ્વાહા ॥ ૧ ॥

શ્રી

# વીશસ્થાનક પૂજા પ્રારંભ

## ॥ प्रथम अरिहंतपदपूजा ॥

॥ દોહા ॥

સુરપતિ શ્રીપતિ નરપતિ, ગુણતતિ જસ નિત ગાય ॥ પુરીસાદાણી પાસજી, શંખેશ્વર પુર રાય ॥ ૧ ॥ સકલ સમીહિત પુરવા, સુરતરૂ સમ સોહાય ॥ પ્રણમી પદયુગ તેહનાં, ભક્તિ ભાવ ચિત્ત લાય ॥ ૨ ॥ સમકિતધારી જીવને, જિન પદ પ્રાપ્તિ હેત ॥ વીશસ્થાનક પૂજા રચું, પામી શાસ્ત્ર સંકેત ॥ ૩ ॥ દાન શીલ તપના કહ્યા, ત્રણ અઢાર ને બાર ॥ ભેદ સર્વ ભાવે મળ્યા, જિનપદ ફળ દાતાર ॥ ૪ ॥ વિવિધ જાતિ તપ જિને કહ્યાં, સુખ સંપત્તિનાં મૂળ ॥ વીશસ્થાનક સમ કો નહીં, જિનપદને અનુકૂળ ॥ ૫ ॥ દાન શીલ તપ પૂજના, અણુવ્રત મહાવ્રત જોય ॥ દયા તીર્થની સેવના, સમકિતે સફળાં હોય ॥ ૬ ॥ ત્રણ કાળ ત્રિકરણે કરી, પૂજી વીર જિણંદ ॥ તીર્થંકરપદ પામશે, શ્રી શ્રેણિકરાજીંદ ॥૭॥ સુંદર સિંહાસન ઠવી, અરિહંત પડિમા સાર ॥ અડ નવ સત્તર અટ્ઠોતરી, પૂજા કરો મનોહાર ॥ ૮ ॥ પૂજક પૂજ્યની પૂજના, કરતો પૂજ્ય તે થાય ॥ પંચ પરમેષ્ઠિમાં પ્રથમ, તિણે પૂજો જિનરાય ॥ ૯॥

॥ ઢાળ પહેલી ॥

॥ પ્રથમ પૂરવ દિશે—એ દેશી: ॥

શ્રી અરિહંત ભગવંત પરમાતમા, દેવનો દેવ ગુણ-રયણ ખાણી ॥ સાત શુદ્ધિ કરી મલિનતા પરિહરી, પૂજીએ ભવિજના પ્રેમ આણી ॥ શ્રી૦ ॥ ૧ ॥ અરતિ મોહ નિદ્રા ન હાંસી ભય, રાગ નહિ દ્વેષ નહિ જાસ અંગે ॥ કામ મિથ્યાત્વ અજ્ઞાન જસ ખય થયા, ધ્યાઇએ તે પ્રભુ અધિક રંગે ॥ શ્રી ॥ ૨ ॥ ધ્યાન પિંડસ્થ પદસ્થ રૂપસ્થથી, ધ્યેય ધ્યાતા લહે એક તાને ॥ દ્રવ્ય પર્યાય ગુણ તેહના ધ્યાઇએ, પાઇએ સિદ્ધિ બહુ તત્ત્વજ્ઞાને ॥ શ્રી૦ ॥ ૩ ॥ જનમના ચ્યાર અગિયાર ઘાતી ખયે, દેવકૃત જાસ ઓગણીસ રાજે ॥ ચઉતીસ અતિશયા અંગ ચોથે કહ્યા, પણતીસ વયણ ગુણ જાસ છાજે ॥ શ્રી૦ ॥ ૪ ॥ અડ અધિક સહસ લક્ષણ ધરે, અંગમાં, ગુણ અનંતે ભર્યો નાથ સોહે ॥ જાસ કલ્યાણકે જગતનું તમ ટળે, ઇંદ્ર ઉપેંદ્રનાં ચિત્ત મોહે ॥ શ્રી૦ ॥૫॥ નામ ને થાપના દ્રવ્ય ભાવે કરી, જે નરા ચિત્તમેં નિત ધ્યાવે ॥ દેવપાલાદિ ભૂપાલ પરે તે નરા, તીર્થપતિ સંપદા હસ્ત પાવે ॥ શ્રી૦ ॥ ૬ ॥ જે મહા ગોપ ખટકાય ગોકુળતણો, તિમ મહા માહણ જાસ કહીએ ॥ ભવોદધિ બુડતાં ભવ્ય નિસ્તારણો, સાર્થપતિ મુગતિનો જેહ લહીએ ॥ શ્રી૦

॥ ૭ ॥ દ્રવ્ય ભાવે કરી પૂજના જે કરે, સ્વર્ગ અપવર્ગ તે નિયત પામે ॥ ત્રણ્ય પણ અષ્ટ નવ સત્તર એગવિશ વિહ, પૂજના કરી વસે સિદ્ધિ ધામે ॥ શ્રી૦ ॥ ૮ ॥ પ્રથમ પદ પૂજતો રાય શ્રેણિક પ્રથમ, ભાવી ચોવીશી જિનરાજ થાશે ॥ તાસ પદ પદ્મની સેવના સુર કરી, રૂપવિજયાદિ નિત સુજસ ગાશે ॥ શ્રી૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥

પુષ્પપ્રદીપાક્ષતધૂપપૂગી,–ફલૈર્જિનેંદ્રપ્રતિમાં પ્રપૂજ્ય ॥
યે લક્ષશઃ શ્રી પરમેષ્ઠિમંત્રં,જપંતિ તે તીર્થકૃતો ભવંતિ ॥૧॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમાત્મને અનંતાનંતજ્ઞાનશક્તયે જન્મ-જરામૃત્યુનિવારણાય ॥ શ્રીમતે અર્હતાય જલં, ચંદન, પુષ્પં, ધૂપં, દીપં, અક્ષતં, નૈવેદ્યં ફલં યજામહે સ્વાહા ॥

## ॥ द्वितीय श्रीसिद्धपदपूजा ॥

॥ દોહા ॥

સકલ વિભાવ અભાવથી, પ્રગટયો શુદ્ધ સ્વભાવ ॥
જ્ઞેયથી જ્ઞાન અનંત જસ, તે સિદ્ધ નમો ધરી ભાવ ॥૧॥
અનંત જ્ઞાન દરશન ધણી, રૂપ બળ જાસ અનંત ॥
સાદિ અનંત સુખ અનુભવે, નમો સિદ્ધ ભગવંત ॥૨॥

॥ ઢાળ બીજી ॥

॥ રાગ આશાવરી–દીપ પૂજન ભવિ ભાવ ધરીને—એ દેશી ॥

નમો સિદ્ધ મહા ઉપકારી, અવિકારી અણાહારી રે ॥

દેહ અભાવે પણ ગુણ ધારી, જાઉં હું બલીહારી રે ॥ નમો૦ ॥ ૧ ॥ પણ ગુણ વરણ વિરામથી પ્રગટ્યા, રસથી પણ તીમ હોય રે ॥ ગંધ સંબંધ રહિત દોય જાણો, ફરસ નામ અડ જોય રે ॥ નમો૦ ॥ ૨ ॥ વેદ ખેદ તજી ગુણ ત્રણ્ય પાયા, અશરીરી સોહાયા રે ॥ અરૂહ અસંગી નિજ ગુણ રંગી, એ એકત્રીસ ગુણ રાયા રે ॥ નમો૦ ॥ ૩ ॥ અરિહંતને પણ માન્યપણે જે, અષ્ટકરમથી ન્યારા રે ॥ રૂપાતીત દશા જે પાયા, રહે સંસારને પારા રે ॥ નમો૦ ॥ ૪ ॥ જાતિ જરા રૂજ મરણ ન વેદન, અકલ અચળ અવિકારી રે ॥ પૂરણાનંદ પરમપદ ભોક્તા, અનંત ચતુષ્ટય ધારી રે ॥ નમો૦ ॥ ૫ ॥ બંધ ઉદય ઉદીરણ સત્તા, કરમ ભરમ સવિ ટારી રે ॥ સમય પએસંતર અણફરસી, વરીયા શિવવહુ સારી રે ॥ નમો૦ ॥ ૬ ॥ પન્નર ભેદે સિદ્ધ વિચારી, જાપ જપો હિતકારી રે ॥ શ્રી સિદ્ધાચળ પમુહા તીરથ, પૂજો સિદ્ધ સંભારી રે ॥ નમો૦ ॥ ૭ ॥ સમેતશિખર અર્બુદ અષ્ટાપદ, વૈભાર ને ગિરનાર રે ॥ "નમોસિદ્ધાણં" જપીએ તીરથે, હોયે સિદ્ધ નિરધાર રે ॥ નમો૦ ॥ ૮ ॥ હસ્તિપાલ નૃપ એ પદ સેવી, હુવો વિદેહે જિનેશ રે ॥ તસ પદ પદ્મ-વિજય પદ દાઈ, દીયે ચિદ્રૂપ વિશેષ રે ॥ નમો૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥

યદ્દીર્ઘકાલસુનિકાચિતબંધબદ્ધ,—મષ્ટાત્મકં વિષમચાર-

મભેદ્યકર્મ ॥ નશ્યં નિહત્ય પરમં પદમાપ યૈસ્તે, સિદ્ધાદિશંતુ મહતીમિહ કાર્યસિદ્ધિં ॥

॥ મંત્રઃ- ૐ હ્રીઁ શ્રી પૂર્વવત્ શ્રીમતે સિદ્ધાય યજા૦ ॥

## ॥ तृतीय श्रीप्रवचनपूजा ॥

॥ દોહા ॥

સમકિતિ અણુવ્રતિ મહાવ્રતિ, જેહમાં સયલ સમાય ॥
તે પ્રવચન પદ સેવતાં, સમકિત નિરમળ થાય ॥૧॥
સકલ સુરાસુર પૂજ્યને, પૂજ્યપદે છે જેહ ॥
તે પવયણ પદ પૂજતાં, પાપ તાપ હોય છેહ ॥૨॥

॥ ઢાળ ત્રીજી ॥ અજિત જિણંદશું પ્રિતડી—એ દેશી ॥

શ્રી પ્રવચનપદ પૂજીએ, દ્રવ્ય ભાવે રે મન ધરી ઉલ્લાસ કે ॥ આધારાધેય ભાવથી, એ પદમે રે ત્રિપદી નિવાસ કે ॥૧॥ શ્રી પ્રવચનપદ પૂજીએ ॥ એ ટેક ॥ દશ વિધ ધર્મ ધુરા ધરા, ભલા મુનિવરા રે તસ ભક્તિને કાજ કે ॥ અશન વસન આસન દીએ, ખાન પાન કરે કલ્પિત સુભાજ કે ॥ શ્રી૦ ॥ ૨ ॥ સમકિતિ અણુવ્રતી ગુણવ્રતી, શ્રાવકની રે કરી ભક્તિ અપાર કે ॥ સાધવી સાવિયાની વળી, ભક્તિથી રે મુગતિ નિરધાર કે ॥ શ્રી૦ ॥ ૩ ॥ જિનપડિમા જિનમંદિરા, જિનપૂજા રે ભકતે કરી ખાસ કે ॥ ભાવથી શ્રી દાતા પ્રતે, કરે નિશ્ચલ રે ધરમે ઉલ્લાસ

કે ॥ શ્રી૦ ॥ ૪ ॥ "નમો પવયણ" પદ નિત જપે, સંઘ ચઉવિહ રે જિનરાજ્યનો જેહ કે ॥ ધ્યાન પદસ્થ પ્રકારથી, હોય ધ્યાતા રે ગુણગણનો ગેહ કે ॥ શ્રી૦ ॥૫॥ પાપખેત્ર સવિ પરિહરી, ખેત્ર પુણ્યનાં રે આરાધો સાત કે ॥ લાખ સવા જિન દેહરાં, નૃપ સંપ્રતિ રે કરાવ્યાં વિખ્યાત કે ॥ શ્રી૦ ॥ ૬ ॥ એ પદથી જિનપદ લહે, જીમ જિનદત્ત રે શ્રાવક શ્રીકાર કે ॥ જિન ઉત્તમપદ પદ્મની, કરી સેવો રે લહો રૂપ અપાર કે ॥ શ્રી૦ ॥૭॥

॥ કાવ્યં ॥

એવં તૃતીયપદભક્તિફલપ્રકાશં, વૃત્તં નિશમ્ય જિનદત્તમહાર્હતસ્ય ॥ ભક્તિર્દૃઢા પ્રવચને રચયંતુ હર્ષાત્, યેનાર્હતં પરમદંભતયા ભવેદ્વઃ ॥૩॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રીમતે વીર૦ પ્રવચનાય જલાદિકં યજા૦ ॥

## ॥ चतुर्थ श्रीसूरिपदपूजा ॥

॥ દોહા ॥

સમાચારી દશ કરે, ધરે દશ ચિત્ત સમાધ ॥
ભાવાચારજ પરિહરે, સોલ કષાય વડ વ્યાધ ॥૧॥
દ્વાદશ અંગ ઉપાંગનાં, સૂત્ર અરથના જાણ ॥
દશધા રૂચિ શિક્ષા દુવિહ, ધરે સૂરિ ગુણ ખાણ ॥૨॥

॥ ઢાળ ચોથી ॥ નિંબુડી રાયણ તરૂ તળે-એ દેશી ॥

પંચાચાર સુધા ધરે, સુણો સંતાજી ॥ જીતે ઇંદ્રી પંચ ॥ ગુણવંતાજી ॥ પંચસમિતિ સુમતા રહે ॥ સુ૦ ॥ ગુપ્તિ ત્રણ કરે સંચ ॥ ગુ૦ ॥ ૧ ॥ પંચ મહાવ્રત પાળતા ॥ સુ૦ ॥ જીપે ચ્યાર કષાય ॥ ગુ૦ ॥ નવવિધ બ્રહ્મ ગુપતી ધરે ॥ સુ૦ ॥ આચારજ નીરમાય ॥ ગુ૦ ॥ ૨ ॥ અષ્ટાંગ જોગ સાધન કરે ॥ સુ૦ ॥ લહે અડ કર્મ સ્વરૂપ ॥ગુ૦॥ જાણે અડ લબ્ધિ ભલી ॥ સુ૦ ॥ તીમ અડદીઠી સરૂપ ॥ ॥ ગુ૦ ॥ ૩ ॥ ચઉ અનુયોગ વખાણતા ॥ સુ૦ ॥ શાસનના શણગાર ॥ ગુ૦ ॥ બારસે છન્નું ગુણે ભર્યા ॥સુ૦॥ ભાવાચારજ સાર ॥ ગુ૦ ॥ ૪ ॥ પંચ પ્રસ્થાન સાધન કરે ॥ સુ૦ ॥ મુનિ ગણી પંડિત ભાવ ॥ ગુ૦ ॥ વાચક આચારજપણું ॥ સુ૦ ॥ પામે ગુણને દાવ ॥ ગુ૦ ॥૫॥ ચઉદસેં બાવન ગણધરા ॥ સુ૦ ॥ લબ્ધિતણા ભંડાર ॥ ॥ ગુ૦ ॥ તસ પદ પંકજ પૂજીએ ॥ સુ૦ ॥ દ્રવ્યભાવે નિરધાર ॥ ગુ૦ ॥ ૬ ॥ જુગ પ્રધાન વીર શાસને ॥ ॥ સુ૦ ॥ દોય હજારને ચાર ॥ ગુ૦ ॥ વર્ત્તમાન શ્રુતના ધણી ॥ સુ૦ ॥ તે પૂજો ધરી પ્યાર ॥ ગુ૦ ॥ ૭ ॥ અશનાશન વસ્ત્રાદિકે ॥ સુ૦ ॥ પાનક ઔષધ પાત્ર ॥ગુ૦॥ નમનાભિગમન વંદના ॥ સુ૦ ॥ કરે નિત નામી ગાત્ર॥

॥ ગુ૦ ॥ ૮ ॥ આચારજ પદ સેવતો ॥સુ૦ ॥ શ્રી પુરૂ-ષોત્તમ ભૂપ ॥ ગુ૦ ॥ તીર્થંકરપદ બાંધિયું ॥ સુ૦ ॥ લહેશે ચિદ્દ્ઘનરૂપ ॥ગુ૦॥૯॥

॥ કાવ્યં ॥

સૂરિસદાચારવિચારસારા, નાવારયંતઃ સ્વપરાન્ યથેષ્ટઃ ॥
ઉગ્રોપસર્ગૈકનિવારણાર્થં,–મભ્યર્ચયામ્યક્ષતગંધધૂપૈઃ ॥૪॥

॥ મંત્રઃ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રીમતે સૂરયે યજા૦ ॥

## ॥ पंचम श्री स्थविरपूजा ॥

॥ દોહા ॥

ભાવ જ્ઞાનમેં જે રમે, વચનાતીત સ્વભાવ ॥
થિર કરે સીદાતા પ્રતે, થવિર તે ભવજલ નાવ ॥૧॥
રમે સદા નિજ રૂપમેં, ધમે કરમ મલ સર્વ ॥
ઇંદ્રી તુરંગમ વશ કરે, ગુણનો ન કરે ગર્વ ॥૨॥

॥ ઢાળ પાંચમી ॥ પ્રભુ નિરમળ દરિસણ કીજીએ—એ દેશી ॥

નીત નમીએ સ્થવિર મહામુણી ॥ એ ટેક ॥ મહા વ્રતધારી મહા ઉપગારી, પંચમપદ ધારક ગુણી ॥ તપશ્રુત ધૃતિમય સંજમ ધરતા, ધ્યાન રયણ રોહણ ખણી ॥નીત૦॥ ॥૧॥ દ્રવ્યથકી પલિતાંકુર સ્રી નર, સાઠ વરસ વયના ધણી ॥ વીશ વરસ પરજાય સ્થવિર મુણિ, જસ સંજમ પરિણતી

ધણી ।। નીત૦ ।। ૨ ।। ચોથા અંગથી દૃષ્ટિવાદ લગે, શ્રુત સ્થીવીરા હીરાખણી ।। આચારજ ઉવઝાય પ્રવર્તક, થવિર રત્નાદિ ગુણમણિ ।। નીત૦ ।। ૩ ।। અહવા ઠાણાંગે દશ ભેદે, ભાખે શ્રી સોહમગણી ।। લોકિક લોકોત્તર પદ ભેદે, સીદાતા પ્રાણી ભણી ।। નીત૦ ।। ૪ ।। લોકિક લોકોત્તર શિક્ષા કરે, પુત્ર શિષ્યાદિકને ધણી ।। તેહની સેવના અશનાદિક ચઉ, ભેદે કહે ત્રિભુવન ધણી ।।નીત૦।।૫।। નમનાભિગમન વંદન પૃચ્છન, વિનયાંજલિ કરે અઘ હણી ।। જ્ઞાન ધ્યાન તપ સંજમ કિરીયા, સીદાતા સાધુ ભણી ।। ।।નીત૦।।૬।। મેઘકુમારાદિક થિર કીધા, હેતુ જુગતી કારણ ભણી ।। તેહ સ્થવિરપદ ભગતી કરીયે, કુમતી કુસંગ દૂરે હણી ।।નીત૦।।૭।। મુનિસુવ્રત નેમિ જિન જપીએ, કરમવેલી મૂલે લણી ।। નીચ ગોત્રનો નાશ કરીને, પૂજક હોય ત્રિભુવન ધણી ।।નીત૦।।૮।। પદ્મોત્તર નૃપ એ પદ સેવી, તીરથપતિ થાશે ગુણી ।। તસ પદ પદ્મની સેવના કરશે, રૂપવિજય ભગતે ધણી ।।નીત૦।।૯।।

।। કાવ્યં ।।

વસ્ત્રં પાત્રં ભક્તપાનં પવિત્રં, સ્થાનં જ્ઞાનં ભેષજં પુણ્યહેતુ ।। યે યચ્છંતિ સ્વાત્મભાવૈકસારં, તે સર્વાંગં સૌખ્યમાસાદયંતિ ।।૫।।

।। મંત્ર ।। ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રીમતે સ્થવિરાય યજા૦ ।।

## ॥ षष्ठ श्रीउपाध्यायपदपूजा ॥

॥ दोहा ॥

સત્ય શૌચ સંતોષ યુત, ચિત્ત પ્રસન્ન દયાળ ॥
ખલત્યાગી ઇંદ્રી જયી, સાતે સુખે સુખાલ ॥૧॥
શ્રુતધર તત્ત્વ સુધારસી, ખસી વિભાવ વિરાધી ॥
વસી બુદ્ધ જિન આગમે, તે ઉવઝાય આરાધી ॥૨॥

॥ ઢાળ છઠ્ઠી ॥ ઝુંબખડાની દેશી ॥

બહુશ્રુત શ્રી ઉવઝાયની, સેવના કરી શુભ ચિત્ત ॥ સલુને ॥ આતમા બદ્ધાબદ્ધ ભેદે કરી, આરાહિજે નિત ॥ ॥ સલુને ॥૧॥ કાલિક ઉત્કાલિકપણે, છે શ્રુતના દોય ભેદ ॥ સ૦॥ અંગાનંગ પ્રકારથી, અહવા કહે ગતખેદ ॥સ૦॥ ॥૨॥ જોગાદિક કિરિયા કરી, સૂત્ર ભણાવણ કાજ ॥સ૦॥ ઉદ્દેશાદિક અનુક્રમે, પામે શ્રુત સામ્રાજ્ય ॥સ૦॥૩॥ ચઉદપૂરવી દશપૂરવી, અંગ ઉપાંગના જાણ ॥સ૦॥ વર્ત્તમાન શ્રુતના ધણી, પાવયણી ગુણ ખાણ ॥સ૦॥૪॥ શિષ્ય વર્ગને શિખવે, સૂત્રારથ ધરી નેહ ॥ સ૦ ॥ પહાણને રયણ સમા કરે, પણવીસ ગુણના ગેહ ॥ સ૦ ॥૫॥ ભાવવાચક ત્રીજે ભવે, લહે શિવસુખ નિરધાર ॥ સ૦ ॥ ગણ ચિંતક નૃપ સુતપરે, લબ્ધિતણા ભંડાર ॥ સ૦ ॥ ૬ ॥ વાદી મતંગજ કેસરી, પણવીસ ભાવના દ્વાર ॥ સ૦ ॥ ઉપમા સોલે

શોભતા, વંદુ વારોવાર ॥ સ૦ ॥ ૭ ॥ બહુશ્રુતની સેવા કરે, ભક્તિ તથા બહુમાન ॥ સ૦ ॥ દ્વાદશધા વંદન કરે, અશનાદિક ચઉદાન ॥ સ૦ ॥ ૮ ॥ મહેંદ્રપાલ એ પદથકી, થાશે શ્રી જિનરાજ ॥ સ૦ ॥ તસ પદ પદ્મ સેવા થકી, રૂપનાં સરશે કાજ ॥ સલુને ॥ ૯ ॥

॥ કાવ્યં ॥

પાષાણતુલ્યોઽપિ નરોયદીપ,—પ્રસાદલેશ્યાહ્લભતે સપર્યાં,
જગદ્ધિતઃ પાઠકસંચયઃ સઃ, કલ્યાણમાલાં વિતનોતુ સંઘે. ૬.

મંત્રઃ– ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ શ્રીમતે ઉપાધ્યાચાર્ય યજા૦ ॥

## ॥ सप्तम श्रीसाधुपदपूजा ॥

॥ દોહા ॥

આસન જયથી રૂજ હરે, પ્રાણાયામે પાવ ॥
મનવિકાર મુનિવર હરે, પ્રત્યાહાર પ્રભાવ ॥ ૧ ॥
બાહ્ય અભ્યંતર તપ તપે, "સોહં" પદ કરે જાપ ॥
તે મુનિવરને વંદતાં, પલકમાં જાએ પાપ ॥ ૨ ॥

॥ ઢાળ સાતમી ॥ ત્રીજે ભવ વરથાનક તપ કરી—એ દેશી ॥

ષટ્ વ્રતધારી છકાયના રક્ષક, પંચ ઇંદ્રી વશ કરતા ॥ ભાવ વિશુદ્ધિ પડિલેહણુ કરે, કરણુ વિશુદ્ધિ ધરતા રે ॥

ભવિકા એહવા મુનિવર વંદો ॥ જીમ લહો પરમાણંદો રે ॥ ભ૦ ॥ એ આંકણી ॥ ૧ ॥ લોભ નિગ્રહ કરી ખંતિ સૂરા, સંજમના અધિકારી ॥ અકુશલ મન વચ કાય નિગેહે, સહે પરિસહ અતિ ભારી રે ॥ ભ૦ ॥ ૨ ॥ દેવ તિરી નર આત્મ સમુદ્ભવ, ઉપસર્ગ સોલે સહતા ॥ સતાવીશ મુનિવર ગુણ ધારી, સમિતિ ગુપ્તિ નિરવહતા રે ॥ ભ૦ ॥ ૩ ॥ બાહ્ય અભ્યંતર તપ નિત તપતા, કઠિન કરમ ખયકારી ॥ દોષ સીયાલીશ રહિત અશન કરે, અતિક્રમ ચ્યાર નિવારી રે ॥ ભ૦ ॥ ૪ ॥ દ્રવ્યાદિક અભિ-ગ્રહ ચઉ કરતા, ષટ્ વિધ વિગયના ત્યાગી ॥ ચાર પ્રકારે સંલીનતા કારી, જ્ઞાન ધ્યાન મતિ જાગી રે ॥ ભ૦ ॥ ૫ ॥ નરના દોષ અઢાર નિવારી, દીક્ષા યોગ્યને આપે ॥ નવ વિધ ભાવ લોચના કારક, કેશ લોચ ત્રિક થાપે રે ॥ ભ૦ ॥ ૬ ॥ ચઉદ અભ્યંતર ગ્રંથી તજીને, જેહ થયા નિર્ગ્રંથ ॥ અશરણ શરણ તરણ તારણ મુનિ, ચલવે શિવપુર પંથ રે ॥ ભ૦ ॥ ૭ ॥ બહુશ્રુત તપસી લબ્ધિના ધોરી, વ્રત દૂષણ પરિહારી ॥ અપ્રમત્ત ગુણઠાણંગ ધારી, મુનિ નમો જોગ સમારી રે ॥ ભ૦ ॥ ૮ ॥ વીરભદ્ર એ મુનિપદ સેવી, હોશ્યે વિદેહે જિણંદ ॥ તસ મુખ પદ્મ વચન રસ પામી, રૂપવિજય આણંદ રે ॥ ભાવિકા ॥ ૯ ॥

॥ કાવ્યં ॥

શ્રી તીર્થકૃત્પદવિધાયિતપસ્વિવર્ગ, – વાત્સલ્યપુણ્ય પદવીમધિગમ્ય સમ્યક્ ॥ શ્રીવીરભદ્રમુનિવદ્વિધિના વિધેયં, સ્થાનં હિ સપ્તમમિદં શિવસૌખ્યહેતુઃ ॥ ૭ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રી પરમ૦ શ્રીમતે સાધવે યજા૦ ॥

## ॥ अष्टम श्रीज्ञानपदपूजा ॥

અક્ષય સુખ આધાર જે, ધ્યાન કલ્પતરૂ મૂલ ॥
તરણ હેતુ શ્રુતજ્ઞાન છે, શિવ સુખને અનુકૂળ ॥ ૧ ॥
મઈ સુઅ ઓહિ મણુપજ્જવા, પંચમ કેવળ નાણુ ॥
ભેદ એકાવન તેહના, જપીએ થિર કરી ઝાંણુ ॥ ૨ ॥

॥ ઢાળ આઠમી ॥ તુંગીયાગિરિ શિખરે સોહે—એ દેશી ॥

નાણુ પદ આરાધી અપ્પા, નાણુથી નિરવાણુ રે ॥ નાણુથી અન્નાણુ નાસે, નાણુ અખય નિહાણુ રે ॥ ના૦ ॥ ॥૧॥ શુદ્ધ જ્ઞાનાનંદી ચેતન, કર્મ કરે ચકચૂર રે ॥ મિથ્યાત્વ ઘોર અંધાર ટાલણુ, જ્ઞાન અભિનવ સૂર રે ॥ નાણુ૦ ॥ ૨ ॥ જ્ઞાન પૂર્વક જેહ કરણી, તે હરે સવી દુઃખ રે ॥ જ્ઞાનઅમૃત પાન કરતાં, પ્રગટ ભવિ લહે સુખ રે ॥ નાણુ૦ ॥ ૩ ॥ જ્ઞાન પંચમે જેહ સદાગમ, સ્વપરભાષક તેહ રે ॥ ચઉદ ભેદે સેવીએ તે, જેમ ટળે અઘ રેહ રે ॥ નાણુ૦ ॥ ૪ ॥ અગિયાર અંગ ઉપાંગ

દ્વાદશ, દશ પયન્ના સાર રે ॥ ષટ્ છેદસૂત્ર વિચિત્રરચના, મૂળ સૂત્ર જે ચ્યાર રે ॥ નાણ૦ ॥ ૫ ॥ નંદી અનુયોગ દ્વારં, સૂત્ર પણયાલીસ રે ॥ નિર્યુક્તિ ટીકા ભાષ્ય ચૂર્ણિ, પૂજી વિશ્વા વિશ રે ॥ નાણ૦ ॥ ૬ ॥ નાણે જાણે સ્વભાવ જગના, ભક્ષાભક્ષ વિચાર રે ॥ તત્ત્વાતત્ત્વ સ્વરૂપ જાણે, જ્ઞાનને આચાર રે ॥ નાણ૦ ॥ ૭ ॥ દ્રવ્ય ગુણ પરજાય પરિણતિ, દ્રવ્ય ષટ્કે જેહ રે ॥ જ્ઞાની જ્ઞાને સર્વ જાણે, સ્વપરભાવે અછેહ રે ॥ નાણ૦ ॥૮॥ જ્ઞાનભકતે તીર્થપતિ-પદ, જયંત નૃપ લહી સાર રે ॥ તસ વદન પદ્મની દેશના સુણી, રૂપ લહે ભવપાર રે ॥ નાણ૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥

જ્ઞાનાદ્વિદંતિ ખલુ કૃત્યમકૃત્યજાતં, જ્ઞાનાચ્ચરિત્રમમલં ચ સમાચરંતિ ॥ જ્ઞાનાચ્ચ ભવ્યભવિનઃ શિવમાપ્નુવંતિ, જ્ઞાનં નિદાનમખિલોત્તમશર્મ લક્ષ્મ્યાઃ ॥ ૮ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રીમતે જ્ઞાનાય યજા૦ ॥

## ॥ नवम श्रीदर्शनपदपूजा ॥

॥ દોહા ॥

શુદ્ધ દેવ ગુરૂ ધર્મની, સરધા મન વચ કાય ॥
તે સમકિતપદ સેવીએ, જીમ સુર શિવ સુખ થાય ॥ ૧ ॥

દુવિહ ધરમનું મૂળ જે, દરશણ પરમ નિધાન ॥
તીર્થંકર પદ પ્રાપ્તિનું, એહી જ પરમ નિદાન ॥ ૨ ॥

॥ ઢાળ નવમી ॥ જિન વચને વૈરાગીયો હો ધન્ના—એ દેશી ॥

દરશણ પદ નિરમળ કરો હો મિતા, ત્રિકરણ જોગ સમારિ ॥ ગુણ અનંતની ભૂમિકા હો મિતા, સમકિત શુદ્ધ વિચાર રે ॥ હું વારી મિતા ॥ ૧ ॥ સમકિત ધરીએ એ ॥ સમકિત ધરીએ સોહામણું હો મિતા, છંડી દૂષણ પંચ રે ॥ હું વારી મિતા ॥ સમકિત ધરીએ એ ॥ એ ટેક ॥ એગવિહ દુવિહ તિહાપણે હો મિતા, ચઉ પણ દશવિહ જોય ॥ શુદ્ધ રીતે તે સેવતાં હો મિતા, ગુણનિધિ આતમ હોય રે ॥ હું૦ ॥ સ૦ ॥ ૨ ॥ કાલ કરાલે રંકને હો મિતા, દોહીલો અશન સંજોગ ॥ પંચામૃત ભોજન મીલે હો મિતા, તો ભાગ્યને જોગ રે ॥ હું૦ ॥ સ૦ ॥ ૩ ॥ તિમ પરમાદી જીવને હો મિતા, દુષમકાળ મોઝાર ॥ અમૃત સમ સમકિત લહી હો મિતા, મત પરમાદે હાર યે ॥ હું૦ ॥ સ૦ ॥ ૪ ॥ તરૂમાં જીમ સુરતરૂ વડો હો મિતા, સુરમણિ રયણ મોઝાર ॥ તીમ સઘળા ગુણમાં વડો હો મિતા, સમકિત ગુણ નિરધાર રે ॥ હું૦ ॥ સ૦ ॥ ૫ ॥ નિશ્ચય ને વ્યવહારથી હો મિતા, એ સવિ ષટ્વિધ હોય ॥ ખય ઉપશમ ખયઉપશમે હો મિતા, તિવિહા સમકિત જોય રે ॥ હું૦ ॥ સ૦ ॥ ૬ ॥

જિનભગતિ ગુરૂ સેવના હો મિતા, કરૂણા જીવની સાર ॥ સંઘ ભગતી તીર્થ જાત્રા હો મિતા, સમકિત નિરમળકાર રે ॥ હું૦ ॥ સ૦ ॥ ૭ ॥ જંગમ થાવર તીર્થની હો મિતા, સેવના શિવસુખ મૂળ ॥ હરિવિક્રમ પરે જે કરે હો મિતા, તસ જિનપદ અનુકૂળ રે ॥ હું૦ ॥ સ૦ ॥ ૮ ॥ જિન ઉત્તમ પદ પદ્મની હો મિતા, જે કરે ત્રિવિધે સેવ ॥ રૂપવિજય પદ સંપદા હો મિતા, લહી હોય દેવાધિદેવ રે ॥ હું૦ ॥ સ૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥

સકલમંગલકેલિનિકેતનં, કુમતધ્વાંતવિઘાતનભાસ્કરં ॥
શુચિતરં નિજબોધિસમુદ્ભવં, ભવવિઘાતકૃતે યજ દર્શનં ॥૯॥

મંત્ર- ઓઁ હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ શ્રીમતે દર્શનાય યજા૦ ॥

## ॥ दशम श्रीविनयपदपूजा ॥

॥ દોહા ॥

મોક્ષ સાધક શુભ જોગથી, સાધન કરે શ્રીકાર ॥
ક્ષાંત્યાદિક ગુણ ગણ ભર્યો, મૈત્ર્યાદિક ભંડાર ॥ ૧ ॥
મોક્ષ વિનય મનમાં ધરે, પરિહરે સકલ પ્રમાદ ॥
વિનયવંત ગણ ગુણ ભર્યો, તજે સકલ ઉન્માદ ॥૨॥

॥ ઢાળ દશમી ॥ સંભવજિન અવધારીએ—એ દેશી ॥

વિનય કરો ભવિયણ ભલો, વિનય તે ગુણ ગણ મૂલ

॥ સલુને ॥ વિનયથી ગુરૂ સંતોષણા, તેહથી શ્રુત અનુકૂળ ॥ સ૦ ॥ વિનય ધરો ભવિયણ ભલો ॥ એ ટેક ॥ શ્રુતથી દરીશણ નિરમલું, તેહથી ચરણ પવિત્ત ॥ સ૦ ॥ ચારિત્રસર્વ સંવર કરે, સંવરથી તપ નિત્ય ॥ સ૦ ॥ વિ૦ ॥૨॥ નિર્જરા થાએ તપથકી, નિર્જરાથી અઘ નાશ ॥ સ૦ ॥ કેવળજ્ઞાન નિરમલ લહે, કેવળથી શિવ વાસ ॥ સ૦ ॥ વિ૦ ॥ ૩ ॥ સાદિ અનંત સુખ સંપદા, ભોગવે સિદ્ધ અનંત ॥ સ૦ ॥ તેહનું મૂળ વિનય ભલો, સેવીએ નિત્ય ગુણવંત ॥ સ૦ ॥ વિ૦ ॥ ૪ ॥ નાણ દંસણ ચારિત્રનો, તપ ઉપચારિક પંચ ॥ સ૦ ॥ દશવિધ વૈયાવચ્ચ કરે, છંડી સયલ ખલ ખંચ ॥ સ૦ ॥ વિ૦ ॥ ૫ ॥ મન વચ કાય વિનયતણા, દુગ ચઉ અડ ભેદ હોય ॥ સ૦ ॥ પડિરૂવ જોગ યુંજણતણા, ચઉદ ભેદ એમ જોય ॥ સ૦ ॥ વિ૦ ॥૬॥ અરિહંત સિદ્ધ સૂરિ ભલા, વાચક મુનિ કુળ ધર્મ ॥ સ૦ ॥ જ્ઞાન ક્રિયા સંઘ ગણ તણો, જ્ઞાની થવિર હરે કર્મ ॥ સ૦ ॥ વિ૦ ॥ ૭ ॥ અનાશાતના એહની, ભક્તિ સ્તુતિ સન્માન ॥ સ૦ ॥ બાવનભેદ એ વિનયના, બિહું મિલે છાસઠ માન ॥ સ૦ ॥ વિ૦ ॥ ૮ ॥ અરિહંતાદિક પદતણો, વિધિએ વિનય કરે જેહ ॥ સ૦ ॥ નિત્ય ભોજી ઉપવાસનો, અહનિશ ફળ લહે તેહ ॥ સ૦ ॥ વિ૦ ॥ ૯ દોય હજાર ચિહુત્તરે,

देववंदन विधि बोल ॥ स० ॥ चारसें बाणुं बोले करी, गुरु वंदे रंगचोल ॥ स० ॥ वि० ॥ १० ॥ द्रव्य भाव विनये करी, धन्ने जिनपद लीध ॥ स० ॥ तस पद पद्मविजय दीए, करे चिद्रूप समृद्धि ॥ सुलने ॥ विनय करो भवियण भलो ॥ ११ ॥

॥ काव्यं ॥

भो भो प्रमादमवधूय गुणापहारी, भक्त्या सृजंतु विनयं गुणवत्सु सम्यक् ॥ येन त्रिलोकजनवांछितपुण्यपुण्या, तीर्थंकरस्य पदवी न दवीयसी स्यात् ॥ १० ॥

॥ मंत्र- ॐ ह्रीँ श्रीँ परम० श्रीमते विनयाय यजा० ॥

## ॥ एकादश श्रीचारित्रपदपूजा ॥

॥ दोहा ॥

रत्नत्रयी निरमल धरे, करे करम चकचूर ॥
ज्ञान ध्यान तप होतए, मुनिवर जंगग सूर ॥१॥
करम भरम दूरे हरि, तरी संसार अगाध ॥
निज गुण परयवमें रमे, ते नमो मुनि सुसमाध ॥२॥

॥ ढाळ अगियारमी ॥ पंथडो निहाळुं रे बीजा जिनतणो रे-ए देशी ॥

भवि तुमे सेवो रे चारित्रपद भलुं रे, शुचि करी तन मन काय ॥ देश सरव भेदे जिनवर कहे रे, चारित्र होय अमाय ॥भवि०॥१॥ देश चरण ग्रहीने व्रत बारनुं रे,

મુનિને મહાવ્રત પંચ ॥ દેશવિરતિ વૈમાનિક પદ લહે રે, મુનિ લહે શિવ સુખ સંચ ॥ભવિ૦॥૨॥ મુહૂર્ત્ત માત્ર ચારિત્ર સેવ્યાં થકી રે, વૈમાનિક સુર થાય ॥ ભાવ વિશુદ્ધે સાધે સિદ્ધિને રે, જીમ શ્રી મરૂદેવા માય ॥ ભવિ૦॥૩॥ ત્રિકરણ શુદ્ધ ચરણ ફરશન કરે રે, બાર કષાય નિવારી ॥ બાર માસે અનુત્તર સુખ અતિક્રમિ રે, શુકલ શુકલ નિરધાર ॥ભવિ૦॥૪॥ ત્રિવિધ અવંચક જોગે જોડતા રે, ષટ્ આ-વશ્યક સાધ ॥ સાધ્યપદે રમતા સમતા ધરે રે, ટાળે વિભાવ ઉપાધ ॥ભવિ૦॥૫॥ શબ્દ રૂપ રસ ફરશ વિષય સુખે રે, જસ મન નહીં લપટાય ॥ તારણ તરણ જહાજ તે મુનિવરા રે, બીજાં નામ કહાય ॥ભવિ૦॥૬॥ શ્રીદેવી ઉપસરગે થિર રહ્યા રે, અરૂણદેવ ષટ્ માસ ॥ થિર ચારિત્રિ સંજમ સાધીને રે, જિનપદ બાંધ્યું ઉલ્લાસ ॥ભવિ૦॥૭॥ બારમે સરગે સુર સુખ અનુભવિ રે, થાશ્યે વિદેહે જિણંદ ॥ તસ પદ પદ્મની સેવન કરી ભલી રે, લહે ચિદ્રૂપ અમંદ ॥ ॥ભવિ૦॥૮॥

॥ કાવ્યં ॥

કઠિનકર્મઘનાઘનભેદકં, શમદમાદિગુણાવલિમંડનં ॥
જિનગુણાધિપસાધુસુસેવિતં,ચરણપંચવિધં યજયામ્યહં॥૧॥

મંત્રઃ- ૐ હ્રીઁ શ્રી પરમ૦ શ્રી૦ વીર૦ શ્રીમતે ॥ ચારિત્રાય યજા૦ ॥

## ॥ द्वादश श्रीब्रह्मचर्यपदपूजा ॥

॥ દોહા ॥

તપસૂરા જગમાં ઘણા, દાનસૂરા નહીં પાર ॥
વિદ્યાસૂર વિચારતાં, શીલસૂર જગ સાર ॥૧॥
શીલે સદ્ગતિ પામીએ, શીલે સુધરે કાજ ॥
શીલે નર સુર સંપદા, શીલે શિવપુર રાજ ॥૨॥

॥ ઢાળ બારમી ॥ શીતલજિન સહજાનંદી—એ દેશી ॥

આગમ વાસિત કરી બુદ્ધિ, લહિ ત્રિકરણ જોગની શુદ્ધિ ॥ ચલ ઇંદ્રિ જોગને રૂંધી, તજી પરણતિ કામની ઉંધી ॥ "નમો બંભયારિણં" પદ જપિએ, ભવ ભવનાં પાતિક ખપિએ ॥નમો૦॥૧॥ એ ટેક ॥ દશ કામની અવસ્થા છંડી, પંચ ઇંદ્રિ તુરંગને દંડી ॥ અધ્યાતમ જ્ઞાનમાં મંડી, કામવાસના નાંખે ખંડી ॥ નમો૦॥૨॥ વૈક્રિય ને ઉદારિક કામ, દોય ભેદ એ વિષયનાં ઠામ ॥ કૃત્ય કારિત અનુમતિ નામ, ત્રિક જોગે તજો ગુણ ધામ ॥નમો૦॥૩॥ દ્રવ્ય ભાવથી દુવિહા શીલ, જે પાળે ધરી બહુ લીલ ॥ દ્રવ્યથી ચૌ દાર નિવારે, ભાવે રાગ દ્વેષથી ટાળે ॥નમો૦॥૪॥ સદાચાર શીલ એક જાણો, બીજો શીલાંગ વખાણો ॥ નવ બ્રહ્મ ગુપ્તિ ધરે શાણો, તે થાએ ત્રિભુવન રાણો ॥નમો૦॥૫॥ ચારિત્રનો

પ્રાણાધાર, અધ્યાતમ ભાવનો સાર ।। જગજંતુનો નિસ્તાર, સઘળાં વ્રતનો શણગાર ।। નમો૦ ।।૬।। દશ ચિત્ત સમાધિને ધારે, વળી વિષય ત્રેવીસ નિવારે ।। શીલ ધારી તે જન્મ સુધારે, આવે ભવવારિધિ આરે ।।નમો૦।।૭।। દાન આપે કનકની કોડી, દિવસે દિવસે કર જોડી ।। પણ નાવે શીલની હોડી, એમ કહે જિન ગણધર જોડી ।।નમો૦।।૮।। ચંદ્રવર્મા નૃપ મુનિરાયો, શીલવ્રતથી જિનપદ પાયો ।। પ્રભુ વદન પદ્મ કહેવાયો, રૂપવિજયે ભગતે ગાયો ।।નમો૦।।૯।।

।। કાવ્યં ।।

ઇત્થં લસચ્છિલમહાનુભાવં, યે દ્વાદશસ્થાનકમાશ્રયંતિ ।। તે ચંદ્રવર્મેવ જિનેંદ્રલક્ષ્મી,–માસાદ્ય નિત્યોદયમાશ્રયંતિ ।। ૧૨ ।।

મંત્રઃ ।। ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રી૦ વીર૦ ।। શ્રીમતે બ્રહ્મપ્રત્તાય યજા૦ ।।

## ।। त्रयोदश श्रीक्रियापदपूजा ।।

।। દોહા ।।

અનુભવ જ્ઞાન વિના ક્રિયા, કેવળ કાય કલેશ ।।
દાવાનલ જળ ઘટ ભરે, કેમ ઓલાય અશેષ ।।૧।।
દ્રવ્ય ક્રિયા નિરમળ કરે, ભાવ ક્રિયા ચિદ્ બોધ ।।
ઉભયજોગ નિત સાધતા, કરે મુનિ કર્મનો રોધ ।।૨।।

॥ ઢાળ તેરમી ॥ ધર્મ જિનેશ્વર ગાઉં રંગશું—એ દેશી ॥

સકલ પ્રમાદ દશા દૂરે તજી, કરી ખીણ ખીણ શુભ-ધ્યાન ॥ મુનિસર ॥ સમતા જોગે મમતા છંડીએ, ધરીએ તત્ત્વનું તાન ॥ મુનિસર ॥૧॥ "નમો કિરીયાણં" જપો પદ તેરમું, જેહથી શિવસુખ થાય ॥ મુ૦ ॥ ધર્મ શુકલ દોય ધ્યાનને સેવિએ, થિર કરી મન વચ કાય ॥ મુ૦ ॥ નમો૦ ॥ ૨ ॥ જિન સાધુ ગુણ કીર્ત્તન નિત કરે, દાન વિનય સનમાન ॥ મુ૦ ॥ સંજમ શ્રુત શીલાદિક સાધતો, નિત ધ્યાયે ધર્મનું ધ્યાન ॥ મુ૦ ॥ નમો૦ ॥ ૩ ॥ શુકલ-ધ્યાન આલંબન ભૂમિકા, ખંતી પમુહા રે ચાર ॥ મુ૦ ॥ શરદ પુનમ શશિ સમ નિજ આતમા, ધ્યાયે પિંડસ્થ વિ-ચાર ॥ મુ૦ ॥ નમો૦ ॥ ૪ ॥ પાંત્રીસ સોલ છ પણ ચઉ દુગ ઈગ, પદથી પરમેષ્ઠિ જાપ ॥ મુ૦ ॥ લોકાલોક પ્રમા-ણોંકારનો, કરીએ પદસ્થ પદ જાપ ॥ મુ૦ ॥ નમો૦ ॥૫॥ પ્રાતિહારજ શોભિત જિન કેવળી, સમવસરણના રે ભાણ ॥ મુ૦ ॥ હૃદયકમળ મધ્ય થાપી ધ્યાઇએ, એહી જ રૂપસ્થ ઝાંણ ॥ મુ૦ ॥ નમો૦ ॥ ૬ ॥ પરમાનંદ પરમ પરમાતમા, સિદ્ધ બુદ્ધ નિકલંક ॥ મુ૦ ॥ રૂપાતિત ધ્યાન મન ધ્યા-ઈએ, જીમ ટળે ભવનો રે વંક ॥ મુ૦ ॥ નમો૦ ॥ ૭ ॥ પચવિશ આશ્રવ ક્રિયા પરીહરિ, છંડો કાઠીઆ તેર ॥મુ૦॥

જ્ઞાન ક્રિયાએ અડદિઠી લહી, કીજે કરમને જેર ॥ મુ૦ ॥ નમો૦ ॥ ૮ ॥ તેરે કિરિયા થાનક પરિહરી, વચન અસંગ અનુઠાણુ ॥ મુ૦ ॥ દુષ્ટ ધ્યાન ત્રેસઠ દૂરે તજી, સાધો પદ નિરવાણુ ॥ મુ૦ ॥ નમો૦ ॥ ૯ ॥ હરિવાહન મુનિએ પદ સેવતો, ધ્યાન રસે થિર ચિત્ત ॥ મુ૦ ॥ હરિ ઇંદ્રાણી હેજે પરખીયો, ષટ્ મહિના લગે નિત્ય ॥ મુ૦ ॥ નમો૦ ॥ ૧૦ ॥ તીર્થંકરપદ બાંધી નિરમળું, હોશ્યે વિદેહે જિણંદ ॥ મુ૦ ॥ તસ મુખ પદ્મની સાંભળી દેશના, રૂપવિજય સુખ વૃંદ ॥ મુનિસર ॥ નમો૦ ॥ ૧૧ ॥

॥ કાવ્યં ॥

કુરુત ધ્યાનમનિંદિતમુત્તમા, ભવતિ યેન મહોદય સંપદા ॥ શુચિતરં નિજધ્યેયપદં સદા, નયતિ ચેતસિ કશ્મલક્ષાલનાત્ ॥ ૧૩ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રીમત્યૈ ક્રિયાયૈ યજા૦ ॥

## ॥ चतुर्दश श्रीतपपदपूजा ॥

॥ દોહા ॥

કર્મ તપે તપ જોગથી, તપથી જાય વિકાર ॥
ભાવ મંગળ તપ જિન કહે, શિવસુખનો દાતાર ॥૧॥
બાહ્ય અભ્યંતર તપ તપે, જપે સદા જિન જાપ ॥
લબ્ધિવંત મહિમા નિલો, ટાળે સંચિત પાપ ॥ ૨ ॥

॥ ઢાળ ચૌદમી ॥ ના કરીએજી નેડા ના કરીએ, નિગુણાશું રે નેડા ના કરીએ—એ દેશી ॥

તપ કરીએજી નિત તપ કરીએ, સમતાસું રે ઘટમાં તપ કરીએ ॥ ભવસાયર જિમ ઝટ તરીએજી, સમતાસું રે ઘટમાં તપ કરીએ ॥ ૧ ॥ એ ટેક ॥ તપથી વિઘન પરંપરા જાએ, સુરનર આણા શિર ધરીએજી ॥ સ૦ ॥ કામ શમન ને ઇંદ્રિ દમનતા, નિત મંગલમાળા વરીએજી ॥સ૦॥ રિદ્ધિ સિદ્ધિ નવનિધિ ઘર આવે, સાતે સુખ નિત અનુસરીએજી ॥ સ૦ ॥ ૨ ॥ સુર સુખ શિવ સુખ સુલહું તેહને, મંગલમાળા નિત વરીએજી ॥ સ૦ ॥ સંચિત પાપ કરમ ક્ષય જાયે, નિરમળ ચેતનને કરીએજી ॥ સ૦ ॥ ૩ ॥ રત્ન કનક મુકતાવળિ રૂડો, સિંહનિક્રીડિત મન ધરીએજી ॥સ૦॥ વર્ધમાન તપ પુરવ ભવ કરી, પાંડવ જયકમળા વરીએજી ॥ સ૦ ॥ ૪ ॥ નંદન મુનિ એક લાખ વરસ લગે, માસખમણ પારણું કરીએ ॥ સ૦ ॥ નારકી કોડિ વરસે અઘ ટાળે, તેટલું અઠ્ઠમ તપ કરીએજી ॥ સ૦ ॥૫॥ દુષ્ટ કરમતરૂ ભંજન ગજ સમ, દુવિહા તપ વિધિ આચરીએજી ॥ સ૦ ॥ ઈહ લોક આશંસા છાંડી, હેલે ભવસાયર તરીએજી ॥ સ૦ ॥ ૬ ॥ વિષ્ણુ કુમારાદિ મહા તપસી, ખંધક સમતા અનુસરીએજી ॥ સ૦ ॥ ચઉદ સહસ અણગારમાં ધોરી, ધન ધન્નો મુનિ ઉચરીએજી ॥ સ૦ ॥૭॥

સનત્કુમાર બાહુબળી ગૌતમ, વિશલ્યા તપ દુઃખ હરિએ જી ॥સ૦॥ સાઠ હજાર વરસ આંબિલ તપ, સુંદરી શિવસુખડાં વરિએ જી ॥સ૦॥૮॥ તપપદ સેવી કનકકેતુ મુનિ, તીર્થંકર પદ અનુસરીએ જી ॥સ૦॥ તસ પદ પદ્મની સેવના કરીને, રૂપવિજય શિવસુખ વરિએ જી ॥સ૦॥૯॥

॥ કાવ્યં ॥

ઇતિ ચતુર્દશમાર્હતભક્તિતઃ પદમનંતસુખોદયદાયકં ॥ કનકકેતુનરેંદ્ર ઇવાનિશં, સૃજતિ યઃ સભવેત્ત્રિજગત્પતિઃ ॥ ૧૪ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ વીર૦ ॥ શ્રીમતે તપસે યજા૦

## ॥ पंचदश श्रीदानपदपूजा ॥

॥ દોહા ॥

દાને દુરગતિ દુઃખટળે, દાને દારિદ્ર જાય ॥
દાને જશ કીરતી ઘણી, દાને પાપ પલાય ॥૧॥
દાન સુપાત્રે જે દિએં, તે લહે નિરમળ નાણુ ॥
શ્રી શ્રેયાંસતણી પેરે, જગમાં હોય વખાણુ ॥૨॥

॥ ઢાળ પંદરમી ॥ જંબુદ્વીપના ભરતમાં રે, નયરી પદમપુરી ખાસ.—એ દેશી ॥

શુદ્ધ મને શુભ રીતશું રે, કરી આદર સતકાર ॥
આહારાદિક ચઉ આપીએ રે, ભાવ અખંડે ઉદાર રે ॥

પ્રાણી દિજે સુપાત્રે દાન ॥ જીમ લહો મુક્તિ નિધાન રે ॥ પ્રાણી, દિજે સુપાત્રે દાન ॥૧॥ એ આંકણી ॥ નામ થાપન દ્રવ્ય ભાવથી રે, પાત્ર અનેક પ્રકાર ॥ ભાવ પાત્ર પડિલાભતાં રે, પામે ભવજળ પાર રે ॥ પ્રાણી દિજે૦॥૨॥ યથાખ્યાત ચારિત્રિઆ રે, ક્ષીણમોહિ ગુણ ધામ ॥ રત્નપાત્ર સમ જિનવરા રે, પડિલાભે શિવઠામ રે ॥ પ્રાણી દિજે૦ ॥ ॥૩॥ સમ્યગ્ જ્ઞાન ક્રિયા ભર્યા રે, તપ જપ સમતાવંત ॥ સ્વર્ણપાત્ર સમ મુનિવરા રે, દાને મહોદય દિંત રે ॥પ્રાણી ॥દિજે૦॥૪॥ સમકિતિ અણુવ્રતિ ગુણવ્રતિ રે, ધરે શિક્ષાવ્રત ચાર ॥ રજતપાત્ર સમ તે કહ્યા રે, તસ ભગતે ભવપાર રે ॥ પ્રાણી ॥ દિજે૦ ॥૫॥ ચોથે ગુણઠાણે રહ્યા રે, તામ્રપાત્ર સમ તેહ ॥ માટી લોહ ભાજન સમા રે, મિથ્યામતિ અઘ ગેહ રે ॥ પ્રાણી ॥ દિજે૦ ॥ ૬ ॥ માર્ગાનુસારિ મિથ્યામતિ રે, સહસ્સથી અણુવ્રતી એક ॥ તહ સહસ્સથી મહાવ્રતી રે, સાધુ સહસ્સ જીવ એક રે ॥ પ્રાણી ॥ દિજે૦॥ ॥૭॥ જ્ઞાન જ્ઞાનાદિક જિનવરે રે, સૂત્રે કહ્યા બહુ ભેદ ॥ અન્ન દાનાદિક તેહમાં રે, મુખ્ય દાન ગતખેદ રે ॥ પ્રાણી દિજે૦॥૮॥ નરવાહન નરપતિ મુનિ રે, કરી અતિથિસંવિભાગ ॥ તીર્થંકર પદ બાંધિયું રે, જેહથી ભવજળ તાગ રે ॥ પ્રાણી ॥ દિજે૦॥૯॥ તસ પદ પદ્મની સેવના રે, કરશે

જે ધરી પ્યાર ।। રૂપવિજયપદસંપદા રે, લહેશે તે નિરધાર રે ।। પ્રાણી દિજે સુપાત્રે દાન ।। ૧૦ ।।

।। કાવ્યં ।।

જિનવરાન્ જગતિ તિલકોપમાન્, ગણધરાન્ ગણુપાધિતપોધનાન્ ।। અશનપાનકખાદિમસ્વાદિમૈ,-ર્જિનપદં લભતે પ્રતિલંભયન્ ।।૧૫।।

।। મંત્રઃ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ શ્રી૦ વીર૦ ।। શ્રીમતે દાનાય યજા૦ ।।

## ।। षोडश श्रीवैयावृत्यपदपूजा ।।

।। દોહા ।।

અનંત જ્ઞાન દરશણ ધરૂ, સુખ બલ જાસ અનંત ।।
લોકાલોક પ્રકાશકર, વંદુ શ્રી અરિહંત ।।૧।।
ચઉતિશ અતિસય સોહતાં, ગુણ સાયર ગંભીર ।।
વૈયાવચ્ચ તેહનું કરી, લહીએ ભવજળ તીર ।।૨।।

।। ઢાળ સોળમી ।। વંદુ વીર જિનેશ્વર રાયા–એ દેશી ।।

સેવો રે ભવિયા જિન સુખદાઇ, શુચિ તમ મન સ્થિર લાઈ રે ।। રાગ દ્વેષ પરણુતિ તજી ભાઈ, સંવર જાગ જગાઈ રે ।।સેવો૦।।૧।। સોલ કષાયને દૂર નિવારી, નિરહંકૃત તજ માઈ રે ।। જગ ભાસન શાસન જગ જેહનો, ત્રણ્ય ભુવન ઠકુરાઈ રે ।।સેવો૦।।૨।। અરિહંત આચારજ ઉવઝાયા, સાધુ બાલ સમુદાયા રે ।। વૃદ્ધ ગીલાન તપસ્વી મુનિવર,

ચૈત્યને સંઘ સુહાયા રે ॥સેવો૦॥૩॥ સાધુ શ્રાવક એ દશ પદની, અતિશય હરખ ભરાયા રે ॥ વિવિધ પ્રકારે વૈયાવચ્ચ કરતા, લહે જશ વાદ સવાયા રે ॥સેવો૦॥૪॥ ચઉહા કેવળી ચઉહા જિનની, ભકતે ચિત્ત ભરાયા રે ॥ ભક્ત પાન ઔષધ વસ્ત્રાસન, વૈયાવચ્ચ સુખદાયા રે ॥સેવો૦॥૫॥ પ્રતિપાતી જગમાંહી પદારથ, કહે જિનરાજ સદાઈ રે ॥ અપ્રતિપાતી વૈયાવચ્ચ જાણો, ઉંચ ગોત્ર ફલદાઈ રે ॥સેવો૦॥૬॥ બાહુબલ નૃપ વૈયાવચ્ચથી, લહ્યો જગ જીત સવાઈ રે ॥ કઠિન કરમદલ શિથિલ એહથી, કરી લહે ફળ શિવદાઈ રે ॥સેવો૦॥૭॥ જીમૂતકેતુ જિનપદ પાયો, ત્રણ ભુવન સુખદાઈ રે ॥ સુરનર કિન્નર ભુચર ખેચર, ગાએ સુજસ કમાઈ રે ॥સેવો૦॥૮॥ તસ પદ પદ્મની સેવના કરતાં, પાતિક દૂર ગમાઈ રે ॥ રૂપવિજય કહે જિનપદ સેવા, પરમાનંદ પદ દાઈ રે ॥સેવો૦॥૯॥

॥ કાવ્યં ॥

જિનગણાધિપસૈક્ષતપસ્વિનાં, સ્થવિરબાલરૂજાકુલ-સાધૂનાં ॥ કુલગણાદિષુ ભક્તિવિતન્વતા, જિનપદં લભતે શુચિભાવતા ॥૧૬॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમા૦ શ્રી૦ વીર૦ શ્રીમતે વૈયાવૃત્ત્યાય યજા૦ ॥

## ॥ सप्तदश श्रीसंयमपदपूजा ॥

॥ દોહા ॥

તત્ત્વજ્ઞાનમેં નિત રમે, દમે તે ઈંદ્રિ પંચ ॥
વમે કષાય કુબોધને, ધમે કરમનો સંચ ॥૧॥
સમયઉક્ત સાધન કરે, હરે ઉપાધિ વિરોધ ॥
તરે સંસાર સમુદ્રને, વરે નિજ શુદ્ધ સમાધ ॥૨॥

॥ ઢાળ સત્તરમી ॥ જેમ મધુકર મન માલતી રે–એ દેશી ॥

સંજમ શુદ્ધ આરાધીએ રે, કરી તન મન નિરમાય રે ॥ મુનિસર ॥ ચિત્ત સમાધિ સંજમ ધરો રે, એહી જ મુક્તિ ઉપાય રે ॥મુ૦॥સં૦॥૧॥ દ્રવ્યથકી દુઃખીયાં ભણી રે, મનવંછિત દેઈ દાન રે ॥મુ૦॥ જે સંતોષ ઉપાઈયે રે, દ્રવ્ય સમાધિ તે જાણ રે ॥મુ૦॥સં૦॥ સારણુ વારણુ ચોયણા રે, પડિચોયણ પ્રકાર રે ॥ મુ૦॥ કરીને થાપે થિર સંજમે રે, ભાવ સમાધિ તે ધાર રે ॥મુ૦॥સં૦॥૩॥ અજ્ઞાની પણ તપ તપે રે, ધન સુખ રાજને કાજ રે ॥મુ૦॥ ચિત્ત સમાધિ મુનિ ધરે રે, તે તો શિવસુખ સાજ રે ॥ મુ૦ ॥ સં૦ ॥૪॥ ત્રિવિધ અવંચક જોગથી રે, કરતા જ્ઞાન અભ્યાસ રે ॥મુ૦॥ ચઉ અનુયોગ ચિંતન કરે રે, સગ નયથી સુવિલાસ રે ॥મુ૦॥સં૦॥૫॥ ષટ્ દ્રવ્ય સગ ભંગે કરી રે, કરતાં ચિત્ત વિચાર રે ॥ મુ૦ રમતા સમતા સંવરે રે, કરે

આતમ નિસ્તાર રે ॥ મુ૦ ॥ સં૦ ॥ ૬ ॥ સંઘ ચતુર્વિધની કરે રે, ભગતે સાન્નિધ્ય જેહ રે ॥મુ૦॥ દ્રવ્ય અશન વસને ઘણી રે, જિન પદવી લહે તેહ રે મુ૦॥સં૦॥૭॥ રાજા પુરંદર મુનિપણે રે, કરી બહુ સંઘ સમાધ રે ॥મુ૦॥ તીર્થંકર પદ પામશે રે, થાશે જગત આધાર રે ॥ મુ૦ ॥ ॥ સં૦ ॥ ૮ ॥ તસ પદ પદ્મની સેવના રે, કરશે સુર નર કોડ રે ॥ મુ૦ ॥ રૂપવિજય ભકતે કરી રે, નમશે નિત્ય કરજોડ રે ॥મુ૦॥સં૦॥૯॥

॥ કાવ્યં ॥

શ્રી સંઘવાત્સલ્યમુદારચિત્તતા, કૃતજ્ઞતા સર્વજનેષ્વનુગ્રહઃ ॥
પ્રપન્નધર્મે દ્દઢતાર્ચ્યપૂજનં, તીર્થંકરૈશ્વર્યનિબંધનાનિ ॥૧૭॥

॥ મંત્ર ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ શ્રીમતે સંજમાય યજા૦ ॥

## ॥अष्टादश श्रीअभिनवज्ञानपदपूजा ॥

॥ દોહા ॥

સમકિતદૃષ્ટિ સંજમી, અપ્રમત્ત શુભ ચિત્ત ॥
સૂત્ર અરથ નિત નવ નવ, ભણતાં હોય પવિત્ત ॥૧॥
તત્ત્વજ્ઞાન ચિંતન ભણી, લય લાગી જસ ચિત્ત ॥
તે મુનિવર ભવ કોડનાં, કરમ ખપાવે નિત ॥૨॥

॥ ઢાળ અઢારમી ॥ કુંવર ગંભારો નજરે દેખતાં જી—એ દેશી ॥

મુનિવર ભણજો નિત શ્રુત નવ નવું રે, અંગથી

આળસ છંડી દૂર રે ॥ શ્રુત ઉપયોગે કરમ કઠિણ તળે રે, વાધે નિત અનુભવ અમૃત પૂર રે ॥ મુ૦ ॥ ૧ ॥ એ ટેક ॥ અપૂરવ જ્ઞાન ભણે બહુ નિર્જરા રે, સમકિત નિરમળ તેહથી થાય રે ॥ તત્ત્વ પ્રકાશે જડતા સવિ ટળે રે, આતમ શક્તિ અનંત સુહાય રે ॥ મુ૦ ॥ ૨ ॥ અજ્ઞાની બહુ કોડો વરસે કરી રે, કરમ ખપાવે જેટલું આપ રે ॥ જ્ઞાની ત્રિગુપ્તે ગુપ્તો તેટલું રે, ક્ષણમાં ખપાવે સંચિત પાપ રે ॥ મુ૦ ॥ ૩ ॥ છઠ્ઠ અઠ્ઠમ ચઉ પણ ઉપવાસથી રે, કરમ અનાણી ટાળે જેહ રે ॥ તેહથી અનંતગુણ શુદ્ધિ જ્ઞાનીને રે, ભોજન કરતા નિત હોય એહ રે ॥ ॥ મુ૦ ॥ ૪ ॥ જ્ઞાન અકારણ બંધુ જીવને રે, કરમ કઠિનતમ ટાલણ ભાણ રે ॥ સંસારસાગર તારણ તરી સમો રે, નાણથી લહિયે પદ નિરવાણ રે ॥ મુ૦ ॥ ૫ ॥ સકલ પદારથ જાણે નાણથી રે, જ્ઞાનથી હેય જ્ઞેય પ્રકાર રે ॥ જ્ઞાનથી જાણે સ્વપર સ્વભાવને રે, જ્ઞાનથી મન થિર રહે નિરધાર રે ॥ મુ૦ ॥ ૬ ॥ ચઉદ આશાતના ટાળી જે ભણે રે, બુદ્ધિના અડગુણ પામે તેહ રે ॥ આઠ ગુણે કરી શ્રુત અભ્યાસતો રે, થાએ સુઅ રયણનો મુનિવર ગેહ રે ॥ ॥ મુ૦ ॥ ૭ ॥ જ્ઞાન રહિત કિરિઆ ખજુઆ સમી રે, કિરિયા વિણ નાણ તે જલહલ ભાણ રે ॥ દેશ આરાધક

કિરિયાનિધિ કહ્યો રે, સરવ આરાધક નાણ પહાણ રે ॥ ॥ મુ૦ ॥ ૮ ॥ જિનપદ બાંધ્યું જ્ઞાન અભ્યાસથી રે, સાગરચંદ મુણીંદે સાર રે ॥ તસ મુખ પદ્મ વચનરસ પાનથી રે, રૂપવિજય લહેશે ભવપાર રે ॥મુનિવર૦॥૯॥

॥ કાવ્યં ॥

પઠતિ યઃ શ્રુતજ્ઞાન મના ઉત, વિનયતઃ શુચિબુદ્ધિગુણાંચિતઃ ॥ સ લભતે જિનરાજપદં મુદા, નિખિલભાવવિભાસનભાસ્કરં ॥ ૧૮ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં શ્રીમતેઽભિનવજ્ઞાનાય યજા૦ ॥

## ॥ एकोनविंशति श्रीश्रुतपदपूजा ॥

॥ દોહા ॥

શ્રુતથી શુભમતિ સંપજે, શ્રુતથી જાય વિકાર ॥
શ્રુતવાસિત જાણે ભલા, તત્ત્વાતત્ત્વ વિચાર ॥૧॥
શ્રુતજ્ઞાની સંસારનો, તરી પામે ભવપાર ॥
શ્રુત વિણ ભૂલા પ્રાણિયા, ઈત ઉત ફિરે સંસાર ॥૨॥

॥ ઢાળ ઓગણીસમી ॥ તું તો જિન ભજન કર હો—એ દેશી ॥

તું તો શ્રુતપદ નિત અનુસરે રે ॥ રંગીલે જીઉરા ॥ પંચ જ્ઞાનમાં સ્વપર પ્રકાશી, છે એક શ્રુત તત્પર હો ॥ રંગીલે જીઉરા ॥ અંગ અનંગ દુવિહ સુઅજાણો, દુવિહ ધરમ હિત કર હો ॥ રંગીલે જીઉરા ॥૧॥ તું તો શ્રુતપર

નિત અનુસર રે ॥ રંગલે જીઉરા ॥ એ ટેક ॥ કઠિણુ કરમ તમ હરણુ તરણિસમ, ભક્તિ કરો તત્પર હો ॥રં૦॥ મન વચ કાયે શ્રી શ્રુતધરની, સેવના કર હિતકર હો ॥ ॥ રં૦ ॥ તું૦ ॥૨॥ અર્થથકી અરિહંતે પ્રકાશ્યું, સૂત્રે રચ્યું ગણધર હો ॥ રં૦ ॥ પ્રત્યેકબુદ્ધને શ્રુતકેવલીએ, સૂત્ર રચ્યાં શુચિતર હો ॥ રં૦ ॥ તું૦ ॥૩॥ દસ પૂરવધર ગણી કૃત સૂત્ર, સેવના કરી અઘ ઝર હો ॥ રં૦ ॥ નૃપ સમ સૂત્ર અર્થ મંત્રી સમ, દોય દીએ સુખભર હો ॥ ॥ રં૦ ॥ તું૦ ॥ ૪ ॥ શ્રુત આશાતના દૂરે છંડી, દુવિહ ભક્તિ નિત કર હો ॥ રં૦ ॥ શ્રુત પાઠક એક એક વરણુથી, સહસ્સ સહસ્સ સમ ધર હો ॥ રં૦ ॥ તું૦ ॥ ૫ ॥ સુર ભુવને સુખ વિલસી સુંદર, અનુક્રમે શિવ વધૂ વર હો ॥ ॥ રં૦ ॥ અગિયાર અંગ સુરંગ ભણીને, રત્નચૂડ મુણીસર હો ॥ રં૦ ॥ તું૦ ॥ ૬ ॥ ત્રણ કોડી અડસઠ લખ ઉપર, સહસ છેંતાલીશ ધર હો ॥ રં૦ ॥ અંગ અગ્યારના એ પદ શાખી, થાશે શ્રી જિનવર હો ॥ રં૦॥તું૦॥ ॥૭॥ તસ પદ પદ્મવિજય સુખદાઈ, સેવશે સવિ સુરનર હો ॥રં૦॥ રૂપવિજય પ્રભુ ધ્યાન પસાએ, લહેશે પરમ સુખભર હો ॥ રંગીલે જીઉરા ॥તું૦॥૮॥

॥ કાવ્યં ॥

શ્રુતપદં હિ સદા શુચિભાવતઃ, પઠતિ પાઠયતે રુચિરારવૈઃ ॥ સ લભતે જિનરાજપદં વરં, નિખિલઘાતિકુકર્મવિરામતઃ ॥ ૧૯ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ શ્રીમતે શ્રુતાય યજા૦ ॥

## ॥ विंशति श्रीतीर्थपदपूजा ॥

॥ દોહા ॥

ભવજલ તરીએ જેહથી, તીરથ કહીએ તેહ ॥
દ્રવ્યભાવથી સેવતાં, ટાળે પાપની રેહ ॥૧॥
તીરથ સેવી બહુ જના, પામ્યા ભવનો પાર ॥
જંગમ થાવર તીરથના, ભાખ્યા દોય પ્રકાર ॥૨॥

॥ ઢાળ વીશમી ॥ નલિનાવતી વિજએ જયકારી—એ દેશી ॥

સંમકિત દરિશણ નિરમળકારી, કરો તીરથ ભક્તિ મનોહારી રે ॥ તીરથ જયકારી ॥ ત્રણ કારણ જિનવર પૂજી જે, માનવભવ લાહો લીજે રે ॥ તી૦ ॥૧॥ મલતરષાને દાહ નિવારે, તે તીરથ ભવજળ તારે રે ॥ તી૦ ॥ નામ ઠવણ દ્રવ્ય ભાવ પ્રકારે ॥ તીરથ ચઉહા મન ધારે રે ॥ તી૦ ॥ ૨ ॥ દ્રવ્ય તીરથના દોય પ્રકાર, જંગમ થાવર સુખકાર રે ॥ તી૦ ॥ ગણધર કેવળી ને અણગાર, ચઉદ પુરવિ થિવિર ઉદાર રે ॥ તી૦ ॥ ૩ ॥ મનપજ્જવ ને

અવધિ નાણી, પ્રભાવક અડ ગુણખાણી રે ॥ તી૦॥ સંઘ ચતુર્વિધ તીરથ કહીયે, જંગમ ભેદ એ લહીએ રે ॥તી૦॥ ॥ ૪ ॥ વિમલાચળ ગિરનાર વખાણો, તારંગગિરિ અરબુદ જાણો રે ॥ તી૦ ॥ શંખેશ્વર ગોડી પ્રભુ પાસ, સમેત શિખર ઉલ્લાસ રે ॥ તી૦ ॥ ૫ ॥ અંતરિક્ષ મગશી ને નિમરી, નમો થાવર તીરથ સમરી રે ॥ તી૦ ॥ અસંખ્ય તીરથ શાશ્વતા જેહ, પ્રણમો ભવી ભાવે તેહ રે ॥ તી૦ ॥ ॥ ૬ ॥ તીરથજાત્રા રથજાત્રા જેહ, કરી લહિએ ચિદાનંદ ગેહ રે ॥ તી૦ ॥ વિહરમાન જિન વિશ બિરાજે, દોય કોડી કેવળી જશ રાજે રે ॥ તી૦ ॥ ૭ ॥ ભાવ તીરથ એ જગ સુખદાઈ, તુમે સેવો ભક્તિ મન લાઈ રે ॥તી૦॥ મણિ મુકતાફલે તીર્થ વધાવી, નિરખી હરખી સુખ પાવો રે ॥ તી૦ ॥ ૮ ॥ મેરૂપ્રભએ તીર્થ પ્રકાશી, થાશે જિનવર ગુણરાશિ રે ॥ તી૦ ॥ જિન ઉત્તમ પદ પદ્મ વધાવે, તે રૂપવિજય પદ પાવે રે ॥ તીરથ૦ ॥ ૯ ॥

॥ કાવ્યં ॥

કુર્વંતિ યે તીર્થપદે હિ નિત્યં, પ્રપૂજનં સદ્ગુરુવંદનં ચ ॥ સંઘાર્ચનં સદ્ગુણવર્ણનં ચ, તીર્થેશ્વરત્વમિહ તે લભંતે ॥૨૦॥

॥ મંત્ર ॥ ॐ હ્રીં શ્રીં પરમ૦ ॥ શ્રીમતે તીર્થાય યજા૦ ॥

॥ ઢાળ એકવીશમી ॥

॥ ઘણું જીવ તું જિનરાજ જીવો ઘણું—એ દેશી ॥

સકલ મંગલતણી વેલી વિસ્તારણિી, વીશસ્થાનક-તણી સરસ પૂજા ॥ ભકિત શકિત કરી પૂર્ણ આદર ધરી, જે કરે તેહનાં પાપ ધ્રૂજ્યાં ॥ સ૦ ॥ ૧ ॥ પ્રથમ ને ચરમ જિનરાજે પૂરાં કર્યાં, અવર જિને દોય ત્રણ ઠાણ કીધાં ॥ તીર્થપતિપદ લહી સકલ પાતિક દહી, શાશ્વતાનંદ પદે તેહ સિદ્ધા ॥ સ૦ ॥ ૨ ॥ સાધુ ને સાધવી શ્રાવક શ્રાવિકા, ભવિકા જેહ એ તપ આરાધે ॥ ઉજવી ઉદ્યમે રીઝવી આતમા, સકલ સુખ સિદ્ધિનાં તેહ સાધે ॥ સ૦ ॥ ૩ ॥ શ્રીવિજયસિંહ સૂરીશ તપ ગણપતિ, શિષ્ય તસ સત્ય-વિજયાભિહાણો ॥ કપૂર ખીમાદિ જિન ઉત્તમ શબ્દથી, વિજયપદે શિષ્ય સંતાન જાણો ॥ સ૦ ॥ ૪ ॥ તત્ત્વ ગજ દિગ્ગજ ચંદ્ર (૧૮૮૩) વરસે ભલી, શુકલ એકાદશી ભાદ્રમાસે ॥ સકલ સુખસદ્મ ગુરૂ પદ્મવિજયાંતિષત, રૂપ-વિજયાભિધો વાણી ભાષે ॥ સ૦ ॥૫॥

॥ કળશ ॥

એમ સકલ મંગલ શ્રેણી દાતા, પાર્શ્વ શ્રી શંખેશ્વરો ॥
વર ભક્તિ દાવે શુદ્ધ ભાવે, સંથુણ્યો અલવેસરો ॥

સંવેગમાર્ગી તત્ત્વરાગી, પદ્મવિજય મુણીશરો ॥
તસ શિષ્ય ભાખે શાસ્ત્ર શાખે, રૂપવિજય સુહંકરો ॥૧॥

॥ ઇતિશ્રી રૂપવિજયજીકૃત વીશસ્થાનકની પૂજા સમાપ્ત ॥

# શ્રી પીસ્તાલીશ આગમની પૂજા

## ॥ एकादश अंगपूजा ॥

### ॥ प्रथम श्रीआचारांगसूत्रपूजा ॥

॥ દોહા ॥

ભવિક જીવ હિતકારિણી, સ્યાદ્વાદ જસ વાણી ॥ તે પરમાતમ પ્રણમિયે, વિમલ અનંત ગુણ ખાણી ॥ ૧ ॥ જિનમુખ પદ્મદ્રહ થકી, પ્રગટી ત્રિપદી ગંગ ॥ મુનિ મોહન ઝીલે સદા, અર્થ પીયે ગ્રહી ચંગ ॥ ૨ ॥ મિથ્યા તમ ભર ટાળવા, જિનવર અભિનવ સૂર ॥ તસ ગોભર શ્રુત પૂજીને, પામો સમકિત નૂર ॥ ૩ ॥ જિનવર જિન આગમતણી, પૂજા કરે ધરી ભાવ ॥ તે ભવીયણ ભવજળ તરી, પામે શુદ્ધ સ્વભાવ ॥ ૪ ॥ તીગ પણ અડ નવ ભેદથી, સત્તર એકવીશ ભેદ ॥ અષ્ટોત્તરી પૂજા કરી, ટાળો ભવિ ભવખેદ ॥ ૫ ॥ અષ્ટપ્રકારે પૂજીયે, જિન આગમ ધરી

ભાવ ।। અષ્ટમ ગતિને પામવા, જ્ઞાન છે અભિનવ દાવ ।। ૬ ।। વાસ વસુ અક્ષત કુસુમ, ધૂપ દીપક મનોહાર ।। નૈવેદ્ય ફળ પૂજા કરી, પામો ભવિ ભવપાર ।।૭।। તીર્થ-પતિ નમે તીર્થને, તીર્થ તે દ્વાદશ અંગ ।। તે સેવી જિન પદ લહે, શ્રી જયંત નૃપ ચંગ ।। ૮ ।।

।। ઢાળ પહેલી ।। નીલુડી રાયણ તરૂ તળે રે, સુણો સુંદરી—એ દેશી ।।

વર્દ્ધમાન ગુણ આગરૂ, અરિહંતાજી ।। વર્દ્ધમાન જિનભાણ ।। ભગવંતાજી ।। મહાસેન વનમાં સમોસર્યા ।। અ૦ ।। ચઉવિહ સુર મંડાણ ।। ભ૦ ।। ૧ ।। માધવ શુદિ એકાદશી ।। અ૦ ।। પ્રથમ યામે ગુણધામ ।। ભ૦ ।। ત્રિપ-દીયે અર્થ પ્રકાશિયો ।। અ૦ ।। ગણિ રચે સૂત્ર તે ઠામ ।। ભ૦ ।। ૨ ।। આચારંગે વખાણીયા ।। અ૦ ।। સુઅખંધ દોય તે ખાસ ।। ભ૦ ।। પણવિશ અજ્ઝયણા ભલાં ।।અ૦।। કરે અન્નાણનો નાસ ।। ભ૦ ।। ૩ ।। અઢાર સહસ્સ પદે ભર્યું ।। અ૦ ।। અર્થ અનંત ભંડાર ।। ભ૦ ।। નિશ્ચય નાણ ચરણ ભર્યું ।। અ૦ ।। પૂજી લહો ભવપાર ।। ભ૦ ।। ૪ ।। જિન ઉત્તમ મુખ પદ્મની ।। અ૦ ।। વાણી અમૃત ખાણ ।।ભ૦।। રૂપવિજય કહે પૂજતાં ।। અ૦ ।। લહીએ શિવપુર ઠાણ ।। ભગવંતાજી ।। ૫ ।।

## ॥ द्वितीय श्रीसूयगडांगसूत्रपूजा ॥

॥ દોહા ॥

સમકિત દર્શન શુદ્ધતા, કારક બીજું અંગ ॥
પૂજો ધ્યાઓ ભવિજના, ઝીલો જ્ઞાન તરંગ ॥ ૧ ॥

॥ ઢાળ બીજી ॥ ગોવાળ્ડીરૂઆં ચારતો આહિરનો અવતાર; રૂડું ગોકળીયું—એ દેશી ॥

બીજું અંગ આરાધીયે, સૂયગડાંગ જેહનું નામ ॥ આગમ એ રૂડો ॥ સુઅખંધ દોય સોહામણા, સોહે અતિ અભિરામ ॥ આ૦ ॥ ૧ ॥ સ્યાદ્વાદ વાણી ભર્યાં, અજ્ઝયણાં ત્રેવીશ ॥ આ૦॥ સ્વપર સમયની વારતા, ભાખી શ્રી જગદીશ ॥ આ૦ ॥ ૨ ॥ કુપાવયણી દાખિયા, ત્રણુશેં ત્રેશઠ ભેદ ॥ આ૦ ॥ તે છંડી એ શ્રુત ગ્રહો, સમકિત આત્મ અભેદ ॥ આ૦ ॥ ૩ ॥ આર્દ્રકુમાર મુનિપરે, નિર્મળ કરજો ચિત્ત ॥ આ૦ ॥ ત્રિકરણ યોગ સંચારીને, પૂજો આગમ નિત્ય ॥ આ૦ ॥ ૪ ॥ જ્ઞાને જ્ઞાતા જ્ઞેયનો, જાણે સ્વપર સ્વભાવ ॥ આ૦ ॥ જિન ઉત્તમ મુખ પદ્મની, વાણીયે તજાય વિભાવ ॥ આગમ એ રૂડો ॥ ૫ ॥

## ॥ तृतीय श्रीठाणांगसूत्रपूजा ॥

॥ દોહા ॥

ત્રિવિધ અવંચક યોગથી, પૂજો ત્રીજું અંગ ॥
ઠાણુ આસન મુદ્રા કરી, લહો શિવવધૂ નવરંગ ॥ ૧ ॥

॥ ઢાળ ત્રીજી ॥ સાબરમતિયે આવીયાં ભરપુરજો—એ દેશી ॥

શ્રી ઠાણાંગસૂત્રની સેવના સાર જો, કરિયે રે ભવિ તરિયે ભવજળ વારિધિ જો ॥ દશ અધ્યયને વધતા છે દશ બોલજો, સુણીયે રે ભવિ મુણિયે થુણિયે સારધી રે લોલ ॥ ૧ ॥ સંગ્રહ નયથી "એગે આયા" સૂત્ર જો, ભાખે રે જિનરાયા તાજા તેજથી રે લોલ ॥ મહાસત્તા સામાન્યપણું ઇહાં હોય જો, બીજા રે અધ્યયન અવાંતર ભેદથી રે લોલ ॥૨॥ સૂત્ર અર્થ તદુભયથી સેવે જેહ જો, તે આરાધક શ્રુતનો ભાખ્યો ગણધરે રે લોલ ॥ પ્રત્યનિક વળી ત્રિવિધ કહ્યાં છે તત્ત્વ જો, તેણે જે વિધિયે સેવે તે ભવજળ તરે રે લોલ ॥ ૩ ॥ દ્રવ્ય તથા ગુણપર્જવ ક્ષેત્ર ને કાલ જો, સલિલા સેલ સમુદ્ર વિમાન તે સુરતણાં રે લોલ ॥ જીવાજીવ પરૂવણા પુરીસા જાત જો, ભાખ્યા તે જિન દાખ્યા તે ગણધરે ઘણા રે લોલ ॥ ૪ ॥ તેણે એ સૂત્ર છે સદ્ગતિ ફળદાતાર જો, સેવો ગાવો ધ્યાવો પાવો સુખ ઘણાં રે લોલ ॥ જિન ઉત્તમ મુખ પદ્મ વચન રસ લીન જો, રૂપવિજય કહે તેહને સુખની નહીં મણા રે લોલ ॥ ૫ ॥

## ॥ चतुर्थ श्रीसमवायांगसूत्रपूजा ॥

॥ દોહા ॥

સત સમવાય વખાણીયા, ચઢતા ચોથે અંગ ॥
પૂજો ધ્યાઓ એહને, ભાવથકી ધરી રંગ ॥ ૧ ॥

॥ ઢાળ ચોથી ॥ સાંભળ રે તું સજની મ્હારી, રજની કિહાં ॥

આતમ સત્તા શુદ્ધ પ્રકાશી, અવિનાશી અવિકારી જી॥ ત્રિશલાનંદન ત્રિગડે બેશી, વાણી કહી હિતકારી॥ શ્રુતપદ જપીએ જી, ભવભવ સંચિત પાપ દૂરે ખપીએ જી ॥ ૧ ॥ ॥ એ આંકણી ॥ જીવાજીવ સુરાસુર નર તિરી, નારય પમુહા ભાવા જી ॥ ભુવણો ગાહણુ વેયણુ ઇંદ્રી, ભાખ્યા વિવિધ સહાવા ॥ શ્રુત૦ ॥ ૨ ॥ કુલગિરિ જિનવર ભૂધર હલધર, ચક્રી ભરતના ઇશ જી ॥ એ સમવાય વખાણ્યા સઘળા, ગણુધરને જગદીશ ॥ શ્રુત૦ ॥ ૩ ॥ એક લાખ ને સહસ્સ ચુંઆલીશ, પદ એ શ્રુતના કહીયે જી ॥ સંખ્યાતે વરણે કરી ભરીયો, અરથ અનંતા લહીયે ॥ શ્રુત૦ ॥ ૪ ॥ શ્રુતપદ ભણજો શ્રુતપદ ગણજો, શ્રુતપદ ગાવો ધ્યાવોજી ॥ ગુરૂ મુખ પદ્મથી અર્થ વચન સુણી, રૂપવિજય પદ પાવો ॥ શ્રુત૦ ૫ ॥

## ॥ पंचम श्रीभगवतीअंगसूत्रपुजा ॥

॥ દોહા ॥

પાવન પંચમ અંગમાં, પ્રશ્ન છત્રીશ હજાર ॥
ગૌતમ ગણધરે પૂછીયા, વીર કહ્યા નિરધાર ॥ ૧ ॥

॥ ઢાળ પાંચમી ॥ મારૂં મન મોહ્યું રે શ્રી સિદ્ધચળે રે—એ દેશી ॥

ભવિ તમે પૂજો રે ભગવતી સૂત્રને રે, વિવાહપન્નતિ

નામ ॥ પંચમ અંગ એ પંચમ ગતિ દીયે રે, ચરણકરણ ગુણ ઠામ ॥ ભવિ૦ ॥ ૧ ॥ એક સો આડત્રીશ શતકે સોહતું રે, વળી બેંતાલીશ ધાર ॥ ઉદ્દેશા ઓગણીશસેં ઉપરે રે, પચ્ચીશ છે નિરધાર ॥ ભવિ૦ ॥ ૨ ॥ સહસ્સ ચોરાશી પદવૃંદે કરી રે, સોહે સૂત્ર ઉદાર ॥ વિવિધ સુરાસુર-નર નૃપ મુનિવરે રે, પૂછયાં પ્રશ્ન પ્રકાર ॥ ભવિ૦ ॥ ૩ ॥ ષટ્દ્રવ્ય ચરણ કરણ નભ કાલના રે, પજ્જવને પરદેશ ॥ અસ્તિ નાસ્તિના સ્વભાવ વિભાવથી રે, ભાખ્યા અર્થ વિશેષ ॥ ભવિ૦ ॥ ૪ ॥ ઉપક્રમ નિક્ષેપ અનુગમ નય વળી રે, ચાર પ્રમાણ વિચાર ॥ લોકાલોકપ્રકાશક જિને કહ્યાં રે, પ્રશ્ન છત્રીશ હજાર ॥ ભવિ૦ ॥ ૫ ॥ શ્રદ્ધા ભાસન રમણપણું કરી રે, સાંભળો સૂત્ર ઉદાર ॥ ત્રિવિધ ભક્તિ કરી પૂજો સૂત્રને રે, મણિ મુક્તાફળે સાર ॥ ભવિ૦ ॥ ૬ ॥ સોનામહોર સહસ્સ છત્રીશથી રે, સંગ્રામ સોનીએ સાર ॥ રૂપવિજય કહે પૂજ્યું ભગવતી રે, તિમ પૂજો નર નાર ॥ ભવિ૦ ॥ ૭ ॥

## ॥ षष्ठ श्रीज्ञातांगसूत्रपूजा ॥

॥ દોહા ॥

ષટ્વ્રતધારી ષટ્પદે, લેતા ઉચ્છાહાર ॥
યુગપ્રધાન શ્રી જંબૂએ, પૂછયા અર્થ વિચાર ॥ ૧ ॥

॥ ઢાળ છઠ્ઠી ॥ ઢુંક અને ટોડા બિચે રે, મેંદીના હોય રૂખ;
મેંદી રંગ લાગો—એ દેશી ॥

ષટ્વ્રતધારી મહામુનિ રે, જંબૂ જુગપરધાન ॥ આગમ એ રૂડો ॥ સ્વામિ સુધર્માને નમી રે, પૂછે અર્થ નિધાન ॥ આ૦ ॥૧॥ કહે સોહમ જંબૂ સુણો રે, જ્ઞાતા સુયખંધ દોય ॥આ૦॥ ઓગણીશ અધ્યયન છે રે, પદ સંખ્યાતાં જોય ॥ આ૦ ॥૨॥ મેઘકુમારાદિક મુનિ રે, સંયમ ધોરી સાધ ॥ આ૦ ॥ સાધન સાધી સિદ્ધિનાં રે, પામશે અવ્યાબાધ ॥ ૩ ॥ ઘોર પરિસહ જીતવા રે, દીપતા સંયમ તેજ ॥ આ૦ ॥ પાળે પંચાચારને રે, લેવા શિવવહુ સેજ ॥ આ૦ ॥ ચરણ કરણ રયણે ભર્યો રે, શ્રુત રત્નાકર સાર ॥ આ૦ ॥ જિન ઉત્તમ મુખ પદ્મથી રે, રહો ચિદ્રૂપ અપાર ॥ આગમ એ રૂડો ॥ ૫ ॥

## ॥ सप्तम श्रीउपासकदशांगसूत्रपूजा ॥

॥ દોહા ॥

અંગ ઉપાસકમાં કહ્યા, દશ શ્રાવક અધિકાર ॥
વીર જિણંદ વખાણીયા, ધન્ય તેહના અવતાર ॥ ૧ ॥

॥ ઢાળ સાતમી ॥ પદ્મપ્રભુજીના નામની હું જાઉં
બલિહારી—એ દેશી ॥

સગ ભય વારક સાતમું, અંગ સુરંગ વિચાર ॥ ભવિ-

જન ॥ સુઅખંધ એક સોહામણો, અજ્ઝયણાં દશ સાર ॥ ભવિ૦॥ ૧ ॥ આણંદ[1] કામદેવ[2] ગુણિ, ચુલણીપિયા[3] સુરદેવ[4] ॥ ભાવિ૦ ॥ ચુલ્લશતક[5] કુંડકોલીયો[6], કરે જિન આગમ સેવ ॥ ભવિ૦ ॥ ૨ ॥ સકડાલપુત્ર[7] છે સાતમા, મહા શતક[8] ગુણવંત ॥ ભવિ૦॥ નંદિનીપિયા[9] નવમા લહુ, લેઇણીપીયા[10] પુણ્યવંત ॥ ભવિ૦ ॥ ૩ ॥ વર્દ્ધમાન જિન દેશના, સાંભળી વ્રત લીએ બાર ॥ ભવિ૦ ॥ ચૌદ વરસ ઘરમાં રહ્યા, ષટ્ વર્ષ પૌષધાગાર ॥ ભવિ૦ ॥ ૪ ॥ અગિ-યાર પડિમા તપ તપી, અણુસણ કરિ લહી સગ્ગ ॥ભવિ૦॥ મહાવિદેહે મનુજ થઇ, જાશે દશ અપવગ્ગ ॥ ભવિ૦ ॥૫॥ આગમ અમૃતરસ ભર્યો, જે પીએ નરનાર ॥ ભવિ૦॥ રૂપ-વિજય પદ સંપદા, તે લહે નિરધાર ॥ ભવિ૦ ॥ ૬ ॥

## ॥ अष्टम श्रीअंतगडदशांगसूत्रपूजा ॥

॥ દોહા ॥

નિરૂપમ નેમિ જિણંદની, સાંભળી દેશના સાર ॥
સમુદ્રસાગર પમુહ, પામ્યા ભવજળ પાર ॥૧॥

॥ ઢાળ આઠમી ॥ જીુંબખડાની–નીરખી નીરખી તુજ બિંબને—એ દેશી ॥

અંતગડ અંગ આઠમું રે, અષ્ટમી ગતિ દાતાર ॥ નમો વીતરાગને ॥ આઠ વરગ જે તેહના રે, અધ્યયન

નેવું ઉદાર ાાનમોાા૧ાા સુઅખંધ એક સોહામણો રે, અર્થ અનંતનું ધામ ાાનમોાા ચરણ કરણ રયણે ભર્યો રે, આપે અવિચળ ઠામ ાાનમોાા૨ાા યદુવંશી યાદવ ઘણા રે, ત્યજી સંસાર ઉપાધિ ાાનમોાા સંયમ શુદ્ધ આરાધીને રે, કાઢ્યો કર્મનો વ્યાધિ ાાનમોાા૩ાા અજ્જવ મદ્દવ ગુણે ભર્યો રે, સંયમ સત્તર પ્રકારાાનમોાા સમિતિ ગુપ્તિ તપસ્યા કરી રે, પામ્યા ભવજળ પાર ાા નમો૦ ાા ૪ ાા આગમ રીતે ચાલતાં રે, થયા મુનિ સિદ્ધ અનંત ાાનમો૦ાા આગમ પૂજી ભવિજના રે, લહો ચિદ્રૂપ મહંત ાા ાા નમો૦ ાા ૫ ાા

## ॥ नवम श्रीअनुत्तरोववाइसूत्रपूजा ॥

ાા દોહા ાા

જાલિ મયાલિ ઉવયાલિ મુનિ, પુરિષસેણ વારિસેણ ાા
સંયમ લઈ અનુત્તર ગયા, હું વંદુ ત્રિવિહેણ ાા૧ાા

ાા ઢાળ નવમી ાા સુણ ગોવાલણી ગોરસડાંવાળી રે ઉભી રહેને—એ દેશી ાા

નવમું અંગ સેવો ભવિ પ્રાણી, નામ અણુત્તરોવવાઈ ગુણખાણી ાા એ તો સોહમ ગણધરની વાણી ાા૧ાા તુમે પૂજો લાલ અનુત્તરોવવાઈ અંગ સુગંધી ચૂરણે ાા એ સેવો લાલ, ઉદયે આવે ભાગ્ય હોય જો પૂરણે ાા એ આંકણી ાા

સુંદર એક સુઅખંધ સોહે છે, ત્રણ્ય વર્ગ ભવિ મન મોહે છે, તેત્રીશ અધ્યયને બોહે છે ॥ તુમે૦॥એ૦॥૨॥ સગ સેણિક ધારણી સુત જાણો, નંદા સુત અભયકુમર શાણો, દોય ચેલણા નંદન મન આણો ॥તુમે૦॥એ૦॥૩॥ વૈશાલિક વચન સુણી કાને, બુઝયા વ્રત લીયે ઘણા બહુ માને, અનુત્તર સુર થયા સંયમતાને ॥તુમે૦॥એ૦॥૪॥ શ્રેણિક ધારણી સુત તેર ભલા, દીર્ઘસેનાદિક ગુણનિલા, લહ્યા સંયમે અનુત્તર સુખ ભલાં ॥તુમે૦॥એ૦॥૫॥ ધન ધન્નો કાકંદીવાસી ॥બત્રીશ રમણી ત્યજી ગુણરાશિ, લઈ સંયમ થયો અનુત્તરવાસી ॥તુમે૦॥એ૦॥૬॥ જિન ઉત્તમ મુખ પદ્મની વાણી, સુનક્ષેત્રાદિક નવ ગુણ ખાણી, લહ્યા રૂપવિજય અનુત્તર નાણી ॥તુમે૦॥એ૦॥૭॥

## ॥ दशम श्रीप्रश्नव्याकरणअंगपूजा ॥

॥ દોહા ॥

ત્રિપદી અર્થ પ્રકાશીઓ, ગણધરને જિનરાજ ॥
તે જિનદેવને પૂજતાં, લહિયે શિવસામ્રાજ્ય ॥૧॥

॥ ઢાળ દશમી ॥ વાલાજી પાંચમ મંગળવાર, પ્રભાતે ચાલવું રે લો.—એ દેશી ॥

ભવિ તુમે પૂજો શ્રી મહાવીર, સરસ કેશર ઘસી રે

લો ।। ભવિ તુમે કસ્તુરી બરાસ, અંબર ભેળી ઘસી રે લો ।। ભવિ તુમે પંચવરણી વર કુસુમ, હાર કંઠે ધરો રે લો ।। ભવિ તુમે ધૂપ ઉખેવો ભાવથી, જીમ ભવજળ તરો રે લો ।। ભવિ તુમે જગદીપક જિન આગળ, દ્રવ્યદીપક પૂરો રે લો ।।૧।। ભવિ તુમે ભાવદીપક લહો કેવળ–નાણ ઉલટ ધરો રે લો ।। ભવિ તુમે અક્ષત નૈવેદ્ય ફળ ઠવી, ભવસાગર તરો રે લો ।। ભવિ તુમે સેવી સંવર ભાવ, એ શિવરમણી વરો રે લો ।।૨।। ભવિ તુમે છંડી આશ્રવ પંચ, પૂજા પ્રેમે કરો રે લો ।। ભવિ તુમે જિનપૂજા જે શુદ્ધ, દયા તે મન ધરો ર લો ।। ભવિ તુમે શીલ સંયમ શિવ સમિતિ, સંવર જાણીયે રે લો ।। ભવિ તુમે સમિતિ ભદ્રા બોધિ, પૂજા વખાણીયે રે લો ।।૩।। ભવિ તુમે જાણો દશમે અંગ, સુ-અખંધ એક છે રે લો ।। ભવિ તુમે સમજો દશ અધ્યયન, અર્થથી છેક છે રે લો ।। ભવિ તુમે કર્મ નિર્જરા હેતુ, ચૈત્ય ભક્તિ કરો રે લો ।। ભવિ તુમે પૂજો ધ્યાઓ સમરો, જીમ ભવજળ તરો રે લો ।।૪।। ભવિ તુમે શ્રી જિનરાજ ઉત્તમ મુખ, પદ્મની દેશના રે લો ।। ભવિ તુમે ટાળો અનાદિ કર્મ, દાયક જે કલેશના રે લો ।। ભવિ તુમે રૂપવિજય પદકમલા, વિમલા પાવજો રે લો ।। ભવિ તુમે સરસ સુકંઠે શ્રી જિન, આગમ ગાવજો રે લો ।।૫।।

## ॥ एकादश श्रीविपाकअंगसूत्रपूजा ॥

॥ દોહા ॥

બાંધ્યાં યોગ કષાયથી, કર્મ અશુભ શુભ જેહ ॥
જિન જૈનાગમ સેવથી, ક્ષય કરી લહો શિવગેહ ॥૧॥

॥ ઢાળ અગિયારમી ॥ ધર્મ જિનેશ્વર ગાઉં રંગશું—એ દેશી

અંગ અગ્યારમું શ્રી જિનવરે કહ્યું, ભવિ જનને હિત કાજ ॥મુનિવર ॥ ઇંદ્રિય કષાય પ્રમાદને પરિહરિ, લહો શાશ્વત શિવરાજ ॥મુનિ૦॥૧॥ શ્રી જિન પૂજો પ્રેમે ભવિજના ॥ એ આંકણી॥ અરિહંત સિદ્ધ સૂરિ ઉવઝાયની, સાધ્યપદે રહ્યા સાધ ॥ દર્શન નાણ ચરણ તવ સેવના, કરી લહે સુખ અગાધ ॥મુનિ૦॥શ્રી૦॥૨॥ કર્મ શુભાશુભ ઉદયથી જીવને, દુઃખ સુખ પ્રગટે રે અંગ ॥ મુનિ૦ ॥ જ્ઞાન ધ્યાન તપ સંયમ સાધના, કરી લહો સુખ અભંગ ॥મુનિ૦॥ ॥શ્રી૦॥૩॥ પુણ્ય પાપ ફળ ત્યજવાં જીવને, ભજવો સંવર ભાવ ॥મુનિ૦॥ સિદ્ધિ સંસાર પદારથ ઉપજે, સમપરિણામનો દાવ ॥મુનિ૦॥શ્રી૦॥૪॥ પુણ્યપાપ પયડિ સવી ક્ષય કરી, દૃષ્ટિ પ્રભાપરાધાર ॥મુનિ૦॥ જિન ઉત્તમ મુખ પદ્મની દેશના, સુણી લહે ચિદ્રૂપ સાર ॥ મુનિ૦॥શ્રી૦ ॥ ॥૫॥ સુઅખંધ દોય અજઝયણા વિશ છે, પદ સંખ્યા સુણો સાર ॥મુનિ૦॥ એક કોડી લાખ ચોરાશી ઉપરે, સહસ્સ બત્રીશ ઉદાર ॥મુનિવર ॥ શ્રી૦॥૬॥

## ॥ अंगपूजा उपर कलश ॥

ગાયા ગાયા રે જિનરાજ ભક્તિરસે ગાયા ॥ શ્રી જિનરાજની પૂજા કરતાં, મનુષ્યજન્મ ફળ પાયા રે ॥ જિનરાજ ભક્તિરસે ગાયા ॥ એ આંકણી ॥ અગિયાર અંગના અર્થ ત્રિપદીયે, ગણધરને સમજાયા ॥ તે આગમની પૂજા કરતાં, પાતક દૂર ગમાયા રે ॥ જિન૦ ॥ ૧ ॥ સૂત્ર અર્થથી સાહૂ સાહુણી, અર્થે સુર નર રાયા ॥ જસ અધિકારી કહ્યા જિનરાજે, તે શ્રુત બહુ સુખદાયા રે ॥ જિન૦ ॥ ૨ ॥ ધન્ય ધન્ય મનુઅ જન્મ શ્રાવક કુલ, જીહાં જિનભક્તિ પાયા ॥ સમકિત સૂરજ ઘટમાં પ્રગટયો, મિથ્યા તિમિર ગમાયા રે ॥ જિન૦ ॥ ૩ ॥ શ્રી વિજયદેવસૂરીશ્વર પાટે, વિજયસિંહ સૂરિરાયા ॥ સત્ય કપુર ખીમા જિન ઉત્તમ, શિષ્ય પરંપર આયા રે ॥ જિન૦ ॥ ૪ ॥ શ્રી ગુરૂ પદ્મવિજય પદપંકજ, નમતાં શ્રુત બહુ પાયા ॥ રૂપવિજય કહે આગમ પૂજા, કરી લહો સુજસ સવાયા રે ॥ ॥ જિનરાજ૦ ॥ ૫ ॥

॥ ઇતિ પંડિત શ્રી રૂપવિજયજીકૃત પીસ્તાલીશ આગમપૂજામાં એકાદશ અંગપૂજા સમાપ્ત ॥

—oo—

## ॥ द्वादश उपांगपूजा ॥

## ॥ प्रथम श्रीउववाइउपांगपूजा ॥

॥ દોહા ॥

અંગતણા પદ એકનો, વિસ્તાર તેહ ઉપાંગ ॥
સેવો ધ્યાવો એહને, મન ધરિ અધિક ઉમંગ ॥૧॥
આચારાંગનો ભાંખિયો, થિવિરે કરી વિસ્તાર ॥
સૂત્ર ઉવવાઈ સુહામણું, પૂજી લહો ભવપાર ॥૨॥

॥ ઢાળ પહેલી ॥ અજિત જિણંદશું પ્રિતડી—એ દેશી ॥

શાસન નાયક ગુણનિલો, ત્રિભુવન તીલો રે જગ વીરજિણંદ ॥ દેવ સુરાસુર નરવરા, સેવે ભકતે રે જસ-પદ અરવિંદ ॥ શાસન૦ ॥ ૧ ॥ ચઉદ સહસ્સ ભલા મુનિવરા, સંઘ સાહુણી રે છત્રીશ હજાર ॥ ચાર નિકાયના દેવતા, પદ સેવતા રે કોડાકોડી સાર ॥ શાસન૦ ॥૨॥ પાઉ ધર્યા ચંપાપુરી, રચ્યું સુરવરે રે સમોસરણ ઉદાર ॥ કોણિક દેઈ વધામણી, આયો વંદન રે ભકતે કરી સાર ॥ ॥ શાસન૦ ॥ ૩ ॥ ચઉ ગઈ ગમણ નિવારણી, ભવ તારણી રે સુણી દેશના ખાસ ॥ પરષદા લોક યથોચિતે, ગ્રહે મહાવ્રત રે અણુવ્રત ઉલ્લાસ ॥ શાસન૦ ॥ ૪ ॥ સૂત્ર ઉવવાઈમાં કહ્યો, જે વિસ્તરે રે ગણધરે ઉચ્છાહ ॥ તે શ્રુત પૂજો ભવિજના, જીમ નિસ્તરો રે ભવજલધિ

અથાહ ॥ શાસન૦ ॥ ૫ ॥ જિનપડિમા જિનઆગમે, જસ ભક્તિ રે તે લહે શિવસાર ॥ શ્રી ગુરૂ પદ્મવિજય તણો, શિષ્ય ભાખે રે કવિ રૂપ ઉદાર ॥શાસન૦॥૬॥

## ॥ द्वितीय श्रीरायप्रश्नीयोपांगपूजा ॥

॥ દોહા ॥

શ્વેતાંબી નામ નગરી ધણી, નામ પ્રદેશી રાય ॥
કેશી ગણધર દેશના, સાંભળી શ્રાવક થાય ॥૧॥
સમકિત ધારી શુભમતિ, પાળી નિર્મળ ધર્મ ॥
નિરૂપમ સુરસુખ અનુભવિ, મનુઅ ભવે શિવશર્મ ॥૨॥

॥ ઢાળ બીજી ॥

॥ નાયતા રે તુમે ચાલ્યા ગઢ આગેરે રે લાલ—એ દેશી ॥

સુરિયાભ રે સુરવરે અવધિનાણથી રે લાલ, અમલ કલ્પા ઉદ્યાન રે લાલ ॥ મોરે મન માન્યો એ જિનવરૂ રે લાલ ॥ વિચરતા રે વીર જિણંદ વિલોકીને રે લાલ, કરે વંદન સન્માન રે લાલ ॥ મોરે૦ ॥ ૧ ॥ ભાખે રે અભિયોગિક સુરને તદા રે લાલ, ઉદ્‌ઘોષણા કરો સાર રે લાલ ॥ મોરે૦ ॥ આવજો રે જિનવંદન કરવા ભણી રે લાલ, પામવા ભવજળ પાર રે લાલ ॥ મોરે૦ ॥ ૨ ॥ સુરવર રે સાથે વંદી વીરને રે લાલ, પૂજી પદકજ ખાસ રે લાલ ॥ ॥ મોરે૦ ॥ પૂછે રે ભવ્યાદિક ષટ્‌પદ ભલાં રે લાલ, પામો

મન ઉલ્લાસ રે લાલ ॥ મોરે૦ ॥ ૩ ॥ જિનપતિ રે જંપે ભવ્ય તું સમકિતી રે લાલ, ચરમ શરીરી ખાસ રે લાલ ॥ ॥ મોરે૦ ॥ સાંભળી રે હરખે નાટક તે કરે રે લાલ, બત્રીશ બદ્ધ ઉલ્લાસ રે લાલ ॥ મોરે૦ ॥ ૪ ॥ એક શત રે આઠ દેવ દેવી નાચે રે લાલ ॥ થેઇ થેઈ કરતી ચંગ રે લાલ ॥ મોરે૦ ॥ દેતી રે ફીરતી ચીહું દિશી ફુદડી રે લાલ, જિનગુણ ગાતી ઉમંગ રે લાલ ॥ મોરે૦ ॥ ૫ ॥ વાજે રે વાજાં છંદે નવ નવે રે લાલ, હાવ ભાવ લય તાલ રે લાલ ॥ મોરે૦ ॥ આસ કરે વાસક અંતર ભાવના રે લાલ, દ્વાદશ કિરણે રસાળ રે લાલ ॥ મોરે૦ ॥ ૬ ॥ વિસ્તાર રે રાયપસેણી સૂત્રમાં રે લાલ, જિન ઉત્તમ મહા-રાજ રે લાલ ॥ મોરે૦ ॥ ભાખે રે નિજ મુખ પદ્મથી દેશના રે લાલ, રૂપવિજય પદ કાજ રે લાલ ॥ મોરે૦ ॥૭॥

## ॥ तृतीय श्रीजीवाभिगमउपांगपूजा ॥

॥ દોહા ॥

જીવાજીવ પદાર્થનો, અભિગમ જેહથી થાય ॥
જીવાભિગમ ઉપાંગને, પૂજતાં પાપ પલાય ॥૧॥

॥ ઢાળ ત્રીજી ॥ શ્રી સિદ્ધપદ આરાધીયે રે—એ દેશી ॥

ત્રિશલા નંદન વંદીયે રે, ત્રિભુવન જન આધાર રે ॥ ગુણરસિયા ॥ ત્રિવિધ અવંચક યોગથી રે, સેવી લહો

ભવપાર રે ॥ ગુ૦ ॥ ૧ ॥ જીવાભિગમ ઉપાંગમેં રે, નવ પડિવર્ત્તિ ઉદાર રે ॥ ગુ૦ ॥ ભાખી ગણધરને મુદા રે, જિનવર જગદાધાર રે ॥ ગુ૦ ॥ ૨ ॥ વિજયદેવ વક્તવ્યતા રે, ભાખી બહુ વિસ્તાર રે ॥ ગુ૦ ॥ જિનપૂજા યુક્તે કરી રે, લહેશે ભવ નિસ્તાર રે ॥ ગુ૦ ॥ ૩ ॥ નંદીશ્વર દ્વીપે વળી રે, શાશ્વત જિન પ્રાસાદ રે ॥ ગુ૦ ॥ તે પૂજી સુરનર લહે રે, સમકિત શુદ્ધ સંવાદ રે ॥ ગુ૦ ॥ ॥ ૪ ॥ શિવસુખદાયી એ શ્રુતે રે, ષટ્ દ્રવ્ય બહુ અધિકાર રે ॥ ગુ૦ ॥ શ્રદ્ધા ભાસન રમણતા રે, કરી પૂજો નિરધાર રે ॥ ગુ૦ ॥ ૫ ॥ જિન ઉત્તમ મુખ પદ્મની રે, વાણી અમૃત ધાર ॥ ગુ૦ ॥ રૂપવિજય કહે પૂજીએ રે, ધર્મ યૌવન દાતાર રે ॥ ગુણરશીયા ॥૬॥

## ॥ चतुर्थ श्रीपन्नवणाउपांगपूजा ॥

॥ દોહા ॥

પન્નવણામાં પ્રેમથી, પદ છત્રીશ ઉદાર ॥
ભાખ્યાં બહુ અર્થે ભર્યાં, તે પૂજો નરનાર ॥ ૧ ॥

॥ ઢાળ ચોથી ॥ વેણુ મ વાજો રે વીઠલ વારૂં તુજને; અથવા– ભવી તુમે વંદો રે સૂરીશ્વર ગચ્છરાયા.—એ દેશી

મુનિવર ભણજો રે, સૂત્ર પંન્નવણા નામે ॥ ભવિ તુમે

સુણજો રે, વધતે શુભ પરિણામે ॥ એ આંકણી ॥ એ આગમની ભકતે પૂજા, કરતાં પાપ પલાય ॥ કુમતિ કુસંગ કુવાસના જાયે, સમકિત નિર્મળ થાય ॥ મુનિ૦ ॥ ભવિ૦ ॥ ૧ ॥ પન્નવણામેં ઠાણ અલ્પ બહુ, થિતિ વિશેષ વુકકંતી ॥ ઉસાસ સન્ના જોણી પરમપદ, ભાષા પદ સમરંતી ॥ મુનિ૦ ॥ ભવિ૦ ॥ ૨ ॥ શરીરપદે પણ દેહ પરૂવણ, પરિણામ તેરમો જાણો ॥ કષાય ઈંદ્રિય પ્રયોગ લેશ્યાપદ, ષટ્ ઉદ્દેશ વખાણો ॥ મુનિ૦ ॥ ભવિ૦ ॥ કાય સ્થિતિ સમકિત અંત કિરિયા, અવગાહન સંઠાણ ॥ કિરિયા કર્મ પ્રકૃતિ બંધ વેદન, વેદ બંધપદ જાણ ॥મુનિ૦ ॥ભવિ૦॥ ૪ ॥ વેદ વેદ આહાર ને ઉપયોગ, પાસણયા પદ સુણીયે ॥ સન્નિ સંયત અવધિ ચોત્રીશમો, પરિચાગણી પદ મુણિયે ॥મુનિ૦॥ ૫॥ પરિવેદનાને સમુદ્ઘાત કરી, તુલ્ય કર્મ થિતિ કરતા ॥ અંતર મુહૂર્ત્તે યોગ નિરોધી, રૂપવિજય પદ વરતા ॥ મુનિ૦ ॥ ભવિ તમે સુણજો રે॥૬॥

## ॥ पंचम श्रीसूरपन्नत्तिउपांगपूजा ॥

॥ દોહા ॥

સૂરપન્નત્તિ સૂત્રમાં, યમુના જનક વિચાર ॥
ભાખ્યા સોહમ ગણધરે, ચારતણો વિસ્તાર ॥ ૧ ॥

॥ ઢાળ પાંચમી ॥ ઓલંગડી આદિનાથની જો—એ દેશી ॥

સુરપન્નત્તિ ઉપાંગમાં જો, સત્તાવન્ન પાહુડા સાર

જો ॥ વીર જિણંદે વખાણીયા જો, તે સુણજો ભવિ નિરધાર જો ॥ સુર૦ ॥ ૧ ॥ એકસો ચોરાશી ભલાં જો, મંડળ રવિ ચારના ખાસ જો ॥ પાંચસેં ને દશ જોયણા જો, મંડળનો ચાર ઉલ્લાસ જો ॥ સુર૦ ॥ ૨ ॥ દુગ દુગ જોયણ અંતરે જો, નિત્ય ઉગે સવિતા સાર જો ॥ ઉડુપતિ ગ્રહ ઉડુતારકા જો, નિજ યોગ્ય ખેતર કરે ચાર જો ॥ સુર૦ ॥ ૩ ॥ જિનપતિ કલ્યાણકને દિને જો, સમકીતિ સવિતા ધરી ભાવ જો, ભકતે કરે જિન સેવના જો, ભવવારિધિ તરવા નાવ જો ॥ સુર૦ ॥ ૪ ॥ સૂરપન્નત્તિ સૂત્રની જો, સેવનાથી કેવળ સૂર જો ॥ જિન ઉત્તમપદ પદ્મની જો, ભગતે ચિદ્રૂપનો પૂર જો ॥સુરા૦૫॥

## ॥ षष्ठ श्रीजंबूद्वीपपन्नतिउपांगपूजा ॥

॥ દોહા ॥

ચોસઠ સુરપતિ સુરતતિ, સમકિતધારી સુરંગ ॥
જન્મમહોત્સવ જિનતણો, કરે મન ધરી ઉચ્છરંગ ॥૧॥

॥ ઢાળ છઠ્ઠી ॥ રાગ સારંગ ॥

જિન પૂજે હરિ ભકતે કરી ॥ એ આંકણી ॥ દ્રહ નદી ખીર સમુદ્ર કુંડથી, લાવે જળ કળશા ભરી ॥ જળપૂજા જિનરાજની કરતાં, નાવે તે ભવમાં ફરી ॥ જિન૦ ॥ ૧॥ કુલગિરિ વખ્ખારા ગજદંતા, દોયસેં તિમ કંચનગિરિ ॥ ઔષધિ કમલ ફુલ બહુ જાતિનાં, લાવે છાબ ભરી ॥

જિન૦ ॥ ૨ ॥ ચોસઠ સુરપતિ નિજ નિજ કરણી, કરતા બહુ ભકતે કરી ॥ રાચે નાચે ને વળી માચે, સાચે ભાવે ફરી ફરી ॥ જિન૦ ॥ ૩ ॥ જિનમુખ જોવતી પાતક ધોતી, નાચે સુરવહુ મનહરી ॥ ઠમક ઠમક વીંછુઆ ઠમકાવે, ધમધમ ધમકંતી ઘુઘરી ॥ જિન૦ ॥ ૪ ॥ ખલલ ખલલ ચુડી ખલકાવતી, રણઝણ પાયે નેઉરી ॥ થેઇ થેઇ કરતી દીયે કુદડી ॥ લળી લળી નમતિ કિંકરી ॥ જિન૦ ॥ ૫ ॥ સુરવર સુરવધુ ઈંદ્ર ઈદ્રાણી, માને નિજ સફલી ઘરી ॥ તિણવિધ શ્રાવક શ્રાવિકા જિનની, પૂજા કરે ભવજળ તરી ॥ જિન૦ ॥ ૬ ॥ જંબૂદ્વીપ પન્નતિ પાઠ સુણી, કુમતિ કુવાસના પરિહરી ॥ રૂપવિજય કહે કરજો પૂજા, શિવવહુ સેજ રમણુ કરી ॥ જિન૦ ॥૭॥

## ॥ सप्तम श्रीचंदपन्नत्तिउपांगपूजा ॥

॥ દોહા ॥

ચંદપન્નત્તિ સૂત્રમાં, જ્યોતિષ ચાર વિચાર ॥
શીખો ગુરૂ સેવા કરી, જેમ લહો અર્થ ઉદાર ॥ ૧ ॥

॥ ઢાળ સાતમી ॥ ઉભો રહેને ગોવાળીયા, તહારી વાંસલી મીઠી વાય—એ દેશી ॥

ઉભો રહોને હો જીઉરા, તું તો સાંભળ આગમ વાણ ॥ કામ ક્રોધને છાંડીને, નિત્ય અનુભવ દિલડે આણુ

॥ ઉ૦ ॥ ૧ ॥ અમૃતરસથી મીઠડી, એ તો ગણધર મુખની ભાખ ॥ રોમ રોમ રસ સંચરે, જીમ સાકર સરસી સાખ ॥ઉ॥ ॥ ૨ ॥ ચંદપન્નત્તિ સૂત્રના, કહ્યા પાહુડા સરસ પચ્ચાસ ॥ સાંભળતાં મન રીઝશે, નિત્ય વધશે જ્ઞાન અભ્યાસ ॥ ઉ૦ ॥ ૩ ॥ શ્રાવણ વદી પડવા થકી, ઘડી દિવસ માસ ઋતુ ખાસ ॥ અયન સંવત્સર જુગતણી, નિત્ય કરી કલના અભ્યાસ ॥ ઉ૦ ॥ ૪ ॥ સંખ્ય અસંખ્ય અનંતતા, કરી કાળની કલના તીન ॥ તથા ભવ્ય પરિપાકથી, થાય શિવ-સુંદરી રસ લીન ॥ ઉ૦ ॥ ૫ ॥ જિન ઉત્તમ મુખ પદ્મથી, સુણી ચંદપન્નતિ સાર ॥ પૂજી ધ્યાયી પામજો, નિજ રૂપ-વિજય જયકાર ॥ ઉ૦ ॥ ૬ ॥

## ॥ अष्टम श्रीनिरयावलिसूत्रउपांगपूजा ॥

॥ દોહા ॥

આશા દાસી રસ પડયા, જડયાં કર્મ જંજીર ॥
પરિગ્રહ ભાર ભરે નડયા, સહે નરકની પીર ॥૧॥

॥ ઢાળ આઠમી ॥ મધુકર માધવને કહેજો—એ દેશી ॥

પરિગ્રહ ભાર ભર્યાં પ્રાણી, પામે અધોગતિ દુઃખ-ખાણી ॥ જસમતિ લોભે લલચાણી રે ॥ ચેતન ચતુર સુણો ભાઈ, લોભદશા તજો દુઃખદાયી રે ॥ચેતન૦॥ લોભે

લાલચ જાસ ઘણી, પરિણુતિ નીચી તેહતણી, લટપટ કરે બહુલોક ભણી રે ॥ ચે૦ ॥ લો૦ ॥૨॥ લોભી દેશ વિદેશ ભમે, ધન કારણ નિજ દેહ દમે, તડકા ટાઢનાં દુઃખ ખમે રે ॥ચે૦॥લો૦॥૩॥ લોભે પુત્રપિતા ઝગડે, લોભે નરપતિ રહે વગડે, લોભે બંધવ જોર લડે ॥ ચે૦॥લો૦॥૪॥ હાર હાથી લોભે લીનો, કોણિકે સંગ્રામ બહુ કીનો, માતામહને દુઃખ દીનો રે ॥ચે૦॥લો૦॥૫॥ લોભારંભે બહુ નડીયા, કાલાદિક નરકે પડીયા, નિરયાવલિ પાઠે ચડીયા રે ॥ચે૦ ॥લો૦॥૬॥ લોભ તજી સંવર કરજો, ગુરૂપદ પદ્મને અનુ-સરજો, રૂપવિજય પદને વરજો ॥ચે૦॥લો૦॥૭॥

## ॥ नवम श्रीकप्पवडंसीयाउपांगपूजा ॥

॥ દોહા ॥

કપ્પવડંસીયા સૂત્રમાં, જે ભાખ્યા અણગાર ॥
તસ પદ પદ્મ વંદન કરૂં, દિવસમાંહે સો વાર ॥૧॥

॥ ઢાળ નવમી ॥ સખી પડવા તે પહેલી જાણો રે—એ દેશી ॥

શાસનપતિ વીર જિણંદ રે, સુણી દેશના મન આણંદ રે, લહ્યા ચારિત્ર ગુણ મકરંદ ॥ વાલા હો સાંભળો જિન વાણી રે, આગમ અનુભવ રસ ખાણી ॥વા૦॥આ૦॥૧॥ શ્રેણિકસુત કાલ કુમાર રે, પમુહા દશ મહા જુઝાર રે,

નંદન તેહના દશ સાર ાાવા૦ાાઆ૦ાા૨ાા પદ્માદિક દશ ગુણુ ભરીયા રે, સંયમ રમણીને વરીયા રે, ભવસાયર પાર ઉતરીયા ાાવા૦ાા આ૦ાા૩ાા જેણે માયા મમતા છોડી રે, એ તો સંયમરથના ધોરી રે, વરશે શિવસુંદરી ગોરી ાાવા૦ાાઆ૦ાા૪ાા નાક નવમ અગ્યારમો છંડી રે, દશ દેવલોકે ૨૯ મંડી રે, થયા સુરવર પાપને ખંડી ાાવા૦ાાઆ૦ાા૪ાા વિદેહે પરમપદ વરશે રે, એ સૂત્રને જે અનુસરશે રે, તે ભવસાગરને તરશે ાા વા૦ ાાઆ૦ાા ાા૬ાા શ્રી પદ્મવિજય ગુરૂરાયા રે, સેવાથી આગમ પાયા રે, કવિ રૂપવિજય ગુણ ગાયા ાા વાલા૦ ાાઆગમ૦ ાા૭ાા

## ॥ दशम श्रीपुष्फियासूत्रउपांगपूजा ॥

ાા દોહા ાા

પુષ્ફિયા સૂત્રની પૂજના, કરજો પંચ પ્રકાર ાા
જૈનાગમની પૂજના, શિવસુખ ફળ દાતાર ાા ૧ ાા

ાા ઢાળ દશમી ાા બાચકે બાચકે પુણી આપે, વહુ ચુલામાં આપે રે; મોરી સહી રે સમાણી—એ દેશી ાા

જિનવર શ્રી મહાવીરને વંદી, સુરિયાભ પરે આણંદી રે ાા સમકિત ગુણધારી ાા જિન ઉત્તમ મુખ પદ્મની વાણી, સાંભળી હયડે હરખાણી રે ાા સમ૦ ાા ૧ ાા સોહમ દેવ-લોકની વસનારી, બહુ પુત્રિકા દેવી સારી રે ાા સમ૦ ાા

બત્રીશ બદ્ધ નાટક મંડાણુ, કરે જિનગુણને બહુ માન રે ॥ સમ૦ ॥ ૨ ॥ દેવકુમર કુમરી તિહાં નાચે, જિન મુખડું જોઇ જોઇ માચે રે ॥ સમ૦ ॥ નાચે ઠમક ઠમક પદ ધરતી, તત થેઈ થેઈ નાટક કરતી રે ॥ સમ૦ ॥ ૩ ॥ તાલ કંસાલ મુરજ ડફ વીણા, સારંગીના સ્વર ઝીણા રે ॥ સમ૦ ॥ ભેરી શ્રીમંડલ શરણાઇ, સ્વરમાં જિનવર ગુણ ગાઈ રે ॥ સમ૦ ॥ ૪ ॥ સમકિત કરણી ભવજળ તરણી, શિવમંદિર નિસરણી રે ॥ સમ૦ ॥ બહુપુત્તિયા દેવી ભવ તરશે, ત્રીજે ભવે શિવ વરશે રે ॥ સમ૦ ॥ ૫ ॥ પુપ્ફિઆસૂત્રનાં દશ અજઝયણાં, એ તો શ્રી જિનરાજનાં વયણાં ॥ સમ૦ ॥ પૂજે ભાવે જે નર નારી, તે રૂપવિજય પદ ધારી રે ॥ સમ૦ ॥ ૬ ॥

## ॥ एकादश श्रीपुष्फचुलियाउपांगपूजा ॥

॥ દોહા ॥

પુપ્ફચૂલિયા સૂત્રમાં, શ્રી ધૃતિ કીર્ત્તિ બુદ્ધિ ॥
દશ દેવી જિનભક્તિથી, આગલે ભવે લહે સિદ્ધિ ॥ ૧ ॥

॥ ઢાળ અગીઆરમી ॥ ખતરા દૂર કરનાં, દૂર કરનાં; ધ્યાન શાંતિજીકા ધરણા—એ દેશી ॥

જિન પૂજા ભવતરણી, પૂજા ભવતરણી, શિવમંદિર નિસરણી ॥ ભવતરણી ॥ શિવ૦ ॥ જલ ચંદન કુસુમાવલી

ધરણી, ધૂપ દીપ તતિ કરણી ॥ પૂજો૦ ॥ ૧ ॥ અક્ષત નૈવેદ્ય ફલસે વરણી, ભવસાયર ઉતરણી ॥ પૂજો૦ ॥ સમકિતધારીકુ આચરણી, કુમતિકું રવિ ભરણી ॥ પૂજો૦ ॥ ॥ ૨ ॥ સીરી હરિ ધૃતિ દેવી આચરણી, અવિધિ દોષની ઝરણી ॥ પૂજો૦ ॥ બત્રીશ બદ્ધ નાટકની કરણી, કરી શિવલાડી વરણી ॥ પૂજો૦ ॥ ૩ ॥ અવિધિ આશાતના દોષની ખરણી, સંવર નૃપની ધરણી ॥ પૂજો૦ ॥ ભાવથકી નિત્ય નિત્ય આચરણી, ચઉપંચમ ગુણ ઠરણી ॥ પૂજો ॥ ૪ ॥ કાઉસ્સગ્ગધ્યાને મુનિકું વરણી, પાપ સંતાપકી હરણી ॥ પૂજો૦ ॥ શ્રી ગુરૂ પદ્મવિજય મુખ વરણી, રૂપવિજય સુખ કરણી ॥ પૂજો૦ ॥ ૫ ॥

## ॥ द्वादश श्रीवह्निदशाउपांगपूजा ॥

॥ દોહા ॥

ચારિત્ર નિરતિચાર જે, પાળે નિર્મળ મન્ન ॥
નિષધાદિક મુનિવર પરે, સરવારથ ઉપ્પન્ન ॥ ૧ ॥
વહ્નિદશામાં વરણવ્યા, નિષધાદિક મુનિ બાર ॥
કર જોડી તેહને સદા, વંદુ વાર હજાર ॥ ૨ ॥

॥ ઢાળ બારમી ॥ વંદુ મહાવીર જિનેશ્વર રાયા—એ દેશી

પૂજો રે ભવિયા જિન સુખદાયી, જેહ અક્રોહી અમાયી રે ॥ અવિનાશી અકલંક મનોહર, તિન ભુવન ઠકુરાઈ રે

પૂજો૦ ॥ ૧ ॥ નેમિ જિનેશ્વર વચન અમૃત રસ, પીવા બુદ્ધિ ઠરાઈ રે ॥ નિષધ કુમારાદિક મુનિ દ્વાદશ, લીયે સંયમ લય લાઈ રે ॥ પૂજો૦ ॥ ૨ ॥ ઇગ્યાર અંગ સુરંગ ભણીને, ચરણ કરણ થિર ઠાઈ રે ॥ સરવારથ સિદ્ધ થયા સુરવર, લવ સત્તમીયા જાયી રે ॥ પૂજો૦ ॥ ૩ ॥ બાર અજ્ઝયણે વહ્નિ દશામેં, કહે સોહમ સુખદાયી રે ॥ એ આગમને પૂજો ધ્યાવો, ગાવો હરખ ભરાઈ રે ॥ પૂજો૦ ॥ ॥ ૪ ॥ સત્ય કપુર ખિમાજિન ઉત્તમ, પદ્મવિજય ગુરૂ પાયી રે ॥ અનુભવ યોગે રૂપવિજય ગણિ, આગમપૂજા ગાયી રે ॥ પૂજો૦ ॥ ૫ ॥

॥ ઇતિ પંડિત શ્રી રૂપવિજયજીકૃત પીસ્તાલીશ આગમપૂજામાં દ્વાદશ ઉપાંગ પૂજા સમાપ્ત ॥

## ॥ दश प्रकीर्णक पूजा ॥

## ॥ प्रथम श्रीचतुःशरणप्रकीर्णकपूजा ॥

॥ દોહા ॥

શ્રુતધર વીર જિણંદના, ચઉદ સહસ્સ અણગાર ॥
પ્રત્યેક બુદ્ધ તેણે રચ્યા, પઇન્ના ચઉદ હજાર ॥૧॥
સંપ્રતિ પણ વરતે ઘણા, પણ દશનો પડઘોષ ॥
તે આગમને પૂજતો, કરે પુણ્યનો પોષ ॥ ૨ ॥

॥ ઢાળ પહેલી ॥ જગજીવન જગવાલહો—એ દેશી ॥

ચારિત્ર શુદ્ધ આરાધના, સામાયિકથી થાય લાલ રે ॥ સાવદ્ય યોગને છાંડતા, પાતક દૂર પલાય લાલ રે ॥ ચા૦ ॥ ॥ ૧ ॥ દર્શનાચારની શુદ્ધતા, ચઉવીસથ્થે થાય લાલ રે॥ ગુણ ગાતાં જિનરાજના, સમકિત દૂષણ જાય લાલ રે ॥ ચા૦ ॥ ૨ ॥ જ્ઞાન દર્શન ચારિત્રના, આરાધક ગુરૂરાય લાલ રે ॥ દ્વાદશધા વંદન કરી, પૂજીજે શ્રી ગુરૂરાય લાલ રે ॥ ચા૦ ॥ ૩ ॥ અતિક્રમ વ્યતિક્રમતણા, દર્શન ચરણ ને નાણ લાલ રે ॥ તેહના દુષણ છંડીયે, પડિક્કમણું તે જાણ લાલ ॥ચા૦ ॥ ૪ ॥ વ્રણ રૂઝે જેમ પટ્ટિયે, તિમ કાઉસ્સગ્ગે દોષ લાલ રે ॥ પડિક્કમતાં બાકી રહ્યાં, કરીજે તેહનો શોષ લાલ રે ॥ ચા૦ ॥ ૫ ॥ ગુણ ધારણ કરવા ભણી, કરજે દશ પચ્ચખ્ખાણ લાલ રે ॥ વીર્યાચાર વિશુદ્ધતા, કરી સઘલે સુઅજઝાણ લાલ રે ॥ ચા૦ ॥ ૬ ॥ ચઉશરણે જિનરાજની, પૂજના કરશે જેહ લાલ રે ॥ જિન ઉત્તમપદપદ્મની, રૂપ-વિજય લહે તેહ લાલ રે ॥ ચા૦ ॥ ૭ ॥

## ॥ द्वितीय श्रीआउरपच्चक्खाणपयन्नापूजा ॥

॥ દોહા ॥

રાગ દ્વેષને છેદજે, ભેદજે આઠે કર્મ ॥
સ્નાતક પદને અનુસરી, ભજજે શાશ્વત શર્મ ॥ ૧ ॥

॥ ઢાળ બીજી ॥ ઇડર આંબા આંબલી રે, ઇડર દાડિમ દ્રાખ—એ દેશી ॥

દેશ વિરતિ ગુણઠાણમેં રે, વરતે શ્રાવક જેહ ॥ આણંદાદિકની પરે રે, તજે મિથ્યાત્વને તેહ ॥૧॥ સુગુણ-નર પૂજો શ્રી જિનદેવ ॥ એ આંકણી ॥ બારે વ્રતના પરિહરે રે, પ્રત્યેકે અતિચાર ॥ કરમાદાન પન્નર તજી રે, સમકિતના પંચ છાર ॥ સુ૦ ॥૨॥ જ્ઞાન દર્શન ચારિત્રના રે, તપ વીર-જના જેહ ॥ અતિચાર અલગા કરી રે, ભજ જિનવર ગુણગેહ ॥ સુ૦ ॥ ૩ ॥ પારંગત પદ પૂજિયે રે, તજી ત્રેસઠ દુર્ધ્યાન ॥ ઈંદ્રિય કષાયને ઝીપીને રે, પામે સમયિક જ્ઞાન ॥ સુ૦ ॥ ૪ ॥ આઉર પચ્ચખ્ખાણ સૂત્રની રે, કરે આરાધના જેહ ॥ ત્રીજે ભવે શિવ સંપદા રે, નિશ્ચય પામે તેહ ॥ સુ૦ ॥૫॥ તેણે એ સૂત્રની પૂજના રે, કરજો ધરી સુઅઝાણ ॥ રૂપવિજય કહે પામજો રે, શાશ્વત સુખ નિર્વાણ ॥ સુ૦ ॥૬॥

## ॥ तृतीय श्रीमहापच्चक्खाणपयन्नापूजा ॥

॥ દોહા ॥

મહાપચ્ચખ્ખાણ પયન્નામાં, પંડિત વીરજવંત ॥
અનશન શુદ્ધ આરાધતાં, હોય મુનિ શિવવધુકંત ॥૧॥

॥ ઢાળ ત્રીજી ॥ આવો હરિ લાસરીયા વાલા—એ દેશી ॥

પૂજા જિનરાજતણી કરિયે, ચોરાશી આશાતના

હરીયે, જુગતિથી અષ્ટ દ્રવ્ય ધરીયે ॥ પૂજા૦ ॥ ૧ ॥ આણા શ્રી જિનવરની કરિયે, મિથ્યા શ્રુત દૂરે પરિહરીયે, જિનાગમ પૂજા અનુસરીયે ॥ પૂજા૦ ॥ ૨ ॥ દર્શન જ્ઞાન ચરણ જેહ, સંયમ તપ સંવર ગેહ, કરી જિન ભાવપૂજા એહ ॥ પૂજા૦ ॥ ૩ ॥ મુનીશ્વર તેહના અધિકારી, નિયાણા નવના પરિહારી, નમો નમો સંયમ ગુણધારી ॥ પૂજા૦ ॥ ૪ ॥ સંવરમેં મન જાસ રમે, ક્રોધ દાવાનલ તાસ સમે, તેહને અણુસણ તીન ગમે ॥ પૂજા૦ ॥ ૫ ॥ પંચ પરમેષ્ઠિની પૂજા, જે કરે તસ પાતક ધ્રુજ્યાં, કર્મ અરિ સાથે તે ઝુઝયા ॥ પૂજા૦ ॥ ૬ ॥ જિન ઉત્તમ પૂજન કરિયે, તસ પદ પદ્મને અનુસરિયે, રૂપવિજય શિવ પદ વરીએ ॥ પૂજા૦ ॥ ૭ ॥

## ॥ चतुर्थ श्रीभक्तपयन्नापूजा ॥

॥ દોહા ॥

જિન આણા આરાધતાં, તપ જપ કિરિયા જેહ ॥
ભત્તપરિજ્ઞા સૂત્રમાં, કહ્યું શિવપદ લહે તેહ ॥૧॥

॥ ઢાળ ચોથી ॥ મોહનગારા રાજ રૂડા મ્હારા સાંભળ સલુણા સુડા—એ દેશી ॥

ત્રિકરણ યોગ સમારિને જી, આલોઈ અતિચાર ॥ સંવર જોગે સંવરીજી, કરી શુચિ તન મન સાર કે ॥ મોહનગારા રાજ વંદો, જિનરાજ પરમ સુખકંદો ॥ ૧ ॥ એ આંકણી ॥

કૃષ્ણનાગ મહા મંત્રથીજી, પામે ઉપશમ જેમ ॥ જિન પૂજા પ્રણિધાનથીજી, મન ઉપશમ લહે તેમ કે ॥ મો૦ ॥ ॥ ૩ ॥ કામ સ્નેહ ને દિટ્ઠિનાજી, નવલા છંડી રાગ ॥ ધર્મ-રાગ વાસિત મનેજી, પામે ભવજળ તાગ કે ॥ મો૦ ॥ ૩ ॥ સમકિત નિર્મલ કારણેજી, જિનપૂજા નિરધાર ॥ નાગકેતુ પરે જે કરેજી, તે લહે ભવજળ પાર કે ॥ મો૦ ॥ ૪ ॥ અરિહંત સિદ્ધ ને ચૈત્યનીજી, પ્રવચન સૂરિ સાધ ષટ્પદ પૂજી ભાવથીજી, તરી સંસાર અગાધ કે ॥ મો૦ ॥ ૫ ॥ શ્રી ગુરૂ પદ્મવિજય મુખેજી, ભત્તપયન્નુ સાર ॥ સાંભળીને જે પૂજશેજી, તસ ચિદ્રૂપ અપારકે ॥ મો૦ ॥ ૬ ॥

## ॥ पंचम श्रीतंदुलवेयालीप्रकीर्णकपूजा ॥

॥ દોહા ॥

જન્મ જરા મરણે કરી, ભમીયો જીઉ સંસાર ॥
કિમહિક જોગે નરભવ લહ્યો, તો કર ધર્મ ઉદાર ॥૧॥

॥ ઢાળ પાંચમો ॥ શિતળ જિન સહેજાનંદી—એ દેશી ॥

શ્રી જિનવર જગદાધાર, અડ પ્રાતિહારજ સાર ॥ ચઉ વિધ સુર સેવાકાર, એક કોડી જઘન્ય વિચાર ॥૧॥ ભવિક જન પૂજિયે જિનરાજા ॥ જિમ લહિયે શિવ સુખ તાજાં ॥ ભ૦ ॥ એ આંકણિ ॥ પંચવરણી કુસુમની માલ, જિન કંઠે ઠવો સુરસાલ ॥ જિન ગુણ ગાવો ભાવ વિશાલ,

શિવરમણી વરો તત્કાલ ॥ ભ૦ ॥ ૨ ॥ અશુચિ પુદ્ગલથી ભરીયો, દેહ ઔદારિક દુઃખ દરીયો ॥ નરભવ શુચિપદ અનુસરીયો, જિન ભક્તિ કરિ ભવ તરીયો ॥ ભ૦ ॥ ॥ ૩ ॥ જિનવર પૂજા પ્રભાવે, દુઃખ દોહગ ઉદય ન આવે ॥ જિનવર પદવી ભલી પાવે, તસ સુરવધૂ મળી ગુણ ગાવે ॥ ભ૦ ॥ ૪ ॥ તંદુલવિયાલી મઝાર, કહ્યો ગર્ભતણો અધિકાર ॥ તે સાંભળી ધર્મ વિચાર, કરી પામો ભવજળ પાર ॥ ભ૦ ॥ ૫ ॥ જિનવર મુખ પદ્મની વાણી, સાંભળી વરો શિવ પટરાણી ॥ જિમ દુઃખ દોહગ હોય હાણી, લહો રૂપવિજય સુખખાણી ॥ ભવિક૦ ॥૬॥

## ॥ षष्ठ श्रीगणिविज्जापयन्नापूजा ॥

॥ દોહા ॥

તિથિ વાર કરણે ભલું, શુભ મુહૂર્ત્ત લઈ જેહ ॥
સાધે ધર્મ સોહામણો, નિશ્ચય ફળ લહે તેહ ॥૧॥

॥ ઢાળ છઠ્ઠી ॥ અરણિક મુનિવર ચાલ્યા ગોચરી—એ દેશીઃ ॥

સમકિતધારી રે નરનારી મળી, અવિધિ દોષ સવિ ટાળી રે ॥ જિનવર પૂજા રે જુક્તિ થકી કરો, આગમ રીત સાંભળી રે ॥ ૧ ॥ શ્રી જિન પૂજો રે ભાવે ભવિજના ॥ ॥ એ આંકણી ॥ અંગ ચઢાવિ રે કેશર કુસુમને, કસ્તુરીને બરાસ રે ॥ રતન જડિત સુંદર આભૂષણે, પૂજો

મનને ઉલાસો રે ॥ શ્રી૦ ॥ ૨ ॥ ધૂપ દીપ નૈવેદ્ય ને ફલ ઠવો, જિન આગળ ધરી રાગ રે ॥ વીર્ય ઉલ્લાસે રે નિત્ય પૂજા કરે, તે પામે ભવ તાગ રે ॥ શ્રી૦ ॥ ૩ ॥ જિનગુણ સ્તુતિ કરતાં મન નિર્મલું, તેહિ જ શિવસુખ મૂલ રે ॥ સંવર વાધે રે સાધે સિદ્ધિને, લહે શિવસુખ અનુકૂળ રે ॥ શ્રી૦ ॥ ૪ ॥ ગણિવિજ્જા સૂત્ર મન થિર કરી, આરાધો નરનાર રે ॥ જિન ઉત્તમ પદ પદ્મને પૂજતાં, લહો ચિદ્રૂપ ઉદાર રે ॥ શ્રી૦ ॥૫॥

## ॥ सप्तम श्रीचंदाविजयपयन्नापूजा ॥

॥ દોહા ॥

કેવળનાણ દર્શનધરા, ત્રણ્ય જગત શિરતાજ ॥
લોકાલોક પ્રકાશકર, નમો સકલ જિનરાજ ॥૧॥

॥ ઢાળ સાતમી ॥

॥ કાંઈ બનડી રે કાજે બનડો અડ રહ્યો વારૂજી—એ દેશી ॥

જિનવર પૂજો જયકારી, જે ત્રણ્યભુવન ઉપકારી રે ॥ દિલડો અડ રહ્યો વારૂજી ॥ જિનરાજ ભક્તિને કાજે ॥ ॥ દિ૦ ॥ ૧ ॥ તિવિહા પૂજા હિતકારી, ત્રણ્ય ભાવ અવસ્થા પ્યારી રે ॥ દિ૦ ॥ ત્રિદિશી નિરખણ પરિહારી, જિન સન્મુખ અંબક ધારિ રે ॥ દિ૦ ॥ ૨ ॥ પય ભૂમિ તિહાં પ્રમાર્જી, જિન પૂજા કરજો તાજી રે ॥ દિ૦ ॥ આલં

બન તિન વિચારી, કરી મુદ્રા ત્રિક મનોહારી રે ॥ દિ૦॥ ॥ ૩ ॥ ઈંદ્રિય ચંચળતા છારી, પ્રણિધાન સમર ત્રણ ધારી રે ॥ દિ૦ ॥ નાણુ દંસણુ ચરણુ વિચારી, કરો જિનપૂજા મનોહારી રે ॥ દિ૦ ॥ ૪ ॥ ચંદાવિજય શ્રુત ધારી, અણુ-ગારની જાઉં બલિહારી રે ॥ દિ૦ ॥ શ્રી જિન ઉત્તમ દિલ-ધારી, લહો રૂપવિજય નરનારી રે ॥૫॥

## ॥ अष्टम श्रीदेवेन्द्रस्तवप्रकीर्णकपूजा ॥

॥ દોહા ॥

ચઉવ્વિહ દેવ નિકાયના, ઈંદ્ર વૃંદ નમે જાસ ॥
તે જિનરાજને પૂજતાં, પાપ તાપ હોય નાશ ॥૧॥

॥ ઢાળ આઠમી ॥

॥ ગુણશીલ વનમાં દેશના કાંઈ, ભાખે સોહમ સ્વામી રે એ દેશી ॥

સુરપતિ સઘળા નિજ નિજ પરિકર, સાથેં સુરગિરિ શૃંગ રે ॥ શ્રી જિનરાજની પૂજા કરવા, આવે અતિ ઉછ-રંગ ॥ ૧ ॥ સુરપતિ રસિયા રે, જિનરાજ પૂજા નવરંગ કરે ઉલ્લસીયા રે ॥ એ આંકણી ॥ પંચ રૂપ કરી હરિ જિન ઘરથી, ધરતો વિનય અમંદ રે ॥ સુરવર સાથે જિન ગ્રહી હાથે, આવે મેરૂ ગિરીંદ ॥ સુ૦ ॥ જિ૦ ॥ ૨ ॥ ઔષધિ મિશ્રિત તીર્થ જળથી, કળશા ભરી મનોહાર રે ॥ પારંગતનું અંગ પખાળી, કરે આતમ નિસ્તાર ॥ સુ૦ ॥

॥ જિ૦ ॥ ૩ ॥ ભાવના ચંદને જિન તનુ ચરચી, પંહેરાવે ફુલમાળ રે ॥ સુરબાળા જિનવર ગુણ માળા, ગાવે રંગ રસાળ ॥ સુ૦ ॥ જિ૦ ॥ ૪ ॥ તિણવિધ ભાવિક શ્રાવક ભકતે, પૂજે પ્રભુપદ પદ્મ રે ॥ રૂપવિજય પ્રભુ ધ્યાન પસાયે, લહે શાશ્વતશિવસદ્મ ॥ સુરપતિ રસીયા રે, જિનરાજ પૂજા નવરંગ૦ ॥૫॥

## ॥ नवमो श्रीमरणसमाधिपयन्नापूजा ॥

॥ દોહા ॥

સાધન સાધે સિદ્ધિનાં, સાવધાનપણે સાર ॥
તે મુનિવર આરાધના, કરી પામે ભવપાર ॥૧॥

॥ ઢાળ નવમી ॥ અનેહાં રે ગોકુળ ગામને ગોંદરે—એ દેશી ॥

અનેહાં રે સિદ્ધ નિરંજન પૂજતાં રે, પાતક દૂર પલાય ॥ પૂજક પૂજ્યની પૂજના રે, કરતાં પૂજ્ય તે થાય ॥ ॥ સિદ્ધ૦ ॥ ૧ ॥ અનેહાં રે દંસણ નાણ ચરણતણી રે, હોય આરાહણ ખાસ ॥ શ્રી જિનરાજ પૂજાથકી રે, ચિર સંચિત અઘ નાશ ॥ સિદ્ધ૦ ॥ ૨ ॥ અનેહાં રે સાધન જોગથી સંપજે રે, સાધ્યપણું નિરધાર ॥ ધ્યાતા ધ્યેયના ધ્યાનથી રે, ધ્યેય હોયે જગસાર ॥ સિદ્ધ૦ ॥ ૩ ॥ અનેહાં રે તિવિહ પૂજા એ પૂજ્યની રે, કરતાં જિનપદ થાય ॥ તિવિહ અવંચક જોગથી રે, ભાવ પૂજાશું ઠહરાય ॥

॥ સિદ્ધ૦ ॥ ૪ ॥ અનેહાં રે જિન ઉત્તમપદ પદ્મની રે, પૂજના કરશે જેહ ॥ રૂપવિજય પદ સંપદા રે, અવિચળ લહેશે તેહ ॥ સિદ્ધ૦ ॥૫॥

## ॥ दशम श्रीसंस्तारकप्रकीर्णकपूजा ॥

॥ દોહા ॥

ભાવ તીર્થ આધાર છે, જંગમ તીર્થ ચાર ॥
થાવર તીર્થ અસંખ્યમાં, મુખ્ય શત્રુંજય ગિરનાર ॥૧॥
પાદપોપ અણસણ કરી, સિદ્ધિ લહ્યા જિન સર્વ ॥
તે જિનવરની પૂજના, કરીએ મૂકી ગર્વ ॥૨॥

॥ ઢાળ દશમી ॥ ગોકુલ મથુરાં રે વાલા—એ દેશી ॥

ત્રિશલા નંદન રે દેહે, રચિયે પૂજા અધિકે નેહે ॥ નવ નવ ભાંતે રે કરિયે, જિમ ભવસાયર હેલે તરીયે ॥૧॥ ચેતન પ્યારા રે મહારા, જિન પૂજા કરી લહો ભવપારા ॥ ॥ ચે૦ ॥ એ આંકણિ ॥ નમન કરો મન રંગે, ચરચો કેશર પ્રભુ નવ અંગે ॥ ફુલની ફુટડી રે માળા, કંઠે ઠવો પંચ રંગ રસાળા ॥ ચેતન૦ ॥ ૨ ॥ ધૂપ દીપ મનોહાર, અક્ષત નૈવેદ્ય ફળ સુરસાળ ॥ જિનવર જગ શણગાર, ગાવો ગીત જ્ઞાન મનોહાર ॥ ચેતન૦ ॥ ૩ ॥ દરિસણ ચરણ ને નાણ, તપ એ ચઉહા પૂજા જાણ ॥ આરાધક તે કહીયે, પૂજા દ્વાદશ ભેદે લહિયે ॥ ચેતન૦ ॥ ૪ ॥ પાદ-

પોપ પદ ધારિ, વરીયા જિન ઉત્તમ શિવનારિ ।। તસ પદ પદ્મને રે વંદો, રૂપવિજય પદ લહી આણંદો ।। ચેતન૦ ।।૫।।

।। ઇતિ પંડિત શ્રી રૂપવિજયજીકૃત પીસ્તાલીશ આગમપૂજામાં દશ પ્રકીર્ણક પૂજા સમાપ્ત ।।

## ।। श्री छछेदसूत्र पूजा ।।

## ।। प्रथम श्रीदशाश्रुतस्कंधछेदसूत्रपूजा ।।

।। દોહા ।।

ષટ્વ્રત પાલક મુનિતણા, ભાખ્યા ષટ્ શ્રુત જેહ ।।
છેદ સૂત્ર તે જાણીયે, ધરીયે તેહશું નેહ ।।૧।।
શ્રુત શ્રુતપદદાયકતણી, પૂજા વિવિધ પ્રકાર ।।
કરતાં જિનપદ પામીયે, સકળ જંતુ હિતકાર ।।૨।।

।। ઢાળ પહેલી ।।

।। હરખીજી હરખીજી, હું તો હરખી રે નીરખીજી—એ દેશી ।।

જિનવરની જિનવરની, પૂજા કીજે લાલ જિનવરની ।। શિવમંદિર નિસરણી ।। પૂજા૦ ।। એ આંકણી ।। નામ ગોત્ર જિનવરનાં કાને, સુણતાં પાપ પલાય ।। તે જિનવરની ભાવે પૂજા, કરતાં શિવસુખ થાય ।। પૂજા ।। ૧ ।। જિન આણા રંગી ગુણી સંગી, આંગી જેહ રચાવે ।। સકલ વિભાવ અભાવ કરીને, જિનવર લીલા પાવે ।। ।। પૂજા૦ ।। ૨ ।। શ્રેણિકરાયે વીર જિણંદની, ભક્તિ કરી

બહુ માને ॥ તીર્થંકરપદ નિર્મળ બાંધ્યું, જિનપૂજા પ્રણિધાને ॥ પૂજા૦ ॥ ૩ ॥ નમનાભિગમન વંદન કરણી, થય થુઈ મંગળ સાર ॥ ભાવ સ્થાપના જિનને કરતાં, લહીએ ભવજલ પાર ॥ પૂજા૦ ॥૪॥ દશા સૂત્રનાં દશ અજ્ઝયણાં, ગુરૂ મુખ પદ્મથી જાણી ॥ રૂપવિજય કહે સંયમ સાધો, વરવા શિવ પટરાણી ॥ પૂજા૦ ॥૫॥

## ॥ द्वितीय श्रीबृहत्कल्पसूत्रपूजा ॥

॥ દોહા ॥

બૃહત્કલ્પમાં ભાખીયા, મુનિવરના આચાર ॥
કલ્પાકલ્પ વિભાગથી, શ્રી જિનવરે નિરધાર ॥૧॥

॥ ઢાળ બીજી ॥

ના કરીયેજી નેડા ના કરીયેજી, નીગુણાશું રે નેડા ના કરીએ-એ દેશી.

નિત્ય કરીયેજી પૂજા નિત્ય કરીયેજી, વિધિયોગે રે પૂજા નિત્ય કરીયે ॥ ભવસાયર જિમ ઝટ તરીયેજી ॥ વિધિ૦ ॥ એ આંકણી ॥ તદ્ગત ચિત્ત સમય અનુસારે, ભાવ ભક્તિ મન અનુસરીયેજી ॥ વિધિ૦ ॥ સંવર યોગમાં ચિત્ત લગાઈ, ષટ્ પલિમંથ દૂરે કરીયેજી ॥ વિધિ૦ ॥ ૧ ॥ સંયમના પલિમંથ કુકુઈતા, મૌખર્યપણું દૂરે કરીયેજી ॥ ॥ વિધિ૦ ॥ સત્ય વચન પલિમંથ મુખરતા, તજી સંયમ

રમણી વરીયેજી ॥ વિધિ૦ ॥ ૨ ॥ ચંક્ષુ લોલ ઈરિજા પલિમંથુ, મુનિજિન નિત્ય નિત્ય પરીહરિજીએ ॥ વિધિ૦ ॥ તિંતણીક એષણા પલિમંથુ, સત્ય વચન વ્રત વિખરીયેજી ॥ વિધિ૦ ॥ ૩ ॥ ઈચ્છા લોલ મુત્તિ પલિમંથુ, મુનિવર મન નવિ આચરિયેજી ॥ વિધિ૦ ॥ ભિજ્જાનિયાણ મોક્ષ પલિમંથુ, તજી જિન આણા શિર ધરીયેજી ॥વિધિ૦॥ ॥ ૪ ॥ જિનઆણાધારી મહામાહણ, ભવસાયર હેલે તરીયેજી ॥ વિધિ૦ ॥ દ્રવ્યપૂજા આરાધક શ્રાવક, ભાવક સુરપદ અનુસરીયેજી ॥ વિધિ૦ ॥॥ ૫ ॥ જિન ઉત્તમપદ પદ્મ પૂજનથી, નવયૌવન શિવવહુ વરીયેજી ॥વિધિ૦॥ બૃહત્કલ્પ આચરણ કરતાં, રૂપવિજય ભવજળ તરીયેજી ॥વિધિ૦॥૬॥

## ॥ तृतीय श्रीव्यवहारछेदसूत्रपूजा ॥

॥ દોહા ॥

વ્યવહાર સૂત્રમાં ભાખીયો, વ્યવહાર પંચ પ્રકાર ॥
ગણધરને શ્રી જિનવરે, વરવા શિવવહુ સાર ॥ ૧ ॥

॥ ઢાળ ત્રીજી ॥ સંભવજિન અવધારીએ—એ દેશી ॥

વિધિપૂર્વક જિનરાજની, પૂજા કરી શુભ ચિત્ત ॥ સલુણે ॥ આપ શકિત અનુસારથી, ત્રણ્ય ટંક સુપવિત્ત સલુણે ॥ વિધિ૦ ॥ ૧ ॥ સુરભિ દુગ્ધ ઘટે કરી, કરે અભિષેક જે સાર ॥ સલુણે ॥  તે સુર સુખ ઉજ્જવલ લહી, વરે શિવસુખ

નિરધાર સલુણે ॥ વિધિ૦ ॥ ૨ ॥ દધિ ઘૃત કુંભ ભરીભરી, પૂજે જે નરનારી સલુણે ॥ તે સુર સુખ તાજાં લહી, પામે ભવજળ પાર સલુણે ॥ વિધિ૦ ॥ ૩ ॥ [1]આગમ [2]શ્રુત [3]આણા ભલી, [4]ધારણા [5]જિત એ પંચ સલુણે ॥ જે જે કાળે જે હોયે, તે સેવે ગત ખંચ સલુણે ॥ વિધિ૦ ॥ ૪ ॥ વ્યવહાર જિત છે સંપ્રતિ, તીણ વિધિ જે કરે કાજ સલુણે ॥ જિન ઉત્તમ મુખ પદ્મની, વાણીયે ચિદ્રૂપ રાજ સલુણે ॥ વિધ૦ ॥ ૫ ॥

## ॥ चतुर्थ श्रीजीतकल्पछेदसूत्रपूजा ॥

॥ દોહા ॥

જીતકલ્પ સૂત્રે કહ્યો, આલોયણ અધિકાર ॥
શ્રી જિનરાજે જીવનો, કરવા ભવ નિસ્તાર ॥ ૧ ॥

॥ ઢાળ ચોથી ॥ નંદ સલુણા નંદના રે લોલ, તુમે મને નાંખી ફંદમાં રે લોલ—એ દેશી ॥

શ્રી જિનરાજ પૂજા કરો રે લોલ, પાયચ્છિત સવિ પરિહરો રે લોલ ॥ વિનય કરીને ધ્યાઈયે રે લોલ, મધુરસ્વરે ગુણ ગાઈયે રે લોલ ॥૧॥ આણાયે કરણી કરે રે લોલ, તે પ્રાણી ભવજળ તરે રે લોલ ॥ અવિધિ દોષને છંડિયે રે લોલ, વિધિયોગે સ્થિર મંડિયે રે લોલ ॥ ૨ ॥ દોષ તજી નિજ દેહથી રે લોલ, આલોયણ કરી નેહથી

રે લોલ ॥ પડિક્કમણે અઘ વારિયે રે લોલ, મિસ વિવેગ મન ધારીયે રે લોલ ॥ ૩ ॥ કાઉસ્સગ્ગે અઘ ટાળિયે રે લોલ, તપ કરી પાતક ગાળીયે રે લોલ ॥ છેદ તથા મૂલ જાણિયે રે લોલ, અણવટ્ઠિયપદ માણિયે રે લોલ ॥ ૪ ॥ પારંચિત દશમો વળી રે લોલ, કહે જિન ગણધર કેવળી રે લોલ ॥ જિનઆણા પૂજા દયા રે લોલ, કરી ઉત્તમ શિવપદ ગયા રે લોલ ॥૫॥ જીતકલ્પ જે જાણશે રે લોલ, તે હઠવાદ ન તાણશે રે લોલ ॥ શ્રી ગુરૂ પદ્મવિજય કહી રે લોલ, વાણી રૂપવિજય લહી રે લોલ ॥૬॥

## ॥ पंचम श्रोलघुनिशीथसूत्रपूजा ॥

॥ દોહા ॥

લઘુ નિશીથમાં સાધુનો, ઉત્તમ કહ્યો આચાર ॥
ધન્ય તેહ અણગારને, જે ધરે નિરતિચાર ॥૧॥

॥ ઢાળ પાંચમી ॥ આવો હરિ લાસરિયા વાલા—એ દેશી ॥

જગદ્દ્ગુરૂ જિનવર જયકારી, સેવો તુમે ભાવે નર-નારી ॥ આસાયણ ચોરાશી વારી ॥ જગ૦ ॥ ૧ ॥ [1]જલ [2]ચંદન [3]કુસુમે કરીયે, [4]ધૂપ [5]દીપ [6]અક્ષત ધરીયે ॥ [7]નૈવેદ્ય [8]ફળ આગળ કરીયે ॥ જગ૦ ॥ ૨ ॥ થય થુઈ ભાવ પૂજા સારી, નાટક ગીતથી મનોહારી ॥ ત્રિધા શુદ્ધિ કરે હિતકારી ॥ જગ૦ ॥ ૩ ॥ ભાવથી દ્રવ્યપૂજા કરશે,

તે ભવસાયરને તરશે ।। સરસ શિવસુંદરીને વરશે ।।જગ૦।। ।। ૪ ।। વિશ ઉદ્દેશાથી સાર, સૂત્ર નિશીથ છે મનોહાર ।। ભણી લહો રૂપવિજય પાર ।। જગ૦ ।। ૫ ।।

## ।। षष्ठ श्रीमहानिशीथसूत्रपूजा ।।

।। દોહા ।।

મહાનિશીથ સિદ્ધાંતમાં, મુનિમારગ નિરધાર ।।
વીરજિણંદ વખાણીયો, પૂજું તે શ્રુત સાર ।।૧।।

।। ઢાળ છઠ્ઠી ।। મુજરો લ્યોને ઝાલિમ જાટણી રે—એ દેશી ।।

શ્રી જિનરાજને જાઉં ભામણે રે, જાસ સુરાસુર ખાસ ।। સેવા સારે તારે આપને રે, નિર્મળ સમકિત જાસ ।। શ્રી જિન૦ ।। ૧ ।। દુવિહા પૂજા ભાખી સૂત્રમાં રે, દ્રવ્ય ને ભાવથી ખાસ ।। ભાવ પૂજા સાધક સાધુ ભલા રે, ગ્રહીને દોય ઉલ્લાસ ।। શ્રી જિન૦ ।। ૨ ।। દાનાદિક ચઉ સમ જિન પૂજના રે, બારમો સર્ગ નિવાસ ।। ભાવ પૂજાથી શિવ સુખ સંપજે રે, કહે જિન આગમ ખાસ ।। શ્રી જિન૦ ।। ૩ ।। તિગ પણ અડ નવ સત્તર પ્રકારથી રે, એકવિશ અડસય ભેદ ।। ભક્તિ યુક્તિથી જે પૂજા કરે રે, ન લહે તે ભવખેદ ।। શ્રી જિન૦ ।। ૪ ।। જિનવર ને જિન આગમ પૂજતાં રે, કર્મ કઠિન ક્ષય થાય ।। તીરથપતિપદ પામી નિર્મળું રે, સાદિ અનંત પદ ઠાય ।। શ્રી જિન૦ ।।

॥ ૫ ॥ ક્ષમાવિજય જિનરાજે ભાખીયું રે, ઉત્તમ જિન મુખ પદ્મથી ખાસ ॥ મહાનિશીથ સૂત્ર તે પૂજતાં રે, રૂપ-વિજય સુખ વાસ ॥ શ્રી જિન૦ ॥૬॥

## ॥ श्री चार मूलसूत्रपूजा ॥

### ॥ प्रथम श्रीआवश्यकसूत्रपूजा ॥

॥ દોહા ॥

ચારિત્ર તરૂના મૂલસમ, મૂલ સૂત્ર છે ચાર ॥
શ્રી જિનરાજે વખાણીયાં, પૂજી લહો ભવપાર ॥૧॥
આવશ્યક આરાધિયે, ષટ્ અધ્યયને ખાસ ॥
નમન સ્તવન પૂજન કરી, કરો આતમ સુપ્રકાશ ॥૨॥

॥ ઢાળ પહેલી ॥

॥ પંથડો નિહાળતી રે, જોતી વૃંદાવનની વાટ—એ દેશી ॥

ચોખે ચિત્તથી રે, કરીયે શ્રી જિનરાજની સેવ ॥ જગમાં કો નહીં રે, દિસે અધિકો દુજો દેવ ॥ કરૂણા જલ-નિધિ રે, જગમાં કલ્પતરૂ ભગવાન ॥ કરીયે પૂજના રે, અષ્ટપ્રકારી રૂડે ધ્યાન ॥ ૧ ॥ ભાવો ભાવના રે, ધારો શુદ્ધ નિરંજન દેવ ॥ ગાવો ગુણ ભલા રે, સારો ત્રિકરણ યોગે સેવ ॥ દાતા ધરમના રે, ત્રાતા ષડ્વિધ જીવના સાર ॥ તે પ્રભુ પૂજતાં રે, લહિયેં ભવસાયરનો પાર ॥ ૨ ॥ સૂત્ર આવશ્યકે રે, ભાખ્યાં ષટ્ અધ્યયન રસાલ ॥ તેહને સેવતાં

રે, પાતક જાયે સહુ વિસરાલ ॥ સમભાવે કરી રે, કરીયે આવશ્યક દોય ટંક ॥ ભાવની વૃદ્ધિએ રે, તોડે આઠ કરમનો વંક ॥ ૩ ॥ સાવદ્ય યોગની રે, વિરતિ જિન ગુણનો બહુ માન ॥ ચરણે ગુરૂતણે રે, વાંદણા દીજે ધરી શુભ ધ્યાન ॥ આલોઇયે મને રે, વાસર રયણીના અતિચાર ॥ કાઉસ્સગ્ગ ધ્યાનથી રે, સોહી આતમની કરે સાર ॥ ૪ ॥ કરી પચ્ચખ્ખાણને રે, આતમ તારે ગૃહી અણગાર ॥ વીરજ ફોરવી રે, પામે ભયસાયરનો પાર ॥ વાણી સાંભળે રે, ઉત્તમ ગુરૂ મુખ પદ્મની જેહ ॥ રૂપવિજય કહે રે, તે લહે અવિચળ શિવપુર ગેહ ॥૫॥

## ॥ द्वितीय श्रीदशवैकालिकसूत्रपूजा ॥

॥ દોહા ॥

દશવકાલિક સૂત્રમાં, મુનિમારગ અધિકાર ॥
ભાવે તેહ આરાધતાં, પામીજે ભવ પાર ॥૧॥

॥ ઢાળ બીજી ॥ વેસરંદ ગઇ રે ગમાઈ, મ્હારે ન્હાને દેવર પાઈ લાલ. વેસરંદ૦—એ દેશી ॥

શ્રી જિનવર મુખની વાણી, અનુભવ અમૃત રસ ખાણી ॥ લાલ જિનવાણી ॥ ચઉ અનુયોગે કહેવાણી, સગ ભંગી જોગ ઠરાણી ॥ લા૦ ॥ ૧ ॥ નય સાતથકી ગુંથાણી, સ્યાદ્વાદની છાપ અંકાણી ॥ લા૦ ॥ પાંત્રીશ વયણ ગુણ જાણી, ગણધર દીલડે સોહાણી ॥ લા૦ ॥ ૨ ॥

ભવતાપને દૂર ગમાવે, શુચિ આતમ બોધને પાવે ।।લા૦।। મિથ્યાત્વતિમિરકું તરણી, દુર્મતી વ્રતીને રવિ ભરણી ।। ।। લા૦ ।।૩।। શ્રુત શ્રદ્ધાવંત જે પ્રાણી, વિધિયોગે શ્રદ્ધા આણી ।।લા૦।। કરે પૂજા નવનવ રંગે, ધન ખરચે અધિક ઉમંગે ।। લા૦ ।।૪।। પૂજા તે દયારસ ખાણી, ભાવધર્મની એ નિશાની ।। લા૦ ।। શ્રી ગુરૂમુખ પદ્મની વાણી, ચિદ્દરૂપવિજયજીપદ ખાણી ।। લા૦ ।।પ।।

## ।। तृतीय श्रीउत्तराध्ययनसूत्रपूजा ।।

।। દોહા ।।

ઉત્તરાધ્યયને ઉપદીશ્યાં; અજઝયણાં છત્રીશ ।।
સમજી અર્થ સોહામણા, પૂજો શ્રી જગદીશ ।।૧।।

।। ઢાળ ત્રીજી ।।

।। હું તો જાઉં નિત્ય બલિહારી જી, મુખને મરકલડે—એ દેશી ।।

જિનરાજ જગત્ ઉપકારી જી, પૂજો નરનારી ।। એ તો તીનભુવન હિતકારી જી, જિનવર જયકારી ।। પ્રભુ નામે નવનિધિ થાય જી ।। પૂજો૦ ।। દુઃખ દોહગ દૂર પલાય જી ।। જિન૦ ।। ૧ ।। પારંગત પાર ઉતારેજી ।। પૂજો૦ ।। આણે ભવસાયર આરે જી ।। જિન૦ ।। ભવ ભવનાં પાપ ગમાવેજી ।। પૂજો૦ ।। મિથ્યા જ્વર તાપ શમાવે જી ।। જિન૦ ।। ૨ ।। જલ ચંદન કુસુમ ને ધૂપે જી ।। પૂજો૦ ।। જીમ ન પડો ભવને

ફૂપે જી ॥ જિન૦ ॥ જમણી દિશા દીપક ઠાવો જી ॥પૂજો૦॥ જીમ કેવલનાણુને પાવો જી ॥ જિન૦ ॥૩॥ થય થુઇ જિન રાજની કરિયે જી ॥ પૂજો૦ ॥ અક્ષત નૈવેદ્ય ફલ ધરિયે જી ॥ જિન૦ ॥ દ્રવ્ય ભાવથી પૂજા જેહ જી ॥ પૂજો૦ ॥ આપે અવિચલ સુખ તેહ જી ॥ જિન૦ ॥ ૪ ॥ ઉત્તરાધ્યયન સૂત્ર જે ધ્યાવે જી ॥પૂજો૦॥ તે ત્રીજે ભવે શિવ પાવે જી॥ જિન૦॥ શ્રી પદ્મવિજય ગુરૂવાણી જી ॥ પૂજો૦ ॥ દીયે રૂપવિજય સુખખાણી જી ॥ જિન૦ ॥૫॥

## ॥ चतुर्थ श्रीपिंडनिर्युक्तिसूत्रपूजा ॥

॥ દોહા ॥

ક્રોધ માન માયા તજી, લોભ ન જાસ લગાર ॥
શુદ્ધ તુચ્છ આહાર લે, વંદું તે અણગાર ॥ ૧ ॥

॥ ઢાળ ચોથી ॥ દેહું દેહું નણંદ હઠીલી.—એ દેશી ॥

જય જય જિનવર જયકારી, જસ મૂરતિ મોહનગારી રે ॥ ભવિ પૂજિયે જિનરાજા ॥ જીમ લહીયે શિવસુખતાજાં રે ॥ ભવિ૦ ॥ અશોકથી શોક નિવારે, સંસાર સમુદ્રથી તારે ॥ ભવિ૦ ॥ ૧ ॥ પંચવરણી કુસુમ વરસાવે, સુર ભક્તિયે સમકિત પાવે રે ॥ ભવિ૦ ॥ વાંસલીયે સમસર પૂરે, નિજ આતમ તમ કરે દૂરે રે ॥ ભવિ૦ ॥ ૨ ॥ ઉજ્જવલ ચામર સોહંતાં, પરષદ જન મન મોહંતા રે ॥ ભવિ૦ ॥

સિંહાસન આસનકારી, પ્રભુ દર્શનની બલિહારી રે ॥ ભવિ૦ ॥ ૩ ॥ ભામંડલ રવિ સમ સોહે, દેવ દુંદુંભિ જન મન મોહે રે ॥ભવિ૦॥ ત્રણ છત્ર પ્રભુ શિર ધારે, ત્રણ જગતની આપદા વારે રે ॥ભવિ૦॥૪॥ પિંડનિર્યુક્તિ પ્રકાશી, જિન ઉત્તમ ગુણની રાશિ રે ॥ ભવિ૦ ॥ શ્રી પદ્મવિજય ગુરૂ શિષ્ય, કહે રૂપ નમો જગદીશ રે ॥ ભવિ૦ ॥ ૫ ॥

॥ ઇતિ પંડિત શ્રી રૂપવિજયજીકૃત પીસ્તાલીશ આગમ પૂજામાં ચાર મૂલ સૂત્ર પૂજા સમાપ્ત ॥

---

## ॥ श्री चूलिकासूत्रपूजा ॥

## ॥ प्रथम श्रीनंदिसूत्रपूजा ॥

॥ દોહા ॥

મઇ સુઅ ઓહિ મન પજ્જવા, પંચમ કેવળનાણ ॥
નંદિસૂત્ર માંહે કહ્યાં, પૂજું તે સુહઝાણ ॥ ૧ ॥

॥ ઢાળ પહેલી ॥ સરોવર પાણી હું ગઈ, મા મોરારી રે; સન્મુખ મળીયો કાન, ગાગર ફોડી રે.—એ દેશી ॥

જિનવર જગગુરૂ જગધણી, ઉપકારી રે ॥ તમે પૂજો ધરી મન રંગ, મળી નરનારી રે ॥ સમવસરણમાં સોહતા ॥ ઉ૦ ॥ નિર્મળ જેહ નિઃસંગ, જગત્ ઉપકારી રે ॥ ૧ ॥ મતિ શ્રુત નાણના જાણીયે ॥ ઉ૦ ॥ અડવીશ ચઉદશ ભેદ

॥ જ૦ ॥ અવધિ ષટ્ ભેદે લહો ॥ ઉ૦ ॥ દુગ મણુપજ્જવ ભેદે ॥ જ૦ ॥ ૨ ॥ ક્ષાયિકભાવે કેવલી ॥ ઉ૦ ॥ લોકાલોકના જાણ ॥ જ૦ ॥ ચાર જ્ઞાનની જે પ્રભા ॥ ઉ૦ ॥ એહમાં તસ મંડાણ ॥ જ૦ ॥ ૩ ॥ સેવો ધ્યાવો ભાવથી ॥ ઉ૦ ॥ ગાઓ જિનગુણ ગીત ॥ જ૦ ॥ ભાવના ભાવો ભાવશું ॥ ઉ૦ ॥ ભક્તિ કરો ધરી પ્રીત ॥ જ૦ ॥ ૪ ॥ નાણ નાણીની પૂજના ॥ ઉ૦ ॥ કરતાં લહીયે નાણ ॥ જ૦ ॥ નંદિસૂત્રની પૂજના ॥ ઉ૦ ॥ કરો ભવિયણ સુહ ઝાણ ॥ જ૦ ॥૫॥ જિન ઉત્તમ પદ પદ્મની ॥ ઉ૦ ॥ પૂજા કરો ધરી રાગ ॥ જ૦ ॥ રૂપવિજય પદ સંપદા ॥ ઉ૦ ॥ પામો નિત્ય અથાગ ॥ જ૦ ॥૬॥

## द्वितीय श्रीअनुयोगद्वारसूत्रपूजा ॥

॥ દોહા ॥

શ્રી અનુયોગદુવારમાં, ચઉ અનુયોગ વિચાર ॥
શ્રદ્ધાભાસન રમણતા, કરી પૂજે નરનાર ॥ ૧ ॥
ધન્ય ધન્ય આગમ જિનતણું, બોધિબીજ ભંડાર ॥
નાણ ચરણ રયણે ભર્યો, શાશ્વત સુખ દાતાર ॥ ૨ ॥

॥ ઢાળ બીજી ॥ ચંદ્રજસા જિનરાજિયા, મનમોહન મેરે—એ દેશી ॥

શ્રી અનુયોગદુવારની ॥ મનમોહન મેરે ॥ હું જાઉં બલિહારી ॥ મન૦ ॥ ત્રિશલાનંદન જિનવરે ॥ મન૦ ॥ ભાખ્યા અર્થ વિચાર ॥ મન૦ ॥૧॥ ઉપક્રમ નિક્ષેપ અનુ-

ગમા ॥ મન૦ ॥ નય અનુયોગ એ ચાર ॥ મન૦ ॥ ષટ્ ચઉ દુગ સગ ભેદથી ॥ મન૦ ॥ સૂત્ર તણો વિસ્તાર ॥મન૦॥ સૂત્ર સુણે સંશય ટળે ॥ મન૦ ॥ શ્રદ્ધા નિર્મળ થાય ॥મન૦॥ તત્ત્વજ્ઞાનમાં ચિત્ત રમે ॥ મન૦ ॥ દુર્ગતિ દૂર પલાય ॥ મન૦ ॥ ૩ ॥ શ્રુતવાસિત જે પ્રાણિયા ॥ મન૦॥ તે લહે ભવજળ પાર ॥ મન૦ ॥ જ્ઞાન ભાણુ જસ જળહળે ॥ મન૦ ॥ તે કરે જગ નિસ્તાર ॥ મન૦ ॥૪॥ સૂત્ર લખાવે સાચવે ॥ મન૦ ॥ પૂજે ધ્યાયે સાર ॥ મન૦ ॥ ભણે ભણાવે શુભ મને ॥ મન૦ ॥ અનુમોદે ધરી પ્યાર ॥ મન૦ ॥ ૫ ॥ તે સુર નર વર સુખ લહી॥ મન૦॥ કર્મ કઠિન કરે દૂર ॥ મન૦॥ કેવલ કમલા પામીને ॥મન૦॥ શિવવહુ વરે સસનૂર ॥ મન૦ ॥ ૬ ॥ ગુરૂ મુખ પદ્મની દેશના ॥મન૦॥ સાંભળી હર્ષ અપાર ॥ મન૦ ॥ રૂપવિજય કહે તે લહે ॥ મન૦॥ નિત્ય નિત્ય મંગલ ચાર ॥ મનમોહન મેરે ॥૭॥

॥ દોહા ॥

રાજનગરમાં રાજસમ, ઓશ વંશ શણગાર ॥
શેઠ હેમાભાઈ ભલો, પુણ્યવંત સરદાર ॥ ૧ ॥

આગમ સાંભળે આદરે, શ્રદ્ધાવંત સુધીર ॥
તસ સમરણને કારણે, રચી પૂજા ગંભીર ॥ ૨ ॥

॥ અથ કળશ ॥ રાગ ધન્યાશ્રી ॥

ગાયા ગાયા રે, પણુયાલીશ આગમ ગાયા ॥ જિનવર ભાખિત ગણધર ગુંફિત, મુનિવર કંઠ મલાયા રે ॥ પણુયાલીશ આગમ ગાયા ॥૧॥ જ્ઞાનારાધન સાધન મોક્ષનું, કરતાં કર્મ ખપાયા ॥ શ્રદ્ધા ભાસન રમણ કરણુથી, નિર્મલ મન વચ કાયા રે ॥ પણુ૦ ॥ ૨ ॥ છઠ્ઠ અઠ્ઠમ ને દશમ દુવાલસ, તપ કરી કર્મ ખપાયા ॥ નિત્ય ભોજી જ્ઞાની મુનિ તેહથી, પરમ વિશુદ્ધતા ઠાયા રે ॥ પણુ૦ ॥ ૩ ॥ શ્રી વિજયદેવસૂરીશ્વર પટધર, વિજયસિંહસૂરિરાયા ॥ સત્યવિજય તસ શિષ્ય મનોહર, સંવેગ મારગ ધ્યાયા રે ॥ પણુ૦ ॥૪॥ કપુર ખીમા જિન ઉત્તમ નામથી, વિજયપદે સોહાયા ॥ શ્રી ગુરૂ પદ્મવિજય પદપંકજ, નમતાં નવનિધિ પાયા રે ॥ પણુ૦ ॥૫॥ બાણુ નાગ ગજ ચંદ્ર (૧૮૮૫) સંવત્સર, આસો માસ સુહાયા ॥ ત્રીજે સવિતાસુત વારે ભલા, કંઠે ગીત મલાયા રે ॥ પણુ૦ ॥ ૬ ॥ તપગચ્છ વિજયદિણેંદ્રસૂરીવર, રાજે સુજસ સુહાયા ॥ રૂપવિજય કહે આગમ પૂજા, કરતાં સવિ સુખ પાયા રે ॥ પણુયાલીશ૦ ॥ ૭ ॥

॥ ઇતિ પંડિત શ્રી રૂપવિજયજીકૃત પીસ્તાલીશ આગમ પૂજા સમાપ્ત ॥



॥ श्री ॥

# ॥ विविध पूजासंग्रह ॥

## ભાગ ત્રીજો

## શ્રી દેવવિજયજીકૃત અષ્ટપ્રકારી પૂજા

### ॥ प्रथम जलपूजा ॥

॥ દોહા ॥

અજર અમર નિકલંક જે, અગમ્ય રૂપ અનંત ॥ અલખ અગોચર નિત્ય નમું, પરમ પ્રભુતાવંત ॥૧॥ શ્રી સંભવજિણ ગુણનિધિ, ત્રિભુવન જન હિતકાર ॥ એહના પદ પ્રણમી કરી, કહીશું અષ્ટપ્રકાર ॥ ૨ ॥ પ્રથમ ન્હવણ પૂજા કરો, બીજી ચંદનસાર ॥ ત્રીજી કુસુમ વળી ધૂપની, પંચમ દીપ મનોહાર ॥ ૩ ॥ અક્ષત ફળ નૈવેદ્યની, પૂજા અતિહિ ઉદાર ॥ જે ભવિયણ નિત નિત કરે, તે પામે ભવપાર ॥૪॥ રત્નજડિત કળશે કરી, ન્હવણ કરો નિજભૂપ ॥ પાતક પંક પખાલતાં, પ્રગટે આત્મસ્વરૂપ ॥૫॥ દ્રવ્ય ભાવ દોય પૂજના, કારણ કાર્ય સંબંધ ॥ ભાવસ્તવ પુષ્ટિ ભણી, રચના

દ્રવ્ય પ્રબંધ ॥ ૬ ॥ શુભ સિંહાસન માંડીને, પ્રભુ પધરાવો ભક્ત ॥ પંચ શબ્દ વાજિંત્રશું, પૂજા કરીયે વ્યક્ત ॥ ૭ ॥

॥ ઢાળ પહેલી ॥ અનેહાં રે જિનમંદિર રળિયામણું રે—એ દેશી ॥

અનેહાં રે ન્હવણ કરો જિનરાજને રે, એ તો શુદ્ધાલંબન દેવ ॥ પરમાતમ પરમેસરૂ રે, જસુ સુરનર સારે સેવ ॥ ન્હ૦ ॥ ॥ ૧ ॥ અ૦ ॥ માગધતીર્થ પ્રભાસના રે, સુરનદી સિંધુનાં લેવ ॥ વરદામ ક્ષીરસમુદ્રનાં રે, નીરે ન્હવે જેમ દેવ ॥ ન્હ૦ ॥ ॥ ૨ ॥ અ૦ ॥ તેમ ભવિ ભાવે તીર્થોદકે રે, વાસો વાસ સુવાસ ॥ ઔષધિઓ પણ ભેળી કરો રે, અનેક સુગંધિત ખાસ ॥ ન્હ૦ ॥ ૩ ॥ અ૦ ॥ કાળ અનાદિ મળ ટાળવા રે, ભાળવા આતમરૂપ ॥ જળપૂજા યુક્તે કરી રે, પૂજો શ્રી જિન ભૂપ ॥ ન્હ૦ ॥ ૪ ॥ અ૦ ॥ વિપ્રવધૂ જળપૂજથી રે, જેમ પામી સુખ સાર ॥ તેમ તમે દેવાધિદેવને રે, અર્ચી લહો ભવપાર ॥ ન્હવણ૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥

વિમલકેવલદર્શનસંયુતં, સકલજંતુમહોદયકારણં ॥
સ્વગુણશુદ્ધિકૃતે સ્નપયામ્યહં, જિનવરં નવરંગ મિવાંભસા. ૧

## ॥ द्वितीय चंदनपूजा ॥

॥ દોહા ॥

હવે બીજી ચંદનતણી, પૂજા કરો મનોહાર ॥
મિથ્યા તાપ અનાદિનો, ટાળો સર્વ પ્રકાર ॥ ૧ ॥

॥ श्री ॥

# ॥ विविध पूजासंग्रह ॥

## ભાગ ત્રીજો

## શ્રી દેવવિજયજીકૃત અષ્ટપ્રકારી પૂજા

### ॥ प्रथम जलपूजा ॥

॥ દોહા ॥

અજર અમર નિકલંક જે, અગમ્ય રૂપ અનંત ॥ અલખ અગોચર નિત્ય નમું, પરમ પ્રભુતાવંત ॥૧॥ શ્રી સંભવજિણ ગુણનિધિ, ત્રિભુવન જન હિતકાર ॥ એહના પદ પ્રણમી કરી, કહીશું અષ્ટપ્રકાર ॥ ૨ ॥ પ્રથમ ન્હવણ પૂજા કરો, બીજી ચંદનસાર ॥ ત્રીજી કુસુમ વળી ધૂપની, પંચમ દીપ મનોહાર ॥ ૩ ॥ અક્ષત ફળ નૈવેદ્યની, પૂજા અતિહિ ઉદાર ॥ જે ભવિયણ નિત નિત કરે, તે પામે ભવપાર ॥૪॥ રત્નજડિત કળશે કરી, ન્હવણ કરો નિજભૂપ ॥ પાતક પંક પખાલતાં, પ્રગટે આત્મસ્વરૂપ ॥૫॥ દ્રવ્ય ભાવ દોય પૂજના, કારણ કાર્ય સંબંધ ॥ ભાવસ્તવ પુષ્ટિ ભણી, રચના

દ્રવ્ય પ્રબંધ ॥ ૬ ॥ શુભ સિંહાસન માંડીને, પ્રભુ પધરાવો ભક્ત ॥ પંચ શબ્દ વાજિંત્રશું, પૂજા કરીયે વ્યક્ત ॥ ૭ ॥

॥ ઢાળ પહેલી ॥ અનેહાં રે જિનમંદિર રળિયામણું રે—એ દેશી ॥

અનેહાં રે ન્હવણ કરો જિનરાજને રે, એ તો શુદ્ધાલંબન દેવ ॥ પરમાતમ પરમેસરૂ રે, જસુ સુરનર સારે સેવ ॥ ન્હ૦ ॥ ॥ ૧ ॥ અ૦ ॥ માગધતીર્થ પ્રભાસના રે, સુરનદી સિંધુનાં લેવ ॥ વરદામ ક્ષીરસમુદ્રનાં રે, નીરે ન્હવે જેમ દેવ ॥ ન્હ૦ ॥ ॥ ૨ ॥ અ૦ ॥ તેમ ભવિ ભાવે તીર્થોદકે રે, વાસો વાસ સુ-વાસ ॥ ઔષધિઓ પણ ભેળી કરો રે, અનેક સુગંધિત ખાસ ॥ ન્હ૦ ॥ ૩ ॥ અ૦ ॥ કાળ અનાદિ મળ ટાળવા રે, ભા-ળવા આતમરૂપ ॥ જળપૂજા યુકતે કરી રે, પૂજે શ્રી જિન ભૂપ ॥ ન્હ૦ ॥ ૪ ॥ અ૦ ॥ વિપ્રવધૂ જળપૂજથી રે, જેમ પામી સુખ સાર ॥ તેમ તમે દેવાધિદેવને રે, અર્ચી લહો ભવપાર ॥ ન્હવણ૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥

વિમલકેવલદર્શનસંયુતં, સકલજંતુમહોદયકારણં ॥
સ્વગુણશુદ્ધિકૃતે સ્નપયામ્યહં, જિનવરં નવરંગ મિવાંભસા.૧

## ॥ द्वितीय चंदनपूजा ॥

॥ દોહા ॥

હવે બીજી ચંદનતણી, પૂજા કરો મનોહાર ॥
મિથ્યા તાપ અનાદિનો, ટાળો સર્વ પ્રકાર ॥ ૧ ॥

પુદ્ગલ પરિચય કરી ઘણો, પ્રાણી થયો દુર્વાસ ॥
સુગંધ દ્રવ્ય જિનપૂજને, કરો નિજ શુદ્ધ સુવાસ ॥૨॥

॥ ઢાળ ત્રીજી ॥ મનથી ડરણાં, પરનારી સંગ ન કરણાં—એ દેશી ॥

ભવિ જિન પૂજો, દુનિયામાં દેવ ન દૂજો ॥ જે અરિહા પૂજે, તસ ભવનાં પાતક ધ્રૂજે ॥ભવિ૦ ॥ ૧ ॥ પ્રભુ પૂજા બહુ ગુણ ભરી રે, કીજે મનને રંગ ॥ મન વચ કાયા થીર કરી રે, અર્ચો અરિહા અંગ ॥ ભવિ૦ ॥ ૨ ॥ કેસર ચંદન ઘસી ઘણું રે, માંહે ભેળી ઘનસાર ॥ રત્નકચોળી-માંહે ધરી રે, પ્રભુ પદ ચર્ચો સાર ॥ ભવિ૦ ॥ ૩॥ ભવ-દવ તાપ શમાવવા રે, તરવા ભવજળ તીર ॥ આતમ સ્વરૂપ નિહાળવા રે, રૂડો જગગુરૂ ધીર ॥ ભવિ૦ ॥ ૪॥ પદ જાનું કર અંશ શિરે રે, ભાલ ગળે વળી સાર ॥ હૃદય ઉદર પ્રભુને સદા રે, તિલક કરો મન પ્યાર ॥ ભવિ૦ ॥ ૫ ॥ એણિવિધ જિનપદ પૂજના રે, કરતાં પાપ પલાય ॥ જેમ જયસુર ને શુભમતિ રે, પામ્યા અવિચળ ઠાય ॥ ભવિ જિન પૂજો ॥ ૬ ॥

॥ કાવ્યં ॥

જગદુપાધિચયાદ્રહિતં હિતં, સહજતત્ત્વકૃતે ગુણમંદિરં ॥
વિનયદર્શનકેશર ચંદનૈ,-રમલહૃન્મલહૃજ્જિનમર્ચ્ચયે ॥૧॥

## ॥ तृतीय कुसुमपूजा ॥

॥ દોહા ॥

ત્રીજી કુસુમતણી હવે, પૂજા કરો સદ્‌ભાવ ॥
જેમ દુષ્કૃત દૂરે ટળે, પ્રગટે આતમસ્વભાવ ॥ ૧ ॥
જે જન ષટ્ઋતુ ફુલશું, જિન પૂજે ત્રણ કાળ ॥
સુર નર શિવ સુખ સંપદા, પામે તે સુરસાલ ॥ ૨ ॥

॥ ઢાળ ત્રીજી ॥ સાહેલડીયાંની દેશી ॥

કુસુમ પૂજા ભવિ તુમે કરો ॥ સાહેલડીયાં ॥ આણી વિવિધ પ્રકાર ॥ ગુણ વેલડીયાં ॥ જાઇ જુઈ કેતકી ॥સા૦॥ દમણો મરૂઓ સાર ॥ ગુણ૦ ॥ ૧ ॥ મોગરો ચંપક માલતી ॥સા૦॥ પાડલ પદ્મ ને વેલ ॥ગુણ૦॥ બોલસિરિ જાસૂલશું ॥સા૦॥ પૂજો મનને ગેલ ॥ ગુણ૦ ॥૨॥ નાગ ગુલાબ સેવંતરી ॥ સા૦॥ ચંપેલી મચકુંદ ॥ ગુણ૦ ॥ સદા સોહાગણ દાઉદી ॥ સા૦ ॥ પ્રિયંગુ પુન્નાગના વૃંદ ॥ ગુણ૦ ॥ ૩ ॥ બકુલ કોરંટ અંકોલથી ॥સા૦॥ કેવડો ને સહકાર ॥ગુણ૦॥ કુંદાદિક પમુહા ઘણે ॥સા૦ ॥ પુષ્પતણે વિસ્તાર ॥ગુણ૦ ॥ ॥૪॥ પૂજે જે ભવિ ભાવશું ॥ સા૦ ॥ શ્રી જિનકેરા પાય ॥ ગુણ૦ ॥ વણિકસુતા લીલાવતી ॥ સા૦ ॥ જિમ લહે શિવપુર ઠાય ॥ ગુણ વેલડીયાં ॥ ૫ ॥

॥ કાવ્યં ॥

સુકરુણાસુનૃતાર્જવમાર્દવઃ, પ્રશમશૌચશમાદિસુમર્જનાઃ ॥ પરમપૂજ્યપદસ્થિતમર્ચિતં, પરમુદારમુદારગુણં જિનં ॥ ૧ ॥

## ॥ चतुर्थ धूपपूजा ॥

॥ દોહા ॥

અર્ચા ધૂપતણી કરો, ચોથી હર્ષ અમંદ ॥
કર્મેંધન દાહન ભણી, પૂજો શ્રી જિનચંદ ॥ ૧ ॥
સુવિધિ ધૂપ સુગંધશું, જે પૂજે જિનરાય ॥
સુરનર કિન્નર તે સવિ, પૂજે તેહના પાય ॥ ૨ ॥

॥ ઢાળ ચોથી ॥

સામરી સુરતપર મેરો દિન અટકયો—એ દેશી ॥

અરિહા આગે ધૂપ કરીને, નરભવ લાહો લીજેરી ॥ અગર ચંદન કસ્તૂરી સંયુક્ત, કુંદરૂ માંહે ધરીજેરી ॥ અરિ૦ ॥૧॥ ચુરણ શુદ્ધિ દશાંગ અનોપમ, તુરુક્ક અંબર ભાવીજેરી ॥ રત્નજડિત ધપધાણા માંહે, શુદ્ધ ઘનસાર ઠવીજેરી ॥ અરિ૦ ॥ ૨ ॥ પવિત્ર થઇ જિનમંદિર જઇને, આશય શુદ્ધ કરીજેરી ॥ ધૂપ પ્રગટે વામાંગે ધરતાં, ભવ ભવ પાપ હરીજેરી ॥ અરિ૦ ॥ ૩ ॥ સમતારસ સાગર ગુણ આગર, પરમાતમ જિન પૂરારી ॥ ચિદાનંદ ઘન ચિન્મય મૂરતિ, ઝગમગ જ્યોતિ સનૂરારી ॥ અરિ૦

॥ ૪ ॥ એહવા પ્રભુને ધૂપ કરતાં, અવિચળ સુખડાં લહિયેરી ॥ ઈહ ભવ પરભવ સંપતિ પામે, જેમ વિનયંધર કહિયેરી ॥ અરિહા૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥

અશુભપુદ્ગલસંચયવારણં સમસુગંધકરં તપધૂપનં ॥
ભગવતા સુપુરોહિતકર્મણાં, જયવતી ભવતોऽક્ષયસંપદા ॥૧॥

## ॥ पंचम दीपकपूजा ॥

॥ દોહા ॥

નિશ્ચય ધન જે નિજતણું, તિરોભાવ છે તેહ ॥
પ્રભુમુખ દ્રવ્યદીપક ધરી, આવિર્ભાવ કરેહ ॥ ૧ ॥
અભિનવ દીપક એ પ્રભુ, પૂજી માગો હેવ ॥
અજ્ઞાન તિમિર જે અનાદિનું, ટાળો દેવાધિદેવ ॥૨॥

॥ ઢાળ પાંચમી ॥ ઝુંબખડાની દેશી ॥

ભાવદીપ પ્રભુ આગળે, દ્રવ્યદીપક ઉત્સાહે ॥ જિનેસર પૂજીયે ॥ પ્રગટ કરી પરમાતમા, રૂપ ભાવો મનમાંહે ॥ જિ૦ ॥ ૧ ॥ ધૂમ કષાય ન જેહમાં, ન છીપે પતંગને હેજ ॥ જિ૦ ॥ ચરણ ચિત્રામણ નવિ ચળે, સર્વ તેજનું તેજ ॥ જિ૦ ॥ ૨ ॥ અધ ન કરે જે આધારને, સમીરતણે નહીં ગમ્ય ॥ જિ૦ ॥ ચંચલ ભાવ જે નવિ લહે, નિત્ય રહે વળી રમ્ય ॥ જિ૦ ॥ ૩ ॥ તૈલ પ્રક્ષેપ જિહાં

નહીં, શુદ્ધ દશા નહિ દાહ ॥ જિ૦ ॥ અપર દીપક એ અરચતાં, પ્રગટે પ્રશમ પ્રવાહ ॥ જિ૦ ॥ ૪ ॥ જેમ જિનમતિને ધનસિરિ, દીપપૂજનથી દોય ॥ જિ૦ ॥ અમરગતિ સુખ અનુભવી, શિવપુર પહોતી સોય ॥ જિ૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥

બહુલમોહિતમિસ્રનિવારકં, સ્વપરવસ્તુવિકાસનમાત્મનઃ ॥ વિમલબોધસુદીપકમાદધે, ભુવનપાવનપારગતાગ્રતઃ ॥ ૧ ॥

## ॥ षष्ठ अक्षतपूजा ॥

॥ દોહા ॥

સમકિતને અજુઆળવા, ઉત્તમ એહ ઉપાય ॥
પૂજાથી તુમે પ્રીછજો, મનવંછિત સુખ થાય ॥ ૧ ॥
અક્ષત શુદ્ધ અખંડશું, જે પૂજે જિનચંદ ॥
લહે અખંડિત તેહ નર, અક્ષય સુખ અમંદ ॥ ૨ ॥

॥ ઢાળ છઠ્ઠી ॥ ધર્મજિણંદ દયાલજી, ધર્મતણો દાતા–એ દેશી ॥

અક્ષતપૂજા ભવિ કીજેજી, અક્ષય ફલ દાતા ॥ શાલિ ગોધૂમ પણ લીજેજી ॥ અ૦ ॥ પ્રભુ સન્મુખ સ્વસ્તિક કીજેજી ॥ અ૦ ॥ મુક્તાફળ વીચમેં દીજેજી ॥ અ૦ ॥ ૧ ॥ એહવા ઉજ્જવલ અક્ષત વાસીજી ॥ અ૦ ॥ શુભ તંદુલ વાસે ઉલ્લાસીજી ॥ અ૦ ॥ ચુરક ચઉગતિ ચિત ચોખેજી ॥ અ૦ ॥

ચૂરી અક્ષયસુખ લહો જેખેજી ॥અ૦॥ ૨ ॥ પુનરાવર્ત્ત હ-રવા હાથેજી ॥ અ૦ ॥ નંદાવર્ત્ત કરો રંગ સાથેજી ॥ અ૦ ॥ કરજોડી જિનમુખ રહીનેજી ॥ અ૦ ॥ એમ આખો શિવ દીયો અમનેજી ॥ અ૦ ॥ ૩ ॥ જગનાયક જગગુરૂ જેતાજી ॥અ૦॥ જગબંધુ અમલ વિભુ નેતાજી ॥ અ૦ ॥ બ્રહ્મા ઇશ્વર વડભાગીજી ॥અ૦॥ યોગીશ્વર વિદિત વૈરાગીજી ॥ અ૦ ॥ ૪ ॥ એહવા દેવાધિદેવને પૂજેજી ॥અ૦॥ ભવભવનાં પાતક ધ્રુજેજી ॥અ૦॥ જેમ કીરયુગલ ભવપારજી ॥અ૦॥ લહે અક્ષત પૂજા પ્રકારજી ॥ અક્ષત૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥

સકલમંગલસંભવકારણં, પરમમક્ષતભાવકૃતે જિનં ॥
સુપરિણામમયૈરહમક્ષતૈઃ, પરમયા રમયા યુતમર્ચ્ચયે ॥૧॥

## ॥ सप्तम फलपूजा ॥

॥ દોહા ॥

શ્રીકાર ઉત્તમ વૃક્ષનાં, ફળ લેઈ નર નાર ॥
જિનવર આગે જે ધરે, સફલો તસ અવતાર ॥ ૧ ॥
ફળપૂજાનાં ફળ થકી, કોડિ હોય કલ્યાણ ॥
અમરવધૂ ઉલટ ધરી, તસ ધરે ચિત્તમાં ધ્યાન ॥ ૨ ॥

॥ ઢાળ સાતમી ॥ બિંદલીની દેશી ॥

ફળપૂજા કરો ફળકામી, અભિનવ પ્રભુ પુણ્યે પામી

હો ॥ પ્રાણી જિન પૂજો॥ શ્રીફળ અખોડ બદામ, સીતાફળ દાડિમ નામ હો ॥ પ્રા૦ ॥ ૧ ॥ જમરૂખ તરબૂજ કેળાં, નિમજાં કોહલાં કરો ભેળાં હો ॥ પ્રા૦ ॥ પીસ્તાં ફનસ નારંગ, પૂંગી ચૂઅફળ ઘણું ચંગ હો ॥પ્રા૦॥ ૨ ॥ ખરબૂજ દ્રાખ અંજીર, અન્નાસ રાયણ જંબીર હો ॥પ્રા૦ મિષ્ઠ લીંબુ ને અંગુર, શિંગોડા ટેટી બીજપૂર હો ॥ પ્રા૦ ॥૩॥ એમ જે જે ફળ સુલહંત, તે તે જિનભુવને ઢોયંત હો ॥ પ્રા૦ ॥ અનુપમ થાળ વિશાળ, તેહમાં ભરીને સુરસાળ હો ॥ પ્રા૦ ॥ ૪ ॥ ફળપૂજા કરે જે ભાવે, તે શિવરમણી સુખ પાવે હો ॥ પ્રા૦ ॥ દુર્ગતા નારી જેમ, લહે કીરયુગલ વળી તેમ હો ॥ પ્રા૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥

અમલશાંતિરસૈકનિધિં શુચિં, ગુણ ફલૈર્મલદોષહરૈરહં ॥
પરમશુદ્ધિફલાય યજે જિનં, પરહિતં રહિતં પરભાવતઃ ॥૧॥

## ॥ अष्टम नैवेद्यपूजा ॥

॥ દોહા ॥

ભવદવ દહન નિવારવા, જલદ ઘટા સમ જેહ ॥
જિન પૂજા યુગતે કરી, ત્રિવિધે કીજે તેહ ॥ ૧ ॥
પૂજા કુગતિની અર્ગલા, પુણ્ય સરોવર પાળ ॥
શિવગતિની સાહેલડી, આપે મંગલમાળ ॥ ૨ ॥

શુભ નૈવેદ્ય શુભ ભાવશું. જિન આગે ધરે જેહ ॥
સુરનર શિવપદ સુખ લહે, હળીય પુરૂષ પરે તેહ ॥ ૩ ॥

॥ ઢાળ આઠમી ॥

॥ શ્રાવણ માસે સ્વામિ, મ્હેલી ચાલ્યા રે—એ દેશી ॥

હવે નૈવેદ્ય રસાલ, પ્રભુજી આગે રે ॥ ધરતાં ભવિ સુખકાર, પ્રભુતા જાગે રે ॥ કંચન જડિત ઉદાર, થાળમાં લાવો રે ॥ તાર તાર મુજ તાર, ભાવના ભાવો રે ॥ ૧ ॥ લાપસી સેવ કંસાર, લાડુ તાજાં રે ॥ મનોહર મોતીચૂર, ખુરમાં ખાજાં રે ॥ બરફી પેંડા ખીર, ઘેવર ઘારી રે ॥ સાટા સાંકલી સાર, પુરી ખારી રે ॥ ૨ ॥ કસમસીયા ફૂલેર, સક્કરપારા રે ॥ લાખણસાઇ રસાલ, ધરો મનોહારા રે ॥ મોતૈયા કલિસાર, આગે ધરિયે રે ॥ ભવ ભવ સંચિત પાપ, ક્ષણમાં હરિયે રે ॥૩॥ મુરકી મેસુર દહીંથરા, વરસોલાં રે ॥ પાપડ પૂરી ખાસ, દોઠાં ઘોલાં રે ॥ ગુંદવડાં ને રેવડી, મન ભાવે રે ॥ ફેણી જલેબી માંહે, સરસ સોહાવે રે ॥ ૪ ॥ શાલિ દાલ ને સાલણાં, મન રંગે રે ॥ વિવિધ જાતિ પકવાન, ઢોવો ચંગે રે ॥ તાલ કંસાલ મૃદંગ, વીણા વાજે રે ॥ ભેરી નફેરી ચંગ, મધુરધ્વનિ ગાજે રે ॥ ૫ ॥ સોળ સજી શણગાર, ગોરી ગાવે રે ॥ દેતાં અઢળક દાન, જિનઘર આવે રે ॥ એણીપરે અષ્ટપ્રકાર, પૂજા કરશે રે ॥ નૃપ હરિચંદ્ર પરે તેહ, ભવજળ તરશે રે ॥ ૬ ॥

॥ કાવ્યં ॥

સકલચેતનજીવિતદાયિની, વિમલભક્તિવિશુદ્ધિસમન્વિતા ॥ ભગવતઃ સ્તુતિસારસુખાસિકા, શ્રમહરાऽऽમહરાસ્તુ વિભોઃ પુરઃ ॥

॥ ઢાળ નવમી ॥ નમો ભવિ ભાવશું એ—એ દેશી ॥

અષ્ટપ્રકારી ચિત્ત ભાવિયે એ ॥ આણી હર્ષ અપાર ॥ ભવિજન સેવિયે એ ॥ અષ્ટ મહાસિદ્ધિ સંપજે એ, અડબુદ્ધિ દાતાર ॥ ભવિ૦ ॥ ૧ ॥ અડદિટ્ઠિ પણ પામીયે એ, પૂજથી ભવિ શ્રીકાર ॥ ભ૦ ॥ અનુક્રમે અષ્ટ કરમ હણી એ, અષ્ટમી ગતિ લહો સાર ॥ ભ૦ ॥ ૨ ॥ શા ન્હાનાસુત સુંદરૂ એ, વિનયાદિક ગુણવંત ॥ ભ૦ ॥ શાહ જીવણના કહેણથી એ, કીયો અભ્યાસ એ સંત ॥ ભ૦ ॥ ૩ ॥ સકલ પંડિત શિરસેહરો એ, શ્રી વિનીતવિજય ગુરૂ રાય ॥ ભ૦ ॥ તાસ ચરણ સેવા થકી એ, દેવના વંચ્છિત થાય ॥ ભ૦ ॥ ૪ ॥ શશિ નયન ગજ વિધુ વરૂ એ [ ૧૮૨૧ ], નામ સંવત્સર જાણ ॥ ભ૦ ॥ તૃતીયા સિત આસોતણી એ, શુકરવાર પ્રમાણ ॥ ભ૦ ॥ ૫ ॥ પાદરા નગર વિરાજતા એ, શ્રી સંભવ સુખકાર ॥ ભ૦ ॥ તાસ પસાયથી એ રચી એ, પૂજા અષ્ટપ્રકાર ॥ ૨ ॥

॥ કળશ ॥

ઇહ જગત સ્વામી, મોહ વામી, મોક્ષગામી સુખકરૂ ॥
પ્રભુ અકલ અમલ અખંડ નિર્મલ, ભવ્ય મિથ્યા તમ હરૂ ॥
દેવાધિદેવા ચરણસેવા, નિત્ય મેવા આપીયે ॥
નિજ દાસ જાણી દયા આણી, આપ સમોવડ થાપીયે.

॥ શ્લોક ॥

ઇતિ જિનવરવૃંદં શુદ્ધભાવેન કીર્ત્તિ,-
વિમલમિહ જગત્યાં પૂજયંત્યષ્ટધા યે ॥
નિજ કલિમલહેતોઃ કર્મણોંઽતં વિધાય,
પરમગુણમયં તે યાંતિ મોક્ષં હિ વીરાઃ ॥ ૧ ॥

॥ ઇતિશ્રી દેવવિજયજીકૃત અષ્ટપ્રકારી પૂજા સમાપ્ત ॥

# પંડિત શ્રીઉત્તમવિજયજીકૃત
# અષ્ટપ્રકારી પૂજા

## ॥ प्रथम जलपूजा ॥

॥ દોહા ॥

શ્રુતધર જસ સમરે સદા, શ્રુતદેવી સુખકાર ॥ પ્રણમી પદકજ તેહનાં, પભણું પૂજા પ્રકાર ॥ ૧ ॥ અર્થ સુણી જિન મુખથકી, સૂત્ર રચે ગણધાર ॥ તે આગમને અનુસરી, રચશ્યું અષ્ટપ્રકાર ॥ ૨ ॥ નમણ[૧] વિલેપન કુસુ[૨]-

મની[3], ધૂપ[4] દીપ[5] મનોહાર ॥ અખંડ અક્ષત[6] નૈવેદ્યની[7] અષ્ટમી ફલ[8] સુવિચાર ॥ ૩ ॥ ભાવસ્તવને કારણે, દ્રવ્ય-સ્તવ અધિકાર ॥ કારણથી કારજ સધે, તિણે ધૂર પૂજા ઉદાર ॥૪॥ પિઠ મનોહર થાપીને, અરિહંત પ્રતિમા સાર ॥ તાલ મૃદંગ વાજિંત્ર યુત, કરિયે હર્ષ અપાર ॥ ૫ ॥ તીર્થોદક કુંભો ભરી, રત્ન પ્રમુખ શ્રીકાર ॥ અષ્ટ સહસ્સ અડજાતિના, અથવા કલશા ચ્યાર ॥ ૬ ॥

॥ ઢાળ પહેલી ॥ રાગ ભૈરવી-તાલ સુરફાગ ॥

પ્રથમ શુભ ભવિજના, જિનવર પૂજના, કીજિયે લીજિયે મુક્તિથાનો ॥ જળતણી આદિ તેણે કર્મમલ ખાલના, ત્રિગડે બેસી કહે, ત્રિજગભાનો ॥ પ્રથમ૦ ॥ ૧ ॥ કૃતશુચિ સ્નાનજલ, કુંભ ગ્રહી શુભમના, માનું ભવસમુદ્ર તરવા જહાઝો ॥ ક્રોધ પાવક બળ્યા, તાસ ઉપશામના, કરણ જલપૂજ માનું પ્રધાનો ॥ પ્રથમ૦ ॥ ૨ ॥ પાપની ઘો જલાંજલિ, એમ ખ્યાપના, જિનતણો એહ આશ્ચર્ય જાણો ॥ પાકશાસન પરે, પ્રભુપદ પૂજના, આત્મ હોવે નિજ શુદ્ધ જ્ઞાનો ॥ પ્રથમ૦ ॥ ૩॥

॥ દોહા ॥

એણિપરે જળપૂજા કરી, કરિયે અપ્પા શુદ્ધ ॥
માને છિણુ જે એહમાં, જાણો તેહ અબુદ્ધ ॥ ૭ ॥

॥ ઢાળ બીજી ॥ રાગ દેવગંધાર–તાલ ચંપક ॥

સુરપતિ મેરૂશિખર ન્હવરાવે ॥ એ ટેક ॥ જનમકાળ જિનવરકો જાણી, પંચરૂપ કરી ભાવે ॥ સુર૦ ॥ ૧ ॥ રતન પ્રમુખ અડજાતિના કળશા, ઔષધિ ચૂરણ મિલાવે ॥ ખીર-સમુદ્ર તીર્થોદક આણી, સ્નાત્ર કરી ગુણ ગાવે ॥ સુર૦ ॥ ॥ ૨ ॥ એણિપરે જિનપ્રતિમાકો ન્હવણ કરી, બોધિબીજ માનું વાવે ॥ અનુક્રમે ગુણરત્નાકર ફરસી, જિન ઉત્તમ-પદ પાવે ॥ સુરપતિ૦ ॥ ૩ ॥

## ॥ द्वितीय चंदनपूजा ॥

॥ દોહા ॥

હવે કરવા ગુણવાસના, અસંખ્યાત પ્રદેશ ॥
ચંદનની પૂજા કરો, આણિ ભાવ વિશેષ ॥ ૮ ॥

॥ ઢાળ ત્રીજી ॥ રાગ પ્રભાતી ॥

આત્મ સાધન રસી, સરસ ચંદન ઘસી, શુદ્ધ ઘનસાર માંહી ધરીજે ॥ નિજ કરશ્યું લશી, ચંદ્રકિરણ જિશી, રત્ન કચોળી માંહિ ભરીજે ॥ આત્મ૦ ॥ ૧ ॥ જિનપતિ ગુણ કસી, નિજ ગુણમાં વસી, વિધિશું નવ અંગ પ્રભુ તિલક કીજે ॥ ભવિજન ઉલસી, આતપે જ્યું શશિ, કર્મ આતપ હરણ એ રચીજે ॥ આત્મ૦ ॥ ૨ ॥ દેહ સૌગંધ તિસી, મહકી રહે દશદિશિ, દેશ પરદેશ આતમ ઠરીજે ॥ શુદ્ધ

ગુણઠાણુ વસી, શિવ સન્મુખ ધસી, અનોપમ જ્ઞાનાદિક ગુણ વરીજે ॥ આત્મ૦ ॥ ૩ ॥

॥ દોહા ॥

પૂજા ને પરિણામ દો, કરો ચંદનકી રીતિ ॥
શીતળતા ને સુગંધતા, જિણે ભાજે ભવભીતિ ॥૯॥

॥ ઢાળ ચોથી ॥ રાગ ષટ્ ॥

ચંદનપૂજા કરો ભવિ ભાવે, જિમ નિજ અપ્પા શુદ્ધ જ થાવે ॥ સંપૂરણ શીતલતાઈ આવે, પૂર્ણિમાએ શશિ પૂર્ણ સ્વભાવે ॥ ચંદન૦ ॥ ૧ ॥ અગર કસ્તુરી બરાસ ભિળાવો, ભાવના ચંદનમાંહિ મિલાવો ॥ એ સવિહું પ્રભુ અંગ ચડાવો, આત્મ પરિણતિ શુદ્ધ સુહાવો ॥ ચંદન૦ ॥ ૨ ॥ એણિપરે ચંદનપૂજા બનાવે, તો શિવસુંદરી ધ્રુવ પરણાવે ॥ ભવ અર્ણવ પ્રભુ પદકજ નાવે, ઉત્તમ ઠાણુ લહે એ જણાવે ॥ ચંદન૦ ॥ ૩ ॥

## ॥ तृतीय कुसुमपूजा ॥

॥ દોહા ॥

હવે ત્રીજી સુમનસતણી, પૂજા અતિહિ ઉદાર ॥
સુમનસ સુખ જિણથી લહે, તિણે સુમનસ પ્રકાર ॥૧૦॥

॥ ઢાળ પાંચમી ॥ રાગ વિભાસ ॥

વિવિધવર કુસુમથી જિનવર પૂજના, કીજીયે ભવિજન

ધરિય રાગો ॥ ચંપકાશોક પુન્નાગ વર કેતકી, મહમહતિ વિસ્તરે સુહ પરાગો ॥ વિવિધ૦ ॥૧॥ બકુલ કોરિંટ અંકોલ્લ નવમાલિકા, જાઇ જુઇ સહકાર નાગો ॥ પાડલ પઉમ મરૂઓ મચકુંદનાં, સરસ અતિમુક્ત દમણો પિયંગો ॥ વિવિધ૦॥ ॥ ૨ ॥ મોગરો માલતી કુંદ જાસુલ વર, વોલસિરિ વેલિ ભવિ ગ્રહી અથાગો ॥ લાલ ગુલાબ સેવંતરી કેવડે, પૂજા કરી પામીયે ભવહ તાગો ॥ વિવિધ૦ ॥૩॥

॥ દોહા ॥

પ્રણિધાને સદ્ગતિ હોયે, પૂજાથી કિમ નવિ હોય ॥
સુમનસ ભાવે દુર્ગતા, પૂજે પંચાશક જોય ॥૧॥

॥ ઢાળ છઠ્ઠી ॥ રાગ રામકલિ ॥

પૂજા કરો જિનવરકી ભવિ તુમે ॥ પૂજા૦ ॥ વિવિધ જાતિવર કુસુમ ગ્રહીને, રચના કરો સુખકરકી ॥ ભવિ૦॥ ॥૧॥ જાઇ જુઇ વરદમણુ ચંબેલી, ભરીય છાબ રૂપનકી ॥ સુરપતિ જિમ જિનભક્તિ કરત શુભ, તિમ ભવિ તુમે કરો જિનકી ॥ ભવિ૦ ॥૨॥ કાલ અનાદિ કુવાસ ટાલનકું, પીર-હરન મદનકી ॥ દ્રવ્યપૂજા હૈ ભાવકો કારણ, જિનવાંણી એ વદનકી ॥ ભવિ ॥ ૩॥

## ॥ चतुर्थ धूपपूजा ॥

॥ દોહા ॥

હુતાશનથી કક્ષ જ્યું, તિમ ધ્યાનાનલે કર્મ ॥
તિણે મિસિ ધૂપપૂજા કરો, પામો જ્યું શિવશર્મ ॥૧૨॥

॥ ઢાળ સાતમી ॥ રાગ દેશાખ ॥

શુદ્ધ દશાંગ ચૂરણુ કરિ, ઘનસાર મિલાવો ॥ કૃષ્ણાગરૂ માંહી વલિ, અંબરયુત ભાવો ॥ શુદ્ધ૦ ॥૧॥ તુરૂક ચંદન કસ્તૂરિકા, કુંદરૂક અણાવો ॥ રતનજડિત કંચનતણું, ધૂપ-ધાણું કરાવો ॥ શુદ્ધ૦ ॥૨॥ જિનપતિ સંગે આયકે, વામાંગ ધરાવો ॥ દશદિશી પરિમલ વિસ્તરે, અશુભ રજકું ખોભાવો ॥ શુદ્ધ૦ ॥ ૩ ॥

॥ દોહા ॥

ઇણિપરે ધૂપપૂજા કરી, જિન આગળ શુભ ભાવ ॥
ટાળી વિભાવની પરિણતિ, દૂરિ કરો પરભાવ ॥૧૩॥

॥ ઢાળ આઠમી ॥ રાગ વેલાવલ ॥

ધૂપ પ્રગટ કરી રે ભવિઆં, જિનમંદિર જઇયે રે ॥ જેમ જેમ પરિમલ દિશોદિશ મહકત, અશુભ કરમ તેમ દહીયે રે ॥ ભવિ૦ ॥૧॥ દોય કર જોડી સન્મુખ પ્રભુકું, નિરખી હરખી સુખ પઇયે રે ॥ ભાંજી ડારો મદ મોહ મદનકો, એમ જિનવરકું કહીયે રે ॥ ભવિ૦ ॥૨॥ જ્ઞાના-

દિક ગુણ અમચા અનોપમ, તે તુમથી અબ લહીયે રે ॥ જિન ઉત્તમકું ધૂપ કરણથી, જ્યું વિનયંધર કહિયે રે ॥ ॥ ભવિ૦ ॥ ૩ ॥

## ॥ पंचम दीपपूजा ॥

॥ દોહા ॥

જગપ્રદીપપુર દીપ શુભ, કરતાં ભાવો એહ ॥
અવરાણું જે અનાદિનું, જ્ઞાન લહું નિજ તેહ ॥૧૪॥

॥ ઢાળ નવમી ॥ રાગ આશાવરી ॥

દીપપૂજન ભવિ ભાવ ધરીને, જિનપતિ મંદિર કરીયે રે ॥ રતનજડિત વર્ત્તુલ અતિ અનોપમ, ગવરીનું ઘૃત ભરીયે રે ॥ દીપ૦ ॥ ૧ ॥ જીવદયા હેતે કરી ફાનસ, દીપ પ્રગટ કર ધરીયે રે ॥ જિનપતિ દક્ષિણ અંગ ઠવીને, અજ્ઞાન તિમિરદલ હરીયે રે ॥ દીપ ॥ ૨ ॥ ભાવદીપક પરગટ કરવાને, દ્રવ્યદીપક આચરિયે રે ॥ જ્ઞાનાદિક ગુણ પિંડ નિહાળી, જ્ઞાનાદિક ગુણ વરિયે રે ॥ દીપ૦ ॥ ૩ ॥

॥ દોહા ॥

કેવળનાણ પઈવશું, જ્યું લહે લોકાલોક ॥
ત્યું પૂજા દ્રવ્ય દીપની, કરતાં શિવફળ રોક ॥ ૧૫ ॥

॥ ઢાળ દશમી ॥ રાગ ટોડી ॥

દીપ પ્રગટ ભવિ કરી જિનવર મુખ, પાવન ભવજળ

તીર રે ॥ જગત પ્રગટ પ્રભુ દીપ અનોપમ, હરત મિથ્યા ભટ વીર રે ॥ દીપ૦ ॥૧॥ નિર્ધૂમવર્ત્તિ ન તેલ ન ઈનમેં, લાગત નાહિ સમીર રે ॥ નિકટ પતંગ ન આવત કબહી, હરવ્યો પતંગ તમીર રે ॥ રીપ૦ ॥ ૨ ॥ ઈસો રૂપ નિહાંલત ઘટમાં, તોરત કર્મજંજીર રે ॥ જિન ઉત્તમપદ પૂજ લહત ભવિ, નિજ આતમ ગુણધીર રે ॥ દીપ૦ ॥ ૩ ॥

## ॥ षष्ठ अक्षतपूजा ॥

॥ દોહા ॥

હવે અક્ષતપૂજા કરો, શાલી વ્રીહિ ગોધુમ ॥
ઉજ્જવલ પ્રભુપુર ઢોઈને, ટાળો મોહકી ધુમ ॥ ૧૬ ॥

॥ ઢાલ અગિયારમી ॥ રાગ સારંગ ॥

પ્રભુ સન્મુખ સ્વસ્તિક કીજીએ ॥ મુક્તાફળ ઉજ્જવલકી રચના, બીચ બીચ રત્ન ધરીજીએ રે ॥ પ્રભુ૦ ॥૧॥ અથ ઉજ્જવલ અક્ષત તંદુલ શુભ, વાસિત ભૂરિ ભરીજીએ ॥ ચિંહું ગતિ ચૂરક ચોખે ચિતરયું, પૂરી અક્ષય સુખ લિજીયે ॥ પ્રભુ૦ ॥૨॥ અથવા નંદાવર્ત્ત કરીને, ભવ આવર્ત્ત હરિજિયે ॥ કર જોડી જિનવર પુર રહીને, એમ કહીયે શિવ દિજિયે ॥ પ્રભુ ॥ ૩ ॥

॥ દોહા ॥

અક્ષયફળ લેવા ભણી, અક્ષતપૂજા ઉદાર ॥
ઈહ ભવ પણ નવિ ક્ષય હોયે, રાજઋદ્ધિ ભંડાર ॥૧૭॥

॥ ઢાળ બારમી ॥ રાગ કાફી ॥

સ્વસ્તિક પૂરો ઉદાર રે, મ્હારા પ્રભુજીકે આગે ॥ સ્વસ્તિક૦ ॥ રતન રકેબીમાંહિ મનોહર, વાસિત કરી ધનસાર રે ॥ મ્હારા૦ ॥ ૧ ॥ અક્ષતપૂજા પ્રસિદ્ધ પ્રવચનમાં, અક્ષય ફળ દાતાર રે ॥ મ્હારા૦ ॥ ૨ ॥ ભાવ મંગલકો એહિ જ કારણ, દ્રવ્ય પ્રધાન વિચાર રે ॥ મ્હારા૦ ॥ ॥ ૩ ॥ એણી વિધિ પૂજા કરત જિનવરકી, લહત ઉત્તમ ભવપાર રે ॥ મ્હારા૦ ॥ ૪ ॥

## ॥ सप्तम नैवेद्यपूजा ॥

॥ દોહા ॥

હવે નૈવેદ્ય નિવેદના, કિજે જિમ હલિરાય ॥
ભવ નિર્વેદ પ્રભુ મુખે, માગો અવિચળ ઠાય ॥૧૮॥

॥ ઢાળ તેરમી ॥ રાગ મલ્હાર ॥

રતનજડિત હેમ થાળમાં રે, ભરી વિવિધ જાતિ પકવાન્ન ॥ પૂરો પરિગલ ભાવશ્યું, આણી ચિત્તમાંહિ બહુ માન ॥૧॥ ભવિ કીજે રે, શિવ લીજે, મહારા પ્રભુજીની નૈવેદ્ય પૂજાનો વિધિ જોય ॥ એ આંકણી ॥ ઘૃત પુર મોદક લાપસી રે, વળી પંચામૃત પરધાન ॥ શાલિ દાલિ શુભ શાલના રે, ધરી સંપૂરણ સુહધ્યાન ॥ ભવિ૦ ॥ ૨ ॥ પંચ શબ્દ વાજિંત્રશ્યું રે, વળી ગૌરી કરે ગીત ગાન ॥ અતિ આડંબરે જિન ઘરે, આવો દેતા બહુ દાન ॥ભવિ૦॥૩॥

॥ દોહા ॥

કર્ત્તા ભોક્તા મુજ નહિ, પુદ્‌ગલ ભાવનો જીવ ॥
તિણે પુદ્‌ગલની ત્યાજના, કરતાં શર્મ સદૈવ ॥૧૯॥

॥ ઢાળ ચૌદમી ॥ રાગ નટ્ટ ॥

નૈવેદ્ય થાળ ભરીજે, જિણંદ મુખ ॥ નૈવેદ્ય૦ ॥ કરજોડી સન્મુખ પ્રભુ નિરખી, ઇણીપરે ભાવના કીજે ॥ જિ૦ ॥ નૈ૦ ॥૧॥ પુદ્‌ગલિ પુદ્‌ગલ સંગી અનાદિકો, પુદ્‌ગલભાવ તજીજે ॥ શુભ પુદ્‌ગલ પ્રભુ પાય ઠવીને, અણાહારીકું ભજીજે ॥ જિ૦ ॥ નૈ૦ ॥ ૨ ॥ વિગ્રહ ગતિ અણાહારી હોવે, પણ વિગ્રહ તે વહિજે ॥ વિગ્રહાતીત અણાહારી પદ, તિણે જિન ઉત્તમ મુજ દિજે ॥ જિણંદ૦ ॥ નૈવેદ્ય૦ ॥૩॥

## ॥ अष्टम फलपूजा ॥

॥ દોહા ॥

ફલ પૂજા કરતાં થતાં, સફળ કરો અવતાર ॥
ફળ માગો પ્રભુ આગળે, તાર તાર મુજ તાર ॥૨૦॥

॥ ઢાળ પંદરમી ॥ રાગ સોરઠો ॥

શ્રીફલ સરસ અખોડ નિમજ્જા, પિસ્તા ફનસ નારંગ રે ॥ જાયફલ ને કમલકાકડી, પૂગી ચુઅફલ ચંગ રે ॥ મન રંગે રે, જિન સંગ, થાલ અભંગ રે ॥ મન૦ ॥ ૧ ॥ વિવિધ જાતિ ફલ ભરિય જિણંદ મુખ, ઠવિઅ લહો શિવ સંગ રે

॥ મન૦ ॥ ૨ ॥ સિંગોડાં અંજીર અંગુર, લિંબુ મિષ્ટ બદામ રે ॥ દાડિમ દ્રાખ જમરૂખ તરબૂજ, કોહલાં ખરબૂજ નામ રે ॥ મન૦ ॥ ૩ ॥ ટેટી અન્નાસ રાયણુ બિજોરાં, જે જે દેશ મિલંત રે ॥ તે તે જિનપતિ ગેહ બહુ માને, ભવિજન આય ઢોયંત રે ॥ મન૦ ॥ ૩ ॥

॥ દોહા ॥

જસ ફલ ઉપમ જગ નહિ, પામ્યા પછી ન અંત ॥
અવ્યાબાધ અચલ અરૂજ, માગો સુખ અનંત ॥૨૧॥

॥ ઢાળ સોલમી ॥ રાગ–પૂર્વી ॥

પૂજન ફલ મોયે દીજે, જિણંદરાય ॥ પૂજન૦ ॥ સવિ સાધન એ ફલકે કાજે, સાધક પ્રારંભીજે ॥ જિ૦ ॥ પૂ૦ ॥ ॥ ૧ ॥ તે શિવફળ અનોપમ એક માગું, ઓરન કયું જાચીજે ॥ શુદ્ધ નિમિત્ત પ્રભુ જો ધ્યાઉં, તો નિજ ઋદ્ધિ પ્રગટીજે ॥ જિ૦ ॥ પૂ૦ ॥ ૨ ॥ એણી પેરે પૂજ્યની પૂજા કરતાં, પૂજક ભવિ પૂજીજે ॥ તે કારણુ જિનવર ઉત્તમ પદ, નિત નિત પૂજન કીજે ॥ જિણંદરાય ॥ પૂજન૦ ॥ ૩ ॥

॥ કળશ રાગ ॥ ધન્યાશ્રી ॥

ભાવો ભાવો રે ભવિ, અષ્ટપ્રકારી ચિત્ત ભાવો ॥ અષ્ટ ભેદ જિન પૂજા કરતાં, અષ્ટ મહાસિદ્ધિ પાવો રે ॥ ભવિ૦ ॥ ॥૧॥ અષ્ટ કરમકો ઘાત કરીને, અષ્ટમગતિ તુમે પાવો ॥

જીમ ધનોધાદિક પૂજ એકેકથી, પામ્યા શુદ્ધ સહાવો રે ॥ ભવિ૦ ॥૨॥ નિજ ગુણ ઋદ્ધિ તિરોભાવે થઈ, ગ્રહણ કરત પર ભાવો ॥ પ્રભુ ગુણ ગ્યાન ધ્યાનમાં રહેતાં, હોવત આવિર્ભાવો રે ॥ ભવિ૦ ॥ ૩ ॥ સત્ય વચન ભાષક સત્યવિજયો, સંવેગી તસ દાવો ॥ કર્પૂર સમી ઉજ્જવલ જસ કીર્ત્તિ, કપૂરવિજય બુધ ધ્યાવો રે ॥ ભવિ૦ ॥ ૪ ॥ તત્ત્વ શશિ અડ ચંદ્ર સવંત્સર (૧૮૧૩), ક્ષમાવિજય જિન ગાવો ॥ ઉત્તમ પદકજ પૂજા કરતાં, ઉત્તમ પદવી પાવો રે ॥ભ૦ ॥પ॥

॥ ઇતિ શ્રી ઉત્તમવિજયજીકૃત અષ્ટપ્રકારી પૂજા સમાપ્ત ॥

# શ્રી વિજયલક્ષ્મીસૂરિકૃત
# વીશસ્થાનક તપપૂજા

## ॥ विधि ॥

વીશસ્થાનકનું તપ શરૂ કરતાં અથવા એક એક ઓળી સંપૂર્ણ થાય તે વારે, અથવા તપ ન કર્યું હોય અને સ્વાભાવિક ભાવભક્તિયે પૂજા ભણાવવી હોય, તો તેની વિધિ આ પ્રમાણે છે:—

દિનશુદ્ધિએ શુભ ઉત્સવે આસન ઉપર એક પંક્તિએ વીશ પ્રતિમા અલંકાર સહિત સ્થાપીએ. તેની આગળ વળી ઉપરાઉપર ત્રણ બાજોઠ માંડીને તેની ઉપર પંચતીર્થી પ્રતિમા સ્થાપન કરીને પ્રથમ લઘુ સ્નાત્ર ભણાવીએ. પછી તીર્થંકૃપાદિકનું પવિત્ર જળ આડંબર સહિત પ્રથમથી જ લાવી મૂકેલાં હોય, તે જળને સુવા-

સિત કરી, તે જળમાંથી થોડે થોડે જળે કરી વીશ કળશ ભરીને પવિત્ર થયેલા વીશ પુરુષના હાથમાં આપી તેમને ઊભા રાખવા.

વળી તે વીશ અભિષેક કરવાને અર્થે એક પુરુષ ફુલની માળા એક પાત્રમાં રાખે; એક પુરુષ ચંદન કેશરનો પ્યાલો રાખે; એક પુરુષ દીવામાં પૂરવાને અર્થે ઘૃતનું પાત્ર રાખે; એમ જ ફળ, અક્ષત, નૈવેદ્ય, ધૂપ પ્રમુખ જે સામગ્રી મેળવેલી હોય, તે સર્વ ચીજ એક એક પુરુષ પોત પોતાના સ્વાધીનમાં રાખે.

ત્યાર પછી એક પંક્તિએ રાખેલી વીશ પ્રતિમા માંહેથી એક પ્રતિમા લેઇને સ્નાત્ર ભણાવે. પંચતીર્થી પ્રતિમા પાસે સ્થાપન કરી સર્વ જનો વીશસ્થાનકની પૂજા માહેલું પ્રથમ સ્તવન રૂડી રીતે ભણીને પ્રતિમાજી ઉપર વીશે કળશ નામે. ત્યાર પછી એક જણુ પ્રતિમાજીને અંગલૂહણાં કરે, એક પુરુષ પ્રતિમાનું પૂજન કરે, એક પુરુષ ફુલની માળા ચઢાવે, એક પુરુષ પ્રતિમા આગળ બાર સ્વસ્તિક કરીને તેની ઉપર ફળ મૂકે; એ જેમ પ્રથમ શ્રી અરિહંત પદના બાર ગુણ છે, તો ત્યાં બાર સ્વસ્તિક કરવા કહ્યા. તેમજ જે જે પદના જેટલા જેટલા ગુણ હોય, તે તે પદની પૂજામાં તેટલા તેટલા સ્વસ્તિક કરવા. એવી રીતે નૈવેદ્યાદિક સર્વ વસ્તુ ચઢાવીને જિન પ્રતિમાને રૂપાનાણે પૂજન કરી ફરી પ્રથમ સ્થાનકે પધરાવીને પછી પૂર્વોક્ત વીશ પ્રતિમાની પંક્તિમાંથી બીજી પ્રતિમા લેઇને પંચતીર્થીની પ્રતિમા પાસે સ્થાપન કરે. ત્યાર પછી ફરી વીશ કળશ થોડે થોડે જળે ભરીને બીજું સ્તવન કહી પ્રથમની પરે બીજી સર્વ વિધિ કરે. એમ વીશે પદને વિષે વિધિ કરવી. વિધિ પૂર્ણ થયા પછી છેવટે આરતી, મંગળદીવો કરે, એ ઉત્કૃષ્ટ વિધિ કહી. અંતમાં "મિચ્છામિ દુક્કડં" દેવું. પછી ગુરૂપૂજા, પ્રભાવના, સ્વામિવાત્સલ્ય કરવાં.

અને ઘણી શક્તિ ન હોય તો એક પુરુષ એક કળશ લઈ એક એક સ્તવન કહી પંચતીર્થીની જ પૂજા કરે. એમ વીશ વખત વીશ સ્તવન કહીને પૂજે. એમ એક જ પંચતીર્થીની આગળ યથા-શક્તિ ક્રિયા કરે તોપણ ચાલે. કારણકે દ્રવ્યથકી અશકતને જો ભાવનું બાહુલ્ય છે, તો તેને તેટલું પણ અત્યંત ફળદાયક થાય છે.

## ॥ प्रथम श्रीअरिहंतपदपूजा ॥

॥ દોહા ॥

શ્રી શંખેશ્વર પાસજી, સકળજંતુ હિતકાર ॥
પ્રણમી પદયુગ તેહનાં, સ્તવનપૂજા રચું સાર ॥૧॥
બહુવિધ તપજપ દાખિયા, લોક લોકોત્તર સત્થ ॥
વીશસ્થાનક સમ કો નહિ, સદ્ગુરૂ વદે પસત્થ ॥૨॥
અરિહંતાદિક પદતણું, કારણ એ તપ સત્ય ॥
ત્રિકયોગે પ્રભુ પૂજીયે, ભાવશું જેહવી શક્ત ॥૩॥
નિર્મલ પીઠત્રિકોપરિ, સ્થાપી જિનવર વીશ ॥
પૂજોપકરણ મેળવી, પૂજિયે વિશ્વાવીશ ॥ ૪ ॥
એક એક પદ વર્ણન કરી, પૂજા પંચ પ્રકાર ॥
અડવિધ એકવીશ જાણિયે, સેવો સત્તર ઉદાર ॥૫॥
સજળ કળશ અડજાતિના, જિનઆણા શિર ધાર ॥
પૂજે સ્થાનક વીશને, તસ નહિ દુરિત પ્રચાર ॥૬॥
પરમ પંચ પરમેષ્ઠિમાં, પરમેશ્વર ભગવાન ॥
ચાર નિક્ષેપે ધ્યાઇએ, નમો નમો જિનભાણ ॥૭॥

॥ ઢાળ પહેલી ॥ આદિજિણંદ મયા કરો—એ દેશી ॥

શ્રી અરિહંત પદ ધ્યાઇએ, ચોત્રીશ અતિશયવંતા રે ॥ પાંત્રીશ વાણી ગુણે ભર્યા, બાર ગુણે ગુણવંતા રે ॥ શ્રી૦ ॥ ॥૧॥ અડહિય સહસ લક્ષણ દેહે, ઇંદ્ર અસંખ્ય કરે સેવા રે ॥ ત્રિહુ કાળના જિન વાંદવા, દેવ પંચમ મહાદેવા રે ॥ શ્રી૦॥ ॥૨॥ પંચ કલ્યાણક વાસરે, ત્રિભુવન થાય ઉદ્યોત રે ॥ દોષ અઢાર રહિત પ્રભુ, તરણ તારણ જગ પોત રે ॥ શ્રી૦ ॥૩॥ ષટ્કાય ગોકુળ પાળવા, મહાગોપ કહેવાય રે ॥ દયા પડહ વજડાવવા, મહામાહણ જગતાય રે ॥ શ્રી૦ ॥ ૪ ॥ ભવોદધિ પાર પમાડતા, ચોથો વર્ગ દેખાવે રે ॥ ભાવ નિર્યામક ભાવિયો, મહાસથ્થવાહ સોહાવે રે ॥ શ્રી૦ ॥ ૫ ॥ અસંખ્ય પ્રદેશ નિર્મળ થયા, છતિપર્યાય અનંતા રે ॥ નવ નવા જ્ઞેયની વર્ત્તના, અનંત અનંતી જાણંતા રે ॥ શ્રી૦ ॥ ૬ ॥ પિંડ પદસ્થ રૂપસ્થમાં, દ્રવ્ય ગુણ પર્યાયે ધ્યાયા રે ॥ દેવપાલાદિ સુખી થયા, સૌભાગ્યલક્ષ્મીપદ પાયા રે ॥ શ્રી૦ ॥ ૭ ॥

## ॥ द्वितीय श्रीसिद्धपदपूजा ॥

॥ દોહા ॥

ગુણ અનંત નિર્મળ થયા, સહજ સ્વરૂપ ઉજાસ ॥
અષ્ટ કર્મમલ ક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ ॥૧॥

॥ ઢાળ બીજી ॥ ગુણરસિયા—એ દેશી. ॥

શ્રી સિદ્ધપદ આરાધિયે રે, ક્ષય કીધાં અડ કર્મ રે॥ શિવ વસિયા ॥ અરિહંતે પણ માનીયા રે, સાદિઅનંત સ્થિતિ શર્મ રે ॥ શિવ૦ ॥ ૧ ॥ ગુણ એકત્રીશ પરમાતમા રે, તુરિય દશા આસ્વાદ રે ॥ શિવ૦ ॥ એવંભૂત નયે સિદ્ધ થયા રે, ગુણગણનો આલ્હાદ રે ॥ શિવ૦ ॥૨॥ સુરગણ સુખ ત્રિહું કાળનાં રે, અનંતગુણાં તે કીધ રે ॥ શિવ૦ ॥ અનંત વર્ગે વર્ગિત કર્યા રે, તોપણ સુખ સમીધ રે ॥ શિવ૦ ॥૩॥ બંધ ઉદય ઉદીરણા રે, સત્તા કર્મ અભાવ રે ॥ શિવ૦ ॥ ઊર્ધ્વ ગતિ ફરે સિદ્ધજી રે, પૂર્વ પ્રયોગ સદ્‌ભાવ રે ॥ શિવ૦ ॥૪॥ ગતિ પરિણામિક ભાવથી રે, બંધન છેદન યોગ રે ॥શિવ૦॥ અસંગ ક્રિયા બળે નિર્મળો રે, સિદ્ધગતિનો ઉદ્યોગ રે ॥ શિવ૦ ॥૫॥ પએસંતર અણ ફરસતા રે, એક સમયમાં સિદ્ધ રે ॥ શિવ૦ ॥ ચરમ ત્રિભાગ વિશેષથી રે, અવગાહન ધન કીધ રે ॥॥ શિવ૦ ॥ ૬ ॥ સિદ્ધશિલાની ઉપરે રે, જ્યોતિમાં જ્યોતિ નિવાસ રે ॥ શિવ૦॥ હસ્તિપાલ પરે સેવતાં રે, સૌભાગ્યલક્ષ્મી પ્રકાશ રે ॥ શિવ૦ ॥ ૭ ॥

## ॥ तृतीय प्रवचनपदपूजा ॥

॥ દોહા ॥

ભાવામય ઔષધસમી, પ્રવચન અમૃતવૃષ્ટિ ॥
ત્રિભુવન જીવને સુખ કરી, જય જય પ્રવચનદષ્ટિ ॥૧॥

॥ ઢાળ ત્રીજી ॥ મેં કીનો નહિ પ્રભુ બિન ઔરશું રાગ–એ દેશી ॥

પ્રવચનપદને સેવિયે રે, જૈનદર્શન સંઘરૂપ ॥ અરિહા પણ નમે તીર્થને રે, સમવસરણના ભૂપ ॥ મેં કીનો સહિ, પ્રવચન પદશું રાગ ॥ પ્રવચન પદશું રાગ, મેં કીનો સહિ ॥ પ્ર૦ ॥૧॥ એ આંકણી ॥ પ્રવચન ભક્તિરાગથી રે, થયા સંભવજિનરાય ॥ સઘળા ધર્મ કારજતણા રે, એહમાં પુણ્ય સમાય ॥ મેં૦ ॥ ૨ ॥ પાપક્ષેત્ર સાત વારિયે રે, પુણ્યક્ષેત્ર સાત ઠામ ॥ સવા લાખ જિનમંદિરાં રે, જિનમંડિત પુર ગ્રામ ॥ મેં૦ ॥ ૩ ॥ સવા કોડી જિનબિંબને રે, ભરાવે સંપ્રતિરાય ॥ જ્ઞાનભંડાર એકવીશ કર્યા રે, કુમર નરિંદ શુભ ઠાય ॥ મેં૦ ॥ ૪ ॥ યથોચિત ચઉવિહ સંઘની રે, ભરતાદિક પરે ભક્તિ ॥ દ્રવ્યભાવથી આદરો રે, યોગ અવંચક શક્તિ ॥ મેં૦ ॥૫॥ પદસ્થધ્યાને કરી આત્મને રે, તન્મય કરણ પ્રકાર ॥ સહજાનંદ વિલાસતાં રે, સૌભાગ્યલક્ષ્મી પદ ધાર ॥ મેં કીનો સહિ૦ ॥ પ્રવચન૦ ॥ ૬ ॥

## ॥ चतुर्थ आचार्यपदपूजा ॥

॥ દોહા ॥

છત્રીશ છત્રીશી ગુણે, યુગપ્રધાન મુણીંદ ॥
જિનમત પરમત જાણતા, નમો તેહ સુરીંદ ॥૧॥

॥ ઢાળ ચોથી ॥ આવો આવો રે સયણ ભગવતીસૂત્રને સુણિયે—એ દેશી ॥

સરસતી ત્રિભુવનસ્વામિની દેવી, સિરિદેવી યક્ષરાયા ॥ મંત્રરાજ એ પંચ પ્રસ્થાને, સેવે નિત્ય સુખદાયા ॥ ભવિ તુમે વંદો રે, સૂરીશ્વર ગચ્છરાયા ॥૧॥ એ આંકણી ॥ ત્રણ કાળના જિનવંદન હોયે, મંત્રરાજ સમરણથી ॥ યુગપ્રધાન સમ ભાવાચારજ, પંચાચાર ચરણથી ॥ ભવિ૦ ॥ ૨ ॥ પ-ડિરૂવાદિક ચૌદ ગુણધારી, ક્ષાંતિ પ્રમુખ દશ ધર્મ ॥ બાર ભા-વના ભાવિત નિજ આતમ, એ છત્રીશ ગુણ વર્મ ॥ભવિ૦॥ ॥ ૩ ॥ આઠ પ્રમાદ તજી ઉપદેશે, વિકથા સાત નિવારે ॥ ચાર શિક્ષા કરી જન પડિબોહે, ચઉ અનુયોગ સંભારે ॥ભવિ૦॥ ૪ ॥ બારસેં છન્નુ ગુણે ગુણવંતા, સોહમ જંબૂ મહંતા ॥ આયરિયા દીઠે તે દીઠા, સ્વરૂપસમાધિ ઉલ્લસંતા ॥ભવિ૦॥૫॥ યુગપ્રધાન સૂરિ ત્રેવિશ ઉદયે, દોય હજાર ને ચાર ॥ સમયાગમ અનુભવ અભ્યાસી, થાશે જગ જન મ-નોહાર ॥ ભવિ૦ ॥૬॥ એ પદ સેવતો પુરૂષોત્તમ નૃપ, જિન-વર પદવી લહિયા ॥ સૌભાગ્યલક્ષ્મીસૂરિ ભાવે ભજતાં, ભ-વિક જીવ ગહગહિયા ॥ ૭ ॥

——oo——

## पंचम श्रीस्थविरपद्पूजा ॥

॥ દોહા ॥

તજી પરપરિણતિ રમણતા, લહે નિજ ભાવ સ્વરૂપ ॥
થિર કરતા ભવિ લોકને, જય જય થવિર અનૂપ ॥૧॥

॥ ઢાળ પાંચમી ॥ તપશું રંગ લાગ્યો—એ દેશી ॥

પંચમ પદને ગાઇયે રે, ભાવ થવિર અધિકાર રે ॥ લૌકિક માત પિતા કહ્યાં રે, લોકોત્તર વ્રત ધાર ॥ ગુણિજન વંદો રે ॥ વંદો વંદો રે થવિર મહારાજ, દુરિત નિકંદો રે ॥ ૧ ॥ એ આંકણી ॥ સંયમયોગે સીદતા રે, બાલગ્લાનાદિ સાધુ રે ॥ યથોચિત સહાય દેવે કરી રે, ટાળે સર્વ ઉપાધિ ॥ ગુ૦ ॥૨॥ વીશ વર્ષ પર્યાયથી રે, સાઠ વર્ષ વય હુંત રે ॥ ચોથા અંગ ઉપર ભણ્યા રે, શ્રુત થવિરા એ ભણુંત ॥ગુ૦॥ ॥ ૩ ॥ મેઘ અઇમિત્તા થિર કર્યા રે, ત્રિશલાનંદન દેવ રે ॥ પચાશ સહસ સાધુ સાધવી રે, સંબંધ કહી કામદેવ ॥ગુ૦॥ ॥૪॥ ઠાણાંગે દશ થવિર કહ્યા રે, રત્નત્રયના નિધાન રે ॥ તે ઇહાં પ્રશસ્ત ભાવે ગ્રહ્યા રે, દ્રવ્યાદિક અનુમાન ॥ ગુ૦॥૫॥ તપ શ્રુત ધીરજ ધ્યાનથી રે, દ્રવ્ય ગુણ પર્યાય જ્ઞાતા રે ॥ સ્વરૂપરમણ થવિરા ભલા રે, નહિ પલિતાંકુર ત્રાતા ॥ગુ૦॥૬॥ એ પદ સાધતો ભાવથી રે, પદ્મોત્તર મહારાય રે ॥ તીર્થંકર પદવી લહી રે, સૌભાગ્યલક્ષ્મી સુખદાય ॥ ગુણિજન૦ ॥૭॥

## ॥ षष्ठ श्रीउपाध्यायपदपूजा ॥

॥ દોહા ॥

બોધ સૂક્ષ્મ વિણુ જીવને, ન હોય તત્ત્વપ્રતીત ॥
ભણે ભણાવે સૂત્રને, જય જય પાઠક ગીત ॥ ૧ ॥

॥ ઢાળ છઠ્ઠી ॥ રસિયાની દેશી ॥

શ્રી ઉવજ્ઝાય બહુશ્રુત નમો ભાવશું, અંગ ઉપાંગના જાણ મુણીંદા ॥ ભણે ભણાવે શિષ્યને હિત કરી, કરે નવ પલ્લવ પહાણ વિનીતા ॥ શ્રી૦ ॥ ૧ ॥ અર્થસૂત્ર કહેવાના વિભાગથી, સૂરીશ્વર પાઠક સાર સોહંતા ॥ ભવ ત્રીજે અવિનાશી સુખ ગ્રહે, યુવરાજ પરે અણુગાર મહંતા ॥શ્રી૦॥ ॥૨॥ ચૌદ દોષ ભર્યા અવિનીત શિષ્યને, કરે પન્નર ગુણવંત વિદિતા ॥ ગ્રહણ આસેવન શિક્ષા દાનથી, સમય જાણે અનેકાંત સુજ્ઞાની ॥ શ્રી૦ ॥ ૩ ॥ આવશ્યક પચવીશ શીખવે વાંદણે, પચવીશ ક્રિયાનો ત્યાગ વિચારી ॥ પચવીશ ભાવના ભાવે મહાવ્રતી, શુભ પચવીશી ગુણરાગ સુધારી ॥ શ્રી૦ ॥ ૪ ॥ પયભર્યો દક્ષિણાવર્ત્ત શંખ શોભિયે, તેમ નયભાવ પ્રમાણ પ્રવીણા ॥ હય ગય વૃષભ પંચાનન સારિખા, ટાળે પરવાદી અભિમાન અદીના ॥ શ્રી૦ ॥ ૫ ॥ વાસુદેવ નરદેવ સુરપતિ ઉપમા, રવિ શશી ભંડારીરૂપ દીપંતા ॥ જંબૂ સીતાનદી મેરૂ મહીધરો, સ્વયંભૂ ઉદધિ રયણ ભૂપ

ભણુંતા ॥ શ્રી૦ ॥ ૬ ॥ એ સોળ ઉપમા બહુશ્રુતને કહી, ઉત્તરાધ્યયને રસાલ જિણુંદા ॥ મહીંદ્રપાલ વાચકપદ સેવતો, સૌભાગ્યલક્ષ્મી સુવિશાલ સૂરિંદા ॥ શ્રી૦ ॥ ૭ ॥

## ॥ सप्तम साधुपदपूजा ॥

॥ દોહા ॥

સ્યાદ્વાદ ગુણ પરિણમ્યો, રમતા સમતા સંગ ॥
સાધે શુદ્ધાનંદતા, નમો સાધુ શુભ રંગ ॥ ૧ ॥

॥ ઢાળ સાતમી ॥ કર્મ પરીક્ષા કરણ કુમર ચાલ્યો રે—એ દેશી ॥

મુનિવર તપસી ઋષિ અણગારજી રે, વાચંયમ વ્રતી સાધ ॥ ગુણ સત્તાવીશે જેહ અલંકર્યા રે, વિરમી સકલ ઉપાધ ॥ ભવિયણ વંદો રે, સાતમું પદ ભલું રે ॥ ૧ ॥ એ આંકણી ॥ નવવિધ ભાવલોચ કરે સંયમી રે, દશમો કેશનો લોચ ॥ ઓગણત્રીશ પાસત્થા ભેદ છે રે, વારે તસ નહિ જગ શોચ ॥ ભ૦ ॥ ૨ ॥ દોષ સુડતાલીશ આહારના વારતા રે, અતિક્રમ ન કરે ચાર ॥ મુનિને અર્થે સમારે મંદિરા રે, પરિહરે એહ આચાર ॥ ભ૦ ॥ ૩ ॥ નરના દોષ અઢાર નિવારિને રે, દીક્ષા શિક્ષા દિયે સાર ॥ પુણ્ય પાપ પુદ્ગલ હેયરૂપતા રે, સમભાવે મુગતિ સંસાર ॥ ભ૦ ॥ ૪ ॥ સત્યહેતુ ભવ અટવી મૂકવા રે, ફરશ્યું છઠ્ઠું ગુણઠાણ ॥ યોગ અધ્યાતમ ગ્રંથની ચિંતના રે, કિરિયા નાણ પહાણ ॥ ભ૦ ॥

॥ ૫ ॥ પૂરવવ્રત વિરાધક યોગથી રે, કૂટલિંગીપણું થાય ॥ દંભજાળ જંજાળ સવિ પરિહરે રે, ચરણ રસિક કહેવાય ॥ ॥ ભ૦ ॥ ૬ ॥ કોડી સહસ નવ સાધુ સંયમી રે, સ્તવિયે ગીતારથ જેહ ॥ વીરભદ્ર પરે તીર્થપતિ હુવે રે, સૌભાગ્ય-લક્ષ્મી ગુણ ગેહ ॥ ભવિયણ૦ ॥ ૭ ॥

## ॥ अष्टम ज्ञानपदपूजा ॥

॥ દોહા ॥

અધ્યાતમ જ્ઞાને કરિ, વિઘટે ભવભ્રમ ભીતિ ॥
સત્ય ધર્મ તે જ્ઞાન છે, નમો નમો જ્ઞાનની રીતિ ॥ ૧ ॥

॥ ઢાળ આઠમી ॥ અરણિક મુનિવર ચાલ્યા ગોચરી—એ દેશી ॥

જ્ઞાનપદ ભજિયે રે જગત સુહંકરૂં, પાંચ એકાવન્ન ભેદે રે ॥ સમ્યગ્જ્ઞાન જે જિનવરે ભાખિયું, જડતા જનની ઉચ્છેદે રે ॥ જ્ઞાન૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ભક્ષાભક્ષ વિવેચન પરગડો, ખીર નીર જેમ હંસો રે ॥ ભાગ અનંતમો રે, અક્ષરનો સદા, અપ્રતિપાતિ પ્રકાશ્યો રે ॥ જ્ઞાન૦ ॥ ૨ ॥ મનથી ન જાણે રે કુંભકરણવિધિ, તેહથી કુંભ કેમ થાશે રે ॥ જ્ઞાન દયાથી રે પ્રથમ છે નિયમા, સદસદ્ભાવ વિકાસે રે ॥ જ્ઞાન૦ ॥ ૩ ॥ કંચનનાણું રે લોચનવંત લહે, અંધો અંધ પુલાય રે ॥ એકાંતવાદી રે તત્ત્વ પામે નહીં, સ્યાદ્વાદ રસ સમુદાય રે ॥ જ્ઞાન૦ ॥ ૪ ॥ જ્ઞાન ભર્યા ભરતાદિક ભવ તર્યા, જ્ઞાન

સકળ ગુણ મૂળ રે ॥ જ્ઞાની જ્ઞાનતણી પરિણતિથકી, પામે ભવજળ કૂળ રે ॥ જ્ઞાન૦ ॥ ૫ ॥ અલ્પાગમ જઈ ઉગ્ર-વિહાર કરે, વિચરે ઉદ્યમવંત રે ॥ ઉપદેશમાળામાં કિરિયા તેહની, કાય કલેશ તસ હુંત રે ॥ જ્ઞાન૦ ॥ ૬ ॥ જયંત ભૂપો રે જ્ઞાન આરાધતો, તીર્થંકર પદ પામે રે ॥ રવિ શશિ મેહપરે જ્ઞાન અનંતગુણી, સૌભાગ્યલક્ષ્મી હિત કામે રે ॥ જ્ઞાનપદ૦ ॥ ૭ ॥

## ॥ नवम सम्यक्त्वदर्शनपदपूजा ॥

॥ દોહા ॥

લોકાલોકના ભાવ જે, કેવલિભાષિત જેહ ॥
સત્ય કરી અવધારતો, નમો નમો દર્શન તેહ ॥ ૧ ॥

॥ ઢાળ નવમી ॥ નમો રે નમો શ્રી શત્રુંજય ગિરિવર—એ દેશી ॥

શ્રી દર્શનપદ પામે પ્રાણી, દર્શનમોહની દૂર રે ॥ કેવલી દીઠું તે મીઠું માને, શ્રદ્ધા સકલ ગુણ ભૂર રે ॥ પ્રભુજી સુખકર સમકિત દીજે ॥ દ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ વિઘટે મિથ્યા પુદ્ગલ આતમથી, તેહજ સમકિત વસ્ત રે ॥ જિનપ્રતિમા દર્શન તસ હોવે, પામીને સમકિત દસ્ત રે ॥ પ્ર૦ ॥ ૨ ॥ દોવિધ દર્શન શાસ્ત્રે ભાંખ્યું, દ્રવ્ય ભાવ અનુસાર રે ॥ જે નિજ નયણે ધર્મતે જોવે, તે દ્રવ્ય દર્શન ધાર રે ॥ પ્ર૦ ॥ ૩ ॥ જિનવંદન પૂજન નમનાદિક, ધર્મ-

બીજ નિરધાર રે ॥ યોગદષ્ટિ સમુચ્ચયમાંહે, એહ કહ્યો અધિકાર રે ॥ પ્ર૦ ॥ ૪ ॥ યદ્યપિ અબલ અછે તોહી પણ, આયતિ હિતકર સોય રે ॥ સિજ્જંભવપરે એહથી પામે, ભાવદર્શન પણ કોય રે ॥ પ્ર૦ ॥ ૫ ॥ સમકિત સકળ ધર્મનો આશ્રય, એહનાં ષટ્ ઉપમાન રે ॥ ચારિત્ર નાણ નહિ વિણ સમકિત, ઉત્તરાધ્યયન વખાણ રે ॥ પ્ર૦ ॥ ૬ ॥ દર્શન વિણ કિરિયા નવિ લેખે, બિંદુ યથા વિણ અંક રે ॥ દશમાંહે નવ અંક અભેદ છે, તેમ કુસંગે નિકલંક રે ॥ ॥ પ્ર૦ ॥ ૭ ॥ અંતર્મુહૂર્ત પણ જે જીવે, પામ્યું દર્શન સાર રે ॥ અર્ધાપુદ્ગલ પરિયટમાંહે, નિશ્ચય તસ સંસાર રે ॥ પ્ર૦ ॥ ૮ ॥ ગત સમકિત પૂરવ બદ્ધાયુષ, દો વિનુ સમકિતવંત રે ॥ વિણ વૈમાનિક આયુ ન બાંધે, વિશેષાવશ્યક કહંત રે ॥ પ્ર૦ ॥ ૯ ॥ ભેદ અનેક છે દર્શન કેરા, સડસઠ્ઠ ભેદ ઉદાર રે ॥ સેવતો હરિવિક્રમ જિન થાયે, સૌભાગ્યલક્ષ્મી વિસ્તાર રે ॥ પ્રભુજી૦ ॥ ૧૦ ॥

## ॥ दशम विनयपदपूजा ॥

॥ દોહા ॥

શૌચમૂલથી મહાગુણી, સર્વ ધર્મનો સાર ॥
ગુણ અનંતનો કંદ એ, નમો વિનય આચાર ॥૧॥

॥ ઢાળ દશમી ॥ બાળા કિહાં છે રે—એ દેશી ॥

વિનયપદ દશમું પ્રકાશ્યું, પંચ ભેદ સામાન્યે રે ॥

દશવિહ તેર પ્રકારે જાણો, બાવન ભેદ વિધાને રે ।। વિનય-પદ સેવો રે ।। અરિહંતા જિહાં મુખ્ય ।। વિનય૦ ।। ૧ ।। એ આંકણી ।। છાશઠ્ઠ ભેદ સિદ્ધાંતે ગાયા, સઘળા ગુણનો આધાર રે ।। શમદમાદિક ગુણ સવિ સાચા, રાચ્યા જે વિનય વિચાર રે ।। વિનય૦ ।। ૨ ।। અરિહાદિકનો ભાવ પ્રશસ્તે, વિધિયે વિનય કરંતો રે ।। આહારી પણ ઉપવાસ-તણું ફળ, નિરંતર અનુસરંતો રે ।। વિનય૦ ।। ૩ ।। દોય હજાર ને બોલ ચિહુંત્તર, દેવવંદન વિધિ સારો રે ।। ચારશેં બાણું બોલ વિચારી, ગુરૂવંદન અવધારો રે ।। વિનય૦ ।। ।। ૪ ।। ગુરૂ વિનયે રત્નત્રય પામે, સંવર તપ નિજ્જરણા રે ।। કર્મક્ષયે કેવળ ગુણ તેહથી, મોક્ષ અનંત સુખવરણા રે ।। વિનય૦ ।।૫।। પાંચ વંદનમાં ભાવવંદન તે, ઉપયોગે શુભ લહિયે રે ।। અરિહાદિકનો વિનય ભાવતો, ચેતન તદ્-રૂપ કહિયે રે ।। વિનય૦ ।।૬।। દ્રવ્ય ભાવ દોય નય વિશુદ્ધો, ધન્નો એ પદ સેવતો રે ।। શ્રદ્ધા ભાસન તત્ત્વરમણ લહિ, સૌભાગ્યલક્ષ્મી દીપંતો રે ।। વિનય૦ ।। ૭ ।।

## ।। एकादश चारित्रपदपूजा ।।

।। દોહા ।।

રત્નત્રય વિણુ સાધના, નિષ્ફળ કહી સદીવ ।।
ભાવરયણનું નિધાન છે, જય જય સંજમ જીવ ।। ૧ ।।

॥ ઢાળ અગિયારમી ॥ અજિત જિણંદશું પ્રીતડી-એ દેશી ॥

ચારિત્રપદ શુભ ચિત્ત વર્યું, જેહ સઘળા હો નયનો ઉદ્ધાર ॥ આઠ કરમ ચય રિક્ત કરે, નિરૂત્તે હો ચારિત્ર ઉદાર ॥ ચા૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ચારિત્રમોહ અભાવથી, દેશ સંયમ હો સર્વ સંયમ થાય ॥ આઠ કષાય મિટાવીને, દેશવિરતિ હો મનમાં ઠહરાય ॥ ચા૦ ॥ ૨ ॥ બાર કષાય મનથી મટે, સર્વ વિરતિ હો પ્રગટે ગુણરાશ ॥ દેશથી સર્વ સંયમ વિષે, અનંતગુણી હો વિશુદ્ધિ સમાસ ॥ ॥ ચા૦ ॥ ૩ ॥ સંયમગુણઠાણુ ફરશ્યા વિના, તત્ત્વરમણુતા હો કેમ નામ કહેવાય ॥ ગજપાખર ખર નહિ વહે, એહની ગુરૂતા હો આતમમાં સમાય ॥ ચા૦ ॥ ૪ ॥ વર્ષ સંયમના પર્યાયમાં, અનુત્તરનાં હો સુખ અતિક્રમ હોય ॥ શુકલ શુકલ પરિણામથી, સંયમથી હો ક્ષણમાં સિદ્ધિ જોય ॥ ચા૦ ॥ ॥ ૫ ॥ સર્વ સંવર ચારિત્ર લહી, પામે અરિહા હો સહિ મુક્તિનું રાજ ॥ અનંતર કારણ ચરણ છે, શિવપદનું હો નિશ્ચય મુનિરાજ ॥ ચા૦ ॥ ૬ ॥ સત્તર ભેદ સંયમતણા, ચરણસિત્તરી હો કહી આગમમાંહિ ॥ વરૂણદેવ જિનવર થયો, વિજયલક્ષ્મી હો પ્રગટે ઉત્સાહી ॥ ચારિત્રપદ૦॥૭॥

## ॥ द्वादश ब्रह्मचर्यपदपूजा ॥

॥ દોહા ॥

જિનપ્રતિમા જિનમંદિરાં, કંચનનાં કરે જેહ ॥
બ્રહ્મવ્રતથી બહુ ફળ લહે, નમો નમો શિયલ સુદેહ ॥૧॥

॥ ઢાળ બારમી ॥

॥ કયું જાણ્યું કયું બની આવહી—એ દેશી ॥

બ્રહ્મચર્યપદ પૂજીયે, વ્રતમાં મુકુટસમાન હો વિનીત ॥ શિયળ સુરતરૂ રાખવા, કહી નવ વાડ ભગવાન હો વિનીત ॥ નમો નમો બંભવયધારિણં ॥ ૧ ॥ એ આંકણી ॥ કૃતકારિત અનુમતિ તજે, દિવ્ય ઔદારિક કામ હો વિનીત ॥ ત્રિકરણયોગે એ પરિહરે, ભેદ અઢાર ગુણધામ હો વિનીત ॥ નમો૦ ॥ ૨ ॥ દશ અવસ્થા કામની, ત્રેવીશ વિષય હરંત હો વિનીત ॥ અઢાર સહસ્સ શીલાંગરથે, બેઠા મુનિ વિચરંત હો વિનીત ॥ નમો૦ ॥ ૩ ॥ દ્રવ્યથી ચાર દારા તજે, ભાવે પરપરિણતિ ત્યાગ હો વિનીત ॥ દશ સમાહિઠાણ સેવતાં, ત્રીશ અબંભ નામ ચાગ હો વિનીત ॥ ॥ નમો૦ ॥૪॥ દિયે દાન સોવન કોડીનું, કંચનચૈત્ય કરાય હો વિનીત ॥ તેહથી બ્રહ્મવ્રત ધારતાં, અગણિત પુણ્ય સમુદાય હો વિનીત ॥ નમો૦ ॥૫॥ ચોરાશી સહસ મુનિદાનનું, ગૃહસ્થભક્તિ ફળ જોય હો વિનીત ॥ ક્રિયાગુણઠાણે મુનિવડા, ભાવતુલ્ય નહિ કોય હો વિનીત ॥ નમો૦ ॥ ૬ ॥ દશમે અંગે વખાણિયો, ચંદ્રવર્મા નરિંદ હો વિનીત ॥ તેમ આરાધી પ્રભુતા વર્યો, સૌભાગ્યલક્ષ્મી સૂરિંદ હો વિનીત ॥ નમો૦ ॥ ૭ ॥

## ॥ त्रयोदश क्रियापदपूजा ॥

॥ દોહા ॥

આત્મબોધ વિણુ જે ક્રિયા, તે તો બાલકચાલ ॥
તત્ત્વારથથી ધારિયે, નમો ક્રિયા સુવિશાલ ॥૧॥

॥ ઢાળ તેરમી ॥ સુણ બહેની પિયુડો પરદેશી—એ દેશી ॥

ધ્યાનક્રિયા મનમાં આણીજે, ધર્મ શુકલ ધ્યાયીજે રે ॥ આર્ત્ત રૌદ્રનાં કારણુ કિરિયા, પંચવીશને વારીજે રે ॥ ધ્યાન ક્રિયા ભજો નિશ દિન પ્રાણી ॥ એ આંકણી ॥ કંચનકાંતિ પરમેષ્ઠિરૂપે, લોકાલોક પ્રમાણુ રે ॥ સર્વ શાંતિકર ભાલ ઠેકાણે, ધ્યાવો પ્રણવ ગુણખાણુ રે ॥ ધ્યા૦ ॥ ૨ ॥ તેહ ક્રિયા ઠાણુ તેર કાઠિયા તજી, કરણુ સિત્તરી ભજીયે રે ॥ યોગ અડદિઠ્ઠી સમ્યકત્વ કિરિયા, આતમ સુખકર જજીયે રે ॥ધ્યા૦॥૩॥ પહેલી ચઉદિઠ્ઠી જ્ઞાનાધારે, રત્નત્રયાધારે ચાર રે ॥ અડ કર્મક્ષયે ઉપશમે વિચિત્રા, ઓઘદૃષ્ટિ બહુ પ્રકાર રે ॥ ધ્યા૦॥૪॥ વિષ ગરલ હીનાદિક વારો, તદ્દહેતુ અમૃત ધારો રે ॥ પ્રીતિ ભક્તિ વચન અસંગે, શુભપરિણુતિ સુધારો રે ॥ધ્યા૦॥૫॥ અંતરતત્ત્વ વિષય પ્રતીતે, એ જ્ઞાનકિરિયા સાચી રે ॥ અક્રિયાવાદી કૃષ્ણપક્ષિયો, શુકલપક્ષિયો કિરિયા વાદી રે ॥ ધ્યા૦ ॥૬॥ અશુભ ધ્યાન ઠાણુ ત્રેશઠ વારી, ધ્યાન શતક મન ધારી રે ॥ હરિવાહન તીર્થંકર હુઓ, સૌભાગ્યલક્ષ્મી દિલ ધારી રે ॥ ધ્યાન૦ ॥૭॥

## ॥ चतुर्दश तपपदपूजा ॥

॥ દોહા ॥

કર્મ તપાવે ચીકણાં, ભાવ મંગળ તપ જાણ ॥
પચ્ચાશ લબ્ધિ ઉપજે, જય જય તપ ગુણખાણ ॥૧॥

॥ ઢાળ ચૌદમી ॥

॥ અલગી રહેને, રહેને, રહેને, રહેને, અલગી રહેને—એ દેશી ॥

તપપદને પૂજજો હો પ્રાણી, તપપદને પૂજજો ॥ એ આંકણી ॥ સર્વ મંગળમાં પહેલું મંગળ, કર્મ નિકાચિત ટાળે ॥ ક્ષમાસહિત જે આહાર નિરીહતા, આતમઋદ્ધિ નિહાળે હો પ્રાણી ॥તપ૦॥૧॥ તે ભવ મુક્તિ જાણે જિનવર, ત્રણ ચઉ જ્ઞાને નિયમા ॥ તોયે તપ આચરણા ન મૂકે, અનંતગુણો તપ મહિમા હો પ્રાણી ॥તપ૦॥૨॥ પીઠ અને મહાપીઠ મુનીશ્વર, પૂરવભવ મલ્લિ જિનનો ॥ સાધવી લખમણા તપ નવિ ફળિયું, દંભ ગયો નહિ મનનો હો પ્રાણી ॥તપ૦ ॥૩॥ અગ્યાર લાખને એંશી હજાર, પાંચસેં પાંચ દિન ઉણા ॥ નંદનઋષિયે માસખમણ કરી, કીધાં કામ સંપુન્ના હો પ્રાણી ॥ તપ૦ ॥૪॥ તપ તપિયા ગુણરત્ન સંવત્સર, ખંધક ક્ષમાના દરિયા ॥ ચૌદહજાર સાધુમાં અધિકા, ધન્ના તપગુણ ભરિયા હો પ્રાણી ॥ તપ૦ ॥ ૫ ॥ ષડ્ ભેદ બાહેર તપના પ્રકાશ્યા, અભ્યંતર ષડ્ ભેદ ॥ બાર ભેદે તપ ત-

પતાં નિર્મળ, સફળ અનેક ઉમેદ હો પ્રાણી ॥ તપ૦ ॥ ॥ ૬ ॥ કનકકેતુ એહ પદને આરાધી, સાધી આતમ કાજ ॥ તીર્થંકરપદ અનુભવ ઉત્તમ, સૌભાગ્યલક્ષ્મી મહારાજ હો પ્રાણી ॥ તપ૦ ॥૭॥

## ॥ पंचदश गोयमपदपूजा ॥

॥ દોહા ॥

છઠ્ઠ છઠ્ઠ તપ કરે પારણું, ચઉનાણી ગુણધામ ॥
એ સમ શુભ પાત્ર કો નહિ, નમો નમો ગોયમસ્વામ ॥૧॥

॥ ઢાળ પંદરમી ॥ દાદાજી મોહે દર્શન દીજે હો—એ દેશી ॥

દાન સુપાત્રે દીજે હો ભવિયાં, દાન સુપાત્રે દીજે ॥એ આંકણી ॥ લબ્ધિ અઠ્ઠાવીશ જ્ઞાની ગોયમ, ઉત્તમ પાત્ર કહીજે હો ॥ ભ૦ ॥૧॥ મુહૂર્ત્તમાં ચૌદ પૂરવ રચિયાં, ત્રિપદી વીરથી પામી ॥ ચૌદસેં બાવન ગણધર વાંધા, એ પદ અંતરજામી હો ॥ ભ૦ ॥૨॥ ગણેશ ગણપતિ મહામંગળ પદ, ગોયમ વિણ નવિ દૂજો ॥ સહસ્ર કમલ દલ સોવન પંકજ, બેઠા સૂર નર પૂજે હો ॥ભ૦॥૩॥ ક્ષીણમોહી મુનિ રત્નપાત્ર સમ, બીજા કંચનસમ પાત્ર ॥ રજતનાં શ્રાવક સમકિત ત્રંબા, અવિરતિ લોહ મટ્ટી પત્તા હો ॥ ભ૦ ॥ ૪ ॥ મિથ્યાત્વી સહસથી એક અણુવ્રતી, અણુવ્રતી સહસથી સાધુ ॥ સાધુ સહસ્રથી ગણધર જિનવર, અધિકા ટાળે ઉ-

પાધિ હો ॥ ભ૦ ॥૫॥ પાંચ દાન દશ દાનમાં મહોટાં, અ-
ભય સુપાત્ર વિદિતા ॥ એહથી હરિવાહન હુઆ જિનવર,
સૌભાગ્યલક્ષ્મી ગુણગીતા હો ભવિયા૦ ॥૬॥

## ॥ षोडश जिनपदपूजा ॥

॥ દોહા ॥

દોષ અઢારે ક્ષય ગયા, ઉપના ગુણ જસ અંગ ॥
વૈયાવચ્ચ કરિયે મુદા, નમો નમો જિનપદ સંગ ॥૧॥

॥ ઢાળ સોળમી ॥ ચૌદ લોકને પાર કહાવે—એ દેશી ॥

જિનપદ જગમાં જાચું જાણો, સ્વરૂપરમણ સુવિલા-
સી ॥ સોળ કષાય જીતે તે જિનજી, ગુણગણ અનંતે ઉ-
જાસી ॥ જિનપદ જપિયે, જિનપદ ભજિયે, જિનપદ અતિ
સુખદાયી ॥૧॥ એ આંકણી॥ શ્રુત ઓહિ મનઃપર્યવ જિ-
નજી, છઉમત્થા વીતરાગી ॥ કેવળી જિનને વચન અગો-
ચર, મહિમા જિન વડભાગી ॥ જિ૦ ॥૨॥ જિનવર સૂરિ
વાચક સાધુ, બાળ થવિર ગિલાણી ॥ તપસી ચૈત્ય શ્રમણ
સંઘ કેરી, વૈયાવચ ગુણખાણી ॥ જિ૦ ॥ ૩ ॥ ગુણિજન
દશનો વૈયાવચ કીજે, સહુમાં જિનવર મુખ્ય ॥ વૈયાવચ
ગુણ અપ્પડિવાઈ, જિનઆગમ હિત શિખ્ય ॥ જિ૦ ॥
॥ ૪ ॥ નીચ ગોત્ર બાંધે નહિ કબહું, કરે ઉંચ ગોત્રનો
બંધ ॥ ગાઢ કર્મ બંધ શિથિલ હોવે, ઉત્તરાધ્યયને પ્રબંધ

॥ જિ૦ ॥ ૫ ॥ મનશુદ્ધે એ પદને આરાધી, જિમૂતકેતુ જિન હોવે ॥ વિજયસૌભાગ્યલક્ષ્મીસૂરિ સંપદ, પરમાનંદ પદ જોવે ॥ જિ૦ ॥૬॥

## ॥ सप्तदश संयमपदपूजा ॥

॥ દોહા ॥

શુદ્ધાતમગુણમેં રમે, તજી ઇંદ્રિય આશંસ ॥
થિર સમાધિ સંતોષમાં, જયજય સંયમવંશ ॥૨॥

॥ ઢાળ સત્તરમી ॥ કુંવર ગંભારો નજરે દેખતાંજી—એ દેશી ॥

સમાધિગુણમય ચારિત્રપદ ભલુંજી, સત્તરમું સુખકાર રે ॥ વીશ અસમાધિ દોષ નિવારીનેજી, ઉપન્યો ગુણ સંતોષ શ્રીકાર રે ॥ નમો નમો સંયમપદને મુનિવરાજી ॥ ૧ ॥ એ આંકણી ॥ અનુકંપા દીનાદિકની જે કરેજી, તે કહિયે દ્રવ્ય સમાધિ રે ॥ સારણાદિક કહી ધર્મમાંહે સ્થિર કરેજી, તે લહિયે ભાવ સમાધિ રે ॥ નમો૦ ॥૨॥ વ્રત શ્રાવકનાં બાર ભેદે કહ્યાંજી, મુનિના મહાવ્રત પંચ રે ॥ સત્તર એ દ્રવ્ય-ભાવથી જાણીનેજી, યથોચિત કરે સંયમ સંચ રે ॥નમો૦॥ ॥૩॥ ચાર નિક્ષેપે સાત નયે કરીજી, કારણ પાંચ સંભાર રે ॥ ત્રિપદી સાતે ભાંગે કરી ધારિયેજી, જ્ઞેયાદિક ત્રિક અવ-ધાર રે ॥ નમો૦ ॥૪॥ ચાર પ્રમાણ ષડ્ દ્રવ્યે કરીજી, નવ તત્ત્વે દિલ લાવ રે ॥ સામાયિક નવ દ્વારે વિચારિયેજી, એમ

ષડ્ આવશ્યકભાવ રે ॥ નમો૦ ॥૫॥ ચાર સામાયિક આગમમાં કહ્યાંજી, સર્વ વિરતિ અવિરૂદ્ધ રે ॥ પાંચ ભેદ છે સંજમ ધર્મનાજી, નિર્મળ પરિણામે સવિ શુદ્ધ રે ॥નમો૦॥ ॥૬॥ સમાધિવર ગણધરજી જાચિયોજી, ચોવીશ જિનને કરી પ્રણામ રે ॥ પુરંદર તીર્થંકર થયા એહથીજી, સૌભાગ્યલક્ષ્મી ગુણધામ રે ॥ નમો૦ ॥૭॥

## ॥ अष्टादश अभिनवज्ञानपदपूजा ॥

॥ દોહા ॥

જ્ઞાનવૃક્ષ સેવો ભવિક, ચારિત્ર સમકિત મૂળ ॥
અજર અગમ પદ ફળ લહો, જિનવર પદવી ફુલ ॥૧॥

॥ ઢાળ અઢારમી ॥ કોઇ લો પર્વત ધુંધલો રે લાલ—એ દેશી ॥

અભિનવજ્ઞાન ભણો મુદા રે લાલ, મૂકી પ્રમાદ વિભાવ રે ॥ હું વારી લાલ ॥ બુદ્ધિના આઠ ગુણ ધારિએ રે લાલ, આઠ દોષનો અભાવ રે ॥ હું વારી લાલ ॥ પ્રણમો પદ અઢારમું રે લાલ ॥૧॥ એ આંકણી ॥ દેશારાધક કિરિયા કહી રે લાલ, સર્વારાધક જ્ઞાન રે ॥ હું૦ ॥ મુહૂર્ત્તાદિક કિરિયા કરે રે લાલ, નિરંતર અનુભવ જ્ઞાન રે॥ હું૦ ॥પ્ર૦ ॥ ૨ ॥ જ્ઞાનરહિત કિરિયા કરે રે લાલ, કિરિયા રહિત જે જ્ઞાન રે ॥ હું૦ ॥ અંતર ખજુઆ રવિ જિશ્યો રે લાવ, ષોડશકની એ વાણુ રે ॥ હું૦ ॥ પ્ર૦ ॥૩॥ છઠ્ઠ અઠ્ઠમાદિ

તપે કરી રે લાલ, અજ્ઞાની જે શુદ્ધ રે ॥ હું૦ ॥ તેહથી અનંતગુણી શુદ્ધતા રે લાલ, જ્ઞાની પ્રગટપણે લદ્ધ રે ॥ ॥હું૦॥પ્ર૦॥૪॥ રાચે ન જુઠ કિરિયા કરી રે લાલ, જ્ઞાનવંત જુવો યુક્તિ રે ॥ હું૦ ॥ જુઠ સાચ આતમજ્ઞાનથી રે લાલ, પરખે નિજ નિજ વ્યક્તિ રે ॥ હું૦ ॥ પ્ર૦ ॥ ૫॥ પાંચ ભેદ છે જ્ઞાનના રે લાલ, તેહ આરાધે જેહ રે ॥ હું૦ ॥ સાગરચંદ્ર પરે પ્રભુ હુવે રે લાલ, સૌભાગ્યલક્ષ્મી ગુણગેહ રે ॥ હું વારી લાલ ॥ પ્રણમો પદ અઢારમું રે લાલ ॥૬॥

## ॥ एकोनविंशति श्रुतपदपूजा ॥

॥ દોહા ॥

વકતા શ્રોતા યોગ્યથી, શ્રુત અનુભવરસ પીન ॥
ધ્યાતા ધ્યેયની એકતા, જયજય શ્રુતસુખ લીન ॥૧॥

॥ ઢાળ ઓગણીશમી ॥

॥ અવિનાશીની સેજડીયે રંગ લાગો મોરી સજનીજી—એ દેશી ॥

શ્રુતપદ નમિયે ભાવે ભવિયા, શ્રુત છે જગત આધાર જી ॥ દુઃસમ રજની સમયે સાચો, શ્રુતદીપક વ્યવહાર ॥ શ્રુત પદ નમિયે જી ॥૧॥ એ આંકણી ॥ બત્રીશ દોષરહિત પ્રભુ આગમ, આઠ ગુણે કરી ભરિયું જી ॥ અર્થથી અરિહંતજીયે પ્રકાશ્યું, સૂત્રથી ગણધર રચિયું ॥ શ્રુત૦॥૨॥ ગણધર પ્રત્યેકબુદ્ધે ગુંથ્યું, શ્રુતકેવલી દશપૂર્વી જી ॥ સૂત્ર રાજ-

સમ અર્થ પ્રધાન છે, અનુયોગ ચારની ઊર્વી ॥ શ્રુત૦॥૩॥ જેટલા અક્ષર શ્રુતના ભણાવે, તેટલા વર્ષ હજાર જી ॥ સ્વર્ગનાં સુખ અનંતાં વિલસે, પામે ભવજળ પાર ॥ શ્રુત૦॥ ॥૪॥ કેવળથી વાચકતા માટે, છે સુઅનાણુ સમથ્થજી ॥ શ્રુતજ્ઞાની શ્રુતજ્ઞાને જાણે, કેવળી જેમ પયત્થ ॥ શ્રુત૦॥ ॥ ૫ ॥ કાળવિનય પ્રમુખ છે અડવિધ ॥ સૂત્રે જ્ઞાનાચાર જી ॥ શ્રુતજ્ઞાનીનો વિનય ન સેવે, તો થાયે અતિચાર ॥ ॥શ્રુત૦ ॥ ૬ ॥ ચઉદ ભેદે શ્રુત વીશ ભેદે છે, સૂત્ર પિસ્તાલીશ ભેદે જી ॥ રત્નચુડ આરાધતો અરિહા, સૌભાગ્યલક્ષ્મી સુખ વેદે ॥ શ્રુત૦ ॥ ૭ ॥

## ॥ विंशति तीर्थपदपूजा ॥

॥ દોહા ॥

તીરિથયાત્રા પ્રભાવ છે, શાસન ઉન્નતિ કાજ ॥
પરમાનંદ વિલાસતાં, જય જય તીર્થજહાજ ॥૧॥

॥ ઢાળ વીશમી ॥ ગિરૂઆ રે ગુણ તુમતણા—એ દેશી ॥

શ્રી તીરથપદ પૂજો ગુણિજન, જેહથી તરિયે તે તીરથ રે ॥ અરિહંત ગણધર નિયમા તીરથ, ચઉવીહ સંઘ મહાતીરથ રે ॥ શ્રી૦ ॥૧॥ એ આંકણી ॥ લૌકિક અડસઠ તીર્થને તજિયે, લોકોત્તરને ભજિયે રે ॥ લોકોત્તર દ્રવ્યભાવ દુ ભેદે, થાવર જંગમ જજિયે રે ॥ શ્રી૦ ॥૨॥ પુંડરીકાદિક

પાંચે તીરથ, ચૈત્યના પાંચ પ્રકાર રે ।। થાવર તીરથ એહ ભણીજે, તીર્થયાત્રા મનોહાર રે ।। શ્રી૦ ।।૩।। વિહરમાન વીશ જંગમતીરથ, બે કોડી કેવળી સાથ રે ।। વિચરંતાં દુઃખ દોહગ ટાળે, જંગમતીરથ નાથ રે ।। શ્રી૦ ।।૪।। સંઘ ચતુર્વિધ જંગમ તીરથ, શાસનને શોભાવે રે ।। અડતાલીશ ગુણે ગુણવંતા, તીર્થપતિ નમે ભાવે રે ।। શ્રી૦ ।।૫।। તીરથપદ ધ્યાવો ગુણ ગાવો, પંચરંગી રયણને લાવો રે ।। થાળ ભરી ભરી તીર્થ વધાવો, ગુણ અનંત દિલ લાવો રે ।। શ્રી૦ ।।૬।। મેરૂપ્રભુ પરમેશ્વર હુઓ, એ તીરથને પ્રભાવે રે ।। વિજય-સૌભાગ્યલક્ષ્મી સૂરિસંપદ, પરમ મહોદય પાવે રે ।।શ્રી૦ ।।૭।।

।। ઢાળ એકવીશમી ।।

।। ઘણું જીવ તું જીવ, જિનરાજ જીવો ઘણું—એ દેશી ।।

ઘણું પૂજ તું પૂજ થાનકપદ પૂજ તું, સમ્યગ્‌ભાવં ગુણ ચિત્ત આણી ।। જિનવર પદતણું, હેતુ છે એ ભલું, કો નહીં એહ સમું, સમયવાણી ।। ઘણું૦ ।।૧।। એ આંકણી ।। વીશ વીશ વસ્તુ મેળવી કરી ઉજવો, નરભવ પામીને લાહો લીજે ।। તપફળ વાધશે ઉજમણાથકી, જિનવર ગણધર એમ વદીજે ।। ઘણું૦ ।। ૨ ।। ખંભાયત બંદિરે સુંદર ભાવિયા, શ્રાવક શ્રાવિકા પુણ્યવંતા ।। વીશથાનકતણી ભક્તિ કરે ભાવથી, શાસન ઉન્નતિ અતિ કરંતા ।। ઘણું૦ ।।૩।।

તાસતણે આગ્રહે સ્તવન પૂજા રચી, શુદ્ધ કરો શ્રુતધરા પુણ્ય જાણી ।। વિજય આનંદગણિ વિજયસૌભાગ્યસૂરિ, વિજય લક્ષ્મીસૂરિ જૈનવાણી ।। ધણું૦ ।।૪।। ઇતિ ઢાળ સમાપ્ત ।।

।। કળશ ।।

એમ વીશથાનક, તવન કુસુમે, પૂજિયો શંખેશ્વરો ।। સંવત સમિતિ વેદ વસુ શશી (૧૮૪૫), વિજયદશમી મન ધરો ।। તપગચ્છ વિજયાનંદ પટધર, શ્રી વિજયસૌભાગ્ય સૂરીશ્વરો ।। શ્રી વિજયલક્ષ્મીસૂરિ પભણે, સયલ સંઘ મંગલ કરો ।। ૧ ।।

।। ઇતિ શ્રી વિજયલક્ષ્મીસૂરિકૃત વિંશતિસ્થાનકપદ પૂજા સમાપ્ત ।।

# શ્રી સકલચંદ્ર ઉપાધ્યાયકૃત
# એકવીશપ્રકારી પૂજા

## ।। प्रथम जलपूजा ।।

।। દોહા ।।

પ્રણમું પ્રથમ જિણંદને, ભગવતિ કર સુપસાય ।।
પૂજા એકવીશ દ્રવ્યશું, ભાવમંગળ ઉપાય ।। ૧ ।।
ન્હવણ વસ્ત્ર ચંદન કરી, કુસુમ વાસ ચૂંનાર ।।
માલા અષ્ટમંગલ ભણી, દીપ ધૂપાક્ષત ધાર ।। ૨ ।।
ધર્મધ્વજ ચામર સહી, છત્રે મુકુટ વિશેષ ।।
દર્પણ દર્શન દાખવે, નૈવેદ્ય ફળ સુગ્રહેશ ।। ૩ ।।

ગીત નટ્ટ વાજિંત્રશું, જન પૂજે જિમ ઇંદ ॥
કાઉસ્સગ્ગધ્યાને જેણે કરી, પૂજા સકલમુનિચંદ ॥૪॥

॥ પ્રથમ પૂરવ દિશે—એ દેશી ॥ રાગ દેશાખ ॥

પ્રથમ જિનનાયકં, પૂજી સુખદાયકં, ખીરસમુદ્ર જળ શું ભરી એ ॥૧॥ કનક કલશા ધરી, ગંધોદકે તેહ ભરી, શ્રી જિન ચરણે ન્હવણ કરે એ ॥ ૨ ॥ ઇંદ્ર ઇંદ્રાણી કરે, હર્ષ ઉલટ ધરે, ધન્ય કૃતારથ ભવ કરે એ ॥ ૩ ॥ પ્રથમ એહ પૂજના, એણી વિધિ ભવિજના, સકલમુનિ કાઉસ્સગ્ગે એમ ભણે એ ॥૪॥

## ॥ द्वितीय वस्त्रपूजा ॥

॥ દોહા ॥

નિર્મલ એહ જિનગાત્રશું, નિર્મલ જેહની કાંતિ ॥
અંગલુંહણાં અંગે કરી, ટાળો મનની ભ્રાંતિ ॥૧॥

॥ ધ્રુવપદ ॥ આશાવરી તથા ગોડીરાગેણ ગીયતે ॥

ઉજ્જવલ વસ્ત્રાદિક ભણી, ઉજ્જવલ ચિત્ત આણી ॥ વસ્ત્ર શ્વેતજિન પૂજતાં, પરમાનંદ નિશાણી ॥ ૧ ॥ ઇંદ્રાદિક પ્રભુ પૂજીયો, તે પરે કેમ હોય પ્રાણી ॥ તોપણ મુજ તુજ રીઝશું, પૂજા અધિક મેં જાણી ॥ ઇંદ્રા૦ ॥ ૨ ॥ દેવદુષ્ય વસ્ત્ર લાયકે, અંગલુહણાં કરિયે ॥ ઇંદ્ર ભક્તિ કરે ભાવશું, ચપળ ચિત્ત ઠરિયે ॥ ઇંદ્રા૦ ॥૩॥ ઉજ્જવલ ચિત્ત

લગાયકે, પ્રભુ પૂજા કીજે ॥ ઉપશમ રસ ભરી તે પીયે, પરમ મહારસ લીજે ॥ ઈંદ્રાદિક પ્રભુ પૂજીયો૦ ॥૪॥

## ॥ तृतीय चंदनपूजा ॥

॥ દોહા ॥

શીતલ ગુણ જેમાં રહ્યો, શીતલ જિન સુખસંગ ॥
ચંદન ઘસી ઘનસારશું, પૂજીજે મનરંગ ॥૧॥

॥ ધ્રુવપદ ॥ આશાવરી રાગેણ ગીયતે ॥

બાવના ચંદન, ઘસી ઘનસારશું, કનક કચોળી લઇયે એ ॥ વાસ સુવાસ, બરાસ ભેળીને, સુરભિવર કસ્તુરી દેઈએ એ ॥ બાવના૦ ॥૧॥ એ આંકણી ॥ પ્રથમ ચરણમેં, પૂજી જાનુ કરે, અંસ શિર ભાલમાં સોહીયે એ ॥ કંઠ હૃદિ ઉદર નવ દીજીયે, એણી વિધે પ્રભુપૂજા મોહિયે એ ॥ બાવના૦ ॥ ૨ ॥ ઇંદ્રાદિક પરે, કેમ હમ હોવત, તો ભી હમ તુમ સંગિયે એ ॥ દેવી દેવાદિક, ગાત્ર વિલેપીને સકલ દુરતિ ભય, ભંજીયે એ ॥ બાવના૦ ॥૩॥

## ॥ चतुर्थ पुष्पपूजा ॥

॥ દોહા ॥

જાઇ જુઈ સેવંતરી, પ્રફુલ્લિત વેલી વિશાલ ॥
જિનચરણે ચઢાવતાં, દુરિત હરે તત્કાળ ॥૧॥

॥ આશાવરી રાગેણ ગીયતે ॥

કમલ કુસુમવર વિવિધ જાતશું, વેલી વાલો વિશાલ રે ॥ ચંપક કેતકી કુંદ જાસુલ વર, પાડલ લાલ ગુલાલ રે ॥ કમલ૦ ॥૧॥ એ આંકણી ॥ મોઘરો માલતી દમણ જાતિશું, વોલસિરી નાગ પ્રિયંગો રે ॥ કુંદ મચકુંદ વિમાલયા જાતિશું, દાઉદી સંગ અભંગો રે ॥ કમલ૦ ॥ ૨ ॥ ઇંદ્ર ઇંદ્રાદિક ભક્તિ કરે મળી, હર્ષ ધરી મન રંગે રે ॥ વિવિધજાતિ વર કુસુમ ગ્રહીને, પ્રભુ પૂજે ચિત્ત ચંગે રે ॥ ॥ કમલ૦ ॥૩॥ સૂર્યાભ ભાવે કરી જિનપૂજા, શુભ શુભફળ તેમ લીજે રે ॥ તસ ફળ ભાવ સુણી જિન આગમ, ચોથી પૂજા કીજે રે ॥ કમલ૦ ॥૪॥

## ॥ पंचम वासपूजा ॥

॥ દોહા ॥

નંદનવન સુરપતિરમણ, અભિનંદન મુજ સ્વામ ॥
વાસ સુગંધમાં મેળવી, પૂજીજે જિનધામ ॥૧॥

॥ સારંગ તથા આશાવરી રાગેણ ગીયતે ॥

નંદનાવનતનું બાવનાચંદન, ભવિજન આણો શુદ્ધ કરી એ ॥ વાસ સુવાસ બરાસ ભેળીને, શુદ્ધ ઘનસાર તેહમાં ધરી એ ॥ ૧ ॥ જાઇ મંદારશું વાસિત તે સહિ, અગર ચંદનશું વિરચિયા એ ॥ વિવિધ સુગંધ દ્રવ્યાદિક

ભેળીને, તિહાં જેમ સુરપતિ અરચિયા એ ॥૨॥ તેમ પ્રભુસંગે કરી મનરંગે, આજ ઉલટ ધરિ હર્ષ ભરી એ ॥ કુમર કુમરી પૂજે મનને આણંદે, સંસારસાયર જેમ તરીયે એ ॥૩॥ પંચમી પૂજના પંચમ ગતિ કારણ, વાસવિલાસ દે સરસીયા એ ॥ પ્રભુતણે અંગે હર્ષ ભરી પૂજતા, તેણે સવિ દુરિત ભય ખરચીયા એ ॥૪॥

## ॥ षष्ठ चूआचूर्णपूजा ॥

॥ દોહા ॥

અગરચુઆ ચંદનમયી, ધનસારાદિક સાર ॥
પ્રભુચરણે પૂજા કરે, તસ હોય ભવનો પાર ॥૧॥

॥ ધ્રુવપદં ॥ કાફી રાગેણ ગીયતે ॥

ધનસારાદિક ચૂર્ણ મેલી, ચૂઆ ચંદન માંહે ભેળી॥ પૂજો પ્રભુ મનરંગે રે ॥૧॥ શિવસુખ લેવા જો મન ધરિયે તો, ચૂરણ પૂજા પ્રભુ કરિયે ॥ આતમ આનંદમય ગુણ ભરિયે ॥ ૨ ॥ ચૂરણ ગંધવાસિત બહુ સાર, સુરપતિ પૂજા કરે નિરધાર ॥ જન્મ કૃતારથ તેહ નિસ્તાર ॥૩॥ અમર અમરી કરે પૂજા ગુણ પામી, ચિત્ત ધરે શિવપુર આરામી॥ પર પરિણતિ કરિયે નિષ્કામી ॥૪॥

## ॥ सप्तम पुष्पमालापूजा ॥

॥ દોહા ॥

રત્નમાલ સુરપતિ કરે, કુસુમ સહિત સુગંધ ॥
પ્રભુ કંઠે આરોપીને, પ્રફુલ્લિત હોય સુરવૃંદ ॥૧॥

॥ સારંગ રાગેણ ગીયતે ॥

મનમોહન માલા કીજીયે, વિવિધ જાતિ સુર કુસુમ ગ્રહીને, ગુંથી જિનકંઠે દિજીયે ॥ મન૦ ॥૧॥ એ આંકણી॥ ચંપક કેતકી કુંદ જાસુલવર, લાલ ગુલાલ માંહે લીજીયે ॥ મન૦ ॥૨॥ મોગરો માલતી દમણો પુન્નાગશું, ગૂંથી સુરપતિ રીઝીયે ॥ મન૦ ॥૩॥ સપ્તમી પૂજા કરત એમ સુરપતિ, અનુભવ રસશું ભીંજીયે ॥ મન૦ ॥૪॥ સૂર્યાભ ભાવે કરી જિનપૂજા, ઉપશમ રસ ભરી પીજીયે ॥ મન૦ ॥૫॥

## ॥ अष्टम अष्टमांगलिकपूजा ॥

॥ દોહા ॥

સુરપતિ અષ્ટ મંગલ રચી, મણિ તંદુલ વિસ્તાર ॥
રત્ન વિવિધ મણિ તેહશું, પૂરે અખંડિત ધાર ॥૧॥

॥ નટ્ટ રાગેણ ગીયતે ॥

મંગલ મોહે ધર કીજે ॥ જિણંદરાય ॥ મંગલ૦ ॥ એ આંકણી ॥ સવિ સાધન એક સિદ્ધિ કીજે, મંગલ આઠ રચીજે ॥ જિણંદરાય ॥ મંગલ૦ ॥૧॥ સ્વસ્તિક શ્રીવત્સ કુંભ ભદ્રાસન, ચાર ગતિકું છીજે ॥ તંદુલ વાસિત અષ્ટમંગલ ધરી, અક્ષયપદ એ લીજે ॥ જિણંદરાય ॥ મંગલ૦ ॥૨॥ નંદાવર્ત્ત કરી જિણંદમુખ, વર્દ્ધમાન તિહાં સાર ॥ મત્સ્યયુગલ તેહમાંહે રચીજે, દર્પ્પણ અષ્ટ પ્રકાર ॥ જિ-

ણુંદરાય ॥ મંગલ૦ ॥૩॥ એહ વિધ મંગલ આઠ લખીને, સુરનર જિન પૂજીજે ॥ અષ્ટમી પૂજા કરો તુમે ભવિજન, અષ્ટ કર્મ દૂર કીજે ॥ જિણુંદરાય॥ મંગલ૦ ॥૪॥

## ॥ नवम दीपकपूजा ॥

॥ દોહા ॥

દ્રવ્યદીપ પૂજા કરી, ભાવદીપ શુદ્ધ વાસ ॥
અજ્ઞાનતા દૂરે કરી, જ્ઞાનદીપ પરકાશ ॥૧॥

॥ ધ્રુવપદં ॥ કાફી રાગેણ ગીયતે ॥

દીપ પ્રગટ કર લીજે, જિણુંદ મુખ, દીપ પ્રગટ કર લીજે ॥ એ આંકણી ॥ જિનપતિ સન્મુખ દીપ ગ્રહીને, આત્મપ્રકાશક કીજે ॥ જિ૦ ॥ દી૦ ॥૧॥ મિથ્યાત તિમિર રહ્યો ઘટ અંતર, તાકું જ્યોતિ ધરીજે ॥ જ્ઞાનદશા પ્રગટે ચિત્ત અંતર, ચિદાનંદઘન રીઝે ॥ જિ૦ ॥દી૦ ॥૨॥ દ્રવ્ય-દીપ દયા કરી ફાનસ, અનુકંપા કરી લીજે ॥ જીવદયા કારણ કરી કરૂણા, એહ વિધ ભક્તિ કરીજે ॥ જિ૦ ॥ ॥ દી૦ ॥ ૩ ॥ એહ વિધ દીપકપૂજા કીજે, તત્ત્વ તે નવ ગ્રહીજે ॥ નવ ગ્રૈવેયકે આત્મ પ્રકાશે, કાલ અનાદિ છીજે ॥ જિ૦ ॥ દીપ૦ ॥૪॥

## ॥ दशम धूपपूजा ॥

॥ દોહા ॥

કર્મદહનને કારણે, ધ્યાનાનલ કરી જેહ ॥
દ્રવ્યધૂપ પૂજા કરી, નિર્મલ કરી નિજ દેહ ॥૧॥

॥ ધ્રુવપદં ॥ પૂર્વી રાગેણ ગીયતે ॥

ધૂપ પ્રગટ કરી લીજે, ભવિક જન ધૂપ પ્રગટ કરી લીજે ॥ સુરપતિ ધૂપ ગ્રહી જિન આગળ, કૃષ્ણાગરૂ માંહે દીજે ॥ ભ૦ ॥ ધૂપ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ કુંદરૂ કસ્તુરી અંબર ભેળી, વળી ઘનસાર મેળાવો ॥ શુદ્ધ બરાસ અગર તગરશું, દશોદિશ ધૂપ કરાવો ॥ ભ૦ ॥ ધૂપ૦॥ ૨ ॥ ચંદન ચૂરણ કરી માંહે વળી, શર્કરાદિક મેળાવો ॥ જેમ સુરપતિ જિનભક્તિ કરત શુભ, તેમ તુમે કરી ભવિ ભાવો ॥ ॥ ભ૦ ॥ ધૂપ૦ ॥ ૩ ॥ જિનમુખ આગળ ધૂપ કરીને, નિર્ધૂમ આત્મ કરીજે ॥ તે કારણ ધૂપપૂજા કરતાં, ભવસાયર તરીજે ॥ ભ૦ ॥ ધૂપ૦ ॥ ૪ ॥

## ॥ एकादश अक्षतपूजा ॥

॥ દોહા ॥

અક્ષયપદ લેવા ભણી, અક્ષતપૂજા સાર ॥
અખંડ અક્ષત જિન પૂજીયે, તો લહિયે જયજયકાર ॥૧॥

॥ ધ્રુવપદં ॥ કાફી રાગેણ ગીયતે ॥

ચિત્ત તમે કરો ભવિક જન, મણિ તંદુલ ઉદાર ॥ ચિત્ત૦ ॥ અખંડ અક્ષત આણી ભાવે, થાલ ભરો જયકાર ॥ ચિત્ત૦ ॥ મણિ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ જિન આગળ સવિ આય કરો તુમ, સ્વસ્તિક પૂરો વિશાલ ॥ બિચ બિચ

રત્ન ધરીયે અમૂલક, નિજ ચિત્તે ઝાકઝમાલ ॥ ચિત્ત૦॥ ॥ મણિ૦ ॥ ૨ ॥ ઉજ્જવલ અક્ષત ભરી તંદુલ શુભ, વાસવાસિત ઘનસાર ॥ મુક્તાફળ વળી માંહે મનોહર, શોભે અતિ શિરદાર ॥ ચિત્ત૦ ॥ મણિ૦ ॥ એહ વિધ પૂજા કરત જિનવરકી, પાવત હૈ ભવપાર ॥ દ્રવ્યવિધાને ભક્તિશું કીજે, ભાવ પ્રગટે નિરધાર ॥ ચિત્ત૦ ॥ મણિ૦ ॥ ૪ ॥

## ॥ द्वादश ध्वजपूजा ॥

॥ દોહા ॥

ઇંદ્ર ઇંદ્રાદિક ભાવશું, ભક્તિ કરે વળી જેહ ॥
ઇંદ્ર ધ્વજ શું શોભતા, હર્ષ ધરે વળી તેહ ॥૧॥

॥ ધ્રુવપદં ॥ ગોડી રાગેણ ગીયતે ॥

કનક દંડકર રત્નજડિત વળી, સુરપતિ ગ્રહે મનરંગે રે ॥ વળી ઉપર મુકતાફળ માળા, કુસુમમાલ સુખસંગે રે ॥ કનક૦ ॥૧॥ દંડ ગગનશું વાદ કરે જે, કિંકિણી નાદ ઘન ગાજે રે ॥ ચપલા કરી પતાકા એમ કહે, ઘોષણા દે સુરરાજે રે ॥ કનક૦ ॥૨॥ સહસ યોજન દંડ ઉત્તંગ સોહે, ભવિજનનાં મન મોહે રે ॥ લઘુ પતાકે પૂજા કરતાં, જેમ જિન આગળ જોહે રે ॥ કનક૦ ॥૩॥ સુરનરનાં મન મોહે સુંદર, સુરનર ધ્વજ જેમ કીધો રે ॥ તેમ ભવિક જન ધ્વજપૂજા કરતાં, તેણે નરભવ ફળ લીધો રે ॥ કનક૦ ॥૪॥

## ॥ त्रयोदश चामरपूजा ॥

॥ દોહા ॥

સિંહાસન જિન થાપીને, પૂજા કરે સુરરાય ॥
ચામર પ્રભુ શિર ઢાળતાં, કરતાં પુણ્ય ઉપાય ॥૧॥

॥ ધ્રુવપદં ॥ કાફી રાગેણ ગીયતે ॥

તેમ તુમે કરો ભવિકજન, ચામર વીંજે સુરરાજ ॥ તેમ તુમે૦ ॥ ઇંદ્ર ઇંદ્રાદિક સન્મુખ ઠાઢે (ઢાળે), કરતા જન્મ શુભ કાજ ॥ તેમ તુમે૦ ॥૧॥ એ આંકણી ॥ હેમ તાર સુર ગૂંથી કરથી, કરતા જડિત જડાવં ॥ રત્નમયી દંડ રત્નમેં જડતા, કરતા ભક્તિ પ્રભાવ ॥ તેમ તુમે૦ ॥ ॥ ૨ ॥ મણિ માણેક મોતીમેં જડતા, હીરા લાલ વિશાળ ॥ ચામર વીંઝે સુર મન રીઝે, વીંઝે થઈ ઉજમાળ ॥ તેમ તુમે૦ ॥ ૩ ॥ ઇણવિધ પૂજા તેરમી કીજે, કુશલ ક્ષેમ તસ દીજે ॥ સુરપતિ ભક્તિસાહત કરે પૂજા, સુરસુખ શુભ ફ-ળ લીજે ॥ તેમ તુમે૦ ॥૪॥

## ॥ चतुर्दश छत्रपूजा ॥

॥ દોહા ॥

રત્નજડિત ઘટ ઉપરે, થાપી શ્રી જિનરાજ ॥
સુરપતિ છત્રાદિક ધરે, સાધે વાંછિત કાજ ॥૧॥

॥ ધ્રુવપદં ॥ સોરઠ રાગેણ ગીયંતે ॥

વિવિધ જુગતે જડયું, છત્ર શોભા બન્યું, પ્રભુ શિર સોહતું ॥૧॥ રયણ કંચનતણું, જડિત જડાવનું સુરમન મોહતું ॥૨॥ મણિ માણિક સહી, હીરલા પુખરાજમયી, લાલ લીલમ સોહતું ॥૩॥ ઇંદ્ર ઇંદ્રાણી ભક્તિ કરે, હર્ષ મનશું ધરે, ઉત્સાહ કરે જોહતું ॥૪॥

## ॥ पंचदश मुकुटपूजा ॥

॥ દોહા ॥

કર્ણ કુંડલ શું જડયાં, રયણાદિક વળી જેહ॥
મુકુટ પ્રભુ શિર સોહતો, નિરખે ઇંદ્ર વળી તેહ ॥૧॥

॥ ધ્રુવપદં ॥ ગોડી રાગેણ ગીયતે ॥

મુકુટ ઇંદ્ર જડિત લઈ આવે, પ્રભુ શિર તેહ સોહાવે રે ॥ ઇંદ્ર ઇંદ્રાણી મળી કુસુમ ભરાવે, મુક્તાફળશું જડાવે રે ॥ મુકુટ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ઉરપર હાર રચિત બહુ ભૂષણ, જિનકંઠે તેહ પહેરાવે રે ॥ ભુજજુગ વરબહેરખા દેઈ, ભાલ તિલક જડાવે રે ॥ મુકુટ૦ ॥ ૨ ॥ સુરપતિ ભક્તિ કરે મનરંગે, સહસ લોચન કરી નિરખે રે ॥ તેમ ભવિકજન નિર્મળ ચિત્તે, પૂજે પ્રભુ મન હર્ષે રે ॥ મુકુટ૦ ॥ ૩ ॥

## ॥ षोडश दर्प्पणपूजा ॥

॥ દોહા ॥

પ્રભુદર્શન કરવા ભણી, દર્પ્પણપૂજા વિશાલ ॥
આતમદર્પ્પણથી જુએ, દર્શન હોય તત્કાલ ॥૧॥

॥ ધ્રુવપદં ॥ કાફી રાગેણ ગીયતે ॥

શુદ્ધ દેવ ગુરૂધર્મ ધરો રે, તબ દર્શન તમે આત્મ કરો રે ॥ શુદ્ધ૦ ॥ દર્પ્પણપૂજા દર્શન કારણ, જિન પૂજી તમે આપ તરો રે ॥ શુદ્ધ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ શુદ્ધ દેવ મનમાંહે ધરી ને, ચિત્ત દર્પ્પણશું આપ જુઓ રે ॥ ગુરૂ ઉપદેશધર્મ ચિત્ત ધારી, પરપરિણતિ તુમે આપ ખૂએ રે ॥ શુદ્ધ૦ ॥ ૨ ॥ ચેતન ઋદ્ધિ અનંતી ધરાવે, દર્શન વિણુ ઋદ્ધિ આપ ખૂએ રે ॥ દર્પ્પણપૂજા કરત જિનવરકી, તબ નિજ ઋદ્ધિ આપ જૂએ રે ॥ શુદ્ધ૦ ॥ ૩ ॥ એહવિધ પૂજા કરત જિનવરકી, ચેતન આવરણ સર્વ મટે રે ॥ શુદ્ધ દશા દર્પ્પણપૂજાથી, અશુભ દશા તસ સર્વ કટે રે ॥ શુદ્ધ૦ ॥ ૪ ॥

## ॥ सप्तदश नैवेद्यपूजा ॥

॥ દોહા ॥

વિવિધ યુક્તિ પકવાન્નશું, લેઈ ચિત્ત ઉદાર ॥
અણાહારિપદ પામવા, વિનવું વારંવાર ॥૧॥

॥ ધ્રુવપદં ॥ પૂર્વી સોરઠ રાગેણ ગીયતે ॥

જિણંદરાય ! નૈવેદ્ય થાલ ભરી રી ॥ જિણંદ૦ ॥નૈ૦॥ હેમપાત્ર ભરી વિધિશું રે, કંસાર શીંગ ધરી રી ॥ જિ૦ ॥ ॥ નૈ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ઘેબર ફીણી પેંડા પતાસાં, સાકરપાક કરી રી ॥ ખાજાં ખુરમાં ખાંતશુ લાવો, ખીરખાંડ ઘૃતશું પુરી રી ॥ જિ૦ ॥ નૈ૦ ॥ ૨ ॥ શાલ દાલ શુભ સાલણાં રે, શાક પાક કરી જેહ ॥ એહવિધિ નૈવેદ્ય થાલ ભરીને, અણાહારિપદ લિયે તેહ ॥ જિણંદરાય ॥ નૈવેદ્ય૦ ॥૩॥

## ॥ अष्टादश फलपूजा ॥

॥ દોહા ॥

પૂજા કરતાં નીપજે, તરૂવર સીંચે જેમ ॥
તરૂવર ફળ જેમ આપશે, પૂજાફળ હોય તેમ ॥૧॥

॥ ધ્રુવપદ ॥ સોરઠી તથા આશાવરી રાગેણ ગીયતે ॥

ભવિ ભાવે શ્રી ફળપૂજા કરો ॥ ભવિ૦ ॥ જેમ હોયે ફળ અનંત રે ॥ ભવિ૦ ॥ વિવિધ જાતિ ફળ ગ્રહી જિન આગે, કીજે નિર્મળ ચિત્ત રે ॥ ભવિ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ દાડિમ દ્રાખ ખારેક અખોડ, પૂગીફળ મનરંગે રે ॥ કદલી બદામ મિષ્ટાંગ લીંબુ, પૂજીજે જિનસંગે રે ॥ ॥ ભવિ૦ ॥ ૨ ॥ ઇંદ્રાદિક વળી પૂજા કારણ, ફળ લાવે ધરી રાગે રે ॥ ફળપૂજા કરતાં મનશુદ્ધે, શિવફળ પ્રભુપે માગે રે ॥ ભવિ૦ ॥૩॥

## ॥ एकोनविंशति गीतपूजा ॥

॥ दोहा ॥

ઈંદ્ર ઈંદ્રાણી તે મળી, ગાવે ગીત રસાળ ॥
તાલ મૃદંગ વાજિંત્રશું, પ્રભુ ગુંથી ગુણમાળ ॥૧॥

॥ ધ્રુવપદં ॥ સોરઠી રાગેણ ગીયતે ॥

પ્રભુ ગુણધ્યાન કરે જે સુરપતિ, ગાવે ધરી આણંદા રે ॥ ધન્ય ભાગ્ય ધન્ય આજ હમારો, દુરિતસકલ નિકંદા રે ॥ પ્રભુ૦ ॥૧॥ ગાજતિ વાજતિ ઇંદ્ર દદામા, શ્રીમંડલ ધનઘોર રે ॥ સાત સ્વર તીન ગ્રામ મૂર્ચ્છના, ગીત ગાયે રંગ રોલ રે ॥ પ્રભુ૦ ॥૨॥ ઇંદ્ર ઇંદ્રાણી ગાવે સ્વર મધુરે, પ્રભુગુણ ચિત્તમેં ધરતા રે ॥ તેમ ભવિક જન પ્રભુગુણ ગાતાં, દુરિત તિમિર સવિ હરતા રે ॥ પ્રભુ૦ ॥ ૩ ॥

## ॥ विंशति नाटकपूजा ॥

॥ દોહા ॥

સૂરિયાભાદિક જેમ કરે, નાટક પૂજા જેહ ॥
નાટક પ્રભુ આગળ કરી, કર્મ ખપાવે તેહ ॥૧॥

॥ સોરઠ રાગેણ ગીયતે ॥

સરસ નાટક કરી, શુદ્ધ ભાવ જ ધરી, કરી નિજ આતમા મતિઅ સારી ॥ એકશત આઠ કુમર, કુમરી કરથી કરે, વિવિધ સંગીત વાજિંત્ર ધારી ॥ સરસ૦ ॥૧॥ સોલ શૃંગાર કરી, કુમરી નાચતી વલી, થૈયાં થૈયાં થેઇયાં થૈયાં

કરંતી ॥ દેખાવતી હસ્તગત, ઘુઘરી નાદશું, ઘૂટણુ દેઈ ભમરિય ફરંતી ॥ સરસ૦ ॥ ૨ ॥ વિવિધ પ્રકાર એમ, નાટક કરંતી, લાજ મર્યાદ મનમાં ધરંતી ॥ એહ વિધ ભવિક જન, નાટક કરતાં, સંસારસમુદ્ર વહેલાં તરંતી ॥ ॥ સરસ૦ ॥ ૩ ॥

## ॥ एकविंशति वाजिंत्रपूजा ॥

॥ દોહા ॥

સમોસરણ દેવે રચ્યું, થાપી શ્રી જિનરાજ ॥
વાજિંત્રની પૂજા કરી, સાધે વાંચ્છિત કાજ ॥૧॥

॥ ધન્યાશ્રી રાગેણ ગીયતે ॥

સમવસરણ સુરરચિત સિંહાસન, વાજિંત્રપૂજા સાર રે ॥ દેવદુંદુભિ બહુવર ભેરી, વીણા વંસી જયકાર રે ॥ ॥ સ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ઢોલ નિશાન કંસાલ તાલશું, શરણાઇ રણકારો રે ॥ ભુંગલ ભેરી અંબરનાદ ગાજે, કહે જગ તુંહી આધારો રે ॥ સ૦ ॥ ૨ ॥ વાજિંત્ર વાજે દે આશિષો, કહે પ્રભુ તું જગદીવો રે ॥ દિયે આશિષ વાજિંત્ર સવિ બોલે, કહે પ્રભુ તું ચિરંજીવો રે ॥ સમવસરણ૦ ॥ ૩ ॥

॥ કળશ ॥

થુણિયો થુણિયો રે, પ્રભુ ચિત્ત અંતરમેં થુણિયો ॥

ત્રણ્ય ભુવનમાં નહીં તુજ તોલે, તે મેં મનમાં ધરિયો રે ॥ ॥ પ્રભુ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ એકશત પંચ કવિત્ત કરી અનુપમ, તુજ ગુણ ગુંથી ગુણીયો ॥ ભવિકજીવ તુજ પૂંજા કરતાં, દુરિત તાપ સવિ ટળિયો રે ॥ પ્રભુ૦ ॥ ૨ ॥ એણી વિધ એકવીશ પૂજા કરતાં, શિવસુખફળ સહુ મળિયો ॥ સકલ મુનીશ્વર કાઉસ્સગ્ગ ધ્યાને, ચિદાનંદશું ભળિયો રે ॥ પ્રભુ૦ ॥૩॥ શ્રી તપગચ્છે દિનકર શોભે, વિજયદાન ગુરૂ ગુણિયો ॥ શ્રી હીરવિજય પ્રભુધ્યાને ધ્યાતાં, હેમ હીરો જેમ જડીયો રે ॥ પ્રભુ૦ ॥ ૪ ॥

॥ ઇતિ શ્રી સકલચંદ્રજી ઉપાધ્યાયકૃત એકવીશપ્રકારી પૂજા સમાપ્ત ॥

# શ્રી સકલચંદ્રજી ઉપાધ્યાયકૃત
# સત્તરભેદી પૂજા

## ॥ विधि ॥

પ્રથમ સ્નાત્ર કરે, પછી અષ્ટપ્રકારી પૂજા કરે, ઉજ્જવળ રૂપા પ્રમુખની રકેબીમાં કુંકુમ તથા કેશર વગેરેનો સ્વસ્તિક કરે. પછી સુંદર કળશ, કેશર પ્રમુખ મિશ્રિત શુદ્ધ જળે ભરી સ્થાપનાનો રૂપૈયો કળશમાં નાખે. પછી કળશ રકેબીમાં રાખી સ્નાત્રીયા મુખ-કોશ ઉત્તરાસંગથી કરી ત્રણ નવકાર ગણી નમસ્કાર કરે, હાથે ધૂપ દેઇ રકેબી હાથમાં ધારણ કરે, મન સ્થિર રાખે, છીંક વર્જન કરે, સ્નાત્રીયા પ્રભુજી સન્મુખ ઉભા રહે, પંચામૃતનો કળશ અડગ

રાખે, અને મુખથકી પહેલી પૂજાનો પાઠ ભણે, તે ભણીને પછી પ્રભુને પંચામૃતનું ન્હવણ કરે તથા પ્રભુની ડાબી બાજુને અંગુઠે જળધારા આપે.

૨ પછી સુંદર સૂક્ષ્મ અંગલૂહણે જિનબિંબ પ્રમાર્જી કેશર, ચંદન, મૃગમદ, અગર, કર્પૂરાદિકથી કચોલી ભરી હાથમાં લઈ ઉભો રહીને મુખથકી બીજી પૂજાનો પાઠ ભણે, તે ભણીને વિલેપન કરી નવ અંગે પૂજન કરે.

૩ પછી અત્યંત સુકોમલ સુગંધિત અમુલક વસ્ત્રયુગ્મ ઉપર કેશરનો સ્વસ્તિક કરી, પ્રભુજી આગળ ઉભો રહી, મુખથકી ત્રીજી પૂજાનો પાઠ ભણે, તે ભણીને પ્રભુજી આગળ વસ્ત્રયુગ્મ ચડાવે.

૪ પછી અગર, ચંદન, કપુર, કુંકુમ, કસ્તુરીનું ચૂર્ણ કરી, કચોળી ભરી, પ્રભુ આગળ ઉભો રહી, મુખથકી ચોથી પૂજાનો પાઠ ભણે, તે ભણીને વાસચૂર્ણ બિંબ ઉપર છાંટે. જિનમંદિરમાં ચૂર્ણ ઉછાળે.

૫ પછી ગુલાબ, કેતકી, ચંપો, કુંદ, મચકુંદ, સોવનજાતિ, જાૂઇ, વિઉલસરી, ઇત્યાદિ સુગંધયુક્ત પંચવર્ણ ફુલ લઇ ઉભો રહી, મુખથકી પાંચમી પૂજાનો પાઠ ભણે. તે ભણીને પંચવર્ણ ફુલ ચઢાવે.

૬ પછી નાગ, પુન્નાગ, મરૂઓ, દમણો, ગુલાબ, પાડલ, મોગરો, સેવંત્રી, ચંબેલી, માલતી પ્રમુખ પંચવર્ણનાં કુસુમની સુંદર માળા ગુંથીને હાથમાં લેઇ ઉભો રહી છઠ્ઠી પૂજાનો પાઠ ભણે, ભણીને પ્રભુજીને કંઠે ફુલની માળા પહેરાવે.

૭ પછી પંચવર્ણ ફુલની કેશરથી આંગી રચી, હાથમાં લેઇ મુખથકી સાતમી પૂજાનો પાઠ ભણે, તે ભણીને સુગંધિત પુષ્પે કરી, અત્યંત ભક્તિયે સહિત ભગવંતના શરીરે આંગી રચે.

૮ પછી ઘનસાર, અગર, સેલારસ પ્રમુખ સુગંધવટી ઈત્યા-

દિક સુગંધચૂર્ણ રકેબીમાં નાખી, હાથમાં લઇ પરમેશ્વર આગળ ઉભો રહી, મુખથકી આઠમી પૂજાનો પાઠ ભણે, તે ભણીને પ્રભુજીને સુગંધિ ચૂર્ણ ચઢાવે.

૯ પછી સધવા સ્ત્રીઓ એકઠી થઇને, પંચવર્ણી ધ્વજા, ધૂપ સહિત સુવર્ણમય દંડે કરી સંયુક્ત, ઉજ્જવળ થાળમાં કુંકુમનો સ્વસ્તિક કરી, અક્ષત, શ્રીફળ, રૂપાનાણું ધરીને તે થાળમાં ધ્વજા ધારણ કરે, પછી તે સધવા સ્ત્રીના મસ્તકે રાખી ગીતગાન ગાતાં સર્વ જાતિનાં વાજિંત્ર વાજતાં, ત્રણ પ્રદક્ષિણા આપે. પછી ધ્વજા ઉપર ગુરૂ પાસે વાસક્ષેપ કરાવે. પ્રભુ સન્મુખ ગહુંળી કરે. ઉપર અક્ષતથી સ્વસ્તિક કરે. સોપારી ચઢાવી મુખથકી નવમી પૂજાનો પાઠ ભણે, તે પાઠ ભણી ધ્વજા ચઢાવે.

૧૦ પછી પીરોજા, નીલમ, લસણીયા, મોતી માણેકથી જડેલા એવા મુકુટ, કુંડલ, હાર, તિલક, બ્હેરખા, કંદોરા, કડાં ઇત્યાદિક આભરણ લેઈ મુખથકી દશમી પૂજાનો પાઠ ભણે, તે ભણીને આભરણ તથા રોકડનાણું ડબલ ચઢાવે.

૧૧ પછી કોલ, અંકોલ, કુંદ, મચકુંદ, એવાં સુગંધિત પુષ્પોનું ગૃહ બનાવી, છાજલી, ગોખ, કોરણી, પ્રમુખની રચના કરી, હાથમાં લેઇ મુખથકી અગીઆરમી પૂજાનો પાઠ ભણે, તે ભણીને ફુલઘર ચઢાવે. ફુલની ચંદનમાળા, ફુલના ચંદ્રવા, પુંઠીયાં પ્રમુખ બાંધે.

૧૨ પછી પંચવર્ણી સુગંધિત પુષ્પ લેઈ, ફુલનો મેઘ વરસાવતો બારમી પૂજાનો પાઠ ભણે, તે ભણીને પુષ્પ ઉછાળે.

૧૩ પછી અખંડ તંદુલને રંગી, પંચવર્ણા કરી, એક થાળમાં દર્પણ, ભદ્રાસન, નંદાવર્ત્ત, શરાવસંપુટ, પૂર્ણકુંભ, મત્સ્યયુગ્મ, શ્રીવત્સ, વર્દ્ધમાન અને સ્વસ્તિક, એ અષ્ટ માંગલિક રચી, તે થાળ હાથમાં લઇ પ્રભુજીની આગળ ઉભો રહી તેરમી

પૂજાનો પાઠ ભણે, તે ભણીને રૂપાનાણે સંયુક્ત તે થાળ પ્રભુજી આગળ ધરે.

૧૪ પછી કૃષ્ણાગરૂ, કુંદરૂક, સેલારસ, સુગંધવટી, ઘનસાર, ચંદન, કસ્તુરી, અંબર ઇત્યાદિક વસ્તુનું ધૂપધાણું રકેબીમાં ધરી મુખથકી ચૌદમી પૂજાનો પાઠ ભણે. તે ભણીને ધૂપધાણું ઉખેવે.

૧૫ પછી સુંદર સ્વરૂપવાન એવાં કુમાર કુમારીકાઓ મધુર સ્વરે પ્રભુજીની આગળ ઉભાં થકાં ગીત ગાન કરે, અને મુખથકી પંદરમી પૂજાનો પાઠ ભણે, તે ભણીને પંદરમી પૂજા કરે.

૧૬ પછી પંચેંદ્રિયે પરિપૂર્ણ એવાં સુંદર કુમાર અને કુમારિકાઓ અથવા સમાન અવસ્થાવાળી સધવા સ્ત્રીઓ અથવા એકલી કુમારિકાઓ સુંદર વસ્ત્ર આભૂષણ પહેરી, પ્રભુની સન્મુખ ઉભી રહી શંકા કાંક્ષારહિત નાટક કરે, કદાપિ સ્ત્રીયોનો યોગ ન બને તો સમાન અવસ્થાવાળા પુરૂષ મળી નાટક કરતા થકા મુખથકી સોળમી પૂજાનો પાઠ ભણે, તે ભણીને સોળમી પૂજા કરે.

૧૭ પછી મદ્દલ, કંસાલ, તબલ, તાલ, ઝાંઝ, વેણુ, સતાર, તૂરી, ભેરી, ફેરી, દુંદુભિ, શરણાઈ, ચંગ, નફેરી પ્રમુખ સર્વ જાતિનાં વાજિંત્ર બજાવતા થકા મુખથકી સત્તરમી પૂજાનો પાઠ ભણે, તે ભણીને સત્તરમી પૂજા કરે.

પછી આરતિ કરે, તેનો વિધિ કહે છેઃ—પૂજા ભણી રહ્યા પછી વસ્ત્રપ્રમુખ પહેરી, ઉત્તરાસંગ કરે. પછી અંતરપટ કરી પોતાને લલાટે કુંકુમનું તિલક કરે, પછી અંતરપટ દૂર કરી, રકેબીમાં સ્વસ્તિક કરી માંહે રૂપાનાણું, તંદુલ, સોપારી, ધરે. પછી આરતિ દીપક સાથે સંયોજીને પ્રભુની સન્મુખ દક્ષિણાવર્ત્તથી સર્વ વાજિંત્ર વાજતાં આરતિ કરે.

# શ્રી સકલચંદ્રજી ઉપાધ્યાયકૃત

# સત્તરભેદી પૂજા

## ॥ १ ॥ प्रथम जल(न्हवण)पूजा ॥

॥ દોહા ॥

અરિહંત મુખકજ વાસિની, ભગવતિ ભારતિ દેવિ ॥
સમરી પૂજાવિધિ ભણું, તું મુઝ મુખકજ સેવિ ॥ ૧ ॥

॥ ગાહા ॥

ન્હવણ વિલેવણ અંગમેં, ચક્ખુજુઅલં ચ વાસપૂજાએ; પુપ્ફારોહણં માલારોહણં, તહય ચુન્નારોહણં ॥ ૧ ॥ ચુન્નારોહણં જિણપુંગવાણં, આભરણારોહણં ચેવ; પુપ્ફગિહ પુપ્ફપગરો, આરતીય મંગલપઈવો ॥ ૨ ॥ દીવો ધુવો ઉખેવો, નેવેજ્જં સુહફલાણઢોયણયં; ગીયં નટ્ટં વજ્જં, પુયા ભેયા ઈમે સતર ॥ ૩ ॥

॥ વસ્તુછંદ ॥

રયણકંચન રયણકંચન કલસભિંગાર, ખીરોદધિ વર જલભરિય અડસહસ્સ ચઉસટ્ઠિ અનુપમ; ગંગા સિન્ધુ મહાનદી, તીર્થ કુંડ દ્રહ અમિય રસસમ; ભદ્રસાલ નંદન

સુમનસ પંડુક વાપીવારિ; જન્મ સનાથ અમરકરે, ચઉવિહ સુરપરિવાર ॥ ૧ ॥

॥ પૂજા ॥ ઢાલ રત્નમાલાની ॥

પ્રથમ પૂરવ દિસિ કૃત શુચિ સ્નાનકો, દંત મુખ સુદ્ધિ કો ધોત રાજી; કનક મણિ મંડિતો વિસુદ્ધ ગંધોદકે, ભરિય મણિ કનકની કલસ રાજી ॥ ૧ ॥ જિનપ ભવનંગતો ભગવદાલોકને, નમતિ તં પ્રથમતો માર્જતીસં; દિવિ યથેંદ્રાદિકા તીર્થ ગંધોદકે, સ્નપયતિ શ્રાવકો તિમ જિનેસં ॥૨॥

॥ ગીત ॥ રાગ અડાણો મલ્હાર ॥

ભવિ તુમ્હે દેખો, સત્તરભેદ જિનભગતિ; અંગ ઉપાંગ કહી જિન ગણધરે, કુગતિ હરે દિએ મુગતિ ॥૧॥ ભવિ૦ ॥ સુચિ તનુ ધોતી ધરી ગંગોદકે, ભરિય મણિકનકની કલસાલી; જિન દીઠે નમી પૂજી પખાળી, દિએ નિજ પાતિક ગાળી ॥ ૨ ॥ ભ૦ ॥ સમકિત શુદ્ધ કરી દુઃખહરણી, વિરતાવિરતી કરણી; જોગીસર પણ થાંને સમરી, ભવસમુદ્રકી તરણી ॥ ૩ ॥ ભ૦ ॥ દેખાવતી નહીં કબહી વૈતરણી, કુમતિકુ રવિભરણી; સકલ મુનીસરકું શુભ લહરી, શિવમંદિર નીસરણી ॥ ૪ ॥ ભ૦ ॥ ઇતિ ॥ ૧ ॥

## ॥ २ ॥ बीजी विलेपन पूजा ॥

॥ વસ્તુછંદ ॥

વિમલચંદન વિમલચંદન ઘસિય ઘનસાર, કેસરસાર- સું મેલવિઅ ભરિય રત્નકંચન કચોલિય; અંગવિલેપન વિ- ધિ કરિય, દિવ્વગંધરસ માંહિ મેલીય, પૂજા દ્વિતીય પ્રમોદ- ભર, નિરખે નયણુ અલોલ, જિનમૂરતિ આલોકતાં, મુઝ મન હરષ કલોલ ॥ ૧ ॥

॥ પૂજા ઢાલ ॥ રાગ રામગિરિ જયમલની ॥

બાવનાચંદન સરસ ગોસિસમા, ઘસિય ઘનસારશું કુંકુમાએ; કનકમણિભાજનં સુરભિરસપૂરીયં, તિલક નવ કરો પ્રભુ અંગમાં એ ॥ ૧ ॥ ચરણ જાનુ કરે અંસ શિર- ભાલસ્થળે, કંઠ હૃદય ઉદર જિન દીજિયે એ; દેવનાદેવનું ગાત્ર વિલેપતાં, હરો પ્રભુ દુરિત કહિજીયે એ ॥ ૨ ॥

॥ ગીત ॥ રાગ તોડી ॥

તિલક કરો પ્રભુ નવ અંગે, કુંકુમ ચંદન ઘસી શુચિ ઘનસાર; પ્રભુપગ જાનુ કર અંસ શિર ભાલ, ગળે કંઠ હૃદિ ઉદરે ચ્યાર, સ્વયં પૂજા કાર ॥ ૧ ॥ તિ૦ ॥ કરિ ય- ક્ષકર્દમ અગરચૂવો મર્દન, લેપો મેરે જગગુરૂ ગાત્ર; હરિ જિમ મેરૂપરે રૂષભકી પૂજા કરે, દેખાવત કાતિક ઔર ઔર ભાંત ॥ ૨ ॥ તિં૦ ॥ હમ તુહ્મ તનુ લિપ્યો, તો ભિ

ભાવ નાંહી છિપ્યો, દેખો પ્રભુ વિલેપનકી બાત; હરો હમ તાપ એ દુજી પૂજા વિલેપનકી, ઔર હરે દુરિતકું શુચી કિનો ગાત ॥ ૩ ॥ ઇતિ ॥ ૨ ॥

## ॥ ३ ॥ त्रीजो श्री चक्खुयुगलनो पूजा ॥

॥ વસ્તુ છંદ ॥

દેવનિર્મિત દેવનિર્મિત વિમલ દોઈ વસ્ત્ર, અતિ ઉજ્જવલ ઉદ્યોતમય, સુગુણગંધવાસાય પરિકર, અખિલ અખંડ અમૂલ્યતર ॥ ચંદ્રકિરણ સમ વિમલ સિતલ, પહિરામણિય પવિત્ર ચઢે પૂજા તૃતીય જિણંદ; પેખીય પરમાનંદ શું, અનુમોદે સવિ ઇંદ ॥ ૧ ॥

॥ પૂજા ઢાલ ॥ રાગ રામગિરિ ॥

તિમિર સંકોચના રયણના લોચના, ઇમ કહી જિનમુખે ભવિક થાપો; કેવળજ્ઞાન ને કેવલદરશન, લોચન દોય અમ દેવ આપો ॥ ૧ ॥ અહવા પાઠાંતરે ત્રીજીય પૂજામાં, ભુવનવિરોચન જિનપ આગે; દેવચીવરસમ વસ્ત્રયુગ પૂજતાં સકલ સુખ સ્વામિની લીલ માગે ॥ ૨ ॥

॥ પૂજા ગીત ॥ રાગ અધરસ ॥

રયણનયન કરિ દોય માણીક લીજિયે એ, ચક્ષુવર દોય મેરે પ્રભુમુખ દીજિયે એ; કેવલજ્ઞાન ને કેવલદરિસણ, હમપરિ કૃપાકરિ પ્રભુ દીજે; યા હમપર પ્રસાદ કીજે ॥ ૧ ॥

દેવદુષ વસ્ત્ર સમ વસ્ત્રજોડી લેકે, એહવી ત્રીજી પૂજા કીજે, ઉપશમ રસભરી, નયણ કચોલડે, દેખી દેખી પ્રભુમુખ રસ પીજે ॥ ૨ ॥ ઇતિ ॥ ૩ ॥

## ॥ ४ ॥ चोथी श्री सुगंधवासनी पूजा ॥

॥ વસ્તુછંદ ॥

ગંધસુરભીત ગંધસુરભીત અગરકપુર, આમોદિત આકાશતલ, કિરણબહુલ નિર્જણિય સસીકર; અતિ ઉજ્જવલતનુ જિનતણું કરીઅ સાર સંજાત સમકર; ચરણકમલ અરિહંત તણે, પૂજા સકલ સુગંધ; ચોથી ચિંતામણિ સમી, ફેડે બહુભવબંધ ॥ ૧ ॥

॥ પૂજા ઢાલ ॥ રાગ રામગિરિ ॥

નંદનવનતણું બાવનાચંદન, વાસવિધિચુરણ ચરચિઆ એ; જાતિ મંદારશું સુદ્ધ ઘનસારશું, સુરભિવર કુસુમશું વિરચીયા એ; ચોથિય પૂજામાં ગંધવાસે કરી, જિમ જિનસુરપતિ અરચિઆ એ; પ્રભુતણે અંગ મન રંગ ભરિ પૂજતાં, આજ ઉચ્ચાટ સવિ ખરચિઆ એ ॥ ૧ ॥

॥ પૂજા ગીત ॥ રાગ રામગિરિ ॥

સુણ જિનરાજ હે જિનરાજ તવ મહનં, ॥એ આંકણી॥
ઇંદ્રાદિક પરે કિમ હમ હોવત તો ભી તુમ સબસહનં ॥૧॥સુ૰॥
સત્તરભેદ એ દ્રુપદરાયકી, કુમરી પૂજતિ અંગે; જિમ

સૂરિઆભ સુરાદિક પ્રભુને, પૂજત ભવિ મનરંગે ॥ ૨ ॥ ॥ સુ૦ ॥ વિવિધ સુગંધિત ચૂરણવાસે, મુંચતી અંગઉવંગે; ચોથી પૂજા કરત મન જાનત, મિલાવતિઆં સુખસંગે ॥ ૩ ॥ સુ૦ ॥ ઇતિ ॥ ૪ ॥

## ॥ ५ ॥ पंचम पंचवरण छुटांफूलनो पूजा ॥

॥ વસ્તુછંદ ॥

કમલપરિમલ કમલપરિમલ કુંદમંદાર, પારિજાતિ જાતિ સુમન સહસપત્ર સતપત્ર સુંદર; કોરંટ કેતકી સુદલ વૌલવેલિ ગુલાબ ચંપક જલથલ જાતી સુવર્ણતર મોગર મુકુલિત ફુલ પંચમી પૂજા પરિકરિય પામું સુહ સુરતુલ્ય પામુ સુહ સુરતુલ્ય ॥ ૧ ॥

॥ પૂજા ઢાલ—રાગ આસાઉરી ॥

મોગર લાલ ગુલાબ માલતી, ચંપક કેતકીવેલી; કૂંદ-પ્રિયંગુ નાગવરજાતી, વોલસિરી સુચિ ભેલી ॥ ૧ ॥ મો૦ ॥ ભૂમંડલ જલ મોકલફૂલે, તે પણ શુદ્ધ અખંડે; જિનપદ-પંકજ જિઉં હરિ પૂજે, તિણિપરિં તું ભવિ મંડે ॥ ૨ ॥ ॥ મોગર લાલગુ૦ ॥

॥ ગીતં ॥ નૃત્યકી રાગ આસાઉરી નટ્ટસિરી ॥

પારગ તેરે પદપંકપર, વિવિધ કુસુમ સોહે, ઓર દેવ-નકું આકધંતુરે તુહ્મ સમો નવિ કોહે ॥ ૧ ॥ પા૦ ॥ વિ-

વિધકુસુમ જાતિસું જબ, પંચમી પૂજા પૂજે, તબ ભવિ-જનકે રોગસોગ, સવિ ઉપદ્રવ ધુજે ॥૨॥ પારગ૦ ॥ઇતિ ૫॥

## ॥ ६ ॥ षष्ठ पंचवरणफूलमालानी पूजा ॥

॥ વસ્તુછંદ ॥

વિવિધગુંથિત વિવિધગુંથિત હાર સુવિચાર, ચારુચ-તુરનવસારસધર; વિમલજાતિ સુવિભાંતિ સુમનસ, માલા-પરિમલ બહૂમિલિત, ભમરવૃંદઝંકારરવરસ; ટોડર સાર સુદામકરિ, છઠ્ઠીપૂજા જાંમ; નયણ અમિયરસપૂરિઅં, ક્ષિ-ણુક્ષિણુ કરિય પ્રણામ ॥ ૧ ॥

॥ પૂજા ઢાલ ॥ રાગ દેશાખ૦ ॥

ચંપગાસોગપુન્નાગવરમોગરો, કેતકી માલતી મહમ-હંતી, નાગપ્રિયંગુ શુચિ કમલસું બોલસિરી, વેલિ વાસંતિ એ દમન જાતી ॥ ૧ ॥ કુંદ મચકુંદ નવમાલિકા બાલકો, પાડલકોમલ સુચિ કુસુમગુંથી; સુરભીવર દાંમ જિનકંઠે બેઠી વદૈ, ભમરિમુખિ હો તુહ્મે સુચી અમુથી ॥ ૨ ॥

॥ પૂજા ગીત ॥ રાગ સબાબ ॥

કંઠપીઠે દાંમ દીઠે, પ્રભુ મેરે પાપ નીઠે; જિઉં સસી દે-ખત જાએ તનુતાપ, પંચવરણ સબ કુસુમકિ માલ ઠવે, ગ-ગન સોહંતિ જિસ્યો સુરપતિચાપ ॥૧॥ કં૦ ॥ લાલ ચંપ-કગુલાલવેલી, જાતિમોગર દમન ભેલી; ગુંથી વિવિધ કુસુ-

મકી જાતી, છઠ્ઠિરે માલા ચઢે દિસિવાસંતી; તવ સુરવધૂપરિં નરવધૂ ગાતી ॥ કં૦ ॥ ઇતિ ॥ ૬ ॥

## ॥ ૭ ॥ सातमी कुसुमआंगी रचनारूप पूजा ॥

॥ વસ્તુછંદ ॥

કુસુમવર્ણક કુસુમવર્ણક પિતસિત નીલ, મધવરણુ તામ્રરસમય જપી જાતિદલ કુલ મરૂચક; વિવિધભાંતિ શ્રેણિય સભર, વર્ણપૂજા સાતમીય મનહર, રચના રંગભરિ કરીય પૂજા પ્રભુવીતરાગ, કુમત કુટ ચુરણુ કરિય, પ્રગટ્યો શિવપુર માગ ॥ ૧ ॥

॥ પૂજા ઢાલ ॥ રાગ ગોડીસિંધુઉ ॥

સાતમી પૂજામાં વરણુક કુલસું ભવિકરે એ, જિનનેં ભવિકરેં એ, ચંપક દંમણુલો મરૂઓ જાસુલસુ ચિત ધરો એ, આંગીય કેતકી વિચિં વિચિં સોભતિ દેખિયે એ, આંગીઅમીસ શિવનારીને કાગલ લખિયે એ ॥ ૧ ॥

॥ પૂજા ગીતં ॥ રાગ માલવીગોડી ॥

કુસુમજાતિ આંગી મન ખંતિં, પંચવરણુની જાતિ રે, માંહિ વિવિધ કથીપા ભાતિ રે; સુરયાભાદિ કરત જીમ પૂજા, સફલસુરાસુરગાતિ રે ॥ ૧ ॥ કું૦ ॥ ચંપકસું દમણો મનરમણો, સંઝરાગસું સાંમા રે; પંચવરણુ આંગી જિનઅંગેં;

વિરચતિ જિમ સુરરામા રે; તિહાં રિષભકુટચક્રિનાંમાં રે ॥ ૨ ॥ કું૦ ॥ ઇતિ ॥ ૭ ॥

## ॥८॥ आठमी श्री चूर्ण–बरास पूजा ॥

॥ વસ્તુછંદ ॥

ચારૂ ચૂરણ ચારૂ ચૂરણ સુરભી ઉદારં, બાવનાચંદન ઘનઘસીયમાંહિ; વિમલ કપૂર મેલીય, કુંકુમ નવરસરંગ, ભરિ વિપુલવાસઉલ્લાસકેલીયે, અષ્ટમીપૂજા અતુલ પરિં, વિરચિય દેવજિણંદ; અશુભ કર્મ ઉડી ગયાં, પામો પરમાણંદ, પામો પરમાણંદ ॥ ૧ ॥

॥ પૂજા ઢાલ ॥ રાગ કેદારો તથા કાંમોદ કલ્યાણ ॥

ઘનસારાદિક ચૂરણં, મનોહરપાવનગંધ; જિનપતિઅંગ સુપૂજતાં જિનપદ કરે ભવિબંધ ॥ ૧ ॥ અગરચૂઓ અતિમરદિયો, હિંમવાલુકા સમેત; દસદિસિં ગંધે વાસતો, પૂજો જિનપદ હેત ॥ ૨ ॥

॥ પૂજા ગીતં ॥ રાગ કનડા ॥

ચૂરો રે માઈ, પૂરો રે માઇ જિનવરઅંગી સારકપુરે; સબ સુખપૂરણ ચૂરણ ચરચિત, તનુભરિ આનંદપૂરે ॥ ચુ૦ ॥ ॥ ૧ ॥ પાવનગંધિત ચુરણભરસું, મુચંતિ અંગઉવંગે; અષ્ટમી પૂજા કરત તિમ ભવિજન, મિલવતિઆં સુખસંગે ॥ ૨ ॥ ચુ૦ ॥ ઇતિ ॥ ૮ ॥

## ॥ ९ ॥ नवमो श्रीध्वजनी पूजा ॥

॥ વસ્તુછંદ ॥

સહસ જોજન સહસ જોજન ધ્વજાધરિ ડંડ, બહૂલપતાકા પરિકાલત; વર્ણરૂપ રસરંગ અતિઘન, ઘંટાનાદસુ ઘૂઘરિ; પવનપૂરિ વાજંતિ શુભસ્વરિ. નયનકન્ન પેખિ સુણિય, ધજાતણું મંડાણુ; નવમી પૂજા નિર્મલી, સોહિં ત્રિભુવન ભાંણુ ॥ ૧ ॥

॥ પૂજા ઢાલ ॥ રાગ ગોડી ॥

દેવનિર્મિત દેવનિર્મિત ગગન અતિતુંગ, ધર્મધજા જનમનહરણુ; કનકદંડગત સહસજોયણુ, રણુઝણુંતિ કિંકિણી નિકર; લઘુપતાકયુત નયન ભૂષણુ, જિમજિનઆગલિં સુરવહિં,તિમ નિજ ધન અનુસાર;નવમી પૂજા ધ્વજ કરી, કહે પ્રભુ તું હમ તાર ॥ ૧ ॥

॥ પૂજા ગીતં ॥ રાગ ગોડી નટ્ટ તથા રામગિરિ ॥

માઈ સહસજોયણુ દંડ ઊંચો, જિનકો ધ્વજ રાજે; લઘુ પતાકા કિંકિણી પવન પ્રેરિત વાજે ॥ ૧॥ મા૦ ॥ સુરનર મન મોહનસોભિત, જિઉં સુરે ધ્વજ કીનો; તિંમ ભવિ ધ્વજ પૂજા કરતાં, નરભવફલ લીનો ॥૨॥મા૦॥ ઈતિ॥૯॥

## ॥ १० ॥ दसमो आभरणपूजा ॥

॥ વસ્તુછંદ ॥

જડિત કંચન જડિત કંચન લલિત લખમૂલ,હીરા પાંચ

પ્રધાનતર; હંસગર્ભ સોગંધમોચક પદ્મરાગ સોભાગકર; ર-યણુરાસિ કલ્યાણુકારક, મુગતાફલ મંડિત મુકુટ, કુંડલ હારવિચિત્ર; દશમી પૂજા દીપતી, સોહે સાચ પવિત્ર ॥ ૧ ॥

॥ પૂજા ઢાલ રાગ ગોડી ॥

લાલ વર હીરડા પાંચ પીરોજડા, વિધિં જડયાએ, (૨) મોતિય નીલુઆ લસણિઆ ભૂષણાં જિહાં જડયા એ, કાંને રવિમંડલ સમ જુગ કુંડલ દીજીયે એ; અંગદ રયણુનો મુગટ કંઠાવલી કીજિયે એ ॥ ૧ ॥

॥ પૂજા ગીતં રાગ માલવી ॥

મુગટ દિયો કનકેં ઘડયો, વિવિધ રયણુ જડયો જિનસીસ ચઢયો; ઉર વર હાર રચિત વર ભૂષણુ, દૂષણુ હર જગદીસ ॥૧॥ મુ૦ ॥ લાલહિં ખરે હીરે પાંચ મોતી, રયણે જડયો દોઈ કુંડલ સાર; અંગદજડિત સિંહાસન ચામર, દિઓ પદ લિઓ રે આખંડલ ॥ ૨ ॥ ૧૦ ॥

## ॥ अगियारमी फूलघरनी पूजा ॥

॥ વસ્તુછંદ ॥

પુષ્કર સરોવર પુષ્કર સરોવર સકલ દિસિ ભાગ, મલ્લ-મનોહર સદલતર બંધભાતિ સંધાણુસમતર, સકલવર્ણ કં-દલલતા, ગુચ્છગુલ્મ ચિત્રામ સુંદર, નાથ નિરંજન પાખ-

તીય, પુષ્પ તણો ઘર રમ્ય; પેખી પૂજા અગ્યારમી, સફ-લ હુઓ મુજ જન્મ ॥ ૧ ॥

॥ પૂજા ઢાલ રાગ કેદારો ॥

વિવિધ કુસુમે ખચ્યું, વિશ્વકર્મ્મા રચ્યું, કુસુમગેહં; રૂચિર સમ ભાગસું, સુરવિમાન જિસું, રયણરેહં ॥૧॥ તો-રણજાલીસું, કુસુમની ભાંતિસું, સોભતું એ. ગુંથિ ચંદ્રોદયં, ઝુંબકા વૃંદનેં, થોભતું એ ॥ ૨ ॥

॥ પૂજા ગીતં રાગ કેદારો બિહાગ ॥

મેરો મન રમ્યો જિનવર કુસુમઘરે. હાંરે કુસુમઘરે. મેરો૦॥ વિવિધ જુગતિવર કુસુમકી જાતી,ભાતિ જેસે અ-મર ઘરે ॥ ૧ ॥ મે૦ ॥ કુસુમઝુંબક ચંદ્રોદય તોરણ, જા-લિક મંડપ ઓર ભાગે; એકાદશમી પૂજા કરતાં, અવિચલ પદ ભવિ માગે ॥ ૨ ॥ મે૦ ॥ ઇતિ ॥ ૧૧ ॥

## ॥ १२ ॥ बारमी फूलनो मेघ वरसाववानी पूजा ॥

॥ વસ્તુછંદ ॥

કુલપરિકર કુલપરિકર કરિ પરભુ પાય, પંચવરણ દલ પુષ્ફમય; પુન્યરેડ પ્રાસાદસંઠિઅ, મહિઅલમંડિત અતિ-વિમલ રણઝણંતિ દિસિ વિદિસ છપ્પય. દ્વાદસમી પૂજા કરીય, કુલ પગર ઉદાર; સમરસ ઉજ્જવલ અવતર્યો, દીસે પરતક્ષ સાર ॥ ૧ ॥

॥ પૂજા ઢાલ રાગ મલ્હાર ॥

પંચ વર વરણનો વિબુધ જિમ કુસુમનો મેઘ વરસે; ભમર ભમરી તણા, જુગલ રસિયા પરિ ત્રિજગ હરખે ॥ ૧ ॥ પગર જિમ ફુલનો, પંચવરણેં કરી સુકૃત રતસેં; બારમી પૂજામાં હરખતિ, જિમ મિલેં કનકપૂરસે ॥ ૨ ॥

॥ પૂજા ગીતં રાગ મેઘ મલ્હાર ॥

મેઉલા જિઉ મિલી વરસે, કરિ કરિ ફુલપગર હરિસે ॥ મેઉલા૦ ॥ પંચવરણુ જાંનુમાન તતતાથેઈ, સમવસરણુ જિમ સુરમિલિં, તેમ કરે શ્રાવક લોક, દ્વાદશમી પ્રભુ પૂજા કરતાં, જનમન મુદ ફરસે ॥ ૧ ॥ ભમરપેં કહાવતિ જડતેં જાંણુ અધોવંત પડતેં, તાકું અધોગતિ નાહિ, તતતાથેઈ, જો હમુ પ્રભુ આગલિ પડેં, હમું પરિ તસું નહિ પીડે; કુસુમપૂજા કરી સુખ લહે, દિન દિન જસ ચઢતે ॥ ઇતિ ૧૨ ॥

## ॥ १३ ॥ तेरमो श्री अष्टमांगलिक पूजा ॥

॥ વસ્તુછંદ ॥

સાલિ ઉજ્જવલ સાલિ ઉજ્જવલ આણીઅ અખંડ, દુર્બલખંડિય બલિછલિઅ; માંહિસુરભી સુરતરૂ સુવાસક, દર્પ્પણ ભદ્રાસન ભરિય; વર્દ્ધમાન શ્રીવત્સ મત્સ, કલશ અને સ્વસ્તિક વિપુલ, નંદાવર્ત નિવાસ; તેરમી પૂજા મંગલકરણ, પૂરે મનની આસ ॥ ૧ ॥

॥ પૂજા ઢાલ રાગ વસંત ॥

રયણ હીરા જિસ્યા સાલિ વર તંદુલા વર ફલ્યા એ, સ્વસ્તિક દર્પ્પણ કૂંભ ભદ્રાસનસું મલ્યા એ; નંદ્યાવર્તક ચારૂ શ્રીવત્સક વર્દ્ધમાનં, મત્સ્યુગલં લીખી અષ્ટ મંગલ હુસે સોભમાનં ॥ ૧ ॥

॥ પૂજા ગીતં રાગ મહાવસંત ॥

જિનપ આગલિં વિરચો ભવિલોકા, જસુ દરિસણે સુભ હોઇ; યુંરે દેખત સબકોઈ. ॥જિ૦॥ અતુલ તંદૂલેં કરી, અષ્ટમંગલા વલી તેમ રચો જિમ તુમ ઘર ફિરી હોઇ.૧॥જિ૦ ॥ સ્વસ્તિક શ્રીવત્સ કુંભ ભદ્રાસન, નંદ્યાવર્ત્તકં વર્દ્ધમાનં; મત્સયુગ દર્પ્પણ તિંમ વર ફલગુણ, તેરમી પૂજા સવિ કુશાલ નિધાનં ॥ ૨ ॥ જિ૦ ॥ ઈતિ ॥ ૧૩ ॥

## ॥ १४ ॥ चौदमो श्रोधूपदोप पूजा ॥

॥ વસ્તુછંદ ॥

અગર ઉત્તમ અગર ઉત્તમ માહિં મૃગમદ, કુંદરૂકો તરૂક્કોમય; મઘમઘંત વર ધૂપ વર્ત્તક, કંચન રયણ સુદંડધર; ધૂપધાંનુ વૈડુર્યચિત્રકર. યતન કરી ઉખેવસુ એ, ભોગ ભલીપેરિં તાર; ચૌદશમી પૂજા નિપૂણ, તારે ભવસંસાર.॥૧॥

॥ પૂજા ઢાલ રાગ માલવગોડી ॥

કૃષ્નાગરતણું ચુરણ કરિઘણું, સુદ્ધ ઘનસારસું ભેલીઉં એ; કુંદરૂક્કો તરૂક્કોસકસ્તુરિકા, અંબર તુંબર તગરસું

મેલિઉં આ૦॥૧॥રયણ કંચનતણું ધૂપધાણું ઘણું, પ્રગટ પ્રદીપસું સોભતું એ; દશ દિશિ મહમહે ધૂપ ઉખેવતાં, ચઉદમી પૂજા રજ ખોભતું એ. ॥ ૨ ॥

॥ પૂજા ગીત રાગ કલ્યાણ ॥

આંગીએ ધૂપીધૂમાલી, જિનમુખિ દાહિણાવર્ત્ત કરંતાં, દેવગતિ સૂચતિ ચાલી; ભવિ કુગતિશુચતિબાલી.॥૧॥આં૦॥ કૃષ્ણાગર અંબર મૃગમદસું, ભેલી તિંમ ઘનસારો; ધૂપપ્રદીપ દશાંગ કરંતાં; ચઉદમી પૂજા ભવ તારો ॥ ૨ ॥ આં૦ ॥ ઇતિ ॥ ૧૪ ॥

## ॥ १५ ॥ पन्नरमो श्री स्तवनगीतनी पूजा ॥

॥ વસ્તુછંદ ॥

તાલમદ્દલ તાલમદ્દલ વંસ વર વીણુ, પડહ ભેરી ઝાલર તવર, સંખ પણુવ ઘુઘરિય ઘમ ઘમ, સિરિમંડલ મહુઅર મણુજ નિપુણુનાદ રસછંદતમ; દુંદુભિ દેવતણી ગયણુ, વાજે સૂર ગંભીર, પન્નરમી પૂજા કરી, પામો ભવજલતીર.॥૧॥

॥ પૂજા ઢાલ રાગ શ્રીરાગ ગાથાબંધ ॥

ગગનતણું નહિ જિમ માનં, તિમ અનંત ફલ જિનગુણુગાનં; તાંન માંન લયસું કરિ ભિતં, સુખ દિએ જિમ અમૃત પીતં, વીણાવંસ તલ તાલ ઉવંગેં, સુરતિ રાખિ વરતંત્રિ મૃદંગેં; જયતિ માંન પડતાલિં કતાલૂં, આયત ધરી પ્રભુ પાતિક ગાલુ ॥ ૨ ॥

॥ પૂજા ગીત શ્રી રાગ ॥

તુમ શુભ પાર નહી સયણો માનાતીત યથા ગયણો, તાંન માન લયસુ જિનગીતં, દુરિત હરૈ જિમ રજ પવણો ॥ ૧ ॥ તુમ૦ ॥ વંસ ઉપાંગ તાલ સિરિમંડલ, ચંગ મૃદંગ તંતિ વીણા; વાજતી તૂર જલધિ જિમ ગુહીરં, પીતાંમૃત પરિ કરિ લીણા ॥ ૨ ॥ તુ૦ ॥ ગાયતિ સુર ગાયન જિમ મધુરે, તિમજિનગુણગણમણિરયણો, સકલસુરાસુર મોહન તું જિન; ગીત કહિઉ હમ તુમ નયણો ॥ ૩ ॥ તુમ૦ ॥ ઇતિ ॥૧૫॥

## ॥ १६ ॥ सोलमी नाटक पूजा ॥

॥ વસ્તુછંદ ॥

ગીત ગુણ મીત ગીત ગુણપ્રીત પાઠપદબંધ, ધુધુઆ વ્યત્ર પટ્ટવર જયતમાલ, પ્રત્તમઠુતાલગ ત્રિણિ ગ્રામ સુર સપ્તમય એકવિસ મુરછાયસાધક. તાંન માંન ગુણગાનલય, નિરમલ નાદસુરંગ; સોલસમી પૂજા કરી, પામો સમરસ ચંગ ॥ ૧ ॥

॥ પૂજા ઢાલ રાગ શ્રુનટ ॥

સરિસ વય વેષ મુખ રૂપ કુચ સોભતી, વિવિધભૂષાંગનિ સુરકુમારી; એકસત આઠ સુરકુમર કુમરી કરેં, વિવિધ વીણાદિ વાજિત્ર ધારી; અભિનવ હસ્તક હાવભાવે કરી, વિવિધયુગતેં બહુ નાચકારી; દેવનાદેવનેં દેવરાજી યથા, કરત નૃત્યં તથા ભૂમિચારી. ॥ ૧ ॥

॥ રાગ શુદ્ધનટ્ટ ॥

એકસત આંઠ નાચે દેવકુમર કુમરી, દૌં દૌં દૌં દુંદુભિ વાજતિ, નાચતિ ।દએ ભમરિ ॥ ૧ ॥ એ૦ ॥ ઘન કુચ યુગ- હારરાજી, કસી કંચૂકી બાંધી; સોલસ સિંગાર સોભિત, વેણી કુસુમ ગુંથી ॥ ૨ ॥ એ૦ ॥ નટ્ટકુટ્ટિ કટ્ઠ કટ્ઠ, ચિચપટ તાલ વાજેં; દેખાવતિ જિનહસ્તકેં, નૃત્યકી નવિ લાજેં ॥ ૩ ॥ તિના તિના તિનુ તંતી વાજેં, રણુઝણુંતિ વિણા, તાંડવ જિમ સૂર કરંત, તિમ કરો ભવિ લીણા. ॥ ૪ ॥ઇતિ॥૧૬॥

## ॥ १७ ॥ सत्तरमो सर्ववाजित्रनी पूजा ॥

॥ વસ્તુછંદ ॥

સાંતરસમય સાંતરસમય, અરથ ઉદાર અંઠૂત્તરસય કવિતવર, કરિય દેવ અરિહંત ગુણમય, સાત આઠ પદ ઉસ- રીય, ધરિઅ પાણિસિર કમલજોડીય, ત્રિણિવાર મસ્તક ધ- રિય, ભૂમીતલ નિયજાંણુ, ચઉરંગુલ ઉંચો ભણેં, નમોથુણુ સુઠુ જાંણુ, નમોથુણુ સુઠુ જાંણુ. ॥ ૧ ॥

॥ પૂજા ઢાલ રાગ કેદારો તથા મધુમાલવી ॥

સમવસરણ જિમ વાજાં વાજે, દેવદુંદુભી અંબર ગાજેં, ઢોલનીસાંણુ વિસાલો; ભૂંગલ ઝલ્લરિ પણુવ નફેરી, કંસાલ દડવડી વરભેરી, સરણાઇ રણકારો. ॥ ૧ ॥ મરુજ વંસ સૂર- તિ નવિ મૂકેં, સત્તરમી પૂજા ભવિ નવિ ચૂકેં, વીણાવંસ કહે જિન જીવો, આરતી સાથે મંગળપઇવો. ॥૨॥

॥ પૂજા ગીતં રાગ રામગિરિ ॥

ઘણું જીવ તું જીવ જિનરાજ જીવો, ઘણું જીવ એમ સંખ સરણાઇ બોલે; મહુઅરિ ફિરિફીરી દેવકી દુંદુહી, હે નહી પ્રભુતણે કોઇ તોલે ॥૧॥ઘ૦॥ ઢોલનિસાણ કંસાલ સમતાલસું, ઝલ્લરી પણવ ભેરી નફેરી; વાજતાં દેવવાજિત્ર જાણેં કહે, સકલ ભવિકું ભવોભવ ન ફેરી॥૨॥ દેવપરિં ભવિક વાજિત્ર પૂજા કરી, કહે મુખેં તુંહી જિન ત્રિજગદીપો; ઇંદ્ર પરિં કિમ હમ જિનપ પૂજાકરું, આરતિ સાથે મંગલપઇવો ॥૩॥

॥ कलश ॥

॥ વસ્તુછંદ ॥

એહ વિધિવર, એહ વિધિવર સત્તર ગુણભેદ; પૂજાપરમેશ્વરતણી કરિય દેવનરનારી શ્રાવક, સમકિત વારિનિપુણનર, વીતરાગશાસન પ્રભાવક, સ્વર્ગમૃત્યુપાતાલસુર, શ્રીજિન ભુવનમઝાર; સકલ પૂજ અનુમોદતાં, કરતાં હરષ અપાર॥૧॥

॥ ગીતં રાગ ધન્યાશ્રી ॥

થુણીઆ થુણીઆ રે પ્રભુ તું સુરપતિ જિઉં થુણિઆ; તીન ભુવન મનમોહન લોચન, પરમ હરષ તવ જણિઆ રે ૧॥ પ્ર૦॥ એકસતઆઠ કવિત કરી અનુપમ, ગુણમણિ ગુંથી ગુંણીઆ; ભવિક જીવ તુમ થયથૂઇ કરતાં, દુરિત મિથ્યામતી હણીઆ રે ॥૨॥પ્ર૦॥ તપગચ્છ અંબર દિનકર સરિખો,

વિજયદાનગુરુમુણિઓ; જિનગુણસંગભગતિકર ફરસિ, કુમતીતિમિર સબ હણિઓ રે ॥૩॥પ્ર૦॥ ઇણિપરિ સત્તરભેદ પૂજાવિધિ, શ્રાવકકું જિનેં ભણિઓ; સકલમુનીસર કાઉસગધ્યાનેં, ચિતવિત સોફલ ચૂણીઓ રે ॥૪॥પ્ર૦॥

॥ ઇતિશ્રીસકલચંદ્રજી ઉપાધ્યાયકૃત સત્તરભેદિપૂજા સંપૂર્ણ ॥

# શ્રીમેઘરાજમુનિકૃત સત્તરભેદી પૂજા

॥ અનુષ્ટુબ્વૃત્તમ્ ॥

સર્વજ્ઞં જિનમાનમ્ય, નત્વા સદ્ગુરુમુત્તમં ॥
કુર્વે પૂજાવિધિં સમ્યક્, ભવ્યાનાં સુખહેતવે ॥ ૧ ॥

॥ દોહા ॥

વંદી ગોયમ ગણહર, સમરી સરસતિ એક ॥
કવિયણ વર આપે સદા, વારે વિઘ્ન અનેક ॥ ૧ ॥
પૂજા કરતાં જિનતણી, શ્રાવક કહે સુવચન ॥
તે હું ભણિશું વિધિ કરી, સાંલભજો એક મન ॥ ૨ ॥
ન્હવણ વિલેપન વસ્ત્રયુગ, વાસ ફૂલ શુભ માલ ॥
વરણહ ચૂરણ ધ્વજ ભલો, બહુ આભરણ વિશાલ ॥૩॥
ફૂલાં કેરે ઘર પગર, મંગલ ધૂપ અપાર ॥
ગીત નૃત્ય વાજિંત્ર એ, સત્તર હવે વિસ્તાર ॥ ૪ ॥

## ॥ प्रथम न्हवणपूजा ॥

॥ ઢાળ પહેલી હેમની ॥ રાગ વિભાસ ॥

પ્રથમ જિનનાયકં, મોક્ષ સુખદાયકં, કૃતશુચિ પૂર્વદિશિ, સકલદેહં ॥ ધોતિ તનુ આવરી, એક ચિત મન કરી, પશ્યતિ દર્શનં, પુણ્યગેહં ॥ સિંધુગંગાદિભિ–સ્તીર્થ-ગંધોદકૈ–ર્ભરિતમણિકનકમય, કલશઆલી ॥ ભવિક શ્રાવક મલી, ન્હાહવોપરિ ભલી, સંશય મન તણા, વેગ ટાલી ॥૧॥

॥ રાગ નટ્ટ ॥ મલ્હાર ॥

જિનકી ઇણવિધિ પૂજા કીજેં ॥ સુંદર ધર્મ લહી ભવિકા જન, મણુઅ જનમ ફલ લીજેં ॥ મેરે જિનકી એણિવિધિ પૂજા કીજેં ॥ ૧ ॥ નિર્મલ અંગ કરી અતિ ઉજ્જવલ, અંબર તે પહેરીજેં ॥ અતિહિ સુગંધ સુરભિ દ્રવ્યવાસિત, કંચન કલશ ભરીજેં ॥ મેરે૦ ॥ ૨ ॥ કરી મુખકોશ મોરપિચ્છ પૂંજી, પહેલી પૂજા રચીજેં ॥ કહે ધન વચન લલિત મનોહર, નાભિ મલ્હાર નવીજેં ॥ મેરે૦ ॥ ૩ ॥

॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

શચીપતિઃ સપ્તદશપ્રકારૈ,–ર્ભૃત્યામરૈસ્સંઘહિતોપહારૈઃ ॥
સ્વર્ગાંગનાસુ ક્રમગાયિનીષુ, પૂજાં પ્રભોઃ પાર્શ્વજિનસ્ય ચક્રે ॥૧॥

પુરંદરઃ પૂરિતહેમકુંભૈ,–રદંભમંભોભિરલં સુગંધૈઃ ॥
સાકં સુરૈર્ઘૈર્મધવાંશ્ચ સમ્યક્, પૂજાં જિનેંદ્રાઃ પ્રથમાંચંકાર ।૨।

## ॥ द्वितीय विलेपनपूजा ॥

॥ દોહા ॥

કેસર ચંદન ઘસિ ઘણાં, મેલવી માંહે બરાસ ॥
નવ અંગે જિન પૂજતાં, નવ નિધિ આતમ પાસ ॥૧॥
જિન પ્રતિમાને વિલેપતાં, શીતલ થાએ આપ ॥
ક્રોધ દાવાનલ ઉપશમે, જાએ ભવ સંતાપ ॥ ૨ ॥

॥ રાગ રામગિરિ તથા આશાવરી ॥

કુંકુમસંયુતં, ઘસીય વરચંદનં, સરસઘનસારશું, માંહે મેલી ॥ કંચન મણિતણાં, ભરિય બહુ ભાજના, અગર રસ કુમકુમા, તેહ ભેલી ॥ પૂજિયેં નવ અંગેં, ચરણ જાનૂ કરેં, અંસ હૃદિ બાહુ, બેહુ અપાર ॥ કંઠ લિલાટ શિર, વિલેપતાં રંગભર, પામીયેં ભવતણો એમ પાર ॥ ૧ ॥

॥ ગીત રાગ દેશાખ ॥

કરૂં હું પૂજા જિનવર કેરી, આગમવચન સુણ્યાં મેં તાથેં, પ્રગટ ભઈ મતિ મેરી ॥ કરૂં હું પૂજા૦ ॥ ૧ ॥ કેસર ચંદન ભરિય કચોલી, અરચૂં યુક્તિ ઘણેરી ॥ મણુઅજન્મકો લાહો લીજેં, ભક્તિ કરૂં અધિકેરી ॥ કરૂં હું પૂજા૦ ॥ ૨ ॥ અંજલિ જોરી મોરિ તનુ અપનો, વાત કહું જું

ભલેરી ॥ દેઇ શાખ શાસય સુખ કેરી, મુક્તિ મંદિરકી શેરી ॥ કરૂં હું પૂજા૦ ॥ ૩ ॥

॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

અંગં પ્રમૃજ્યાંગસુગંધગંધ,—કાષાયિકૈનૈષપટેન ચેંદ્રઃ ॥
વિલેપનૈશ્ચંદનકેસરાદ્યૈઃ, પૂજાં જિનેંદ્રારકરોદ્દ્વિતીયાં ॥૧॥

## ॥ तृतीय वस्त्रयुगलपूजा ॥

॥ દોહા ॥

ત્રીજી પૂજા જિન તણી, વસ્ત્ર યુગલની હોય ॥
દૃષ્ટિયુગલ પણ કો કહે, પરમાર્થે એક જોય ॥ ૧ ॥
અંશુયુગ્મ અંશે ઠવી, ભાવો ભાવન એમ ॥
નિશ્ચય ધર્મવ્યવહાર વૃષ, આદરશું બહુ પ્રેમ ॥ ૨ ॥
અથવા જ્ઞાનક્રિયા કરી, અંગીકરશું ધર્મ ॥
અસંખ્ય પ્રદેશી આતમા, નિર્મલ કરવા મર્મ ॥ ૩ ॥
સ્વપર વિવેચન દૃષ્ટિવર, પ્રગટે એથી નિત્ય ॥
અથવા ક્ષાયિક ક્ષયોપશમ, સમ્યગ્ દૃષ્ટિ હોય મિત્ત ॥૪॥
વસ્ત્રયુગલની પૂજના, સૂરિયાભ સુરવરેં કીધ ॥
ત્રીજી પૂજા કરીય ને, રત્યત્રય વર લીધ ॥ ૫ ॥

॥ રાગ દેશાખ ॥

॥ સુરભિદ્રવ્યવાસિતં, વસ્ત્રયુગમુજ્જવલં, પ્રભુતણે મસ્તકેં મૂકીયે એ ॥ ભક્તિ એણિ પરેં કરૂં, શુદ્ધ સમકિત ધરૂં, પૂજતાં ધ્યાન નવિ ચુકીયેં એ ॥ ભવ તણી શ્રેણિના,

કર્મઘાતક ઘણું, દેખતાં પાપ સવિ છુટિયે એ ॥ દર્શન જિ-
નરસ, નયણનાલે કરી, અમૃતસમ રસ ઘૂંટિયે એ ॥ ૧ ॥

॥ ગીત ॥ રાગ ભેરવ ॥

॥ પૂજાકરણં ભવ્યાભરણં, સ્યાદપિ ભવભયહરણં ॥
॥ પૂજા૦ ॥ કનકતંતુવિરાજિતમમલં, સૌરભિગંધમુદારં ॥
ભૈરવકર્મવિદારણશીલં, સુરનરજગદાધારં ॥ પૂજા૦ ॥૧॥
અંબરયુગલં મસ્તકધરિતં, હે જિન શોભિતદેહં ॥ ન-
ભસિ યથા ત્રિદશાધિપધનુષં રાજતિ તવ તનુગેહં ॥પૂજા૦
॥ ૨ ॥ નિજ ચેતસિ યદિ વાંછસિ સૌખ્યં, ભવમકરાકર-
પારં ॥ વદતિ મેઘમુનિર્જિનપૂજાં, તૃતીયાં કુરુ ભવસારં
॥ પૂજા૦ ॥ ૩ ॥

॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃતમ્ ॥

ચ્યુતં શશાંકસ્ય મરીચિભિઃ કિં, દિવ્યાંશુકદ્વંદ્વમતીવચારુ ॥
યુક્ત્યા નિવેશ્યોભયપાર્શ્વમિંદ્રઃ, પૂજાં જિને દારકરોત્તૃતીયાં॥

## ॥ चतुर्थ वासपूजा ॥

॥ દોહા ॥

સમ્યક્ જ્ઞાનાદિક ગુણે, વાસિ થાયે આપ ॥
કરતાં પૂજા વાસની, જાયે સર્વ સંતાપ ॥ ૧ ॥
કુમતિ જવાસા શોષવે, ટાલે મિથ્યા પાસ ॥
શિવપુરમાં વાસો વસે, જો જિન પૂજે વાસ ॥ ૨ ॥

શુદ્ધાતમની વાસના, ભાસન ભાસ્કર જ્યોત ॥
અરિહંત વાસ ઉપાસના, ભવજલ તારણ પોત ॥ ૩ ॥
આરાધે અનુશાસના, વાધે જગ યશવાસ ॥
સાધે મારગ મોક્ષનો, વાસેં અર્ચે પાસ ॥ ૪ ॥

॥ રાગ કેદારો ॥

સુરભિ વસ્તુ સવિ મેલી, કુંકુમ કેસર ભેલી, કુસુમેં વાસિત એ, રંગે રાજિત એ, વાસેં પૂજો અંગ, પામો શિવસુખ રંગ, જિનવરને નમો એ, જેમ જગ નવિ ભમો એ ॥ ૧ ॥

॥ ગીત ॥ રાગ માલવી ગોડી ॥

વીતરાગ ભાવેં કરી પૂજિલા, આપણી આપે પદવી ॥ સેવિયેં કહા હોત હૈ તિનકું, નિજ સરખે ન કરે પુહવી ॥ વીત૦ ॥૧॥ નૌતમ ચારૂ ફુલ બહુવાસિત, પૂજા જિનવર વાસેં ॥ ચંદન પન્નગ પાસ નીલકંઠ, બોલત હિ ત્યું કરમ નાસે ॥ વીત૦ ॥૨॥ ચોથી પૂજા તારક કેરી, કીજેં માલવી રાગેં ॥ ભવનાં અનેક કર્મ ભૂરિ સંચિત, ટલત વાર ન લાગે ॥ વીત૦ ॥ ૩ ॥

॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

કર્પૂરસૌરભ્યવિલાસિવાસૈઃ, શ્રીખંડવાસૈઃ કિલ વાસવોઽથ ॥
બિભાસુર શ્રીજિનભાસ્કરેંદ્રાઃ, પૂજાં જિનેંદ્રારકરોચ્ચતુર્થીમ્ ॥

## ॥ पंचम छूटां फूलनी पूजा ॥

॥ દોહા ॥

પંચમી પૂજા ફુલની, છુટાં કુસુમ સમૂહ ॥
પૂજો શ્રી અરિહંતજી, પ્રગટે ચિત્ત ગુણવ્યૂહ ॥ ૧ ॥
પંચબાણ પીડે નહીં, જે કરે પંચમી પૂજ ॥
રત્નત્રયનેં તે વરે, મોહ બછુટે ધ્રૂજ ॥ ૨ ॥
કાલ અનાદિની જીવને, લાગી જડ દુર્ગંધિ ॥
તે ટાલે એ પૂજના, ધારે જ્ઞાન સુગંધિ ॥ ૩ ॥
વારે મિથ્યાવાસના, ચૂરે પુદ્‌ગલ વ્યાધિ ॥
પૂરે વાંછિત કામના, થાયે પૂર્ણ સમાધિ ॥ ૪ ॥
ચેતનતા નિર્મલ હુએ, પામે કેવલજ્ઞાન ॥
યશ સુવાસ જગ વિસ્તરે, લહે નિર્વાણ સુથાન ॥ ૫ ॥

॥ શાર્દૂલવિક્રીડિતં વૃત્તમ્ ॥

ગંધાઢ્યૈઃ કુસુમૈર્નવૈસ્તુ વિરલૈઃ પૂજાં કરોતિ પ્રભોઃ,
ભક્ત્યા યોઽપિ હરિપ્રિયામિહભવે તસ્ય પ્રસન્નો ભવેત્ ॥
સૌખ્યં સર્વભવાંતરેષુ લભતે, સાન્નિધ્યમાસ્થીયતે,
કુત્રાન્યત્ર સુધાં વિહાય ગરલં પાતું ક ઇચ્છેન્નરઃ ॥ ૧ ॥

॥ ગીત રાગ વેલાવલ ॥

મોકળે કુસુમેં કરી, અરચા સ્વામિની ॥ મિથ્યાત્વ શિરસિ, દુસ્સહદ્દામિની ॥ મોકળે૦ ॥ ૧ ॥ જગગુરૂ તવ

પૂજા ભવિકને, મોહન કામિની ॥ અભિનવા કુમતિને, ચક્રવાકુલ યામિની ॥ મોકળે૦ ॥ ૨ ॥ નરક દરદ પ્રાચીન બહુ, આવત થાંભિની ॥ પૂજા પંચમી ભવિકને, વેલાવલ દાયિની ॥ મોકળે૦ ॥ ૩ ॥

॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

મંદારકલ્પદ્રુમપારિજાત,—જાતૈરલિવ્રાતકૃતાનુપાતૈઃ ॥
પુષ્પૈઃ પ્રભોરગ્રથિતૈર્નવાંગં, પૂજાં વિતેને કિલ પંચમીં સઃ ॥૧॥

## ॥ षष्ठ पुष्पमालपूजा ॥

॥ દોહા ॥

છઠ્ઠી પૂજા સ્વામિની, પુષ્પમાલની હોય ॥
શિવ વધૂ વરમાલા ઠવે, જેહ કરે ભવિ લોય ॥ ૧ ॥
સુરભિયુક્ત વર કુસુમ લઇ, કરે મનોહર માલ ॥
પ્રભુકંઠે ઠવી ભાવિયેં, જ્ઞાનાદિક ગુણમાલ ॥ ૨ ॥

॥ રાગ દેશાખ ॥

ચંપક કેતકી, નાગવર માલતી, મોઘરાશોક પુન્નાગ જાતી ॥ કુંદ પાડલ ગ્રહી, જાઇ જૂઇ સહી, ગુથિયેં સુંદર, ભક્તિરાતી ॥ સકલ મન રંજતી, ભ્રમરગુણગુંજતી, વાસતી દહ દિશિ, અતિ રસાલી ॥ સૌરભરસ ભરી, વિવિધ કુસુમેં કરી, મસ્તક પગ લગેં, અતિ વિશાલી ॥ ૧ ॥

॥ गीत ॥ राग गुंड ॥

॥ सेवंत्री वरजाई विउल सिरि, मालती सरस गुलाल रे ॥ केतकी चंपक पाडल दमणो, गूंथी तिनकी माल रे ॥ १ ॥ दाम करीने कंठे ठवियें, करीयें मन आणंद रे ॥ परिमल केसर भमर गुंजत है, मोहे सुरनरवृंद रे ॥ दाम० ॥ २ ॥ छठ्ठी पूजा तारक केरी, कीजें रागें गुंड रे ॥ शुद्ध भाव धरि पूजत जिनवर, छूटत कर्म प्रचंड रे ॥ दा० ॥ ३ ॥

॥ काव्यं ॥ उपेन्द्रवज्रावृत्तम् ॥

तैरेव पुष्पैर्विरचय्य मालां, सौरभ्यलोभभ्रमिभृंगमालां ॥
आरोपयन्नाकपतिर्जिनांगे, पूजां पठिष्ठीं कुरुते स्म षष्ठीं ॥ १ ॥

## ॥ सप्तम पंचवर्णफूल पूजा ॥

॥ दोहा ॥

पंचवर्णना फुलनी, पूजा सातमी एह ॥
पंचमज्ञान प्रकाशपर, करे प्रमादनो छेह ॥ १ ॥
ए पूजा करतां थकां, भावो भावना एम ॥
वर्णादिक गुण रहित तुं, अलख अवर्णी जेम ॥ २ ॥
वर्णादिक पुद्गल दशा, तेशुं तुज नहीं मेल ॥
तुं रत्नत्रयमयी सदा, भिन्न यथा जल तेल ॥ ३ ॥
चिदानंद घन आतमा, पूर्णानंद अरूप ॥
शुद्धातम सत्तारसी, दर्शन ज्ञान स्वरूप ॥ ४ ॥

॥ રાગ સામેરી ॥

॥ કરૂં પૂજા કરૂં પૂજા, નમો જિનરાય, પંચવર્ણ આંગી રચો, વિવિધ રંગ રંગેહિં ભેલો, અતિ અનુપમ ચિત્રામ કરી; ઉદય સૂરસમ કાંતિ મેલો, એણી પરેં જિનવર પૂજતાં, આપે શિવપદરાજ ॥ સાતમી પૂજા કીજિયેં, સીઝે સઘલાં કાજ ॥ ૧ ॥

॥ ગીત ॥ રાગ કલ્યાણ ॥

પૂજો મનરંગેં પૂજો મનરંગેં, પંચવર્ણ કેરી આંગી રચાવો, ભાંખીયેં અંગે ॥ પૂજો મનરંગેં પૂજો મનરંગેં ॥ ૧ ॥ નવ નવ ભાતિ અતિ હે મનોહર, રંગેરંગ ભલે ॥ પદ્મરાગ સમ કાંતિ ધરત તું, જીવન આજ મિલે ॥ પૂજો૦ ॥ ૨ ॥ લાલ ગુલાલ ફુલ બિચ શોભે; કેતકી કુસુમ ધરે ॥ સાતમી પૂજા કરીને માગું, જિન કલ્યાણ કરે ॥ પૂ૦ ॥ ૩ ॥

॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

મંદાકિનીંદીવરપીવરશ્રી, રક્તોત્પલૈશ્ચંપકપાટલાદ્યૈઃ ॥
કુર્વન્ વિભોર્વર્ણકવર્ણ્યશોભાં, પૂજાં પ્રલેને કિલ સપ્તમીં સઃ ॥ ૧ ॥

## ॥ અષ્ટમ ચૂર્ણપૂજા ॥

॥ દુહા ॥

આઠમી પૂજા કીજીયેં, લેઇ સુગંધ બરાસ ॥
એ ચૂરણની પૂજના, કરતાં પૂગે આશ ॥ ૧ ॥

એ પૂજામાં ભાવિયેં, આતમ ભાવન એમ
ચૂરૂં કર્માષ્ટક પ્રતેં, ધરિ શુદ્ધાતમ પ્રેમ ॥ ૨ ॥
અષ્ટ મહામદ ગાલવા, ટાલવા આઠે ભીતિ ॥
અષ્ટ પ્રવચન માતનેં, પાલવા અધિકી પ્રીતિ ॥ ૩ ॥
અડદિઠિ અનુક્રમેં વધે, લહે ક્ષાયિક સમકિત ॥
આઠમી પૂજા જે કરે, ભાવ ધરી ભવિ નિત ॥ ૪ ॥
શ્રદ્ધા ભાસન રમણુતા, પામે સહજાનંદ ॥
તત્ત્વરમણુતાદિક બહુ, પ્રગટે નિજ ગુણુ વૃંદ ॥ ૫ ॥
ભાવઘટા મેરી ઉણહઇ, વરષે જિનપદ શૃંગ ॥
ઘનસારહ ધારા કરી, પૂજે અરિહંત અંગ ॥ ૬ ॥

॥ ગીત ॥ રાગ સારંગ ॥

વરસેજી મેરી ભાવ ઘટા, જિનકે ચરણ કમલ ગિરિ ઉપર, ચૂર્ણ સુગંધ છટા ॥ વરસેજી૦ ॥ ઘનસારાદિક સરસ મનોહર, કર ગ્રહિ સુગંધ પુટા ॥ દીનદયાલ કૃપાલકું પૂજિત, પુલકિત અલક લટા ॥ વરસેજી૦ ॥ ૧ ॥ માગત હું હવે અષ્ટમી પૂજા, તોરો મેરી કર્મ જટા ॥ મનસારંગેં સેવક જંપે, અક્ષર એ પ્રગટા ॥ વરસેજી૦ ॥ ૨ ॥

॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

દંભોલિપાણિઃ પરિમર્દ્ય સદ્યઃ, કર્પૂરફાલીર્બહુ ભક્તિશાલી ॥
ચૂર્ણં મુખે ન્યસ્ય જિનસ્ય તૂર્ણં, ચક્રેઽષ્ટમં પૂજનમિષ્ટહેતું ॥૧॥

## ॥ नवमी ध्वजपूजा ॥

॥ દોહા ॥

નવમી પૂજા ધ્વજ તણી, કરતાં શિવસુખ હોય ॥
જિનચૈત્યોપરિ બાંધિયે, મહાધ્વજા ભવિ લોય ॥ ૧ ॥
ધર્મ ધ્વજા લહેકે ગગન, દંડ સહિત ઉત્તંગ ॥
પવન ઝકોરી ઘૂઘરી, વાજે જિણહર શૃંગ ॥ ૨ ॥

॥ ગીત ॥ રાગ નટ્ટ નારાયણ ॥

હમેં પ્રભુ દીજે હો વરદાન, યાચક ભવિક કહત
કે તુમશું ॥ જેમ પામો જગમાન ॥ હમેં૦ ॥ ૧ ॥ પૂજત
જિનવર દાનજ દેતાં, જોવત હો કયું પૂંઠિ ॥ નવયનંદ
કનકગિરિ સંચિત, તે ન ગયે ભર મૂઠી ॥ હમેં૦ ॥ ૨ ॥
રૂપ સુવર્ણ નાણુ વર વાસણુ, વાંછિત ફલ દીયો સ્વામી ॥
મોહિ અવસર મત હોય અદાતા, સેવક કહે શિર નામી
॥ હમેં૦ ॥ ૩ ॥ ઈતિ દાનં ॥ ૯ ॥

॥ ગીત ॥

હે મમ ઇશ! તેરો ધ્યાન ધરિયેં, હે જગદીશ !
પૂજા નવમી કરિયે ॥ હે મમ ઇશ ! તેરો ધ્યાન ધરિયેં,
હાંરે જગદીશ! પૂજા નવમી કરીયેં ॥ એક સહસ જોયણુ
દંડ ઉંચો, દેવ મોહિયેં ॥ ધ્વજા ગગન લહેકે રંગ, નાના
વર્ણ સોહિયેં ॥ હે મમ૦ ॥ હાંરે જગ૦ ॥ ૧ ॥ ઘુઘરીના

ધમકાર સુનિયેં, પવનપ્રેરી ॥ પંચરંગ લાગું હીર ઘંટા, કનક કેરી ॥ હે મમ૦ ॥ હાંરે જગ૦ ॥ ૨ ॥ હમ તુમ બિચ જિણંદ અંતર, કર્મ પરદો ॥ તું કરિ કૃપા જિન રાજ ! વેગેં, તેહ મરદો ॥ હે મમ૦ ॥ હાંરે જગ૦ ॥૩॥

॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

પુલોમજામૌલિનિવેશનેન, પ્રદક્ષિણીકૃત્ય જિનાલયં તં ॥
મહાધ્વજં કીર્તિમિવ પ્રતત્ય, પૂજામકાર્ષીન્નવમીં બિડૌજાઃ ।૧।

## ॥ दशम आभरणपूजा ॥

॥ દોહા ॥

દશમી પૂજા દેવની, બહુ આભરણની હોય ॥
અલંકાર પહેરાવીયેં; ભાવના ભાવો સોય ॥ ૧ ॥
અનલંકારેં સુભગ એ, આત્મભાવ અલંકાર ॥
તો પણ ભક્તિઉલ્લાસને, કારણેં એહ વિચાર ॥ ૨ ॥
ભૂષણેં ભૂષિત સ્વામિને, દેખી હરખો ભવ્ય ॥
જિનમુદ્રા શુદ્ધ તત્ત્વમયી, વીતરાગ ગુણ સવ્ય ॥ ૩ ॥
વીતરાગના ગુણ વધે, દેખી શ્રી જિનબિંબ ॥
નિજસ્વરૂપ નિજ ભાવમાં, વળી હોયે પ્રતિબિંબ ॥૪॥
પુદ્ગલનાં ભૂષણ તજે, તે પરિચિત બહુ કાલ ॥
જ્ઞાનાદિક ગુણરત્નના, પહેરે તે અલંકાર ॥ ૫ ॥

॥ આર્યા ગીતિ ॥

ભૂદેવગ્રહઇંદ્રા, આભરણૈર્ભૂષિતાપિ દૃશ્યંતે ॥
હે જિન! પ્રભાતસમયે, ઉડુપતિબિંબં યથા ભવતિ ॥ ૧ ॥

॥ ગીત ॥ રાગ કેદારો ॥

સબકું સોહાયો હો, મસ્તકેં મુકુટ ભર્યો ॥ જાકી બી જ્યોતિ છિપ ગએ ગ્રહગણ, ઓર વિચેં હો રયણ ભર્યો ॥ સબકું૦ ॥ ૧ ॥ તિલક લલાટ શ્રવણ દોય કુંડલ, સુઘર્યો ઘાટ ઘર્યો ॥ મોતિનકો હાર બાહેં દોય અંગદ, સબ ભૂષણ હો તાર કર્યો ॥ સબકું૦ ॥ ૨ ॥ દશમી પૂજા કરી કેદારે, તિનકો કાજ સર્યો ॥ બહુ આભરણ કરી જિન દીપે, સેવકકો હો દુરિત હર્યો ॥ સબકું૦ ॥ ૩ ॥

॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

મુક્તાવલીકુંડલબાહુરક્ષ,–કોટીરમુખ્યાભરણાવલીનાં ॥
પ્રભોર્યથાસ્થાનનિવેશનેન, પૂજામકાર્ષીદ્દશમીં બિડૌજાઃ ॥૧॥

## ॥ एकादश पुष्पगृहपूजा ॥

॥ દોહા ॥

ફુલ ગેહની પૂજના, એકાદશમી હોય ॥
કુસુમઘરે પ્રભુ થાપિને, હર્ષે ભવિયણ લોય ॥ ૧ ॥
ફુલહ કેરે ઘર બિચેં, સોહે શ્રી જિનરાય ॥
જેમ તારામાં ચાંદલો, જોતાં હર્ષ ન માય ॥ ૨ ॥

॥ ગીતં ॥

ફુલ ઘર બેઠે જગત દયાલ ॥ જલ થલ કુસુમ તણીરી પરિમલ, ગુંજે મધુકર માલ॥ ફુલઘર બેઠે જગત દયાલ ॥ ૧ ॥ આછે કુસુમ બનાયે તોરણ, તામેં ભાતિ ઘણી ॥ કિનહિ સુજાણ નિપાયો મંડપ, જિનવર ભક્તિ ભણી ॥ ફુલઘર૦ ॥૨॥ કાયકું જાતિ કેદારો ગોડી, સુર નર ભક્તિ ભરી ॥ અસંખ્યગણું ફલ અગ્યારમી પૂજા, કરતાં એક ઘરી ॥ ફુલઘર૦ ॥ ૩ ॥

॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

પુષ્પાવલીભિઃ પરિતો વિતત્ય, પુરંદરઃ પુષ્પગૃહં મનોજ્ઞં ॥
પુષ્પાયુધાજેયજયેતિ જલ્પ,-ન્નેકાદશીમાતનુતે સ્મ પૂજાં ॥૧॥

## ॥ द्वादश पुष्पपगरपूजा ॥

॥ દોહા ॥

બારમી પૂજા પ્રભુ તણી, ફુલ પગરની જાણ ॥
ફુલવૃષ્ટિ જિન આગલેં, વિરચે ભવ્ય સુજાણ ॥ ૧ ॥

॥ રાગ ॥

અહો પંચ રંગે ભવિ ! કુસુમનો પગર ભરીયેં, રચિ દેવતા અવિચલ તેમ કરીયેં ॥ તિહાં અલિ તણી શ્રેણિ ગુંજે રમંતી, મધુરધ્વનિ રણઝણે જેસી વેણુતંતી ॥

ઈણુ વિધિ જિન તણી ભક્તિ કીજેં, અચરિજ દેખિ પુષ્પ-પગર ભરિયેં ॥ ૧ ॥

॥ ગીત ॥ રાગ પૂર્વી ॥

સખી તુમ દેખન આઓરી, મેરે પ્રભુકી સકલાઈ ॥ સન્મુખ પતંતિ કુસુમ, મિલત નહિ કુમલાઈ ॥ સખી તુમ૦ ॥ નાહિ નાહિ એ અચરિજ, જે સન્મુખ થાઈ ॥ તબ તવ ગોચર ભક્ત જનોં કે, બંધન અધ જાઈ ॥ સખી૦ ॥ ૧ ॥ તવ મુખ શશી, વિરહ નાવે, મિલે તન દિલસાઇ ॥ દૂરથી ચંદ કુમુદ વિકસિત, નેરેકી અધિકાઈ ॥ સખી૦ ॥ ૨ ॥ સરસ વદન વારિ સીંચે, તે કયું કુરમાઇ ॥ પૂજા દ્વાદશમી કહિ એહી, કીજેં ચિત્ત લાઇ ॥ સખી૦ ॥ ૩ ॥

॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

કરાગ્રમુક્તૈઃ કિલ પંચવર્ણૈ,-રગ્રંથપુષ્પૈઃ પ્રકરં પુરોઽસ્ય ॥
પ્રપંચયન્ વાંછિતકામવીરઃ,સ દ્વાદશીમાતનુતે સ્મ પૂજાં ॥૧॥

## ॥ त्रशोदश अष्टमंगलपूजा ॥

॥ દોહા ॥

તેરમી પૂજા સ્વામિની, રચવા મંગલ આઠ ॥
અક્ષતના આલેખવા, જિન સન્મુખ શુભ ઠાઠ ॥૧॥
સ્વસ્તિક શ્રીવત્સ કુંભ વલિ, ભદ્રાસન શુભ જાણ ॥
નંદાવર્ત્તને મીનયુગ, દર્પ્પણ ને વર્દ્ધમાન ॥ ૨ ॥

મંગલ વિરચી ભાવિયેં, શુદ્ધાતમ મંગલિક ॥
અષ્ટસિદ્ધગુણનેં વરૂં, સાસયસુખ નિર્ભીક ॥ ૩ ॥
અક્ષય સુખને કારણેં, અક્ષતના કરિ થાપ ॥
અષ્ટકરમને ક્ષય કરે, ગાળે સકલ સંતાપ ॥ ૪ ॥

॥ ગાથા આર્યાછંદ ॥

અઠ્ઠય મંગલ પૂઆ, કિજ્જઈભાવેણ જિણવરાણં ॥
નિય ગેહે હોઇ સોહં, જહ કાલે મેહવુઠ્ઠિ ય ॥ ૧ ॥

॥ ગીત ॥ રાગ ગુર્જરી ॥

બની પૂજા તેરસમી નીકી, મંગલ આઠ છબીલ સોહાય, જ્યું નયનોમેં કીકી ॥ બની૦ ॥ ૧ ॥ સ્વસ્તિક શ્રીવત્સ કુંભ ભદ્રાસન, નંદાવર્ત્ત બનાય ॥ વર્દ્ધમાન મકર-યુગ દર્પ્પણ, કિનહીં ભક્તિ ભરાય ॥ બની૦ ॥ ૨ ॥ જે જિન આગલ મંગલ વિરચે, મંગલ તસ ઘર હોઈ ॥ પૂજત જિનવર આશા પૂરે, ભવિયણ જન રહે જોઇ ॥ બની૦ ॥ ૩ ॥

॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

આદર્શભદ્રાસનવર્દ્ધમાન,–મુખ્યાષ્ટસન્માંગલિકૈર્જિનાગ્રે ॥
સ રાજતપ્રોજ્જ્વલતંદુલોઘૈઃ ત્રયોદશીમાતનુતે સ્મ પૂજાં ૧.

## ॥ चतुर्दश धूपपूजा ॥

॥ દોહા ॥

ચૌદમી પૂજા ધૂપની, કીજેં અધિકે ભાવ ॥
એ સેવા ભવિ જીવને, ભવ જળ તારણુ નાવ ॥ ૧ ॥
કૃષ્ણાગરૂ ઊખેવતાં, ઊખેવો દુષ્કર્મ ॥
ભમતાં ભૂરિ ભવાંતરે, લાધો હવે મેં મર્મ ॥ ૨ ॥

॥ ગીત ॥ રાગ કાનડો ॥

જિનકી પૂજા અમૃત વેલી, જિનવર ધર્મ બહુત ભવિ પાયો ॥ રંગે ભવિજન ખેલી ॥ જિનકી૦ ॥ ૧ ॥ કૃષ્ણાગરૂ લેઇ મલય મનોહર, મૃગમદમાંહે ભેલી ॥ ધૂપ ઉખેવી માગ તું જિનપેં, નરક તણી ગતિ ઠેલી ॥ જિનકી૦ ॥ ૨ ॥ ભવિક નરે જિનવર એમ પૂજ્યા, સવી સામગ્રી મેલી ॥ ચૌદમી પૂજા એણિ પરેં કરતાં, આપે શિવપદ કેલી ॥ જિનકી૦ ॥ ૩ ॥

॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

કર્પૂરકાલાગરૂગંધધૂપ,–મુત્ક્ષિપ્ય ધૂમચ્છલદૂરિતૈનાઃ ॥
ઘંટાનિનાદેન સમં સુરેંદ્ર,–શ્ચતુર્દશીમાતનુતે સ્મ પૂજાં ॥૧॥

## ॥ पंचदश गीतपूजा ॥

॥ દોહા ॥

પન્નરમિ પૂજા ગીતની, તાસ કથા પભણેસ ॥
ભાવ પૂજાનો ભાવ એ, ટાલે સકલ કલેશ ॥ ૧ ॥

તાન માન લય ધ્યાનથી, આલાપે સવિ રાગ ॥
અતિ અદ્‌ભુતગુણ કીર્તના, કરિયેં ધરિ બહુરાગ ॥૨॥

॥ રાગ દેશાખ ॥

કમલદલલોચની, વિરહદુઃખમોચની, સુંદરી જિન તણાં ગીત ગાવે ॥ નિજ મુખેં ગુણ ગ્રહે, કોકિલાસ્વર કહે, શ્રવણ રસ ભણી, તવ ઇંદ્રિ આવે ॥ રાગ સવિ આ-લવી, જિનગુણ બહુ સ્તવી, પાલવી પ્રભુ તુમ્હેં, એક વાચા ॥ પરભવેં દરિસણ, દેયવું જિન તુમેં, જિન અછો, કલિયુગેં દેવ સાચા ॥ ૧ ॥

॥ ગીતં ॥ શ્રીરાગેણ ગીયતે ॥

જિનગુણ ગાવત સુરસુંદરી, ચંપકવર્ણ કમલદલ લોચન, શશિવદની શૃંગારભરી ॥ જિન૦ ॥ ૧ ॥ વેણુ ઉપાંગ વંશ સિરિમંડલ, તાલ મૃદંગ સુછંદ કરી ॥ સવિ શ્રીરાગ આલાપતિ રંગેં, સુરતિ ધરી સખિ અતિ મધુરી ॥ જિન૦ ॥ ૨ ॥ આગેં એણી પેરેં સુરનરેં કીધી, તે પહોતા સંસાર તરી ॥ પન્નરમી પૂજા એણી પરેં કરતાં, સુણિ રાવણ જિન પદવી વરી ॥ જિન૦ ॥ ૩ ॥

॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

અષ્ટોત્તરં સ્તોત્રશતં પઠિત્વા, જાનુસ્થિતઃ પૃષ્ઠધરઃ સુરેશઃ ॥
શક્રસ્તવં પ્રોચ્ચશિરઃસ્થપાણિર્નત્વા જિનં સંસદમાલુલોક ॥૧॥

## ॥ षोडश नृत्यपूजा ॥

॥ દોહા ॥

સોલમી પૂજા નૃત્યની, નાટક બત્રીશ બદ્ધ ॥
સૂરિયાભસુરની પરેં, કરિયેં ભાવે સમૃદ્ધ ॥ ૧ ॥
ભવ નાટક એહથી ટલે, ફલે મનોરથ સર્વ ॥
સમ્યગ્દર્શન નાણુ સુખ, પામે શમાવે ગર્વ ॥ ૨ ॥

॥ રાગ નટ્ટ ॥ દોહરો ॥

દેવ કુમર કુમરી મલી, નાચે એકશત આઠ ॥
સંગતાદિક પરેં કરે, આલાપે શુદ્ધ નાટ ॥ ૧ ॥

॥ ગીત ॥

ઇંદ્રાદિક એમ કરે, પૂજા જિન તેરી ॥ ગિડિ ગિડિ દ્રુમકી મુરજ ધૂમે, ભક્તિ કરે અધિકેરી ॥ ઇંદ્રાદિક૦॥૧॥ નખ શિખ લગેં વેષ સજી, બહુ હસ્ત કરતી ॥ કુચઘન વચેં કરયુગ ધરી, શોભતી અતિ ફિરતિ ॥ ઇંદ્રા૦ ॥ ૨ ॥ વેણુવંશ ઉપાંગરવ, તાલ બાજતિ છંદેં ॥ કુમર કુમરી એકશત આઠ, નૃત્યતિ જિન વંદે ॥ ઇંદ્રા૦ ॥ ૩ ॥ ગગનેં જલદ નાદ સુણી, નાચત સુકલાપી ॥ કીજેં એમ સોલમી પૂજા, રાગ નટ્ટ આલાપી ॥ ઇંદ્રા૦ ॥ ૪ ॥

॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

આલોકનાકૂતવિદસ્તતોઽસ્ય, ગંધર્વનાટ્યાધિપતી અમર્ત્યૌ ॥
તૂર્યત્રિકં સજ્જયતઃ સ્મ તત્ર, પ્રભોર્નિષણ્ણે પુરતઃ સુરેંદ્રે ॥૧॥

## ॥ सप्तदश वाजित्रपूजा ॥

॥ દોહા ॥

દુંદુહી વજ્જે મહુર સુર, ત્રિજગ સુણાવે નાદ ॥
વીતરાગ પૂજા કરો, અંગ તજીને પ્રમાદ ॥ ૧ ॥

॥ ગીત ॥ રાગ નટ્ટ ॥

સુર પંચશબ્દેં કરી વિશ્વ જણાવતી, મુક્તિ તણાં સુખ આપતીયાં ॥ ભો ભવિકા ! તુમેં જિનવર પૂજો, આળસ તજી ઉચ્છંગતીયાં ॥ સુર૦ ॥ ૧ ॥ અનંત લાભ જાણી વાજિંત્ર બહુ આણી, મધુર ધ્વનિ અરચે જિનુઆ ॥ મનવાંછિત ફલ તત્ક્ષણ આપે, સ્થિર રાખે જો એ મનુઆ ॥ સુર૦ ॥ ૨ ॥ મેઘરાજ મુનિ વંદિત રંગભર, સત્તરમી પૂજાયેં ચિત્ત ધરૂંઆ ॥ નામ ઠામ દ્રવ્ય ભાવથી એ જિન, સકલ સંઘનેં સુખકરૂંઆ ॥ સુર૦ ॥ ૩ ॥

॥ કાવ્યં ॥ ઉપેંદ્રવજ્રાવૃત્તમ્ ॥

મૃદંગભેરીવરવેણુવીણા, ષડ્ભ્રામરીઝલ્લરિકિંકિણીનાં ॥ ભંભાદિકાનાં ચ તદા નિનાદૈઃ, ક્ષણં જગન્નાદમયં બભૂવ ॥ ૧ ॥ મુદા તતસ્તુંબરુનારદાદ્યાઃ, પ્રભોર્ગુણાલીરૂપવીણયંતઃ ॥ સુધાશનાદપ્યધિકં વિતેરુઃ, સુધાશનાનાં હૃદયે પ્રમોદં ॥૨॥ તતશ્ચલત્કુંડલતારહાર,—શ્રૃગારભારસ્ફુરદંગયષ્ટિઃ ॥ રંભા ચિરં ભાવયતિ સ્મ લાસ્ય,—લીલાં વિનીલાં-

ગર્જિનાદવિદ્યુત્ ॥૩॥ સાચી કૃતાક્ષીવ તતો ઘૃતાચી, તિલો-ત્તમા ચોત્તમનાટ્યશક્તિઃ ॥ મેને મનોજ્ઞા કિલ મેનકાપિ, કલાકલાપસ્ય ફલે ગૃહીત્વા ॥ ૪ ॥

॥ શાર્દૂલવિક્રીડિતં વૃત્તમ્ ॥

ઇત્યેવંવિધગીતવાદ્યનટનૈઃ પૂજાં વિધાય ત્રિધા,
તાં મૂલાદ્વિરચય્ય સપ્તદશધા પ્રીતિસ્તદાऽઽખંડલઃ ॥
અર્ચ્ચેયં ધનદત્તઉજ્જવલસરિજ્ઞીરૈઃ પટીરૈઃ પટુઃ,
કર્પૂરૈઃ સ ચ મેરુનંદનવનીકલ્પદ્રુપુષ્પૈશ્ચિરં ॥

॥ ગીત ॥ રાગ ધન્યાશ્રી ॥

બોલી બોલી રે બોલી પૂજાની વિધિ નીકી, સત્તર ભેદ આગમ જિન ભાંખી ॥ શિવરમણી શિર ટીકી રે ॥ બોલી૦ ॥ ૧ ॥ જીવાભિગમેં જ્ઞાતાધર્મેં, રાયપસેણી પ્ર-સિદ્ધિ ॥ વિજયદેવ દ્રૌપદિયેં પૂજ્યા, સૂરિયાભેં પણ કીધી રે ॥ બોલી૦ ॥ ૨ ॥ અંચલગચ્છેં દિન દિન દીપે, શ્રી ધર્મમૂર્તિ સૂરિરાયા ॥ તાસ તણે પખ મહીયલ વિચરે, ભાનુલબ્ધિ ઉવઝાયા રે ॥ બોલી૦ ॥ ૩ ॥ તાસ શિષ્ય મેઘ-રાજ પયમ્પે, ચિરનંદો જા ચંદા ॥ એ પૂજા જે ભણશે ગણશે, તસ ઘર હોય આણંદા રે ॥ બોલી૦ ॥ ૪ ॥ ૧૭ ॥

॥ ઇતિ શ્રી મેઘરાજમુનિકૃત સત્તરભેદીપૂજા સમાપ્ત ॥

# શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયકૃત

# નવપદપૂજા

## ॥ વિધિ ॥

**આ પૂજામાં જે જે ચીજો અવશ્ય જોઇયે, તેમાંની કેટલીએક ચીજોનાં નામ લખીયે છીયેઃ—**

દુધ, દધિ, ઘૃત, શર્કરા શુદ્ધ જળ, એ પંચામૃત. તથા કેશર, સુગંધી ચંદન, કર્પૂર. કસ્તુરી, અમર, રોલી, મૌલી, છુટાં ફુલ, ફુલોની માળા, ફુલોના ચંદુવા, ધૂપ, તંદુલ પ્રમુખ નવ જાતિનાં ધાન્ય, નવ પ્રકારનાં નૈવેદ્ય, નવ પ્રકારનાં ફળ, નવ પ્રકારની પકવ વસ્તુ, મિશ્રી, પતાસાં, ઓલા પ્રમુખ, તથા અંગલૂહણાંને વાસ્તે સફેદ વસ્ત્ર, અને પહેરાવવાને વાસ્તે ઉત્તમ રેશમી વસ્ત્ર, વાસક્ષેપ, ગુલાબજળ, અત્તર ઇત્યાદિક બીજા પણ નવ નવ નાલીના કળશ, નવ રકેબી, પરાત ( ત્રાંસ ), તસલાં, આરતી, મંગલદીપક, ભગવાનની આંગી, સમવસરણ, ઇત્યાદિક સર્વ વસ્તુ પ્રથમથી ઠીક કરીને રાખવી. એ થકી પૂજામાં વિઘ્ન ન હોય. એ સંક્ષેપ વિધિ કહ્યો. વિશેષ વિધિ ગુરૂથકી જાણવો.

### ॥ કલશઢાલન વિધિ ॥

ચૈત્ર તથા આશ્વિન માસમાં એ પૂજાઓ ભણાયે, તેવારે નવ સ્નાત્રિયા કરીયે, મ્હોટા કળશ પ્રમુખમાં પંચામૃત ભરીયે, સ્થાપનામાં શ્રીફળ તથા રોકડ નાણું ધરિયે, તેને ગુરૂની પાસેથી મંત્રાવી કેશરથી તિલક કરે, કંકણદોરો હાથે બાંધે, ડાબા હાથમાં સ્વસ્તિક કરીને વિધિસંયુક્ત સ્નાત્ર ભણાવે. પછી શ્રી અરિહંત-

પદમાં તાંદુલ, ધૂપ, દીપ, નૈવેદ્ય પ્રમુખ અષ્ટ દ્રવ્ય, વાસક્ષેપ, નાગરવેલ પ્રમુખનાં પાન, રકેબીમાં ધરીને તે રકેબી હાથમાં રાખે. નવ કળશને મૌલીસૂત્ર બાંધી, કુંકુમના સ્વસ્તિક કરી, પંચામૃતથી ભરીને તે કળશો હાથમાં લેઇ, પ્રથમ શ્રી અરિહંતપદની પૂજા ભણે. તે સંપૂર્ણ ભણી રહ્યા પછી મ્હોટી પરાંતમાં (થાલમાં) પ્રતિમાજીને પધરાવે. પછી "ૐ હ્રીં નમો અરિહંતાણં" એ પ્રમાણે કહેતો થકો, શ્રી અરિહંતપદની પૂજા કરે. અષ્ટ દ્રવ્ય અનુક્રમે ચઢાવે.

૨ બીજું સિદ્ધપદ રક્તવર્ણે છે, માટે ઘઉ રકેબીમાં ધરી શ્રીફળ તથા અષ્ટ દ્રવ્ય લેઇને નવ કળશ પંચામૃતથી ભરીને બીજી પૂજા ભણે. તે સંપૂર્ણ થયાથી "ૐ હ્રીં નમો સિદ્ધસ્સ" એમ કહી કળશ ઢોળે, અષ્ટદ્રવ્ય ચઢાવે.

૩ ત્રીજું આચાર્યપદ પીળે વર્ણે છે, માટે ચણાની દાળ, અષ્ટ દ્રવ્ય શ્રીફળ પ્રમુખ લઈ, નવ કળશ પંચામૃતથી ભરીને ત્રીજી પૂજાનો પાઠ ભણે. તે સંપૂર્ણ થયાથી "ૐ હ્રીં નમો આયરિયાણં" એમ કહી કળશ ઢોળે, અષ્ટ દ્રવ્ય ચઢાવે.

૪ ચોથું ઉપાધ્યાયપદ નીલ વર્ણે છે, માટે મગ પ્રમુખ તથા અષ્ટ દ્રવ્ય લઇને પૂર્વોક્ત વિધિયે પૂજા ભણી સંપૂર્ણ થવાથી "ૐ હ્રીં નમો ઉપાધ્યાયેભ્યઃ" એમ કહી કળશ ઢોળે. અષ્ટ દ્રવ્ય ચઢાવે.

૫ પાંચમું શ્રી સાધુપદ શ્યામવર્ણે છે, માટે અડદ પ્રમુખ લેઈ બીજો સર્વ પૂર્વોક્ત વિધિ કરી પૂજા તે ભણે સંપૂર્ણ થયાથી "ૐ હ્રીં નમો સર્વસાધુભ્યઃ" કહે

૬ તેમજ છઠ્ઠું દર્શનપદ શ્વેતવર્ણે છે, માટે તાંદુલ પ્રમુખ

લેઈ "ૐ હ્રીઁ નમો દંસણુસ્સ" કહેવું, બીજો સર્વ પૂર્વોક્ત વિધિ કરવો,

૭ સાતમું જ્ઞાનપદ શ્વેતવર્ણે છે, માટે ચાવલ પ્રમુખ લેઇ "ૐ હ્રીઁ નમો નાણુસ્સ" કહેવું. બીજો સર્વ પૂર્વોક્ત વિધિ કરવો.

૮ આઠમું ચારિત્રપદ પણ શ્વેતવર્ણે છે, માટે ચોખા પ્રમુખ લેઇ "ૐ હ્રીઁ નમો ચારિત્તસ્સ" કહેવું. બીજો સર્વ પૂર્વોક્ત વિધિ કરવો.

૯ નવમું તપપદ શ્વેતવર્ણે છે, માટે ચોખા પ્રમુખ લેઈ પૂર્વોક્ત વિધિ કરીને "ૐ હ્રીઁ નમો તવસ્સ" કહી કળશ ઢોળે અષ્ટ દ્રવ્ય ચડાવે. પછી અષ્ટપ્રકારી પૂજા કરે, આરતિ કરે.

॥ ઇતિ નવપદપૂજા વિધિ સમાપ્ત ॥

## ॥ प्रथम श्रीअरिहंतपदपूजा ॥

॥ કાવ્યં ॥ ઉપજાતિવૃત્તમ્ ॥

ઉપન્નસન્નાણમહોમયાણં, સપ્પાડિહેરાસણસંઠિયાણં ॥
સદ્દેસણાણંદિયસજ્જણાણં, નમો નમો હોઉ સયા જિણાણં ૧

॥ ભુજંગપ્રયાતવૃત્તમ્ ॥

નમોઽનંતસંતપ્રમોદપ્રદાન, પ્રધાનાય ભવ્યાત્મને ભાસ્વતાય ॥ થયા જેહના ધ્યાનથી સૌખ્યભાજા, સદા સિદ્ધચક્રાય શ્રીપાલરાજા ॥૨॥ કર્યા કર્મ દુર્મર્મ ચકચૂર જેણે, ભલાં ભવ્ય નવપદ ધ્યાનેન તેણે ॥ કરી પૂજના ભવ્ય ભાવે ત્રિકાળે, સદા વાસિયો આતમા તેણે કાળે ॥૩॥ ઝિંકે તીર્થ-

ક્રૂર કર્મ ઉદયે કરીને, દિયે દેશના ભવ્યને હિત ધરીને ॥ સદા આઠ મહાપાડિહારે સમેતા, સુરેશે નરેશે સ્તવ્યા બ્રહ્મ-પુત્તા ॥૪॥ કર્યાં ઘાતિયાં કર્મ ચારે અલગ્ગાં, ભવોપગ્રહી ચાર જે છે વિલગ્ગાં ॥ જગત્ પંચ કલ્યાણકે સૌખ્ય પામે, નમો તેહ તીર્થંકરા મોક્ષકામે ॥

॥ ઢાળ ॥ ઉલાલાની દેશી ॥

તીર્થપતિ અરિહા નમું, ધર્મ ધુરંધર ધીરો જી ॥ દેશના અમૃત વરસતા, નિજ વીરજ વડ વીરો જી ॥૧॥ ઉલાલો ॥ વર અખય નિર્મળ જ્ઞાનભાસન, સર્વભાવ પ્રકાશતા ॥ નિજ શુદ્ધ શ્રદ્ધા આત્મભાવે, ચરણથિરતા વાસતા ॥ જિનનામ કર્મપ્રભાવ અતિશય, પ્રાતિહારજ શોભતા ॥ જગજંતુ કરૂ-ણાવંત ભગવંત, ભવિકજનને થોભતા ॥ ૨ ॥

॥ પૂજા ॥ ઢાળ ॥ શ્રીપાળના રાસની ॥

ત્રીજે ભવ વરસ્થાનક તપ કરી, જેણે બાંધ્યું જિન નામ ॥ ચોસઠ ઇંદ્રે પૂજિત જે જિન, કીજે તાસ પ્રણામ રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્રપદ વંદો, જેમ ચિરકાળે નંદો રે ॥ ભવિકા ॥ સિ૦ ॥૧॥ એ આંકણી ॥ જેહને હોય કલ્યા-ણક દિવસે, નરકે પણ અજવાળું ॥ સકળ અધિક ગુણ અતિશય ધારી, તે જિન નમી અઘ ટાળું રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ॥ ૨ ॥ જે તિહું નાણ સમગ્ગ ઉપ્પન્ના, ભોગકરમ ક્ષીણ જા-

ણી ॥ લેઈ દીક્ષા શિક્ષા દિયે જનને,તે નમિયે જિનનાણી રે ॥ ભવિકા ॥ સિ૦ ॥૩॥ મહાગોપ મહામાહણ કહિયે, નિર્યામક સથ્થવાહ ॥ ઉપમા એહવી જેહને છાજે, તે જિન નમિયે ઉત્સાહ રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ૪ ॥ આઠ પ્રાતિહારજ જસ છાજે, પાંત્રીશ ગુણયુત્ત વાણી ॥ જે પ્રતિબોધ કરે જગજનને, તે જિન નમિયે પ્રાણી રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦॥૫॥

॥ ઢાળ ॥

અરિહંતપદ ધ્યાતો થકો, દવ્વહ ગુણ પજ્જાય રે ॥ ભેદ છેદ કરી આતમા, અરિહંતરૂપી થાય રે ॥ ૧ ॥ વીર જિનેસર ઉપદિશે, સાંભળજો ચિત્ત લાઈ રે ॥ આતમ ધ્યાને આતમા, ઋદ્ધિ મળે સવિ આઈ રે ॥ વીર૦ ॥ ૨ ॥

॥ અરિહંત પદ કાવ્યમ્ ॥ ઇંદ્રવજ્રાવૃત્તમ્ ॥

નિયંતરંગારિગણે સુનાણે, સપ્પાડિહેરાઇ સયપ્પહાણે ॥
સંદેહસંદોહરયં હરંતો, ઝાએહ નિચ્ચંપિ જિણં રહંતો.૧

॥ કાવ્યં ॥ દ્રુતવિલંબિતવૃત્તમ્ ॥

વિમળકેવળભાસનભાસ્કરં, જગતિજંતુમહોદયકારણં ॥
જિનવરં બહુમાનજલૌઘતઃ,શુચિમનાઃ સ્નપયામિ વિશુદ્ધયે।

( આ કાવ્ય અને નીચેનો પાઠ પ્રત્યેક પૂજાદીઠ કહેવાં. )

સ્નાત્ર કરતાં જગદગુરૂ શરીરે, સકલદેવે વિમલ કળશ નીરે ॥
આપણાં કર્મમલ દૂર કીધાં, તેણે તે વિબુધ ગ્રંથે પ્રસિદ્ધા ।૧

હર્ષ ધરી અપ્સરાવૃંદ આવે,સ્નાત્ર કરી એમ આશિષ પાવે ।। જિહાં લગે સુરગિરિ જંબૂદીવો, અમતણા નાથ દેવાધિદેવો ૩

## ॥ द्वितीय श्रीसिद्धपदपूजा ॥

॥ કાવ્યં ॥ ઇંદ્રવજ્રાવૃત્તમ્ ॥

સિદ્ધાણમાણં સુરમાલયાણં ।। નમો નમોઽણંત ચઉક્કયાણં ।।

॥ ભુજંગપ્રયાતવૃત્તમ્ ॥

કરી આઠ કર્મ ક્ષયે પાર પામ્યા, જરાજન્મમરણાદિ ભય જેણે વામ્યા ।। નિરાવર્ણ જે આત્મરૂપે પ્રસિદ્ધા, થયા પાર પામી સદા સિદ્ધબુદ્ધા ।।૧।। ત્રિભાગોનદેહાવગાહાત્મ-દેશા, રહ્યા જ્ઞાનમય જાતવર્ણાદિ લેષા ।। સદાનંદ સૌખ્યા-શ્રિતા જ્યોતિરૂપા, અનાબાધ અપુનર્ભવાદિસ્વરૂપા ।। ૨ ।।

॥ ઢાળ ॥ ઉલાલાની દેશી ॥

સકલ કરમમલ ક્ષય કરી, પૂરણ શુદ્ધ સ્વરૂપોજી ।। અ-વ્યાબાધ પ્રભુતામયી, આતમ સંપત્તિ ભૂપોજી ।।૧।। ઉલા-લો ।। જેહ ભૂપ આતમ સહજ સંપત્તિ, શક્તિ વ્યક્તિપણે કરી ।। સ્વદ્રવ્યક્ષેત્ર સ્વકાલ ભાવે, ગુણ અનંતા આદરી ।। સુસ્વભાવ ગુણ પર્યાય પરિણતિ, સિદ્ધસાધન પરભણી ।। મુનિરાજ માનસહંસ સમવડ, નમો સિદ્ધ મહાગુણી ।।૨।।

॥ પૂજા ॥ ઢાળ શ્રીપાળના રાસની ॥

સમયપએસંતર અણફરસી, ચરમ તિભાગ વિશેષ ।।

અવગાહન લહી જે શિવ પહોતા, સિદ્ધ નમો તે અશેષ રે ॥ ભવિકા ॥ સિ૦ ॥૬॥ પૂર્વ પ્રયોગ ને ગતિપરિણામે, બંધન છેદ અસંગ ॥ સમય એક ઊર્ધ્વગતિ જેહની, તે સિદ્ધ પ્રણમો રંગ રે ॥ ભવિકા ॥ સિ૦ ॥૭॥ નિર્મળ સિદ્ધશિલાની ઉપરે, જોયણ એક લોગંત ॥ સાદિ અનંત તિહાં સ્થિતિ જેહની, તે સિદ્ધ પ્રણમો સંત રે ॥ ભવિકા ॥ સિ૦ ॥૮॥ જાણે પણ ન શકે કહી પુરગુણ, પ્રાકૃત તેમ ગુણ જાસ ॥ ઉપમા વિણ નાણિ ભવમાંહે, તે સિદ્ધ દીયો ઉલ્લાસ રે ॥ ભવિકા ॥ સિ૦॥૯॥ જ્યોતિશું જ્યોતિ મળી જસ અનુપમ, વિરમી સકલ ઉપાધિ ॥ આતમરામ રમાપતિ સમરો, તે સિદ્ધ સહજ સમાધિ રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૨૦ ॥

॥ ઢાળ ॥

રૂપાતીત સ્વભાવ જે, કેવળ દંસણનાણી રે ॥ તે ધ્યાતા નિજ આતમા, હોયે સિદ્ધ ગુણખાણી રે ॥ વીર૦ ॥૩॥

॥ શ્રી સિદ્ધપદ કાવ્યમ્ ॥

દુટ્ઠટ્ઠકમ્માવરણપ્પમુક્કે, અનંતનાણાઈ સીરીચઉક્કે ॥
સમગ્ગલોગગ્ગપયત્થસિદ્ધે, ઝાએહ નિચ્ચંપિ સમગ્ગસિદ્ધે ॥

## ॥ तृतीय श्रीआचार्यपदपूजा ॥

॥ કાવ્યં ॥ ઈંદ્રવજ્રાવૃત્તમ્ ॥

સૂરીણદુરીકયકુગ્ગાહાણં ॥ નમો નમો સૂરસમપ્પહાણં ॥

॥ ભુજંગપ્રયાતવૃત્તમ્ ॥

નમું સૂરિરાજા સદા તત્ત્વતાજા, જિનેંદ્રાગમે પ્રૌઢ સામ્રાજ્યભાજા ॥ ષડ્વર્ગ વર્ગિત ગુણે શોભમાના, પંચાચારને પાલવે સાવધાના ॥ ૧ ॥ ભવિપ્રાણીને દેશના દેશ કાળે, સદા અપ્રમત્તા યથા સૂત્ર આલે ॥ ઝિકે શાસનાધારદિગ્દંતિકલ્પા, જગે તે ચિરંજીવજો શુદ્ધ જલ્પા ॥ ૨ ॥

॥ ઢાળ ॥ ઉલાલાની દેશી ॥

આચારજ મુનિપતિ ગણિ, ગુણછત્રીશી ધામોજી ॥ ચિદાનંદ રસ સ્વાદતા, પરભાવે નિઃકામોજી ॥ ૧ ॥ ઉલાલો ॥ નિઃકામ નિર્મળ શુદ્ધ ચિદ્ઘન, સાધ્યનિજ નિરધારથી ॥ નિજ જ્ઞાન દર્શન ચરણ વીરજ, સાધના વ્યાપારથી ॥ ભવિજીવબોધક તત્ત્વશોધક, સયલગુણ સંપત્તિધરા ॥ સંવરસમાધિ ગતઉપાધિ દુવિધ તપગુણ આગરા ॥ ૨ ॥

॥ પૂજા ॥ ઢાળ ॥ શ્રીપાળના રાસની ॥

પંચ આચાર જે સુધા પાળે, મારગ ભાખે સાચો ॥ તે આચારજ નમિયે તેહશું, પ્રેમ કરીને જાચો રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ૧૧ ॥ વર છત્રીશ ગુણે કરી સોહે, યુગપ્રધાન જન મોહે ॥ જગ બોહે ન રહે ખિણ કોહે, સૂરિ નમું તે જોહે રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ૧૨ ॥ નિત્ય અપ્રમત્ત ધર્મ ઉવએસે, નહીં વિકથા ન કષાય ॥ જેહને તે

આચારજ નમિયે, અકલુષ અમલ અમાય રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ૧૩ ॥ જે દિયે સારણ વારણ ચોયણ, પડિચોયણ વળી જનને ॥ પટધારી ગચ્છ થંભ આચારજ, તે માન્યા મુનિમનને રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ૧૪ ॥ અત્થમિયે જિનસૂરજ કેવળ, ચંદે જે જગદીવો ॥ ભુવન પદારથ પ્રકટન પટુ તે, આચારજ ચિરંજીવો રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર૦ ॥ ૧૫ ॥

॥ ઢાળ ॥

ધ્યાતા આચારજ ભલા, મહામંત્ર શુભ ધ્યાની રે ॥ પંચ પ્રસ્થાને આતમા, આચારજ હોય પ્રાણી રે ॥ વીર૦ ॥૪॥

॥ શ્રી ઉપાધ્યાયપદ કાવ્યમ્ ॥

નૂનં સુહં નહિ પીયા ન માયા, જે દંતિ જિવાહ્નિસૂરિસપાયા;
તમ્હાહુ તે ચેવ સયા ભજેહ, જં મુખ્ય સુખ્ખાઇં લહુ લહેહ. ૪

## ॥ चतुर्थ श्रीउपाध्यायपूजा ॥

॥ કાવ્યં ॥ ઇંદ્રિવજ્રાવૃત્તમ્ ॥

॥ સુતત્થવિત્થારણતપ્પરાણં ॥ નમો નમો વાયગકુંજરાણં ॥

॥ ભુજંગપ્રયાતવૃત્તમ્ ॥

નહીં સૂરિ પણ સૂરિગણને સહાયા, નમું વાચકા ત્યક્ત મદમોહમાયા ॥ વળી દ્વાદશાંગાદિ સૂત્રાર્થદાને, ઝિકે સાવધાના નિરૂદ્ધાભિમાને ॥૧॥ ધરે પંચને વર્ગ વર્ગિત ગુણોઘા,

પ્રવાદિ દ્વિપોચ્છેદને તુલ્ય સિંધા ॥ ગુણી ગચ્છસંધારણે સ્થંભભૂતા, ઉપાધ્યાય તે વંદિયે ચિત્પ્રભૂતા ॥ ૨ ॥

॥ ઢાળ ॥ ઉલાલાની દેશી ॥

ખંતિજુઆ મુત્તિજુઆ, અજ્જવ મદ્દવ જુત્તાજી ॥ સચ્ચં સોયં અકિંચણા, તવ સંજમ ગુણરત્તાજી ॥ ૧ ॥ ઉલાલો ॥ જે રમ્યા બ્રહ્મ સુગુત્તિ ગુત્તા, સમિતિ સમિતા શ્રુતધરા ॥ સ્યાદ્વાદવાદે તત્ત્વવાદક, આત્મપર વિભજનકરા ॥ ભવભીરૂ સાધન ધીરશાસન, વહન ધોરી મુનિવરા ॥ સિદ્ધાંત વાયણ દાન સમરથ, નમો પાઠક પદધરા ॥ ૨ ॥

॥ પૂજા ॥ ઢાળ ॥ શ્રીપાળના રાસની ॥

દ્વાદશ અંગ સજ્ઝાય કરે જે, પારગ ધારગ તાસ ॥ સૂત્ર અર્થ વિસ્તાર રસિક તે, નમો ઉવજ્ઝાય ઉલ્લાસ રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ૧૬ ॥ અર્થ સૂત્રને દાન વિભાગે, આચારજ ઉવજ્ઝાય ॥ ભવ ત્રીજે જે લહે શિવસંપદ, નમિયે તે સુપસાય રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ૧૭ ॥ મૂરખ શિષ્ય નિપાઈ જે પ્રભુ, પાહાણને પલ્લવ આણે ॥ તે ઉવજ્ઝાય સકલજન પૂજિત, સૂત્ર અર્થ સવિ જાણે રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ૧૮ ॥ રાજકુમર સરિખા ગણચિંતક, આચારજ પદ યોગ ॥ જે ઉવજ્ઝાય સદા તે નમતાં, નાવે ભવભય સોગ રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ૧૯ ॥ બાવનાચંદન

રસ સમવયણે, અહિતતાપ સવિ ટાળે ।। તે ઉવજ્ઝાય નમીજે જે વળી, જિનશાસન અજુવાળે રે ।। ભવિકા ।। સિદ્ધચક્ર પદ વંદો ।। ૨૦ ।।

।। ઢાળ ।।

તપસજ્ઝાયે રત સદા, દ્વાદશ અંગનો ધ્યાતા રે ।। ઉપાધ્યાય તે આતમા, જગબંધવ જગભ્રાતા રે ।। વીર૦ ।।૫।।

।। આચાર્યપદ કાવ્યમ્ ।।

સુતત્થસંવેગમયં સુએણં, સંનિરખીરામયવિસુએણં ।।
પીનંતી જે તે ઉવઝ્ઝાયરાએ, ઝાએહ નિચ્ચંપિ કયપ્પસાએ ।।

## ।। पंचम श्री मुनिपदपूजा ।।

।। કાવ્યં ।। ઇંદ્રિવજ્રાવૃત્તમ્ ।।

સાહૂણ સંસાહિઅ સંજમાણં ।। નમો નમો સુદ્ધદયાદમાણં ।।

।। ભુજંગપ્રયાતવૃત્તમ્ ।।

કરે સેવના સૂરિવાયગ ગણિની, કરૂં વર્ણના તેહવી શી મુણિની ।। સમેતા સદા પંચસમિતિ ત્રિગુપ્તા, ત્રિગુપ્તે નહીં કામ ભોગેષુ લિપ્તા ।।૧।। વળી બાહ્ય અભ્યંતર ગ્રંથિ ટાળી, હોયે મુક્તિને યોગ્ય ચારિત્ર પાળી ।। શુભાષ્ટાંગ યોગે રમે ચિત્ત વાળી, નમું સાધુને તેહ નિજ પાપ ટાળી ।। ૨ ।।

।। ઢાળ ।। ઉલાલાની દેશી ।।

સકલ વિષય વિષ વારીને, નિઃકામી નિઃસંગીજી ।।

ભવદવતાપ શમાવતા, આતમસાધન રંગીજી ॥૧॥ઉલાલો ॥ જે રમ્યા શુદ્ધ સ્વરૂપ રમણે, દેહ નિર્મમ નિર્મદા ॥ કાઉસ્સગ્ગ મુદ્રા ધીર આસન, ધ્યાન અભ્યાસી સદા ॥ તપ તેજ દીપે કર્મ ઝીપે, નૈવ છીપે પરભણી ॥ મુનિરાજ કરૂણાસિંધુ ત્રિભુવન,-બંધુ પ્રણમું હિત ભણી ॥ ૨ ॥

॥ પૂજા ॥ ઢાળ ॥ શ્રીપાળના રાસની ॥

જેમ તરૂફુલે ભમરો બેસે, પીડા તસ ન ઉપાવે ॥ લેઈ રસ આતમ સંતોષે, તેમ મુનિ ગોચરી જાવે રે ॥ ભવિકા ॥ ॥ સિ૦ ॥ ૨૧ ॥ પંચ ઈંદ્રિયને જે નિત્ય ઝીપે, ષટ્કાયક પ્રતિપાલ ॥ સંયમ સત્તર પ્રકારે આરાધે, વંદુ તેહ દયાળ રે ॥ ભવિકા ॥ સિ૦ ॥૨૨॥ અઢાર સહસ્સ શીલાંગના ધોરી, અચળ આચાર ચરિત્ર ॥ મુનિમહંત જયણાયુત વંદી, કીજે જન્મ પવિત્ર રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ૨૩ ॥ નવવિધ બ્રહ્મગુપ્તિ જે પાળે, બારસવિહ તપ શૂરા ॥ એહવા મુનિ નમિયે જો પ્રગટે, પૂરવ પુણ્ય અંકુરા રે ॥ ભવિકા ॥સિ૦॥ ૨૪ ॥ સોનાતણી પૂરે પરીક્ષા દીસે, દિન દિન ચઢતે વાને ॥ સંજમખપ કરતા મુનિ નમિયે, દેશ કાળ અનુમાને રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ૨૫ ॥

॥ ઢાળ ॥

અપ્રમત્ત જે નિત્ય રહે, નવિ હરખે નવિ શોચે રે ॥ સાધુ સુધા તે આતમા, શું મૂંડે શું લોચે રે ॥ વીર૦ ॥૬॥

॥ શ્રી સાધુપદ કાવ્યમ્ ॥

ખંતેય દંતેય સુગુત્તિગુત્તો, મુત્તેય સંતે ગુણજોગજુતો ॥
ગયપ્પમાએ ગયમોહમાએ,ઝાએહ નિચ્ચં મુણિરાયપાએ.૫

## ॥ षष्ठ श्रीसम्यगूदर्शनपदपूजा ॥

॥ કાવ્યં ॥ ઈંદ્રવજ્રાવૃત્તમ્ ॥

જિણુત્તતત્તે રૂઈલિખ્ખણુસ્સ ॥ નમોનમો નિમ્મલ દંસણુસ્સ ॥

॥ ભુજંગપ્રયાતવૃત્તમ્ ॥

વિપર્યાસ હઠવાસનારૂપ મિથ્યા, ટળે જે અનાદિ અચ્છે જેમ પથ્યા ॥ જિનોક્તે હોયે સહજથી શ્રદ્ધાનં, કહિયે દર્શનં તેહ પરમં નિધાનં ॥ ૧ ॥ વિના જેહથી જ્ઞાન અજ્ઞાન રૂપં, ચરિત્રં વિચિત્રં ભવારણ્યકૂપં ॥ પ્રકૃતિ સાતને ઉપશમે ક્ષય તે હોવે, તિહાં આપરૂપેં સદા આપ જોવે ॥૨॥

॥ ઢાળ ॥ ઉલાલાની દેશી ॥

સમ્યગદર્શન ગુણ નમો, તત્ત્વ પ્રતીત સ્વરૂપોજી ॥ જસુ નિરધાર સ્વભાવ છે, ચેતનગુણ જે અરૂપો જી ॥૧॥ ॥ ઉલાલો ॥ જે અનુપ શ્રદ્ધા ધર્મ પ્રગટે, સયલ પરઈહા ટળે ॥ નિજશુદ્ધસત્તા પ્રગટ અનુભવ, કરણરૂચિતા ઉછળે ॥ બહુ માન પરિણતિ વસ્તુતત્ત્વે, અહવ તસુ કારણપણે ॥ નિજ સાધ્યદૃષ્ટે સર્વ કરણી, તત્ત્વતા સંપત્તિ ગણે ॥૨॥

॥ પૂજા ॥ ઢાળ ॥ શ્રીપાળના રાસની ॥

શુદ્ધદેવ ગુરૂધર્મ પરીક્ષા, સદ્દહણા પરિણામ ॥ જેહ પામીજે તેહ નમીજે, સમ્યગદર્શન નામ રે ॥ ભવિકા ॥ ॥ સિ૦ ॥૨૭॥ મલઉપશમ ક્ષય ઉપશમક્ષયથી, જે હોય ત્રિવિધ અભંગ ॥ સમ્યગદર્શન તેહ નમીજે, જિનધર્મે દૃઢ રંગ રે ॥ ભવિકા ॥ સિ૦ ॥૨૭॥ પંચ વાર ઉપશમિય લહીજે, ક્ષયઉપશમિય અસંખ ॥ એકવાર ક્ષાયિક તે સમકિત, દર્શન નમિયે અસંખ રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ॥ ૨૮ ॥ જે વિણ નાણ પ્રમાણ ન હોવે, ચારિત્ર તરૂ નવિ ફળિયો ॥ સુખ નિર્વાણ ન જે વિણ લહીયે, સમકિતદર્શન બળિયો રે ॥ ભવિકા ॥ સિ૦ ॥૨૯॥ સડસઠ બોલે જે અલંકરિયો, જ્ઞાનચારિત્રનું મૂળ ॥ સમકિતદર્શન તે નિત્ય પ્રણમું, શિવપંથનું અનુકૂળ રે ॥ ભવિકા ॥ સિદ્ધચક્ર ॥ ૩૦ ॥

॥ ઢાળ ॥

શમ સંવેગાદિક ગુણા, ક્ષય ઉપશમ જે આવે રે ॥
દર્શન તેહિ જ આતમા,શું હોય નામ ધરાવે રે ॥વીર૦॥૭॥

॥ શ્રી સમ્યગદર્શનપદ કાવ્યમ્ ॥

જં દવત્થિકાયેસુ સદ્દહાણં, તં દંસણં સવ્વગુણપ્પહાણં॥
કુગ્ગહિ વાહિ ઉવયંતિ જેણં, જહા વિધેણ રસાયણેણં ॥૬॥

## ॥ सप्तम श्रीसम्यग्ज्ञानपदपूजा ॥

॥ કાવ્યં ॥ ઇંદ્રવજ્રાવૃત્તમ્ ॥

અન્નાણસંમોહતમોહરસ્સ ॥ નમો નમો નાણદિવાયરસ્સ ॥

॥ ભુજંગપ્રયાતવૃતમ્ ॥

હોયે જેહથી જ્ઞાન શુદ્ધ પ્રબોધે, યથાવર્ણ નાસે વિચિત્રાવબોધે ॥ તેણે જાણિયે વસ્તુ ષડ્ દ્રવ્યભાવા, ન હુયે વિતત્થા (વાદ) નિજેચ્છા સ્વભાવા ॥ ૧ ॥ હોય પંચ મત્યાદિ સુજ્ઞાનભેદે, ગુરૂપાસ્તિથી યોગ્યતા તેહ વેદે ॥ વળી જ્ઞેય હેય ઉપાદેય રૂપે, લહે ચિત્તમાં જેમ ધ્વાંત પ્રદીપે ॥ ૨ ॥

॥ ઢાળ ॥ ઉલાલાની દેશી ॥

ભવ્ય નમો ગુણજ્ઞાનને, સ્વપર પ્રકાશક ભાવેજી ॥ પર જાય ધર્મ અનંતતા, ભેદાભેદ સ્વભાવેજી ॥ ૧ ॥ ઉલાલો ॥ જે મુખ્ય પરિણતિ સકલ જ્ઞાયક, બોધ ભાવવિલચ્છના ॥ મતિ આદિ પંચ પ્રકાર નિર્મલ, સિદ્ધસાધન લચ્છના ॥ સ્યાદ્વાદસંગી તત્ત્વરંગી, પ્રથમ ભેદાભેદતા ॥ સવિકલ્પને અવિકલ્પ વસ્તુ, સકલ સંશય છેદતા ॥ ૨ ॥

॥ પૂજા ॥ ઢાળ ॥ શ્રીપાળના રાસની ॥

ભક્ષાભક્ષ ન જે વિણ લહિયે, પેય અપેય વિચાર ॥ કૃત્ય અકૃત્ય ન જે વિણ લહિયે, જ્ઞાન તે સકલ આધાર રે

॥ભવિકા૦॥ સિ૦ ॥૩૧॥ પ્રથમ જ્ઞાન ને પછી અહિંસા, શ્રી સિદ્ધાંતે ભાખ્યું, જ્ઞાનને વંદો જ્ઞાન મ નિંદો, જ્ઞાનીયે શિવસુખ ચાખ્યું રે ॥ભવિકા૦ ॥સિ૦॥૩૨॥ સકલ ક્રિયાનું મૂળ જે શ્રદ્ધા, તેહનું મૂળ જે કહિયે ॥ તેહ જ્ઞાન નિત નિત વંદીજે, તે વિણ કહો કેમ રહિયે રે ॥ભવિકા૦॥ ॥સિ૦॥ ૩૩॥ પંચ જ્ઞાનમાંહિ જેહ સદાગમ, સ્વપર પ્રકાશક જેહ ॥ દીપક પરે ત્રિભુવન ઉપકારી, વળી જેમ રવિ શશી મેહ રે ॥ ભવિકા૦ ॥ સિ૦ ॥ ૩૪॥ લોક ઊર્ધ્વ અધો તિર્યગ્ જ્યોતિષ, વૈમાનિક ને સિદ્ધ ॥ લોકાલોક પ્રગટ સવિ જેહથી, તેહ જ્ઞાન મુજ શુદ્ધ રે ॥ ભવિકા ॥ સિદ્ધ-ચક્ર૦ ॥ ૩૫ ॥

॥ ઢાળ ॥

જ્ઞાનાવર્ણી જે કર્મ છે, ક્ષય ઉપશમ તસ થાય રે ॥ તો હુએ એહિ જ આતમા, જ્ઞાન અબોધતા જાય રે ॥વી૦ ॥૮॥

॥ શ્રી સમ્યગ્જ્ઞાનપદ કાવ્યમ્ ॥

નાણં પહાણં નયચક્કસિદ્ધં, તત્ત્વબોહીક્કમયં પસિદ્ધં ॥
ધરેહ ચિત્તાવસએ ફુરંતં, માણિક્કદિઓવ તમોહરંતં ॥૭॥

## ॥ अष्टम चारित्रपदपूजा ॥

॥ કાવ્યં ॥ ઇંદ્રવજ્રાવૃત્તમ્ ॥

આરાહિઅખંડિઅસક્કિઅસ્સ ॥ નમોનમોસંજમવીરિઅસ્સ ॥

॥ ભુજંગપ્રયાતવૃત્તમ્ ॥

વળી જ્ઞાનફળ ચરણ ધરીયે સુરંગે, નિરાશંસતા દ્વાર-રોધપ્રસંગે ॥ ભવાંભોધિસંતારણે યાનતુલ્યં, ધરૂં તેહ ચારિત્ર અપ્રાપ્તમૂલ્યં ॥૧॥ હોયે જાસ મહિમાથકી રંક રાજા, વળી દ્વાદશાંગી ભણી હોય તાજા ॥ વળી પાપરૂપોપિ નિઃપાપ થાય, થઇ સિદ્ધ તે કર્મને પાર જાય ॥૨॥

॥ ઢાળ ઉલાલાની દેશી ॥

ચારિત્રગુણ વળી વળી નમો, તત્ત્વરમણ જસુ મૂલોજી॥ પરરમણીયપણું ટળે, સકલસિદ્ધ અનુકૂલોજી ॥૧॥ ઉલાલો ॥ પ્રતિકૂળ આશ્રવ ત્યાગ સંયમ, તત્ત્વથિરતા દમમયી॥ શુચિ પરમ ખંતિ મુત્તિ દશ પદ, પંચ સંવર ઉપચઇ ॥ સામાયિકાદિક ભેદ ધર્મે, યથાખ્યાતે પૂર્ણતા ॥ અકષાય અકલુષ અમલ ઉજ્જવલ, કામકશ્મલ ચૂર્ણતા ॥૨॥

॥ પૂજા ॥ ઢાળ શ્રીપાળના રાસની ॥

દેશ વિરતિ ને સરવ વિરતિ જે,ગૃહિ યતિને અભિરા-મ ॥ તે ચારિત્ર જગત જયવંતુ, કીજે તાસ પ્રણામ રે॥ ભ-વિકા ॥ સિ૦ ॥ ૩૬ ॥ તૃણપરે જે ષટ્ખંડ સુખછંડી, ચક્ર-વર્તી પણ વરિયો ॥ તે ચારિત્ર અક્ષયસુખ કારણ, તે મ મનમાંહે ધરિયો રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ૩૬ ॥ હુઆ રાંક પણ જે આદરિ, પૂજિત ઇંદ્ર નરિંદે ॥ અશરણ શરણ ચરણ

તે વંદૂં, પૂર્યું જ્ઞાન આનંદે રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ૩૮॥બાર માસ પર્યાયે જેહને, અનુત્તર સુખ અતિક્રમિયે ॥ શુકલ શુકલ અભિજાત્ય તે ઉપરે, તે ચારિત્રને નમિયે રે ॥ ભવિકા ॥ ॥ સિ૦ ॥ ૩૯ ॥ ચય તે આઠ કરમનો સંચય, રિક્ત કરે જે તેહ ॥ ચારિત્ર નામ નિરૂત્તે ભાખ્યું, તે વંદૂં ગુણગેહ રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ૪૦ ॥

॥ ઢાળ ॥

જાણ ચારિત્ર તે આતમા, નિજ સ્વભાવમાં રમતો રે ॥ લેશ્યા શુદ્ધ અલંકર્યો, મોહવને નવિ ભમતો રે વી૦ ॥ ૯ ॥

॥ શ્રી ચારિત્રપદ કાવ્યમ્ ॥

સુસંવરં મોહનિરોધસારં, પંચપ્પયારં વિગમાઇયારં ॥
મૂલોત્તરાણેગગુણં પવિત્તં, પાલેહ નિચ્ચંપિ હુ સચ્ચરિત્તં ।૮।

## ॥ નવમ શ્રીતપપદપૂજા ॥

॥ કાવ્યં ॥ ઇંદ્રવજ્રાવૃત્તમ્ ॥

કમ્મદ્દુમોમ્મૂલણકુંજરસ્સ ॥ નમોનમો તિવ્વતવોભરસ્સ ॥

॥ માલિનીવૃત્તમ્ ॥

ઇયનવપયસિદ્ધં, લદ્ધિવિજ્ઝાસમિદ્ધં ॥ પયડિયસુરવગ્ગં હ્રીંતિરેહાસમ્મગ્ગં ॥ દિસવઇસુરસારં, ખોણિપીઢાવયારં ॥ તિજયવિજયચક્કં, સિદ્ધચક્કં નમામિ ॥૧॥

॥ ભુજંગપ્રયાવૃત્તમ્ ॥

ત્રિકાલિકપણે કર્મ કષાય ટાળે, નિકાચિતપણે બાંધિયાં તેહ બાળે ॥ કહ્યું તેહ તપ બાહ્ય અંતર દુભેદે, ક્ષમાયુક્ત નિર્હેતુ દુર્ધ્યાન છેદે ॥ ॥૧॥ હોયે જાસ મહિમાથકી લબ્ધિ સિદ્ધિ, અવાંછકપણે કર્મ આવરણશુદ્ધિ ॥ તપો તેહ તપ જે મહાનંદ હેતે, હોય સિદ્ધિ સીમંતિની જિમ સંકેતે ॥ ૨ ॥ ઇશા નવપદ ધ્યાનને જેહ ધ્યાવે, સદાનંદ ચિદ્રૂપતા તેહ પાવે ॥ વળી જ્ઞાનવિમલાદિ ગુણરત્નધામા, નમું તે સદા સિદ્ધચક્ર પ્રધાના ॥૩॥

॥ માલિનીવૃત્તમ્ ॥

ઇનિ નવપદ ધ્યાવે, પરમ આનંદ પાવે ॥ નવમે ભવ શિવ જાવે, દેવ નરભવ પાવે ॥ જ્ઞાનવિમલ ગુણ ગાવે, સિદ્ધચક્ર પ્રભાવે ॥ સવિ દુરિત સમાવે, વિશ્વ જયકાર પાવે ॥૫॥

॥ ઢાળ ॥ ઉલાલાની દેશી ॥

ઇચ્છારોધન તપ નમો, બાહ્ય અભ્યંતર ભેદેજી ॥ આતમ સત્તા એકતા, પરપરિણતિ ઉચ્છેદેજી ॥૧॥ઉલાલો॥ ઉચ્છેદ કર્મ અનાદિ સંતતિ, જેહ સિદ્ધપણું વરે ॥ યોગ સંગે આહાર ટાળી, ભાવ અક્રિયતા કરે ॥ અંતર મુહૂરત તત્ત્વ સાધે, સર્વ સંવરતા કરી ॥ નિજ આત્મસત્તા પ્રગટ ભાવે, કરો તપ ગુણ આદરી ॥ ૨ ॥

॥ ઢાળ ॥

એમ નવપદ ગુણ મંડલં, ચઉ નિક્ષેપ પ્રમાણે જી ॥ સાત નયે જે આદરે, સમ્યગ્જ્ઞાનને જાણેજી ॥ ૩ ॥ઉલાલો નિર્દ્ધારસેતી ગુણી ગુણનો, જે કરે બહુમાન એ ॥ તસુ કરણ ઈહા તત્ત્વ રમણે, થાય નિર્મળ ધ્યાન એ ॥ એમ શુદ્ધ સત્તા ભળ્યો ચેતન, સકલ સિદ્ધિ અનુસરે ॥ અક્ષય અનંત મહંત ચિદ્ઘન, પરમ આનંદતા વરે ॥ ૪ ॥

॥ અથ કળશ ॥

ઈય સયલ સુખકર ગુણપુરંદર, સિદ્ધચક્ર પદાવળિ ॥ સવિ લદ્ધિ વિદ્યા સિદ્ધિમંદિર, ભવિક પૂજો મનરૂલી ॥ ઉવજ્ઝાયવર શ્રી રાજસાગર, જ્ઞાનધર્મ સુરાજતા ॥ ગુરૂ દીપચંદ સુચરણ સેવક દેવચંદ્ર સુશોભતા ॥૧॥

॥ પૂજા ॥ ઢાળ ॥ શ્રીપાળના રાસની ॥

જાણંતા ત્રિહું જ્ઞાને સંયુત, તે ભવ મુક્તિ જિણંદ ॥ જેહ આદરે કર્મ ખપેવા, તે તપ શિવતરૂ કંદ રે ॥ ભવિકા ॥ ॥ સિ૦ ॥૪૧॥ કર્મ નિકાચિત પણ ક્ષય જાયે, ક્ષમા સહિત જે કરતાં ॥ તે તપ નમિયે જેહ દિપાવે, જિનશાસન ઉજમંતાં રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ૪૨ ॥ આમોસહી પમુહા બહુ લદ્ધિ, હોવે જાસ પ્રભાવે ॥ અષ્ટ મહાસિદ્ધિ નવનિધિ પ્રગટે, નમિયે તે તપ ભાવે રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ૪૩ ॥

ફળ શિવસુખ મહોટું સુર નરવર, સંપત્તિ જેહનું ફૂલ ॥ તે તપ સુરતરૂ સરિખો વંદૂં, સમ મકરંદ અમૂલ રે ॥ભવિકા ॥સિ૦॥૪૪॥ સર્વ મંગલમાં પહેલું મંગળ, વરણવીયે જે ગ્રંથે ॥ તે તપપદ ત્રિહું કાળ નમીજે, વર સહાય શિવપંથે રે ॥ ભવિકા ॥ સિ૦ ॥ ૪૫ ॥ એમ નવપદ થુણતો તિહાં લીનો, હુઓ તન્મય શ્રીપાળ ॥ સુજશ વિલાસે ચોથે ખંડે, એહ અગ્યારમી ઢાળ રે ॥ભવિકા॥સિદ્ધચક્ર૦॥૪૬॥

॥ ઢાળ ॥

ઇચ્છારોધે સંવરી, પરિણિતિ સમતા યોગે રે ॥ તપ તે એહિ જ આતમા, વર્ત્તે નિજગુણ ભોગે રે ॥વીર૦॥૧૦॥ આગમ નોઆગમતણો, ભાવ તે જાણો સાચો રે ॥ આતમ ભાવે થિર હોજો, પરભાવે મત રાચો રે ॥વીર૦॥૧૧॥ અષ્ટક સકલ સમૃદ્ધિની, ઘટમાંહે ઋદ્ધિ દાખી રે॥ તેમ નવપદ ઋદ્ધિ જાણજો, આતમરામ છે સાખી રે ॥ વીર૦ ॥ ૧૨ ॥ યોગ અસંખ્ય છે જિન કહ્યા, નવપદ મુખ્ય તે જાણો રે ॥ એહતણે અવલંબને, આતમ ધ્યાન પ્રમાણો રે ॥ વીર૦ ॥ ॥ ૧૩ ॥ ઢાળ બારમી એહવી, ચોથે ખંડે પૂરી રે ॥ વાણી વાચકજસતણી, કોઈ નયે ન અધૂરી રે ॥ વીર૦ ॥ ૪ ॥

॥ શ્રી તપપદ કાવ્યમ્ ॥

બજ્ઝં તહાભિંતરભેયમેયં, કયાય દુજ્ઝેય કુકમ્મભેયં ॥
દુક્ખખ્ખયુત્થે કયપાવનાસં, તવેણ દાહાગમયં નિરાસં ॥૯॥

॥ ઇતિ શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયકૃત નવપદ પૂજા સમાપ્ત ॥

# પંડિત શ્રી પદ્મવિજયજીકૃત નવપદપૂજા

## ॥ प्रथम श्रीअरिहंतपदपूजा ॥

॥ દોહા ॥

શ્રુતદાયક શ્રુત દેવતા, વંદુ જિન ચોવીશ ॥
ગુણ સિદ્ધચક્રના ગાવતાં, જગમાં હોય જગીશ ॥ ૧ ॥
અરિહંત સિદ્ધ સૂરિ નમું, પાઠક મુનિ ગુણધામ ॥
દંસણ નાણ ચરણ વળી, તપગુણ માંહે ઉદ્દામ ॥ ૨ ॥
ઇમ નવપદ ભક્તિ કરી, આરાધો નિત્યમેવ ॥
જેહથી ભવદુ:ખ ઉપશમે, પામે શિવ સ્વયમેવ ॥ ૩ ॥
તે નવપદ કાંઈ વરણવું, ધરતો ભાવ ઉલ્લાસ ॥
ગુણિગુણગણ ગાતાં થકાં, લહિયે જ્ઞાન પ્રકાશ ॥ ૪ ॥
પ્રતિષ્ઠા કલ્પે કહી, નવપદ પૂજા સાર ॥
તેણે નવપદ પૂજા ભણું, કરતો ભક્તિ ઉદાર ॥ ૫ ॥

॥ ઢાળ પહેલી ॥ રાગ ભૈરવ ॥

પ્રથમ પદ જિનપતિ, ગાઈએ ગુણતતિ, પાઇયે વિપુલ ફળ સહજ આપ ॥ નામ ગોત્રજ સુણ્યાં, કર્મ મહા નિર્જર્યાં, જાય ભવ સંતતિ બંધ પાપ ॥ ૧ ॥ એક વર રૂપમાં, વરણ પંચે હોયે, એક તુજ વર્ણ તે જગ ન માયો ॥ એક તિમ

શ્લોકમાં, વરણ બત્રીસ હોએ, એક તુજ વર્ણ કિણુહી ન ગવાયો ॥૨॥ વાચ ગુણ અતિશયા, પાડીહેરા સયા, બાહ્ય પણ એ ગુણ કુણે ન ગવાયા ॥ કેવળનાણ તહ, કેવળદંસણ-પમુહ અભયંતરા જિનપ પાયા, તેહ મુહ પદ્મથી કેમ કહાયા ॥૩॥

॥ દોહા ॥

જિણ ગુણ અનંત અનંત છે, વાચ ક્રમ મિત દીહ ॥
બુદ્ધિરહિત શક્તિ વિકલ, કેમ કહું એકણ જીહ ॥ ૬ ॥

॥ ઢાળ બીજી ॥ રાગ દેશાખ॥

ભાવ ધરી ભવિ પૂજીયે, તિગ અડ પણ ભેય ॥ તિમ સત્તર ભેદે કરી, પૂજો ગત ખેય ॥ ભા૦ ॥ ૧ ॥ ઇગવીશ અડસય ભેદથી, જિન ભાવ સંભારી ॥ પૂજો પરિગલ ભાવશું, પ્રભુ આણાકારી ॥ ભાવ૦ ॥ ૨ ॥ પૂજા કરતાં પૂજ્યની, પૂજ્ય પોતે થાવે ॥ તુજ પદ પદ્મ સેવક તિણે, અક્ષય પદ ભાવે ॥ ભા૦ ॥ ૩ ॥

## ॥ द्वितीय श्रीसिद्धपदपूजा ॥

॥ દોહા ॥

સિદ્ધ સ્વરૂપી જે થયા, કર્મ મેલ સવિ ધોય ॥
જેહ થશે ને થાય છે, સિદ્ધ નમો સહુકોય ॥ ૭ ॥

॥ ઢાળ ત્રીજી ॥ પારીરે જાતિનું ફુલ સરગથી—એ દેશી ॥

નમો સિદ્ધાણં હવે પદ બીજે, જે નિજ સંપદ વરીયા ॥

જ્ઞાન દર્શન અનંત ખજાનો, અવ્યાબાધ સુખ દરિયા કે ॥ સિદ્ધ બુદ્ધ કે સ્વામિ નિજ રામી કે, હાંરે વાલા પ્રણમો નિજ ગુણ કામી રે ॥ ગુણકામી ગુણકામી ગુણવંતા, જે વચનાતીત હુઆ રે ॥૧॥ એ આંકણી ॥ ક્ષાયિક સમકિત ને અક્ષય સ્થિતિ, જેહ અરૂપી નામ ॥ અવગાહન અગુરૂ લઘુ જેહની, વીર્ય અનંતનું ધામ કે ॥ સિદ્ધ૦ ॥૨॥ ઇમ અડકર્મ અભાવે અડ ગુણ, વળી ઇગતિસ કહેવાય ॥ વળી વિશેષે અનંત અનંત ગુણ, નાણ નયણ નિરખાય ॥ નિત્ય નિત્ય વંદના થાય કે ॥ સિદ્ધ૦ ॥ ૩ ॥

॥ દોહા ॥

જિહાં નિજ એક અવગાહના, તિહાં નમું સિદ્ધ અનંત ॥
ફરસિત દેશ પ્રદેશને, અસંખ્યગુણા ભગવંત ॥ ૮ ॥

॥ ઢાળ ચોથી ॥ રાગ ફાગ ॥

સિદ્ધ ભજો ભગવંત, પ્રાણી પૂર્ણાનંદી ॥સિદ્ધ૦॥ લોકાલોક લહે એક સમયે, સિદ્ધવધૂ વરકંત ॥ પ્રાણી૦॥ અજ અવિનાશી અક્ષય અજરામર, સ્વદ્રવ્યાદિકવંત ॥ પ્રાણી૦ ॥ ૧ ॥ વર્ણ ન ગંધ ન રસ નહીં ફરસ ન, દીર્ઘ હ્રસ્વ ન હુંત ॥પ્રાણી૦॥ નહીં સૂક્ષ્મ બાદર ગત વેદી, ત્રસ થાવર ન કહંત ॥ પ્રાણી૦ ॥૨॥ અક્રોહી, અમાની, અમાયી અલોભી, ગુણ અનંત ભદંત ॥ પ્રાણી૦ ॥ પદ્મવિજય નિત્ય સિદ્ધ સ્વામિને, લળિ લળિ લળિ પ્રણમંત ॥ પ્રાણી૦॥૩॥

## ॥ तृतीय श्रीआचार्यपदपूजा ॥

॥ દોહા ॥

પડિમા વહે વળી તપ કરે, ભાવના ભાવે બાર ॥
નમીયે તે આચાર્યને, પાળે પંચાચાર ॥ ૯ ॥

॥ ઢાળ પાંચમી ॥ સંભવ જિનવર વિનતિ—એ દેશી ॥

આચારજ ત્રીજે પદે, નમીયે જે ગચ્છ ધોરી રે ॥ ઇંદ્રિય તુરંગમ વશ કરે, જે લહી જ્ઞાનની દોરી રે ॥ આચા૦ ॥ ॥૧॥ શુદ્ધ પ્રરૂપક ગુણથકી,જે જિનવર સમ ભાખ્યા રે॥ છત્રીશ છત્રીશી ગુણે, શોભિત સમયમાં દાખ્યા રે ॥આ૦॥ ॥ ૨ ॥ ઉત્કૃષ્ટા ત્રીજે ભવે, પામે અવિચલ ઠાણ રે ॥ ભાવાચારય વંદના, કરિયે થઇ સાવધાન રે॥ આચારજ૦॥૩॥

॥ દોહા ॥

નવવિધ બ્રહ્મ ગુપ્તિ ધરે, વર્જે પાપ નિયાણ ॥
વિહાર કરે નવ કલ્પ નવ, સૂરિ તત્ત્વના જાણ ॥ ૧૦ ॥

॥ ઢાળ છઠ્ઠી ॥ રાગ બિહાગડો મુજ ઘર આવજો રે નાથ-એ દેશી ॥

સતાવીશ ગુણ સાધુના, શોભિત જાસ શરીર ॥ નવકોટી શુદ્ધ આહાર લે, ઇમ ગુણ છત્રીશે ધાર ॥ ભવિજનભાવશું નમો આજ ॥ ૧ ॥ જિમ પામો અક્ષયરાજ ॥ ભવિ૦ ॥ એ આંકણી ॥ જે પ્રગટ કરવા અતિ નિપુણ, વર લબ્ધિ અઠ્ઠાવીશ ॥ અડવિધ પ્રભાવકપણું ધરે, એ સૂરિગુણ

છત્રીશ ॥ ભવિ૦ ॥ ૨ ॥ તજે ચૌદ અંતર ગ્રંથીને, પરિષહ જીતે બાવીશ ॥ કહે પદ્મ આચારય નમો, બહુ સૂરિ ગુણ છત્રીશ ॥ ભવિ૦ ॥ ૩ ॥

## ॥ चतुर्थ श्री उपाध्यायपदपूजा ॥

॥ દોહા ॥

ચોથે પદ પાઠક નમું, સકલ સંઘ આધાર ॥
ભણે ભણાવે સાધુને, સમતા રસ ભંડાર ॥ ૧૧ ॥

॥ ઢાળ સાતમી ॥ રાગ વસંત ॥

॥ તું તો જિન ભજ વિલંબ ન કર હો, હોરીકે ખેલઈયા—એ દેશી ॥

તું તો પાઠક પદ મન ધર હો, રંગીલે જીઉરા ॥ રાય રંક જસુ નિકટે આવે, પણ જસ નહિ નિજ પર હો ॥ રંગીલે૦ ॥ ॥૧॥ સારણાદિક ગચ્છ માંહે કરતાં, પણ રમતા નિજ ઘર હો ॥ રંગીલે૦ ॥૨॥ દ્વાદશાંગ સજ્ઝાય કરણકું, જે નિશદિન તત્પર હો ॥રંગીલે૦ ॥૩॥ એ ઉવજ્ઝાય નિર્યામક પામી, તું તો ભવસાયર સુખે તર હો ॥ રંગીલે૦ ॥૪॥ જે પરવાદિ મતંગજ કેરો, ન ધરે હરિપરે ડર હો ॥ રંગીલે૦ ॥૫॥ ઉત્તમ ગુરૂ પદ પદ્મ સેવનતેં, પકડે શિવવધૂ કર હો ॥ રંગીલે૦ ॥૬॥

॥ દોહા ॥

આચારજ નૃપ આગળે, જે યુવરાજ સમાન ॥
નિદ્રા વિકથા નવિ કરે, સર્વ સમય સાવધાન ॥ ૧૨ ॥

॥ ઢાળ આઠમી ॥ જિનવચને વૈરાગીયો હો ધન્ના—એ દેશી ॥

નમો ઉવજ્ઝાયાણું જપો હો મિત્તા, જેહના ગુણ પચ્ચવીશ રે, એકાગર ચિત્તા ॥ એ પદ ધ્યાવો ને ॥ એ પદ ધ્યાવો ધ્યાનમાં રે મિત્તા, મૂકી રાગ ને રીશ રે ॥ એકા૦॥ ॥૧॥ અંગ ઇગ્યાર પૂર્વધરા હો મિત્તા, પરિષહ સહે બાવીશ રે ॥ ત્રણ્ય ગુપ્તિ ગુપ્તા રહે હો મિત્તા, ભાવે ભાવના પચ્ચવીશ રે ॥ એકા૦ ॥ ૨ ॥ અંગ ઉપાંગ સોહામણા હો મિત્તા, ધરતાં જેહ ગુણીશ ॥ ગણતાં મુખ પદ પદ્મથી હો મિત્તા, નંદી અણુયોગ જગીશ રે ॥ એકાગર ચિત્તા૦॥૩॥

## ॥ पंचम श्रीसाधुपदपूजा ॥

॥ દોહા ॥

હવે પંચમ પદે મુનિવરા, જે નિર્મમ નિઃસંગ ॥
દિન દિન કંચનની પરે, દીસે ચઢતે રંગ ॥ ૧ ॥

॥ ઢાળ નવમી ॥ રાગ વસંત ॥

॥ મો મન ભવન વિલાસ સાંઈયાં, મો મન—એ દેશી ॥

મુનિવર પરમ દયાલ ભવિયાં ॥ મુનિ૦॥ તુમે પ્રણમોને ભાવ વિશાલ ॥ ભવિયાં ॥ મુનિ૦ ॥ એ આંકણી ॥ કુખી સંબલ મુનિવર ભાખ્યા, આહાર દોષ ટાળે બિયાલ ॥ ભવિયાં ॥ મુનિ૦॥ બાહ્ય અભ્યંતર પરિગ્રહ છાંડી, છાંડી સવિ જંજાલ ॥ ભવિયાં ॥ મુનિ૦ ॥૧॥ જિણે એ ઋષિનું શરણ કર્યું તિણે, પાણી પહેલી બાંધી પાળ ॥ ભવિયાં ॥ મુનિ૦ ॥

જ્ઞાન ધ્યાન કિરિયા સાધતાં, કાટે પૂર્વના કાળ ॥ ભવિયાં ॥ ॥ મુનિ૦ ॥ ૨ ॥ સંયમ સત્તર પ્રકારે આરાધે, છ જીવના પ્રતિપાળ ॥ ભવિયાં ॥ મુનિ૦ ॥ ઇમ મુનિગુણ ગાવે તે પહેરે, સિદ્ધ વધુ વરમાળ ॥ ભવિ૦ ॥ ૩ ॥

॥ દોહા ॥

પાંચે ઇંદ્રિય વશ કરે, પાળે પંચાચાર ॥
પંચ સમિતિ સમિતા રહે, વંદુ તે અણગાર ॥૧૪॥

॥ ઢાળ દશમી ॥ ગિરિરાજકું સદા મોરી વંદના રે—એ દેશી ॥

મુનિરાજકું સદા મોરી વંદના રે ॥ મુનિ૦ ॥ ભોગવમ્યા તે મનશું ન ઇચ્છે, નાગ જ્યું હોય અગંધના રે ॥ મુનિ૦ ॥ પરિસહ ઉપસર્ગે સ્થિર રહેવે, મેરૂપરે નિકંપના રે ॥ મુનિ૦ ॥૧॥ ઇચ્છા મિચ્છા આવસિયા નિસિહિયા, તહકારને વલિ છંદના રે ॥ મુનિ૦ ॥ પૃચ્છા પ્રતિપૃચ્છા ઉપસંપદા, સામાચારી નિમંતના રે ॥ મુનિ૦ ॥ ૨ ॥ એ દશ વિધ સામાચારી પાળે, કહે પદ્મ લેઉં તસ ભામણા રે ॥ મુનિ૦ ॥ ઋષિરાજ વંદનથી હોવે, ભવ ભવ પાપ નિકંદના રે ॥ મુનિરાજકું૦ ॥૩॥

## ॥ षष्ठ श्रीदर्शनपदपूजा ॥

॥ દોહા ॥

સમકિત વિણ નવ પૂરવી, અજ્ઞાની કહેવાય ॥
સમકિત વિણ સંસારમાં, અરહો પરહો અથડાય ॥૧૫॥

॥ ઢાળ અગિયારમી ॥ રાગ સારંગ ॥

પ્રભુ નિર્મલ દર્શન કીજીયે ॥ એ આંકણી ॥ આતમ-જ્ઞાનકો અનુભવ દર્શન, સરસ સુધારસ પીજીયે ॥ પ્રભુ૦ ॥૧॥ જસ અનુભાવ અનંતપરિયટ્ટા, ભવ સંસાર સહુ છીજીયે ॥ પ્રભુ૦ ॥ ભિન્ન મુહૂર્ત્ત દર્શન ફરસનતેં, અર્ધ પરિયટ્ટે સીઝીયે ॥ પ્રભુ૦ ॥ ૨ ॥ જેહથી હોવે દેવ ગુરૂ ફુનિ, ધર્મ રંગ અટ્ઠીમિંજીયે ॥ પ્રભુ૦ ॥ ઇસ્યો ઉત્તમ દર્શન પામી, પદ્મ કહે શિવ લીજીયે ॥ પ્રભુ૦ ॥ ૩ ॥

॥ દોહા ॥

સમકિતી અડ પયવણ ધણી, પણ જ્ઞાની કહેવાય ॥
અર્દ્ધ પુદ્‌ગલ પરાવર્ત્તમાં, સકલ કર્મમલ જાય ॥૧૬॥

॥ ઢાળ બારમી ॥ ધન્ય ધન્ય સંપ્રતિ સાચો રાજા—એ દેશી ॥

સમ્યગ દર્શન પદ તુમે પ્રણમો, જે નિજ ધુર ગુણ હોય રે ॥ ચારિત્ર વિણ લહે શાશ્વત પદવી, સમકિત વિણ નહિ કોય રે ॥ સમ્યગ૦ ॥૧॥ સદ્દહણા ચઉ લક્ષણ દૂષણ, ભૂષણ પંચ વિચારો રે ॥ જયણા ભાવણા ઠાણ આગારા, ષટ્ ષટ્ તાસ પ્રકારો રે ॥ સમ્યગ૦ ॥ ૨ ॥ શુદ્ધિ લિંગ ત્રણ આઠ પ્રભાવક, દશવિધ વિનય ઉદારો રે ॥ ઇમિ સડસઠ્ઠ ભેદે અલં-કરિયો, સમકિત શુદ્ધ આચારો રે ॥ સમ્યગ૦ ॥ ૩ ॥ કેવલી નિરખિત સૂક્ષ્મ અરૂપી, તે જેહને ચિત્ત વસિયો રે ॥ જિન ઉત્તમ પદ પદ્મની સેવા, કરવામાં ઘણું રસિયો રે ॥ સમ્યગ૦ ॥ ૪ ॥

## ॥ सप्तम श्रीज्ञानपदपूजा ॥

॥ દોહા ॥

નાણ સ્વભાવ જે જીવનો, સ્વપર પ્રકાશક તેહ ॥
તેહ નાણ દીપક સમું, પ્રણમો ધર્મ સ્નેહ ॥ ૧૭ ॥

॥ ઢાળ તેરમી ॥ નારાયણની દેશી ॥
॥ જિમ મધુર મન માલતી રે—એ દેશી ॥

નાણ પદારાધન કરો રે, જેમ લહો નિર્મલ નાણ રે ॥ ભવિક જન ॥ શ્રદ્ધાપણ થિર તો રહે રે, જો નવતત્ત્વ વિનાણ રે ॥ભવિ૦॥ નાણ૦॥૧॥ અજ્ઞાની કરશે કિશ્યું રે, શું લહેશે પુણ્ય પાપ રે ॥ ભવિ૦॥ પુણ્ય પાપ નાણી લહે રે, કરે નિજ નિર્મલ આપ રે ॥ ભવિ૦॥ નાણ૦ ॥૨॥ પ્રથમ જ્ઞાન પછી દયા રે, દશવૈકાલિક વાણ રે ॥ ભવિ૦ ॥ ભેદ એકાવન તેહના રે, સમજો ચતુર સુજાણ રે ॥ ભવિક૦ ॥ નાણ૦॥૩॥

॥ દોહા ॥

બહુ કોડચો વરસે ખપે, કર્મ અજ્ઞાને જેહ ॥
જ્ઞાની શ્વાસોશ્વાસમાં, કર્મ ખપાવે તેહ ॥૧૮॥

॥ ઢાળ ચૌદમી ॥ હો મતવાલે સાજનાં—એ દેશી ॥

નાણ નમો પદ સાતમે, જેહથી જાણે દ્રવ્યભાવ ॥ મેરે લાલ ॥ જાણે જ્ઞાન ક્રિયા વળી, તિમ ચેતનને જડભાવ ॥ મેરે૦ ॥ નાણ૦॥૧॥ નરક સરગ જાણે વળી, જાણે વળી મોક્ષ સંસાર ॥ મેરે૦ ॥ હેય જ્ઞેય ઉપાદેય લહે, નિશ્ચય ને

વ્યવહાર ॥ મેરે૦॥ નાણુ૦ ॥૨॥ નામ ઠવણ દ્રવ્યભાવ જે, વળી સગ નય ને સપ્તભંગ ॥મેરે૦॥ જિન મુખ પદ્મ દ્રહ થકી, લહો જ્ઞાન પ્રવાહ સુગંગ ॥ મેરે૦ ॥ નાણુ૦ ॥ ૩ ॥

## ॥ अष्टम श्रीचारित्रपदपूजा ॥

॥ દોહા ॥

ચારિત્રધર્મ નમો હવે, જે કરે કર્મ નિરોધ ॥
ચારિત્રધર્મ જસ મન વસ્યો, સફલો તસ અવબોધ ॥૧૯॥

॥ ઢાળ પંદરમી ॥

॥ ટુક અને ટોડ વચે રે, મેંદી કેરો છોડ, મેંદી રંગ લાગ્યો—એ દેશી ॥

ચારિત્ર પદ નમો આઠમે રે, જેહથી ભવ ભય જાય ॥ સંયમ રંગ લાગ્યો ॥ સત્તર ભેદ છે જેહના રે, સીત્તેર ભેદ પણ થાય ॥ સંયમ૦॥ ૧ ॥ સમિતિ ગુપ્તિ મહાવ્રત વળી રે, દશ ખંત્યાદિ ધર્મ ॥ સંયમ૦ ॥ નાણ કારય વિરતિય છે રે, અનુપમ સમતા શર્મ ॥ સંયમ૦ ॥૨॥ બાર કષાયક્ષય ઉપશમે રે, સર્વ વિરતિ ગુણઠાણ ॥ સંયમ૦॥ સંયમ ઠાણ અસંખ્ય છે રે, પ્રણમો ભવિક સુજાણ ॥ સંયમ૦ ॥૩॥

॥ દોહા ॥

હરિકેશી મુનિ રાજીયો, ઉપન્યો કુલ ચંડાલ ॥
પણ નિત્ય સુર સેવા કરે, ચારિત્ર ગુણ અસરાલ ॥૨૦॥

॥ ઢાળ સોલમી ॥

॥ સાહિબ કબ મિલે, સસનેહી પ્યારે હો સા૦—એ દેશી ॥

સંયમ કબ મિલે, સસનેહી પ્યારા હો ॥ સંયમ૦ ॥ એ આંકણી ॥ યું સમકિત ગુણ ઠાણગવ્હારા, આતમસેં કરત વિચારા હો ॥ સંયમ૦ ॥૧॥ દોષ બહેંતાલીશ શુદ્ધ આહારા, નવકલ્પી ઉગ્ર વિહારા હો ॥ સંયમ૦ ॥ ૨ ॥ સહસ તેવીશ દોષ રહિત નિહારા, આવશ્યક દોય વારા હો ॥સંયમ૦ ॥૩॥ પરિસહ સહનાદિક પરકારા, એ સબ હે વ્યવહારા હો સંયમ૦ ॥૪॥ નિશ્ચય નિજ ગુણ વરણુ ઉદારા, લહત ઉત્તમ ભવપારા હો ॥સંયમ૦॥૫॥ મોહાદિક પરભાંવસેં ન્યારા, દુગ નય સંયુક્ત સારા હો ॥ સંયમ૦ ॥૬॥ પદ્મ કહે ઇમ સુણી ઉજમાલા, લહે શિવવધૂ વરહારા હો ॥સંયમ૦॥૭॥

## ॥ नवम श्रीतपपदपूजा ॥

॥ દોહા ॥

દૃઢપ્રહારી હત્યા કરી, કીધાં કર્મ અઘોર ॥
તોપણ તપના પ્રભાવથી, કાઢયાં કર્મ કઠોર ॥ ૨૧ ॥

॥ ઢાળ સત્તરમી ॥ પુરૂષોતમ સમતા છે તાહરા ઘટમાં—એ દેશી ॥

તપ કરિયે સમતા રાખી ઘટમાં ॥ તપ૦ ॥ તપ કરવાલ કરાલ લે કરમાં, લડીએ કર્મ અરિભટમાં ॥ તપ૦ ॥ ૧ ॥ ખાવત પીવત મોક્ષ જે માને, તે સિરદાર બહુ જટમાં ॥ ત-

૫૦ ॥૨॥ એક અચરિજ પ્રતિશ્રોતે તરતાં, આવે ભવસાયર તટમાં ॥ તપ૦ ॥ ૩ ॥ કાલ અનાદિકો કર્મ સંગતિથેં, જીઉ પડીયો જ્યું ખટપટમાં ॥ તપ૦ ॥ ૪ ॥ તાસ વિયોગ કરણુ એ કરણું, જેણે નવિ ભમિયે ભવતટમાં ॥ તપ૦ ॥ ૫ ॥ હોયે પુરાણુ તે કર્મ નિર્જરે, એ સમ નહિ સાધન ઘટમાં ॥ તપ૦ ॥ ૬ ॥ ધ્યાન તપે સવિ કર્મ જલાઈ, શિવવધૂ વરિયે ઝટપટમાં ॥ તપ૦ ॥ ૭ ॥

॥ દોહા ॥

વિઘ્ન ટળે તપ ગુણથકી, તપથી જાય વિકાર ॥
પ્રશંસ્યો તપ ગુણથકી, વીરે ધન્નો અણગાર ॥૨૨॥

॥ ઢાળ અઢારમી ॥ સચ્ચા સાંઇ હો, ડંકા તેરા બજાયા હો—એ દેશી॥

તપસ્યા કરતાં હો ડંકા જોર બજાયા હો ॥ એ આંકણી ॥

ઉજમણા તપ કેરાં કરતાં, શાસન સોહ ચઢાયા હો ॥ વીર્ય ઉલ્લાસ વધે તેણે કારણુ, કર્મ નિર્જરા પાયા ॥ તપ૦ ॥૧॥ અડસિદ્ધિ અણિમા લધિમાદિક, તિમ લદ્ધિ અડવીસા હો ॥ વિષ્ણુકુમારાદિક પરે જગમાં, પામત જયત જગીશા ॥તપ૦ ॥૨॥ ગૌતમ અષ્ટાપદ ગિરિ ચઢિયા, તાપસ આહાર કરાયા હો ॥ જે તપ કર્મ નિકાચિત તપવે, ક્ષમાસહિત મુનિરાયા ॥ ॥ તપ૦ ॥ ૩ ॥ સાડા બાર વર્ષ જિન ઉત્તમ, વીરજી ભૂમિ ન ઠાયા હો ॥ ઘોર તપે કેવળ લહ્યા તેહના, પદ્મવિજય નમે પાયા ॥ તપ૦ ॥ ૪ ॥

॥ અથ કળશ ॥ રાગ ધન્યાશ્રી ॥

આજ મહારે ત્રિભુવન સાહેબ તૂઠો, અનુભવ અમૃત વૂઠો ॥ ગુણિ અનુયાયી ચેતના કરતાં, કિશુંઅ કરે મોહ રૂઠો ॥ ભવિ પ્રાણી હો ॥ આજ૦ ॥૧॥ એ નવપદનું ધ્યાન ધરંતાં, નવ નિધિ ઋદ્ધિ ઘરે આવે ॥ નવ નિયાણાનો ત્યાગ કરીને નવક્ષાયિક પદ પાવે ॥ ભવિ૦ ॥ આજ૦ ॥ ૨ ॥ વિજયસિંહસૂરિ શિષ્ય અનુપમ, ગીતારથ ગુણ રાગી ॥ સત્યવિજય તસ શિષ્ય વિબુધવર, કપૂરવિજય વડભાગી ॥ ॥ ભવિ૦ ॥ આજ૦ ॥૩॥ તાસ શિષ્ય શ્રી ખિમાવિજયવર, જિનવિજય પંન્યાસ ॥ શ્રી ગુરૂ ઉત્તમવિજય સુશિષ્યો, શાસ્ત્રાભ્યાસ વિલાસ ॥ ભવિ૦ ॥ આજ૦ ॥ ૪ ॥ ગજ વહ્નિ મદ ચંદ્ર (૧૮૩૮) સંવત્સર, મહા વદિ બીજ ગુરૂવારો ॥ રહી ચોમાસું લીંબડી નગરે, ઉદ્યમ એહ ઉદારો ॥ ભવિ૦ ॥આજ૦॥૫॥ તપગચ્છ વિજયધર્મસૂરિ રાજે, શાંતિજિણંદ પસાયો ॥ શ્રી ગુરૂ ઉત્તમ ક્રમ કજ અલિ સમ, પદ્મવિજય ગુણ ગાયો ॥ ભવિ૦ ॥ આજ૦ ॥ ૬ ॥ ઇતિ કળશ ॥

॥ ઇતિ પંડિત શ્રી પદ્મવિજયજીકૃત શ્રી નવપદ પૂજા સમાપ્ત ॥

---

॥ श्री ॥

# ॥ विविध पूजासंग्रह ॥

## ભાગ ચોથો

## શ્રી ધર્મચંદ્રજીકૃત શ્રી નંદીશ્વરદ્વીપ પૂજા

---

### ॥ प्रथम पूजा ॥

॥ દોહા ॥

પ્રણમું શાંતિ જિણંદને, ચઉદ રયણપતિ જેહ ॥
કંચનવર્ણે સોહતા, લક્ષણ લક્ષિત દેહ ॥ ૧ ॥
સુરગિરિ અષ્ટાપદ ગિરિ, ગિરિનાર આબુ તેમ ॥
સમેતશિખર એ પાંચમો, વંદુ બહુ ધરી પ્રેમ ॥ ૨ ॥
સમરી શારદ માતને, રચું પૂજા હું રસાળ ॥
જેમ સુણતાં ભવિ પ્રાણિને, હર્ષ વધે તત્કાળ ॥ ૩ ॥
વિસ્તીર્ણ જિનભુવનમાં, રચી નંદીશ્વર દ્વીપ ॥
તદનંતર પ્રભુ થાપીને, કરો અભિષેક પ્રદીપ ॥ ૪ ॥
એકાદશ અભિષેક ઈહાં, સામાન્યે ધરો ચિત્ત ॥
આઠ અધિક શત તો કરો, હોયે વિશેષે પ્રિત ॥ ૫ ॥

સકલ સામગ્રી મેળવી, શ્રધ્ધાવંત નરનાર ॥
જળ કળશા નિજ કર ધરો, પામવા ભવજળ પાર ॥૬॥
રહી શ્રમશ્રેણિ બિંહુ દીશે, વાજતે મંગળ તુર ॥
પૂજા પ્રભુની ભણાવિયે, કરવા અઘ ચકચૂર ॥ ૭ ॥

॥ ઢાળ ૧ ॥ અને હાંરે વાલો વસે વિમલાચલે રે—એ દેશી ॥

અને હાંરે શાસનનાયક જગ વિભુ રે, સ્યાદ્વાદના ભાષણહાર ॥ જ્ઞાન વડો ગુણ પ્રભુ કહે રે ॥ શ્રી ત્રિશલા નંદન વીર ॥ જ્ઞાન૦ ॥ અને૦ ॥ પાંચ પ્રકારે તે જ્ઞાન છે રે, મતિ શ્રુત અવધિ શ્રીકાર ॥ જ્ઞાન૦ ॥ ૧ ॥ અને૦ ॥ મનઃપર્યવ કેવળ ભલું રે, જે પ્રગટે દુઃખ નહીં કોય ॥જ્ઞાન૦ ॥ અને૦॥ ઊર્ધ્વ અધો તિર્ચ્છા લોકનું રે, જે નિશ્ચે જ્ઞાનથી હોય ॥ જ્ઞાન૦ ॥૨॥ અને૦ ॥ સુરલોક ગ્રૈવિજ્જ અણુત્તરે રે, જિન પ્રતિમા પૂજે જે દેવ ॥જ્ઞાન૦॥ અને૦ ॥ જાણે તે કેવળજ્ઞાનથી રે, ઊર્ધ્વ લોકે રહ્યા સિદ્ધદેવ ॥ જ્ઞાન૦ ॥૩॥અને૦॥ ભુવનપતિ અધોલોકમાં રે,પ્રભુની કરે ભક્તિ રસાળ ॥જ્ઞાન૦॥ અને૦ ॥ તિર્ચ્છાલોક વ્યંતર જયોતિષી રે, જિનપૂજા કરે ત્રણ કાળ ॥ જ્ઞાન૦ ॥૪॥ અને૦ ॥ જંબૂ ધાતકીખંડમાં રે, પુષ્કરાર્દ્ધદ્વીપ મોઝાર ॥જ્ઞાન૦॥અને૦॥ કરી ન કરી પ્રતિમાતણી રે, કરે પૂજા સુર નર નાર ॥જ્ઞાન૦ ॥૫॥ અને૦॥ દશ ખેત્રે દશ ચોવિશી રે, પાંચ વિદેહે વીશ

વિહરમાન ॥ જ્ઞાન૦॥અને૦॥ તેહ પ્રભુની વાણી સુણે રે, ભવિ પામવા નિશ્ચય જ્ઞાન ॥ જ્ઞાન૦ ॥ ૬ ॥ અને૦ ॥ તે માટે શ્રાવક ભાવશું રે, પ્રભુ પૂજે થઇ ઉજમાળ ॥ જ્ઞાન૦ ॥ અને૦ ॥ કહે ધર્મચંદ્ર જિનધ્યાનથી રે, લહે કેવળ વિશાળ ॥ જ્ઞાન૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ શાર્દૂલવિક્રીડિતવૃતમ્ ॥

સ્નાતસ્યાપ્રતિમસ્ય મેરુશિખરે શચ્યા વિભોઃ શૈશવે ॥
રૂપાલોકનવિસ્મયાહૃતરસભ્રાંત્યા ભ્રમચ્ચક્ષુષા ॥
ઉન્મૃષ્ટં નયનપ્રભાધવલિતં ક્ષીરોદકાશંકયા ॥
વકત્રં યસ્ય પુનઃ પુનઃ સ જયતિ શ્રીવર્દ્ધમાનો જિનઃ ॥૧॥

(એ કાવ્ય પ્રત્યેક પૂજાદીઠ કહેવું, અને ત્યાર પછી કળશ ઢોળવા)

॥ દોહા ॥

સહુ પ્રભુને કલ્યાણકે, ચલિતાસન હરિ હોય ॥
આવી ને ઉત્સવ કરી, જાય નંદીસર સોય ॥ ૧ ॥
ગિરિનિશ્રાયે કહ્યા, ગિરિ દધિમુખ જે ચાર ॥
ગિરિ રતિકર અડ જાણવા, ચૈત્ય તેર સુવિચાર ॥૨॥
એમ ચઉદિશિના મેળવ્યાં, બાવન ચૈત્ય તે હોય ॥
બિંબ છ સહસ્સ ચારશેં, અડતાલીશને જોય ॥ ૩ ॥
હરિ આદે સુર બહુ મળી, મુક્તાફળ લેઈ હાથ ॥
હર્ષે વધાવે નાથને, જાચે અનંતી આથ ॥ ૪ ॥

પૂર્વદિશે અંજનગિરે, સોહમઇંદ્ર મનરંગ ॥
આવી તિહાં ઉત્સવ કરે, તજવા ચઉગતિ સંગ ॥૫॥

॥ ઢાળ બીજી ॥ ભરતને પાટે ભૂપતિ રે—એ દેશી ॥

હવે નંદિસર દ્વીપની રે, દેખી રચના સાર ॥સલુણા ॥ સુરમન મધુકર જઈ વસ્યા રે, પ્રભુપદ કમલે અપાર ॥ ॥ સ૦ ॥ હવે૦ ॥૧॥ સો કોડી ને ત્રેસઠ વળી રે, જોયણ ચોરાશી લાખ ॥સ૦॥ પહોળપણે દ્વીપ આઠમો રે, સૂત્રમાં જેહની સાખ ॥સ૦॥ હવે૦ ॥૨॥ પૂર્વદિશે મધ્ય ભાગમાં રે, ગિરિ અંજન દેવ રમણ ॥ સ૦ ॥ ચોરાશી સહસ્સ તે જોયણા રે, છે ઉંચો કહે શ્રમણ ॥ સ૦ ॥ હવે૦ ॥૩॥ હજાર દશ નીચે ઉપરે રે, જાડપણું એક સહસ્સ ॥સ૦॥ સહસ્સ જોયણ કંદ છે રે, લહિયે ગુરૂથી રહસ્ય ॥ સ૦ ॥ ॥ ૪ ॥ છસેં એકત્રીશ સહસ્સ છે રે, ઉપર ત્રેવીશ જાણ ॥ સ૦ ॥ અધોપરિધિના એ જોયણા રે, અંજનગિરિનાં પ્રમાણ ॥ સ૦ ॥ હવે૦ ॥ ॥ ૫ ॥ ત્રણ સહસ્સ એકસો બાસઠ રે, જે ઊર્ધ્વ પરીધિના હોય ॥ સ૦ ॥ જગતારક અરિહા વિના રે, કહી ન શકે તે કોય ॥ સ૦ ॥ હવે૦ ॥૬॥ જે દેવરમણે ચૈત્ય છે રે, ઉંચું બહોતેર જોયણ ॥સ૦॥ સો જોયણ લાંબું પહોળું રે, પચ્ચાસ એ પ્રભુવયણ ॥સ૦॥ હવે૦॥ ૭॥ ચઉબારો મણિરત્નનો રે, સૂત્રમાં કહે ભગવંત

॥ સ૦ ॥ દેવ નામે પૂર્વદ્વાર છે રે, તિહાં દેવ ગુણવંત ॥સ૦॥ હવે૦॥૮૦॥દક્ષિણે અસુર દેવતા રે, પશ્ચિમ ઉત્તર જાણ ॥ સ૦ ॥ નાગ ને સોવન્ન સોહતા રે, એ નામે દ્વાર વખાણ ॥ સ૦ ॥ હવે૦ ॥ ૯ ॥ ચૈત્ય મધ્યે મણિપીઠિકા રે, લાંબી પહોળી સોલ ॥ સ૦ ॥ જોયણ આઠ ઉંચી કહી રે, લોક-પ્રકાશે એ બોલ ॥ સ૦ ॥ હવે૦ ॥ ૧૦ ॥ લાંબો પહોળો પીઠિકા સમો રે, દેવછંદો અભિરામ ॥ સ૦ ॥ જોયણ સોલ અધિકો ઉંચો રે, સોહે પીઠિકા ઠામ ॥ સ૦ ॥ હવે૦ ॥ ૧૧ ॥ તે મધ્યે સિંહાસને રે, જિનપ્રતિમા જયકાર ॥સ૦॥ સગવીશ સગવીશ ચિહું દિશે રે, શાશ્વતી નામે ચાર ॥સ૦ ॥ હવે૦ ॥૧૨॥ તે જિનપ્રતિમા વંદીને રે, છાંડી પ્રમાદને છેક ॥ સ૦ ॥ તીર્થજળે કળશા ભરી રે, દેવ કરે અભિષેક ॥ સ૦ ॥ હવે૦ ॥ ૧૩ ॥ કેસરે પૂજી ગુણસ્તવે રે, દેવ દેવી ધરી નેહ ॥ સ૦ ॥ ધર્મચંદ્ર જિનપૂજતાં રે, વર્ષે મોતીના મેહ ॥ સલુણા ॥ હવે૦ ॥ ૧૪ ॥ કાવ્યં ॥ સ્નાતસ્યા૦ ॥

## ॥ દ્વિતીય પૂજા ॥

### ॥ દોહા ॥

કરૂં વર્ણન બહુ ભાવથી, શેષ રહ્યો અધિકાર ॥
સુણો ભવિજન એક ચિત્તથી, ન રહે પાપ લગાર ॥૧॥

દક્ષિણે અંજનગિરિ તિહાં, ચમર નામે સુરનાથ ॥
કરે મહોચ્છવ અઠ્ઠાઇનો, વરવા શિવવધૂ હાથ ॥ ૨ ॥

॥ ઢાળ ત્રીજી ॥ એ વ્રત જગમાં દીવો મેરે પ્યારે—એ દેશી ॥

દક્ષિણ દિશિયે અંજનગિરિ જે, નામે તે નિત્યોદ્યોત ॥ ભ્રમર સમ જે શ્યામ રતન, તેહની છે બહુ જ્યોત ॥ મેરે પ્યારે, વંદો બે કર જોડી ॥ ૧ ॥ શ્રી નંદીશ્વર ચૈત્યને પૂજ્યાં, નાંખે કર્મને ત્રોડી ॥ મેરે૦ ॥ એ આંકણી ॥ તિહાં પ્રાસાદ દ્વાર ચાર જે, તે ઉંચા જોયણ સોલ ॥ આઠ જોયણ વિસ્તારે છે તેમ, પ્રવેશ જોયણ આઠ બોલ ॥ મેરે૦ ॥ ॥ ૨ ॥ દ્વાર દીઠ એકએક મુખમંડપ, તે વળી પડસાલ સરિખા ॥ તે આગળ પ્રેક્ષામંડપ જે, ઘર સમ જ્ઞાનીએ નિરખ્યા ॥ મેરે૦ ॥ ૩ ॥ એ મંડપ જોયણ સો લાંબા, પહોળા જોયણ પચ્ચાસ ॥ સોલ જોયણના ઉંચા ભાખ્યા, સુણતાં હોય ઉલ્લાસ ॥ મેરે૦ ॥૪॥ બેહુ મંડપે ત્રણ ત્રણ દ્વાર, તે વળી કહ્યા ચાર ચાર ॥ હવે પ્રેક્ષામંડપ મધ્યે, વજ્ર અક્ષાટક સાર ॥ મેરે૦ ॥ ૫ ॥ તે મધ્યે મણિપીઠિકા એક પહોળી, લાંબી જોયણ આઠ ॥ ચાર જોયણની ઊંચી જાણો, જીવાભિગમે એ પાઠ ॥ મેરે૦ ॥ ૬ ॥ તે ઉપર હરિ યોગ્ય સિંહાસન, ચંદ્રુવે ઝાકઝમાળ ॥ વચ્ચે વજ્રને આંકડે, વળગી, મુક્તાફળની જે માળ ॥ મેરે૦ ॥ ૭ ॥ તે પ્રેક્ષા-

મંડપની આગળ, મણિપીઠિકા એક સોહે ॥ સોલ જોયણ લાંબીને પહોળી, દેખતાં સુર મન મોહે ॥ મેરે૦ ॥૮॥ આઠ જોયણ ઉંચી તે ઉપર, ચૈત્ય થુભ કહે નાણી ॥ તે સોલ જોયણ લાંબી પહોળી, સોલ અધિક ઉંચી જાણી ॥મેરે૦॥૯॥ તે ઉપર આઠ મંગલ દીપે, તેથી ચાર દિશે ચાર ॥ છે મણિપીઠિકા લાંબી પહોળી, આઠ જોયણ ચિત્ત ધાર ॥ મેરે૦ ॥૧૦॥ ચાર જોયણની છે તે ઉંચી, તે પીઠ ઉપર ગુણધામ ॥ થુભ સન્મુખ અરિહંતની પ્રતિમા, બેઠી તસ કીજે પ્રણામ ॥ મેરે૦ ॥૧૧॥ દેવ દેવી તે અરિહા પૂજે, મનમાં આણી વિવેક ॥ કહે ધર્મચંદ્ર ભવિજન પ્રેમે, કરો જિનને અભિષેક ॥ મેરે૦ ॥ ૧૨ ॥ કાવ્યં ॥ સ્નાતસ્યા૦ ॥

## ॥ तृतीय पूजा ॥

॥ દોહા ॥

વળી ઇંદ્ર ઓચ્છવ કરે, પશ્ચિમ ગિરિયેં સાર ॥
તેહનું વર્ણન હવે કરૂં, બુદ્ધિતણે અનુસાર ॥ ૧ ॥

॥ ઢાળ ચોથી ॥ સાંભળ રે તું સજની મોરી–એ દેશી ॥

પશ્ચિમ દિશે અંજનગિરિ જે, ચૈત્ય એક તિહાં લહિયે જીરે ॥ તે ચૈત્યનાં દ્વાર ચારથી, મુખમંડપ પ્રેક્ષા કહીયે ॥ જિનવર નમિયે જીરે ॥ જિનવર નમિયે ભાવે ભવિજન, જિન છે જગત આધાર ॥ જિન૦ ॥ ૧ ॥

એ આંકણી ॥ તે આગળ ચૈત્ય થુભ ધારો ॥ વારો મનથી અજ્ઞાન જીરે ॥ મણિપીઠ તે આગળ સોહે, જે થુંભ પીઠિકા સમાન ॥ જિન૦ ॥ ૨ ॥ ચૈત્યતરૂ તે ઉપર દીપે, તે ચૈત્યવૃક્ષને આગે જીરે ॥ એક મણિપીઠિકા લાંબી પહોળી, ચંદ્રકલાને અર્દ્ધ ભાગે ॥ જિન૦ ॥ ૩ ॥ ચાર જોયણ ઉંચી તે ઉપર, મહેંદ્રધ્વજ જે રૂડો જીરે ॥ સાઠ જોયણ તે ઉંચો સોહે, જોયણ એક પહોળો ઉંડો ॥ જિન૦॥૪॥ નંદા પુષ્કરિણી તે આગે, જોયણ સો ને પચ્ચાસ જીરે ॥ ॥ લાંબી પહોળી ઉંડી દશ જે, દેખતાં હોવે ઉલ્લાસ ॥જિ૦ ॥૫॥ તિહાંથી ચાર દિશે વન ચાર વળી, તે નંદીશ્વર દ્વીપે જીરે ॥ ઋષભાનન ચંદ્રાનન સ્વામી, વારિષેણ વર્દ્ધમાન દીપે ॥ જિન૦ ॥ ૬ ॥ તે પ્રભુની પૂજા સુર સારે, કરવા ભવભય દૂરે જીરે ॥ કહે ધર્મચંદ્ર જિન અભિષેક, ભવિ કરો વાજતે તૂર ॥ જિન૦ ॥ ૭ ॥ કાવ્યં સ્નાતસ્યા૦ ॥

## ॥ चतुर्थ पूजा ॥

॥ દોહા ॥

ઇશાનવજ્રી ઉત્તર દિશે, અંજન ગિરિયે આય ॥
કરે ઉત્સવ અઠ્ઠાઇના, જિન ગુણ રંગે ગાય ॥ ૧ ॥

॥ ઢાળ પાંચમી ॥ મ્હારી સહી રે સમાણી—એ દેશી ॥

ઉત્તરદિશે અંજનગિરિ નામ, કહ્યો રમણિક અભિ-

રામ રે ॥ ધન ધન જિનવાણી ॥ જેમાં સર્વની સંખ્યા વખાણી રે ॥ ધન૦ ॥ એ આંકણી ॥ તિહાં ચૈત્યે એક-સો ને આઠ, પડિમા એ સૂત્રમાં પાઠ રે ॥ ધન૦ ॥ ૧ ॥ નાગ ભૂત યક્ષ ને આશાધર, એ દો દો પ્રભુ દીઠ અમર રે ॥ ધન૦ ॥ પ્રતિમા આઠ એ વિનય કરંતી, પ્રતિમા દોય ચમર વિંઝંતી રે ॥ ધન૦ ॥ ૨ ॥ પ્રભુ પૂંઠે એક છત્રધર જાણો, એ સાસય ભાવે વખાણો રે ॥ ધન૦ ॥ હવે પૂજા ઉપકરણ કહિયે, આઠે અધિક સો લહિયે રે ॥ ધન૦ ॥ ॥ ૩ ॥ જે અષ્ટમંગલ ફુલની દામ, કુંભ ધ્વજ દર્પણ અભિરામ રે ॥ ધન૦ ॥ પુષ્પ ચંગેરી છત્ર ભૃંગાર, ઘંટ ધૂપઘટી શ્રીકાર રે ॥ ધન૦ ॥ ૪ ॥ એ આદિ ઉપકરણ ઘણેરાં, રજત મણિનાં ભલેરાં રે ॥ ધન૦ ॥ પ્રાસાદ ભૂ-મિયે વેલ ને બૂટા, ઠામ ઠામ સોનાના છૂટા રે ॥ ધન૦ ॥ ॥ ૫ ॥ મૂલ પ્રાસાદ મધ્યે શત આઠ, સોલ જિનનો દ્વારે ઠાઠ રે ॥ ધન૦ ॥ સર્વ એ પડિમા એકસો ચોવીશ, સુર પ્રણમે નમાવી શીશ રે ॥ ધન૦ ॥ ૬ ॥ કર ધરી કલશા રજત મણિના, સુર ગુણ ગાયે જગત ધણીના રે ॥ ધન૦ ॥ વીણા મૃદંગ તાલને અમરી, વજાવે જે રાગને સમરી રે ॥ ધન૦ ॥ ૭ ॥ કરે જિન સ્નાત્ર વિધિયે એમ, ચંદને પૂજે ધરી પ્રેમ રે ॥ ધન૦ ॥ પ્રભુ ગુણ ગાવાની નિત્ય-

મેવ, ધર્મચંદ્ર મુનિને એ ટેવ ॥ ધન૦ ॥ ૮ ॥ કાવ્યં ॥ સ્નાતસ્યા૦ ॥

## ॥ પંચમ પૂજા ॥

॥ દોહા ॥

લોકપાલનો દધિમુખે, ઉત્સવનો અધિકાર ॥
કહિશું ભવિજન સાંભળો, જેમ સુખ લહો અપાર ॥૧॥

॥ ઢાળ છઠ્ઠી ॥ રંગ રસીયા રંગરસ બન્યો—એ દેશી ॥

પ્રભુ શિવરસિયા વસિયા દિલે, મનમોહનજી ॥ વિધિ વિષ્ણુ શંકર ન સોહાય ॥ મનડું મોહ્યું રે મનમોહનજી ॥ પૂજતાં પડિમા જિનરાજની ॥ મન૦ ॥ ભવભવનાં દુરિત પલાય ॥ મનડું૦॥૧॥ અંજનગિરિએ ચારથી ॥ મન૦ ॥ ચાર દિશાએ લાખ લાખ॥ મનડું૦ ॥ જોયણ ગયે જે વાવ્ય છે॥ મન૦॥ લાખ જોયણની તે ભાખ્ય ॥ મનડું૦ ॥ ૨ ॥ જોયણ દશ ઉંડી કહી ॥મન૦॥ મત્સ્ય વિનાનું જળ સોય ॥મનડું૦॥ વાવ્ય એકને ચાર દિશે ॥ મન૦ ॥ ત્રણ ત્રણ સોપાન તે હોય ॥ મનડું૦ ॥ ૩ ॥ રત્નતોરણ ચારે દિશે ॥ ॥ મન૦ ॥ તે ઝલકે તેજે અપાર ॥ મનડું૦ ॥ પણસય જોયણ દૂર વાવ્યથી ॥ મન૦ ॥ ચઉ દિશાયે વન ચાર ॥ ॥મનડું૦॥ ૪ ॥ પહોળપણે શત પાંચના ॥ મન૦॥ લાંબા પુષ્કરિણી પ્રમાણ ॥ મનડું૦ ॥ વાવ્યમધ્યે એક દધિમુખ

॥મન૦॥ સ્ફાટિક રત્નનો જાણ ॥ મનડું૦ ॥ ૫ ॥ ચોસઠ સહસ્સ જોયણ ઉંચો ॥મન૦॥ નીચે ઉપર દશ હજાર ॥મનડું૦॥ જાડપણે તે જાણવો ॥મન૦॥ સહસ્સ જોયણ કંદ વિચાર ॥ મનડું૦ ॥ ૬ ॥ એમ સોલે દધિમુખ જાણજો ॥મન૦॥ સર્વ પ્યાલાને આકાર ॥ મનડું૦ ॥ સોલ ઉપર સોલ ચૈત્ય છે ॥ મન૦ ॥ અંજનગિરિ સરખા ધાર ॥મનડું૦॥૭॥ એકસો ચોવીશ ચૈત્ય દીઠ ॥ મન૦ ॥ અરિહંતની પ્રતિમા સાર ॥મનડું૦॥ લોકપાળ સઘળાં તિહાં મળી ॥મન૦॥ કરે અભિષેક કહે તાર ॥ મનડું૦ ॥ ૮ ॥ તેમ શ્રાવક મનરંગશું ॥મન૦॥ જિનવરને કરો અભિષેક ॥ મનડું૦ ॥ કહે ધર્મચંદ્ર જિન પૂજતાં ॥મન॥ પામિયે શિવગતિને એક ॥ મનડું૦ ॥ ૯ ॥ કાવ્યં ॥ સ્નાતસ્યા૦ ॥

## ॥ षष्ठ पूजा ॥

### ॥ દોહા ॥

ચંદ્રકળા બમણી કર્યાં, હોય રતિકર માન ॥
તિહાં જિનચૈત્યે મૂરતિ, પાંચશેં ધનુષ્ય પ્રમાણ ॥ ૧ ॥
ભુવનપતિ વ્યંતરતણા, જ્યોતિષીના દેવ ॥
વૈમાનિક સુરવર ઇહાં, કરે જિનવરની સેવ ॥ ૨ ॥

### ॥ ઢાળ સાતમી ॥ રાગ સારંગ ॥

જિનરાજ પૂજી લાહો લીજીયે ॥ એ આંકણી ॥ શિવ-

સુખનો અભિલાષ કરો તો, જિન આણા શિર વહીજીયે ॥જિન૦॥ વાવ્ય વાવ્યના અંતર વચ્ચે, રતિકર દો દો લહીજીયે ॥ જિન૦ ॥ ૧ ॥ દશ સહસ્સ જોયણ લાંબા પહોળા, એક સહસ્સ ઉંચા કહીજીયે ॥ જિન૦ ॥ પદ્મરાગ મણિના જે દીપે, ઝલ્લરીસંઠાણ સુણીજીયે ॥ જિન૦ ॥૨॥ બત્રીસ રતિકરે બત્રીશ ચૈત્યે, પ્રભુ વંદી સુર હર્ષીજીયે ॥ જિન૦॥ તીર્થોદકના કળશ ભરીને, જિન અભિષેક કરીજીયે॥જિન૦॥ ॥૩॥ કેસર ચંદને અરિહા પૂજી, ફુલ ટોડર કંઠે ઠવીજીયે ॥જિન૦॥ કનકપત્ર કોરણી કરીને, વચ્ચે વચ્ચે રત્ન જડી-જીયે ॥ જિન૦॥ ૪॥ સુરપરે ભવિજન પૂજા રચાવી, લ-ખમીનો લાહો લીજીયે॥ જિન૦ ॥ કહે ધર્મચંદ્ર જિનેશ્વર સાહિબ, હવે શિવસુખ મુજ દીજીયે ॥જિન૦ ॥ ૫॥ ॥કાવ્યં ॥ સ્નાતસ્યા૦ ॥

## ॥ सप्तम पूजा ॥

॥ દોહા ॥

સોહમ ઇશાનેંદ્રની, અગ્રમહિષી આઠ આઠ ॥
તેહના ભદ્ર જે સોલમા, પ્રભુ ચૈત્યનો ઠાઠ ॥ ૧ ॥

॥ ઢાળ આઠમી ॥ ઝુમખડાની દેશી ॥

એ દ્વીપના મધ્ય ભાગમાં રે, ચાર વિદિશે જે ચાર ॥ પ્રભુ ઉપદેશિયા ॥ રતિકર સર્વ રતનમયી રે, સહસ્સના ઉંચા

ધાર ॥ પ્રભુ૦ ॥૧॥ દશ સહસ્સ લાંબા પહોળા રે, અઢીશેં જોયણ કંદ ॥ પ્રભુ૦ ॥ એકવીશ સહસ્સ ઉપર છશેં રે, ત્રેવીશ કહે જિનચંદ ॥ પ્રભુ૦ ॥ પરિધિના જોયણ ધારીયે રે, નાખીયે અજ્ઞાન ચૂર ॥ પ્રભુ૦ ॥ રતિકરથી ચારે દિશે રે, લાખ જોયણ જઈયે દૂર ॥ પ્રભુ૦ ॥ ૩ ॥ રાજધાની ચારે તિહાં રે, ગિરિ ચાર મળીને સોલ ॥ પ્રભુ૦ ॥ અગ્નિ નૈઋતના ગિરિ પૂંઠે રે, ધુર હરિલલનાની બોલ ॥ પ્રભુ૦ ॥ ૪ ॥ વાવ્ય ઈશાનના ગિરિ પૂંઠે રે, ઇશાન ઇંદ્રની આઠ ॥ પ્રભુ૦॥ રાજધાની અગ્રમહિષીની રે, છે સિદ્ધાંતે એ પાઠ ॥ પ્રભુ૦ ॥ ૫ ॥ જોયણ એક લાખ લાખની રે, નગરી સોહે એ સોલ ॥ પ્રભુ૦ ॥ એ પ્રભુવાણી તે સદ્દહે રે, જેને ધર્મ-શું રંગચોલ ॥ પ્રભુ૦ ॥ ૬ ॥ જિહાં સોલ ચૈત્ય દીઠ છે રે, પ્રતિમા એકસો વીશ ॥ પ્રભુ૦ ॥ તિહાં અગ્રમહિષી આવીને રે, સ્નાત્ર કરે વસા વીશ ॥ પ્રભુ૦ ॥ ૭ ॥ તેમ તુમે ભવિજન ભાવશું રે, પૂજો શ્રી અરિહંત ॥ પ્રભુ૦ ॥ ॥ ધર્મ કહે જિન સેવતાં રે, પામિયે સુખ અનંત ॥પ્રભુ૦॥ ॥૮॥ કાવ્યં ॥ સ્નાતસ્યા૦ ॥

## ॥ अष्टम पूजा ॥

તિર્ચ્છા લોકે દેહરાં, બત્રીશશેં મન આણ ॥
ઓગણસાઠ ઉપર કહ્યાં, હવે કરૂં બિંબ વખાણ ॥ ૧ ॥

ત્રણ લાખ એકાણું સહસ્સ, ત્રણશેં ને વળી વીશ ॥
શાશ્વતી પડિમા એટલી, હું પ્રણમું નિશ દીશ ॥ ૨ ॥

॥ ઢાળ નવમી ॥ મનમોહના રે—એ દેશી ॥

કુંડલદ્વીપ સોહામણા ॥ મનમોહન મેરે ॥ ચાર તિહાં જિનગેહ ॥ મ૦ ॥ જિનપડિમા ચારશેં છન્નું ॥ મન૦॥ વંદું હું ધરી નેહ ॥ મન૦ ॥ ૧ ॥ રૂચકદ્વીપે ચાર ચૈત્ય છે ॥ મ૦ ॥ ચારશેં છન્નું જિનરાજ ॥ મન૦ ॥ મેરૂવને એંશી દેહરાં ॥ મ૦ ॥ છન્નુંશેં જિન વંદુ આજ ॥મન૦ ॥ ૨ ॥ પાંચ મેરૂ ચૂલિકાયે ॥ મ૦ ॥ પ્રાસાદે છશેં જિન-રાય ॥ મન૦ ॥ ગજદંતે વીશ દેહરાં ॥ મ૦ ॥ બિંબ ચોવીસશેં સમુદાય ॥ મન૦ ॥ ૩ ॥ દેવઉત્તર કુરૂ ક્ષેત્રમાં ॥ મ૦ ॥ જિનઘર દશ વિશાળ ॥ મન૦ ॥ બારશેં બિંબને પૂજતાં ॥ મ૦ ॥ પાપ જાયે પાયાળ ॥ મન૦ ॥૪॥ એંશી વખારાગિરિયે ॥ મ૦ ॥ પ્રાસાદ એંશી ધાર ॥ મન૦ ॥ છન્નું અધિક જિન શાશ્વતા ॥ મ૦ ॥ પૂજીયે નવ હજાર ॥ મન૦ ॥ ૫ ॥ કુલગિરિયે ત્રીશ દેહરાં ॥ મ૦ ॥ છત્રી-સશેં જિનવર જાણ ॥ મન૦ ॥ ચૈત્ય ચાલીશ દિગ્ગજે ॥મ૦॥ અડતાલી શત જિનભાણ ॥ મન૦ ॥ ૬॥ દીર્ઘ વૈતાઢયે દેહરાં ॥ મ૦ ॥ એકસો સિત્તેર પ્રમાણ ॥ મન૦॥ વીશ હજાર બિંબ ચારશેં ॥ મન૦॥ ભવિજન પૂજે સુજાણ ॥ મન૦॥૭॥

જંબૂ પ્રમુખ તરૂયે વળી ॥ મ૦ ॥ ચૈત્ય અગ્યારસેં સિત્તેર ॥ મન૦ ॥ ચાલીશ હજાર ને ચારશેં ॥ મ૦ ॥ લાખ પૂજીને લ્યો શિવશહેર ॥ મન૦ ॥ ૮ ॥ ચૈત્ય હજાર કંચનગિરિયે ॥ મ૦ ॥ બિંબ લાખ ને વીશ હજાર ॥ મન૦ ॥ એંશી દ્રહે એંશી દેહરાં ॥ મ૦ ॥ છન્નુશેં બિંબ જુહાર ॥ મન૦ ॥ ૯ ॥ ચૈત્ય કુંડે ત્રણશેં એંશી ॥ મ૦ ॥ બિંબ પીસ્તાલીશ હજાર ॥ મન૦ ॥ ઉપર છશેં જિનવરા ॥ મ૦ ॥ સમરો ઉઠી સવાર ॥ મન૦ ॥ ૧૦ ॥ મહાનદિયે સિત્તેર કહ્યા ॥ મ૦ ॥ ચોરાસીશેં અરિહંત ॥ મન૦ ॥ વીશ પ્રાસાદ યમકગિરે ॥ મ૦ ॥ ચોવીસશેં ભગવંત ॥ મન૦ ॥ ૧૧ ॥ વૃત્તવૈતાઢ્યે વીશ છે ॥ મ૦ ॥ શાશ્વતાં જિનગેહ ॥ મન૦ ॥ બિંબ ચોવીસશેં પૂજતાં ॥ મ૦ ॥ થાયે નિર્મળ દેહ ॥ મન૦ ॥ ૧૨ ॥ ઇખુકારે ચાર દેહરાં ॥ મ૦ ॥ ચારશેં એંશી જિનબિંબ ॥ મન૦ ॥ તે જિનવરને પૂજતાં ॥ મ૦ ॥ પાપ જાએ અવિલંબ ॥ મન૦ ॥ ૧૩ ॥ મનુષ્યોત્તરે ચાર દેહરાં ॥ મ૦ ॥ ચારશેં એંશી ભગવાન ॥ મન૦ ॥ વ્યંતરમાંહે અસંખ્ય છે ॥ મ૦ ॥ જિનઘર બિંબનું માન ॥ મન૦ ॥ ૧૪ ॥ અસંખ્ય જ્યોતિષીમાં કહ્યાં ॥ મ૦ ॥ જિનઘર ને જિનરાય ॥ મન૦ ॥ ધર્મ કહે પ્રભુ પૂજતાં ॥ મ૦ ॥ શિવસુખ વહેલું થાય ॥ મનમોહન મેરે ॥ ૧૫ ॥ કાવ્યં ॥ સ્નાતસ્યા૦ ॥

## ॥ नवम पूजा ॥

॥ દોહા ॥

સાત કોડી બહોત્તેર લાખ, અધોલોકે જિનગેહ ॥
તેરશેં નેવ્યાશી કોડી, સાત લાખ બિંબ એહ ॥ ૧ ॥

॥ ઢાળ દશમી ॥ કાજ સિદ્ધાં સકલ હવે સાર—એ દેશી ॥

હવે અસુરકુમારે દેહરાં, કહ્યાં ચોસઠ લાખ ભલેરાં ॥ એકશો પન્નર કોડી જાણું, પડિમા વીશ લાખ વખાણું ॥ ૧ ॥ સાસય જિનવરને પૂજીજે, નરભવનો લાહો લીજે ॥ વળી નાગકુમારે કહિયે, ચૈત્ય લાખ ચોરાશી લહિયે ॥ એકસો ને એકાવન કોડી, વીસ લાખ નમું કર જોડી ॥ ॥ સા૦ ॥ ૨ ॥ ચૈત્ય બહોત્તેર લાખ વિચાર, સુવર્ણ-કુમારે શ્રીકાર ॥ એકસો ને ઓગણત્રીશ કોડ, સાઠ લાખ ઉપર જિન જોડ ॥ સા૦ ॥ ૩ ॥ વિદ્યુત અગ્નિ દ્વીપકુમાર, ઉદધિ દિગ સ્તનિત સાર ॥ ચૈત્ય ષટ્નિકાયે વખાણો, લાખ છોતેર છોતેર જાણો ॥ સા૦ ॥ ૪ ॥ કોડી એકસો ને છત્રીશ, લાખ એંશી નમો નિશદીશ ॥ એક નિકાયે એટલા હોય, તેમ પાંચ નિકાયે જોય ॥ સા૦ ॥ ૫ ॥ જિન પ્રાસાદ છન્નું લાખ, વાયુકુમાર માંહે ભાખ ॥ કોડ એકસો બહોત્તેર જિનરાય, એંશી લાખ પૂજે દુઃખ જાય ॥ સા૦ ॥ ॥ ૬ ॥ અધોલોકના જિનવર ગાયા, જગસુજશ પડહ વ-

જાયા ॥ કહે ધર્મ ભવિ ઉજમાલ, થઈ પૂજો જગત દયાલ ॥ સાસય૦ ॥ ૭ ॥ કાવ્યં ॥ સ્નાતસ્યા૦ ॥

## ॥ दशम पूजा ॥

॥ દોહા ॥

ઊર્ધ્વલોકે જિનવર ઘર, લાખ ચોરાશી જાણ ॥
સહસ સત્તાણુ ઉપરે, ત્રેવીસનું પરિમાણ ॥૧॥
એકસો બાવન કોડી જિન, લાખ ચોરાણુ સાર ॥
સહસ ચુમ્માલીશ વંદિયે, સાતશેં ને સાઠ ધાર ॥ ૨ ॥

॥ ઢાળ અગિયારમી ॥ સિદ્ધાચળ શિખરે દીવો રે, આદેશ્વર૦—એ દેશી ॥

સૌધર્મે ચૈત્ય જ કહિયે રે, અરિહા પૂજો અલબેલા ॥ લાખ બત્રીશ સંખ્યા લહિયે રે ॥ અ૦ ॥ લાખ સાઠ સત્તાવન કોડી રે ॥ અ૦ ॥ પડિમા વંદો કર જોડી રે ॥ આ૦॥૧॥ ચૈત્ય અડવીશ લાખ જાણો રે ॥અ૦॥ ઇશાન સ્વર્ગે વખાણો રે ॥અ૦॥ કોડી પચ્ચાસ ને લાખ ચાલીશ રે ॥અ૦॥ વંદો પ્રતિમા રઢિયાલી રે ॥ અ૦ ॥ ૨ ॥ જિનવરનાં બાર લાખ દેહરાં રે ॥ અ૦ ॥ સનતકુમારે ભલેરાં રે ॥ અ૦ ॥ સાઠ લાખ ને કોડી એકવીશ રે ॥ અ૦ ॥ પડિમા કહે ત્રિજગ ઇશ રે ॥ અ૦ ॥૩॥ માહેંદ્ર ચોથું ચિત્ત ધારો રે ॥અ૦॥ પ્રાસાદ આઠ લાખ સંભારો રે ॥અ૦॥ કોડી ચૌદ ને લાખ ચાલીશ રે ॥ અ૦ ॥ પ્રભુધ્યાને સદા દીવાળી રે ॥અ૦॥૪॥ પાંચમે

પ્રાસાદ લાખ ચાર રે ।। અ૦ ।। સાત કોડી વીશ લાખ જિન ધાર રે ।। અ૦ ।। લાંતકે સહસ્સ પચ્ચાસ રે ।। અ૦ ।। નેવું લાખ જિન નમિયે ઉલ્લાસ રે ।। અ૦ ।। ૫ ।। સાતમે શુક્ર-દેવલોકે રે ।। અ૦ ।। પ્રાસાદ ચાલીશ સહસ્સ થોકે રે ।। અ૦ ।। પડિમા બહોત્તેર લાખ માન રે ।। અ૦ ।। સદા ધરિયે એહનું ધ્યાન રે ।। અ૦ ।। ૬ ।। આઠમું સહસ્રાર તે કહિયે રે ।। અ૦ ।। જિનઘર હજાર છ લહિયે રે ।।અ૦ ।। દશ લાખ ને એંશી હજાર રે ।। અ૦ ।। હું પ્રણમું ઉઠી સવાર રે ।। અ૦ ।। ૭ ।। આણુત પ્રાણુતે જિનગેહ રે ।। ।। અ૦ ।। ભાખે ચારશેં અરિહા તેહ રે ।। અ૦ ।। બહોં-તેર હજાર જિનરાય રે ।। અ૦ ।। જસ પ્રણમ્યાં પાતક જાય રે ।। અ૦ ।। ૮ ।। આરણ અચ્યુતે વંદો રે ।। અ૦ ।। ચૈત્ય ત્રણસેં સુણી આણંદો રે ।। અ૦ ।। ચોપન સહસ્સ દેવાધિદેવા રે ।। અ૦ ।। જસ સારે સુરપતિ સેવા રે ।। અ૦ ।। ૯ ।। એકસો અગ્યાર ધુર ત્રિકે રે ।। અ૦ ।। જિન ચૈત્ય ધારો સુવિવેકે રે ।। અ૦ ।। ત્રણસેં વીશ તેર હજાર રે ।। ।। અ૦ ।। પૂજતાં પામે ભવપાર રે ।। અ૦ ।। ૧૧ ।। ત્રિક બીજીયે એકસો સાત રે ।। અ૦ ।। પડિમા બાર સહસ્સ વિખ્યાત રે ।। અ૦ ।। આઠસેં અધિક નમો ચાલી રે ।। ।। અ૦ ।। સુર પૂજે ભાવે નિહાળી રે ।। અ૦ ।। ૧૧ ।।

ત્રિક ત્રીજીયે એકસો સાર રે ॥ અ૦ ॥ પ્રણુમો બિંબ બાર હજાર રે ॥ અ૦ ॥ અનુત્તરે પાંચ ચૈત્ય વિશાળ રે ॥અ૦ ॥ છસેં જિન નમો થઇ ઉજમાળ રે ॥ અ૦ ॥ ૧૨ ॥ એમ કલ્પકલ્પાતીત દેવા રે ॥ અ૦ ॥ દ્રવ્યભાવે કરે જિનસેવા રે ॥ અ૦ ॥ કહે ધર્મ ભવિ નિત્ય પૂજો રે ॥ અ૦ ॥ જગ-તારક દેવ ન દૂજો રે ॥અરિહા૦॥૧૩॥ કાવ્યં ॥સ્નાતસ્યા૦॥

## ॥ एकादश पूजा ॥

॥ દોહા ॥

પન્નર ક્ષેત્રે પ્રભુ તણી, પડિમા અસાસય જેહ ॥
તેહનાં પદપંકજ નમું, કરવા પાપનો છેહ ॥ ૧ ॥

॥ ઢાળ બારમી ॥ ચોવીશ ચોકની દેશી ॥

હે સાહેબજી ! નેક નજર કરી નાથ સેવકને તારો ॥ હે સાહેબજી ! મહેર કરી પૂજાનું ફળ મુજ આલો ॥ એ આંકણી ॥ પ્રભુ તુજ મૂરતિ મોહનવેલી, પૂજે સુર અપ-છરા અલબેલી, વર ઘનસાર કેસરશું ભેલી ॥ હે સા૦ ॥ ॥ ૧ ॥ સિદ્ધાચળ તીર્થ ભવિ સેવો, ચઉદ ક્ષેત્રે તીર્થ નહીં એહવો, એમ બોલે દેવાધિદેવો ॥ હે સા૦ ॥ ૨ ॥ ગિર-નારે જઇયે નેમ પાસે, ઇહાં ભાવિ જિન સિદ્ધિ જાસે, જસ ધ્યાને પાતકડાં નાસે ॥ હે સા૦ ॥ ૩ ॥ આબૂગઢે આદિ જિનરાયા, નેમનાથ શિવાદેવી જાયા, જસ ચોસઠ ઇંદ્રે

ગુણ ગાયા ॥ હે સા૦ ॥ ૪ ॥ વળી સમેતશિખરે જગના ઇશ, ગયા મોક્ષે જિનરાયા વીશ, ધ્યેય ધ્યાવો ભવિજન નિશ દીશ ॥ હે સા૦ ॥ ૫ ॥ અષ્ટાપદે સકલ કરમ ટાળી, પ્રભુ વરિયા શિવવધૂ લટકાળી, આદીશ્વર પૂજતાં દીવાળી ॥ હે સા૦ ॥ ૬ ॥ એ આદે તીર્થ પ્રણમો રંગે, વળી પૂજો પ્રભુને નવ અંગે, કહે ધર્મચંદ્ર અતિ ઉમંગે ॥ હે સાહેબજી૦ ॥ ૭ ॥

॥ અથ કળશ ॥ રાગ ધન્યાશ્રી ॥

ગાયો ગાયો રે, નંદીશ્વર તીર્થ મેં ગાયો ॥ જંઘા વિદ્યાચારણ મુનિવર, જિહાં સુરનો સમુદાયો ॥ કિન્નર કિન્નરી ખેચર આવે, તેમ ચોસઠ સુરરાયો રે ॥ નંદી૦ ॥ ॥ ૧ ॥ અપછરા ઇંદ્રાણી મનરંગે, સ્નાત્ર કરે સુખદાયો ॥ કરે નૃત્ય સુકંઠે ગાવે, જિન પૂજી મોહ ઘટાયો રે ॥નંદી૦ ॥૨॥ તપાગચ્છપતિ શ્રીદયાસૂરિના, ખુશાલવિજય ઉવજ્ઝાયો ॥ તાસ બંધવ સુગુણ ગીતારથ, કલ્યાણચંદ્ર સવાયો રે॥ નંદી૦॥ ૩॥ વિજયદેવેંદ્રસૂરીશ્વર રાજ્યે, એ અધિકાર રચાયો ॥ દમણ બંદરે રહી ચોમાસુ, ઋષભદેવ સુપસાયો રે ॥ નંદી૦ ॥ ૪ ॥ અઢારસેં છન્નું ભાદ્રપદ માસે, સંવચ્છરી દિન ગાયો ॥ પ્રભુ સમુદાય કવિ ધર્મચંદ્રે, સંઘ સકલ હરખાયો રે ॥ નંદીશ્વર૦ ॥ ૧૧ ॥

॥ ઇતિ કવિ ધર્મચંદ્રજીકૃત શ્રી નંદીશ્વર દ્વીપ પૂજા સમાપ્ત ॥

# શ્રી દીપવિજયજીકૃત અષ્ટાપદજીની પૂજા

## ॥ प्रथम जलपूजा ॥

॥ દોહા ॥

ઋષભ શાંતિ નેમિ પ્રભુ, પારસ શ્રી મહાવીર ॥
નમું પદપંકજ તેહનાં, જે જગતારણ ધીર ॥ ૧ ॥
પૂજન દોય પ્રકારનાં, જિનશાસનમાં જેહ ॥
દ્રવ્ય ભાવ પૂજા બહુ, મહાનિશીથમાં તેહ ॥ ૨ ॥
ભાવસ્તવ મુનિવર કરે, ચારિત્ર જિન ગુણગ્રામ ॥
જેહથી શિવસંપદ વરે, અક્ષય અવિચલ ઠામ ॥ ૩ ॥
દ્રવ્યસ્તવન જિનપૂજના, ત્રિવિધ પંચપ્રકાર ॥
આઠ સત્તર એકવીશના, અષ્ટોત્તર જયકાર ॥ ૪ ॥
શ્રાવક કરણી દોય છે, દ્રવ્ય ભાવ ગુણગ્રામ ॥
સીંચે ભાવજલે કરી, સમકિત તરૂવર ઠામ ॥ ૫ ॥
ભાવે બહુ ફલ સંપજે, ગુણી ગુણાકર જેહ ॥
વર્ણવું ભાવપૂજક ગુણી, વર્ત્તમાન ગુણગેહ ॥ ૬ ॥

॥ ઢાળ પહેલી ॥ શ્રી સિદ્ધપદ આરાધીએ—એ દેશી ॥

લક્ષ્મીસૂરિ તપગચ્છપતિ રે, શ્રુતગંભીર ઉદાર રે ॥ મન વસિયા ॥ ભાવસ્તવન પૂજન કિયો રે, સ્થાનક વીશ પ્રકાર રે ॥ ગુણ રસિયા ॥ ૧ ॥ સ્થાનક વીશને સેવતાં રે, તીર્થંકર પદ પાય રે ॥ મન૦ ॥ અહો જગમાં મહિમા વડો

રે, કરે રંકને રાય રે ॥ ગુણ૦ ॥ ૨ ॥ વળી જસવિજય વાચકગણી રે, કીધા પૂજન ભાવે રે ॥ મન૦ ॥ સિદ્ધચક્ર નવપદ ભણી રે, પૂજા વિવિધ બનાવે રે ॥ ગુણ૦ ॥ ૩ ॥ રૂપવિજય પૂજન કિયો રે, ભાવસ્તવન ગુણગ્રામ રે ॥મન૦ ॥ પીસ્તાલીશ આગમ ભણી રે, પંચજ્ઞાન ગુણધામ રે ॥ ગુણ૦ ॥ ૪॥ વીરવિજય વર્ણન કર્યો રે, ભાવસ્તવન ભગવાન રે ॥ મન૦ ॥ અષ્ટ કર્મસૂડણતણી રે, ચોસઠ પૂજા જ્ઞાન રે ॥ ગુણ૦ ॥ ૫ ॥ પીસ્તાલીશ આગમ ભણી રે, વળી નવાણુ પ્રકાર રે ॥ મન૦ ॥ પૂજા વળી વ્રત બારની રે, શ્રાવકને હિતકાર રે ॥ ગુણ૦ ॥ ૬ ॥ અસ્મત્કૃત પૂજા અછે રે, અડસઠ આગમ દેવ રે ॥ મન૦ ॥ ગણધર વચનો જેહમાં રે, ભાવસ્તવન ગુણ સેવ રે ॥ ગુણ૦ ॥ ૭ ॥ વળી નંદીશ્વરદ્વીપની રે, મહાપૂજા ગુણગ્રામ રે ॥ મન૦ ॥ વર્ત્તમાન પૂજા અછે રે, શ્રાવક ગુણગણધામ રે ॥ ગુણ૦ ॥ ॥૮॥ વર્ણવું અષ્ટાપદતણી રે, પૂજા અષ્ટપ્રકાર રે ॥મન૦॥ અષ્ટાપદ દૂરે હરે રે, અષ્ટાપદ જયકાર રે ॥ ગુણ૦ ॥૯॥ કિહાં છે અષ્ટાપદગિરિ રે, કેટલા કોશ પ્રમાણ રે ॥મન૦॥ કેમ હુવો અષ્ટાપદગિરિ રે, વર્ણવું તાસ વખાણ રે॥ગુણ૦॥ ॥ ૧૦ ॥ આશરે એક લાખ ઉપરે રે, ગાઉ પંચાસી હજાર રે ॥મન૦॥ સિદ્ધગિરિથી છે વેગળો રે, અષ્ટાપદ જયકાર

રે ॥ ગુણ૦ ॥ ૧૧ ॥ તેહનો વિધિ સુણિયે સહુ રે, ગુણિ-જન મન ઉલ્લાસ રે ॥ મન૦ ॥ અષ્ટાપદ મહોત્સવ કરે રે, જે નર ભાવપ્રકાશ રે ॥ ગુણ૦ ॥ ૧૨ ॥ જોઇ નિરવદ્ય ભૂમિકા રે, શોધન કરો વિચાર રે ॥ મન૦ ॥ અષ્ટાપદ ગિરિવરતણો રે, સુંદર કરી આકાર રે ॥ ગુણ૦ ॥ ૧૩ ॥ દોય ચાર અઠ દસ પ્રભુ રે, પૂરવ દક્ષિણ જાણ રે ॥ મન૦ ॥ પશ્ચિમ ઉત્તર ચિહું દિશે રે, થાપો જિનવર ભાણ રે ॥ ગુણ૦ ॥ ૧૪ ॥ આઠ આઠ નર ચિહું દિશે રે, કલશ ગ્રહી મનોહાર રે ॥ મન૦ ॥ એણી પરે આઠે દ્રવ્યથી રે, પૂજા કરો વિહાર રે ॥ ગુણ૦ ॥ ૧૫ ॥ દીપવિજય કવિરાજજી રે, સહુ જિનવર મહારાજ રે ॥ મન૦ ॥ ચઢતે ભાવે પૂજિયે રે, ભવોદધિ તારણ જહાજ રે ॥ ગુણ રસિયા ॥ ૧૬ ॥

॥ ઢાળ ॥ રાગ આશાવરી ॥
॥ ધન્ય ધન્ય સંપ્રતિ સાચો રાજા—એ દેશી ॥

ગઇ ચોવીશીના ત્રણ જે આરા, સાગર નવ કોડી રે ॥ તેહમાં યુગલનો કાળ ગવેષો, કહે ગણધર ગણિ જોડી રે ॥ ધન ધન જિનઆગમ સાહિબા ॥ ૧ ॥ ઋષભ ચોવીશીના ત્રણ જે આરા, તેહમાં પણ એ રીત રે ॥ ઋષભ પ્રભુજીના જન્મ સમય લગ, અઢાર કોડાકોડી જીત રે ॥ ધન૦ ॥ ૨ ॥ અઢાર કોડાકોડી સાગરમાંહે, દશ ક્ષેત્રે સરિખા ભાવ રે ॥

ભૂમિ થાળીસમ સરખી હોઇ, જંબૂદ્વીપપન્નત્તિ બનાવે રે, જીવાભિગમમાં બનાવે રે ॥ ધન૦ ॥ ૩ ॥ ત્રીજા આરાના વરસ થાકતે, ચોરાશી લખ પૂર્વ વાસ રે ॥ નાભિનૃપ સરિખા કુલમેં પ્રગટે, પ્રથમ જિનના હંસ રે ॥ ધન૦ ॥ ॥ ૪ ॥ ત્રીજા આરાનાં વર્ષ ચોરાશી, લાખ પૂર્વ રહે શેષ રે ॥ દશ ક્ષેત્રે સમ કાળે હોઇ, બંદર ભરત ક્ષેત્ર પ્રમાણે હોઈ, વાદલ પ્રગટે તે જલધર વરસે રે ॥ ધન૦ ॥ ૫ ॥ પંચજાતિના જલધર વરસે, સમભૂમિ જળથી ખોદાય રે ॥ નહાના મહોટા પર્વત પ્રગટે, સમભૂમિ વિષમ તે થાય રે ॥ ધન૦ ॥ ૬ ॥ અવસર્પિણી ઉત્સર્પિણી એહવાં, લોમ વિલોમ છે ભાવ રે ॥ શાશ્વતા ભાવ કહ્યા વીતરાગે, કાળ સ્વભાવ બનાવ રે, જંબૂદ્વીપ પન્નત્તિમાંહી ભાવ રે ॥ ધન૦ ॥ ૭ ॥ જંબૂના દક્ષિણ દરવાજેથી, વતાઢયની મધ્યમ ભાગ રે ॥ નયરી અયોધ્યા ભરતની જાણો, કહે ગણધર મહાભાગ રે ॥ ધન૦ ॥ ૮ ॥ જંબૂના ઉત્તર દરવાજેથી, વૈતાઢયથી મધ્યમ ભાગ રે ॥ અયોધ્યા ઐરવતની જાણો, કહે ગણધર મહાભાગ રે ॥ ધન૦ ॥ ૯ ॥ બાર યોજન છે લાંબી પહોળી, નવ યોજનને પ્રમાણ રે ॥ નયરી અયોધ્યા નજીક અષ્ટાપદ, બત્રીશ કોશ ઉંચાણ રે ॥ ધન૦ ॥ ॥ ૧૦ ॥ તેહ અયોધ્યામાં નાભિ નરપતિ. કુલવડ મરુ-

દેવી નાર રે ।। ઋષભ પ્રભુજીનાં માતા પિતા એહ, ધન ધન જસ અવતાર રે ।। ધન૦ ।। ૧૧ ।। સરવારથનાં સુર સુખ પાળી, સાગર તેત્રીસ આય રે ।। આષાઢ વદ ચોથે જિન ચવિયા, ચ્યવન કલ્યાણિક થાય રે ।। ધન૦ ।। ૧૨ ।। ચૈત્ર વદ નિશિ અષ્ટમી જન્મ્યા, ત્રિભુવન થયો ઉદ્યોત રે ।। દીપવિજય કવિરાજ પ્રભુજી, તારણ ભવજળ પોત રે ।। ।। ધન૦ ।। ૧૩ ।। કાવ્યં ।।

વિમલકેવલભાસનભાસ્કરં, જગતિજંતુમહોદયકારણમ્;
જિનવરં બહુમાનજલૌધતઃ શુચિમનાઃ સ્નપયામિ વિશુદ્ધયે.૧

।। મંત્રઃ ।। ૐ હ્રીઁ શ્રીઁ પરમપુરુષાય પરમેશ્વરાય, જન્મ-જરામૃત્યુનિવારણાય, શ્રીમતે જિનેંદ્રાય ।। પૂર્વદિશાસંસ્થિત ઋષભ ૧, અજિત ૨ ।। દક્ષિણદિશાસંસ્થિત સંભવ ૧, અભિનંદન ૧, સુમતિ ૩, પદ્મપ્રભ ૪ ।। પશ્ચિમદિશાસંસ્થિત સુપાર્શ્વ ૧, ચંદ્રપ્રભ ૨, સુવિધિ ૩, શીતલ ૪, શ્રેયાંસ ૫, વાસુપૂજ્ય ૬, વિમલ ૭, અનંત ૮ ।। ઉત્તરદિશાસંસ્થિત ધર્મ ૧, શાંતિ ૨, કુંથુ ૩ અર ૪, મલ્લિ ૫, મુનિસુવ્રત ૬, નમિ ૭, નેમિ ૮, પાર્શ્વ ૯, વર્દ્ધમાન ૧૦ ।। નિષ્કલંકાય, ચત્તારિ અટ્ઠ દસ દોય જિન વિશ્વનાથાય દેહવર્ણલાંછનસહિતાય, ચતુર્વિંશતિ જિનાધિપાય, જલં યજામહે સ્વાહા ।।

।। ચારે કોર કલશ ઢાળે ।।

## ॥ द्वितीय चंदनपूजा ॥

॥ દોહા ॥

બીજી પૂજા ભવિ કરો, ચંદનની સુખકાર ॥
ચંદનથી તનુ લેપતાં, વાંછિત ફલ દાતાર ॥ ૧ ॥

॥ ઢાળ બીજી ॥ દલવાદલના પાણી કુણ ભરે—એ દેશી ॥

અષ્ટમી ચૈત્ર વદીની મધ્ય રયણી, ઋષભના જન્મ સોહાય છે રે ॥ જેનાં માંગલિક નામ ગવાય છે ॥ કોડાકોડી દેવ ઈંદ્રિ મેરૂગિરિ લાવે, જોતાં તે આનંદ પાય છે રે ॥ જેનાં૦ ॥૧॥ પાંચ રૂપ ઈંદ્ર કરે બહુ લાભ લેવા, જોઈ જોઇ ચિત્ત હરખાય છે રે ॥ જેનાં૦ ॥ ગ્રહે પ્રભુ એક રૂપ વળી રૂપે ચમર એક, રૂપે છત્રનાં ધરાય છે રે ॥ જેનાં૦ ॥ ૨ ॥ રૂપ એકથી ગ્રહી વજાને ઉલાળે, પ્રભુને આગળ ઉજાય છે રે ॥ જેનાં૦ ॥ શું કામ કરે દેવરાજ દેવ ઉપરે, સુકૃત લાભ કમાય છે રે ॥ જેનાં૦ ॥ ૩ ॥ કલશા એક ક્રોડ સાઠ લાખ સંખ્યા, તે સહુ નીરથી ભરાય છે રે ॥ ॥ જેનાં૦ ॥ અઢીસેં વાર અભિષેક પ્રભુ ઉપરે, દેવનાં જીત એ જણાય છે રે ॥ જેનાં૦ ॥ ૪ ॥ બહુ ચિરંજીવ માત મરૂદેવા જાયા, ઈમ આશિષ કહાય છે રે ॥ જેનાં૦ ॥ ચાર ઘડી શેષ રાત પાછલી જે વારે, મરૂદેવી માત પાસ લાય છે રે ॥જેનાં૦॥ અંગુઠડે તે અમૃત ઠવાય છે રે ॥જેનાં૦॥

॥ ૫ ॥ નાભિ નૃપતિ ઈંદ્ર મળી પ્રભુજીના, ઋષભદેવ તે નામ ઠવાય છે રે ॥ જેનાં૦ ॥ રાણી સુનંદા સુમંગલાની જોડલી, સો બેટા દો બેટડી થાય છે રે ॥ જેના૦ ॥ ૬ ॥ ભાઈ બેનના સંભોગ નિવારી, યુગલાધર્મને હરાય છે રે ॥ જેનાં૦ ॥ બાહુબળી બ્રાહ્મી ને ભરતને સુંદરી, સગપણ વિવાહ ઠરાય છે રે ॥ જેનાં૦ ॥ ૭ ॥ આરા અવસર્પિણીના અનંતા, એહ રીત જીતતે લખાય છે રે ॥જેનાં૦ ॥ દીપવિજય કવિરાજ ધર્મ નિત્ય એ, ઋષભપ્રભુના પસાય છે રે ॥ જેનાં૦ ॥ ૮ ॥

॥ ઢાળ ॥ ગીત ॥

॥ હું તો મોહી રે નંદલાલ, મોરલીને તાને; તથા મ્હારે દીવાળી થઇ આજ, પ્રભુ મુખ જોવાને—એ દેશી ॥

ઋષભનાં વંશ ને ગોત્ર વખાણું, સ્થાપ્યાં જે સુરરાજે રે ॥ એક કોડાકોડી સાગરમાંહે, પ્રત્યક્ષ વરતે આજ ॥૧॥ ॥ ધન એ કુલને રે ॥ જેમાં પ્રગટ્યા જિન બાવીશ, ધન એ કુલને રે ॥ એ આંકણી ॥ પંચ મેઘથી હુઇ વનરાઈ, હુવો કાસ સમુદાય રે ॥ સાત વાર ફરી ફરીને ઉગે, શેલડી તેહની થાય ॥ ધન૦ ॥ જેમાં૦ ॥૨॥ પ્રભુનાં ગોત્ર વંશને કરવા, હરિ ઉછરંગે જાય રે ॥ મારગમાંથી શેલડી સાંઠો, લેઇ જિન પાસે આવે ॥ ધન૦ ॥ જેમાં૦ ॥ ૩ ॥ હાથ

પસારી લેઇ ઋષભજી, ઇંદ્રે અવસર જાણી રે ॥ કાશ્યપગોત્ર વંશ ઈક્ષ્વાકુ એ, થાપે કહી સુરવાણી ॥ ધન૦ ॥ જેમાં૦ ॥ ॥ ૪ ॥ નેમનાથ મુનિસુવ્રત જિનનો, શ્રીહરિવંશ સોહાવે રે ॥ એ દોય પ્રભુના ગુણ રત્નાકર, ગૌતમ ગોત્ર સોહાવે ॥ ધન૦ ॥ જેમાં૦ ॥ ૫ ॥ બાવીશ જિન સહુ કાશ્યપ-ગોત્રી, ઈક્ષ્વાકુ વંશી છાજે રે ॥ એ માંહેથી છત્રીસ કુલ પ્રગટ્યા, રાજકુલી જેહ રાજે ॥ ધન૦ ॥ જેમાં૦ ॥ ૬ ॥ ઈક્ષ્વાકુમાંથી સૂરજવંશી, ભરતેશ્વર નૃપ દીપે રે ॥ ઈક્ષ્વા-કુમાંથી ચંદ્રવંશ તે, બાહુબળી જગ જીતે ॥ ધન૦ ॥ જેમાં૦ ॥ ઋષભાદિક ચોવીશ જિનવરનાં, ગોત્ર ને વંશ વખાણ્યાં રે ॥ દીપવિજય કવિરાજ પ્રભુજી, કલ્પસૂત્રથી જાણ્યાં ॥ ધન૦ ॥ ॥ જેમાં૦ ॥ ૮ ॥ કાવ્યં ॥

સકલમોહતમિસ્રવિનાશનં, પરમશીતલભાવયુતં જિનમ્ ॥
વિનયકુંકુમદર્શનચંદનૈઃ. સહજતત્ત્વવિકાસકૃતેઽર્ચયે ॥૧॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીઁ શ્રીઁ ॥ ચંદનં યજામહે સ્વાહા ॥

॥ ચારે કોરે ચંદન ધરે ॥

## ॥ तृतीय पुष्पपूजा ॥

॥ દોહા

ત્રીજી પૂજા કુસુમની, કીજે ભવિ ગુણ હેત ॥
ઇહભવ પરભવ સુખ લહે, સિદ્ધિ તણા સંકેત ॥ ૧ ॥

માલતી મરૂઆ મોગરો, કેતકી જાઇ ફુલ ॥
જિનવર હિત જતના કરિ, પૂજો ભાવ અમૂલ ॥ ૨ ॥

॥ ઢાળ ત્રીજી ॥ વેણુ મ વાજ્યો રે વિઠ્ઠલ વારૂં તમને–એ દેશી ॥

પ્રભુની રાજનીતિ હવે વર્ણવું, ઇદ્રે કીધી કરણી; કોષ અડતાલીશ ફરતો મંડપ, જેમ દોય રાણી પરણી ॥૧॥ અવસર પામી રે પ્રથમ જિણંદનો જીત, ઉત્સર્પિણીમાં રે કુલગરની એ રીત ॥ એ આંકણી ॥ સિંહાસન ઉપર પ્રભુ થાપે, જલ ઓઘે નવરાવે ॥ ચમર છત્ર ને રાજચિન્હ વળી, અલંકાર પહિરાવે ॥ અ૦ ॥ ૨ ॥ યુગલ સહુ જલ લેઇ આવે, ઠામ નહિં અભિષેક ॥ જમણે અંગુઠે જલ સીંચ્યા, મન આણી સુવિવેક ॥ અ૦ ॥ ૩ ॥ જુગલ સહુનો વિનય જાણી, વિનીતાનયરી વાસી ॥ નયરી અયોધ્યા એહિ જ વિનીતા, મંદિર માળ ઉજાસી ॥ અ૦ ॥ ૪ ॥ એકસો પચવીસ યોજન માનેં, દક્ષિણ દરવાજેથી ॥ એકસો પચવીશ યોજન માનેં, મધ્ય વૈતાઢય પર્વતથી ॥ અ૦ ॥૫॥ નયરી અયોધ્યા બેહુ મધ્ય ભાગે, બીજું વિનીતા નામ ॥ જંબૂદીવ પન્નત્તિમાંહી, કહે ગણધર ગુણગ્રામ ॥ અ૦ ॥ ॥ ૬ ॥ તે વિનીતાનો રાજા થઈ, પંચ શિલ્પ પ્રગટાવે ॥ વીશ વીશ એક એકની પાછળ, એકસો શિલ્પ બતાવે ॥ અ૦ ॥ ૭॥ પુરૂષ કળા બહોતેર ને ચોશઠ, નારી કળા

પ્રકટાવે ॥ લેખક ગણિતક્રિયા અષ્ટાદશ, ઈમ સહુ નિત્ય બતાવે ॥ અ૦ ॥૮॥ નિજ નંદનને નામે મ્હોટા, મ્હોટા દેશ વસાવે ॥ રાજનીતિ સેના ચતુરંગી, આરજખંડ સોહાવે ॥ અ૦ ॥ ૯ ॥ કુંમરપણે લખ વીશ પૂર્વને, ત્રેશઠ લખ પૂર્વરાજ ॥ વરસ ત્ર્યાસી લખ પૂરવ પ્રભુની, ગૃહવાસે જિનરાજ ॥ અ૦ ॥ ૧૦ ॥ ચૈત્ર વદી આઠમને દિવસે, લેઈ સંયમ શુભ ધ્યાન ॥ ચાર હજાર મુનિવર સાથે, પુરિમતાલ ઉદ્યાન ॥ અ૦ ॥ ૧૧ ॥ નમો સિદ્ધાણં પદ ઉચ્ચરતાં, પ્રગટે ચોથું જ્ઞાન ॥ અવઠિય ભાવ અનંતા જિનના, ભૂત ભવિષ્ય વર્ત્તમાન ॥ અ૦ ॥ ૧૨ ॥ એક હજાર વર્ષ લગે જિનજી, છદ્મસ્થાલય પાળે ॥ તેહમાં એક વર્ષ તપ કીધું, સકલ કર્મમલ ટાળે ॥ અ૦ ॥ ૧૩ ॥ પારણું કીધું ઇક્ષુરસથી, દાતા નૃપ શ્રેયાંસ ॥ ચિત્ત વિત્ત ને પાત્ર વડાઈ, ઇક્ષાગકુલ અવતંસ ॥ અ૦ ॥ ૧૦ ॥ ઋષભપ્રભુને ઇક્ષુરસ છે, ત્રેવીશ જિનને ખીર, ઋષભપ્રભુને દાતા ક્ષત્રી, ત્રેવીસ બ્રાહ્મણ ધીર ॥ અ૦ ॥ ૧૫ ॥ નિયમા દેવલોકનાં આયુ, બાંધે કે શિવ જાવે ॥ દીપવિજય કવિરાજ દાનના, મહિમા એહ કહાવે ॥ અવસર૦ ॥ ૧૬ ॥ કાવ્યં ॥

વિકચનિર્મલશુદ્ધમનોરમૈઃ, વિશદચેતનભાવસમુદ્‌ભવૈઃ ॥
સુપરિણામપ્રસન્નઘનૈર્નવૈઃ, પરમતત્ત્વમહં હિ યજામ્યહમ્‌॥૧॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં ॥ પુષ્પાણિ યજામહે સ્વાહા ॥
॥ ચારે કોરે પુષ્પ ચઢાવે ॥

## ॥ चतुर्थ धूपपूजा ॥

॥ દોહા ॥

પૂજા ધૂપતણી કરો, ચોથી ચતુર સ્નેહ ॥
ભાવવૃક્ષને સીંચવા, માનું અમૃત મેહ ॥ ૧ ॥

॥ ઢાળ ચોથી ॥

॥ અમે વાટ તુમારી જોતાં રે, સાચું બોલો શામળીયા—એ દેશી ॥

વિચરંતા પ્રભુજી આયા રે, જગજીવન જગ સાહેબિયા ॥ વિનીતાનયરી સુખદાયા રે ॥ જ૦ ॥ વદ આઠમ ફાગુણ માસે રે ॥ જ૦ ॥ જસ ધ્યાન શુકલ ઉજાશે રે ॥ જ૦ ॥ ચઉ ઘાતિ કર્મ ખપાવે રે ॥જ૦॥ હોય કેવલપદ નિપજાવે રે ॥ જ૦ ॥ ૧ ॥ થયા લોકાલોકપ્રકાશી રે ॥ જ૦ ॥ જિન રેખા હાથ ઉજાસી રે ॥ જ૦ ॥ નૃપ ભરતજી વંદન આવે રે ॥ જ૦ ॥ મરૂદેવા માડીને લાવે રે ॥ જ૦ ॥૨॥ નિસુણી માતા સુરવાણી રે ॥ જ૦ ॥ સુત મુખ જોવા હરખાણી રે ॥ જ૦ ॥ ફાટ્યાં દોય પડલ તે દેખે રે ॥ જ૦॥ મુખ જોઈ માતા હરખે રે ॥ જ૦ ॥ ૩ ॥ માતાને નવિ બોલાવ્યાં રે ॥ જ૦ ॥ માડી મન બહુ દુઃખ પાયાં રે

॥ જ૦ ॥ એ તો વીતરાગ નિઃસ્નેહી રે ॥ જ૦ ॥ થયા બંધન પ્રેમ વિછોહી રે ॥ જ૦ ॥૪॥ ગજ સ્કંધે પદ શિવ વરિયાં રે ॥ જ૦ ॥ ત્રીજે ભવ ભવજળ તરિયા રે ॥જ૦॥ જિનવાણી અમૃતધારા રે ॥ જ૦ ॥ માડીના શોક નિવાર્યા રે ॥ જ૦ ॥ ૫ ॥ પ્રભુ સંઘ ચતુર્વિધ થાપે રે ॥જ૦॥ પ્રભુ આદિ ધર્મને સ્થાપે રે ॥ જ૦ ॥ જસ કીર્તિ જગમાં વ્યાપે રે ॥ જ૦ ॥ ગણિ ઋષભસેન ગણધાર રે ॥ જ૦ ॥ સાધવી બ્રાહ્મી વ્રતધાર રે ॥જ૦॥ ૬ ॥ શ્રાવક નૃપ ભરત સુભદ્રા રે ॥ જ૦ ॥ શ્રાવક ગુણ મણિ મુદ્રા રે ॥ જ૦ ॥ એ સંઘ ચતુર્વિધ સ્થાપી રે ॥ જ૦ ॥ હિતશિક્ષા સહુને આપી રે ॥ જ૦ ॥ ૭ ॥ એક લાખ પૂરવ વર્ષ નિર્મળ રે ॥ જ૦ ॥ પાળે પ્રભુ અવિચળ કેવલ રે ॥જ૦॥ નિર્વાણ ભૂમિકા જાણી રે ॥જ૦॥ અષ્ટાપદ ચઢિયા નાણી રે ॥જ૦॥ ૮ ॥ દશ સહસ્ર મુનિવર સંગે રે ॥ જ૦ ॥ કીધાં અણસણ મનરંગે રે ॥ જ૦ ॥ મહા વદિ તેરસ જયકારી રે ॥ જ૦ ॥ શિવ પહોતા જગત તારી રે ॥ જ૦ ॥ ૯ ॥ ચોસઠ સુરપતિ સુર આવે રે ॥ જ૦ ॥ ક્ષીરોદકે જિન નવરાવે રે ॥ જ૦ ॥ જિન ગણધર મુનિવર કાજે રે ॥જ૦॥ કીધી ત્રણ ચય સુર રાજે રે ॥ જ૦ ॥ ૧૦ ॥ તિહાં અગ્નિકુમાર ઉજાળે રે ॥ જ૦ ॥ ચંદન કાષ્ઠે પરજાળે રે ॥ જ૦॥

કરી પીઠ પાદુકા સ્થાપે રે ॥ જ૦ ॥ કીર્તિ જગમાં જસ વ્યાપે રે ॥ જ૦ ॥૧૧॥ જુઓ જંબુદ્દીવપન્નત્તી રે ॥જ૦॥ નિરખો આવશ્યકનિર્યુક્તિ રે ॥જ૦॥ એમ પૂજા ચારમાં વર્ણવી રે ॥જ૦॥પ્રભુ ઋષભતણી આચરણી રે ॥જ૦॥૧૨॥ હવે વર્ણવું અષ્ટાપદ ગિરિ રે ॥ જ૦ ॥ જે વંદે અહોનિશ સુરનર રે ॥જ૦॥ પ્રભુ દીપવિજય કવિ રાજે રે ॥જ૦॥ જસ પડહો જગમાં વાજે રે ॥ જગજીવન૦ ॥૧૩॥ કાવ્યં ॥

સકલકર્મમહેંધનદાહનં, વિમલભાવસુગંધસુધૂપનમ્ ॥
અશુભપુદ્ગલસંગવિવર્જિતં,જિનપતેઃ પુરતોઽસ્તુ સુહર્ષિતમ્॥૧

મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં ॥ ધૂપં યજામહે સ્વાહા ॥
॥ ધૂપ ચારે કોરે ઉખેવે ॥

## ॥ पंचम दीपपूजा ॥

॥ દોહા ॥

પૂજા પાંચમી દીપની, કીજે મંગલ હેત ॥
દ્રવ્ય ભાવ દીપકથકી, ઇચ્છિત ફળ સંકેત ॥ ૧ ॥

॥ ઢાળ પાંચમી ॥ કપૂર હોય અતિ ઉજળો રે—એ દેશી ॥

તાતનું નિર્વાણ સાંભળી રે, ભરતજી શોક કરાય ॥ આવ્યો ગિરિ અષ્ટાપદે રે, પરિકર લેઈ સમુદાય રે ॥૧॥ પ્રભુજી દિયો દર્શન મહારાજ ॥ ઈક્ષાગકુલની લાજ રે ॥પ્ર૦॥ કાશ્યપ વંશ શિરતાજ રે ॥ પ્ર૦॥ મોક્ષનગરની પાજ રે

॥ પ્ર૦ ॥ તારણ તરણ જહાજ રે ॥ પ્ર૦ ॥ એ આંકણી ॥ વંદી થુભ ને પગલાં પ્રભુનાં, બેસે તેહને તીર ॥ વિનતિ કરે ઉપકાર સંભારી, નયને ઝરતે નીર રે ॥ પ્ર૦ ॥ ૨ ॥ થુભ પરે પ્રાસાદ કરાવે, તિહાં નિષદ્યા નામ ॥ મંડપે ચોરાશી ચિહું પાસે, ચૌમુખ જિનનાં ધામ ॥ પ્ર૦ ॥૩॥ નિજ નિજ દેહ પ્રમાણે જિનની, પ્રતિમા ભરાવે નરેશ ॥ ઋષભથી વીર જિણંદ લગે રે, ચોવીશ ત્રિભુવન ઇશ રે ॥ પ્ર૦ ॥૪॥ પૂર્વ દિશિ દોય ચાર દક્ષિણ, આઠ પશ્ચિમ દિશિ જાણ ॥ ઉત્તર દિશ દસ પ્રભુજી બિરાજે, નાસિકા ભાગ સમાન રે ॥ પ્ર૦ ॥ ૫ ॥ લાંછન વર્ણ ને દેહ પ્રમાણ, જક્ષિણી જક્ષ પ્રમાણ ॥ ચૌમુખ સરખી ભૂમિ બિરાજે, પ્રત્યક્ષ મુક્તિ સોપાન રે ॥ પ્ર૦ ॥ ૬ ॥ ભાઈ નવાણુ ને મરૂદેવી બ્રાહ્મી, સુંદરી સહુ પરિવાર ॥ રયણમાં પ્રતિમા સહુની ભરાવે, ભરતજી જયજયકાર રે ॥ પ્રભુજી ॥ ૭ ॥

( ઇહાં આગળથી શેર દશ તાંદુલ, કેશરે પીળા કરી રાખવા. તેમાં સોના રૂપાનાં ફુલડે ચારે કોરે વધાવતા જવું અને ભરતજીનું નામવચન ભણતાં જવું. પછી વર્ત્તમાન પૂજાકારક સંઘનું નામ ભણતાં જવું. અને તાંદુલ ફુલથી વધાવતા જવું. ખેલા હોય તે પણ રમે. )

॥ રાગ મારૂ ॥

રયણે વધાવે રે, ભરતરાય રયણે વધાવે રે ॥ ફુલે વધાવે રે ॥ પ્રભુને રયણે વધાવે રે ॥ સૂર્ય જસા રયણે વધાવે રે ॥ વધાવે વધાવે વધાવે રે ॥ ચંદ્રયશાજી મુક્તાયે વધાવે રે ॥ જિનને મલ્હાવે રે ॥ સુભદ્રાજી રયણે વધાવે રે ॥ ઇક્ષાગકુલ અજુવાળે રે ॥ પ્રભુજીને ફુલે વધાવે રે ॥

॥ હવે પૂજાકારક સંઘની વિનંતિ ॥

રયણે વધાવો રે, સકલ સંઘ ફુલે વધાવો રે ॥ સ૦ ॥ ફુલે૦ ॥ અષ્ટાપદ મો-તીયે વધાવો રે ॥ અ૦ ॥ મો૦ ॥ સંઘપતિ ફુલે વધાવો રે ॥ સંઘપતિ ફુલે વધાવો રે ॥

॥ ઢાળ ॥ અંબોલા શ્યાના લ્યો છો—એ દેશી ॥

ભરતજી ચિંતે આગળ ભાવી, કોડાકોડી સાગર માન ॥ તીર્થ એહ જગ જયવંતુ ॥ આગળ વિષમ કાળથી હોશે, લોભી લોક અજાણ ॥ તીર્થ૦ ॥૧॥ તીરથ આશાતના કોઈ કરશે, ચિંતે ભરત નરેશ ॥ તીર્થ૦ ॥ પર્વત ભાગની ભૂમિ જે વિષમ, કીધી પાંજ પ્રવેશ ॥ તીર્થ૦ ॥૨॥ બત્રીશ કોસનો પર્વત ઉંચો, આઠ ચોક બત્રીશ ॥ તીર્થ૦ ॥ યોજન યોજન અંતર કીધાં, પગથીયાં આઠ નરેશ ॥ તીર્થ૦ ॥૩॥ ઇમ અષ્ટાપદ તીરથ સ્થાપી, અનુભવી ભરત મહારાજ ॥ તી૦ ॥ આરિસાભુવનમાં કેવલ લહીને, લીધાં મુક્તિનાં રાજ ॥

તીર્થ૦ ॥૪॥ અનુક્રમે આઠ પાટ લગે કેવલ,આરિસાભુવન મઝાર ॥ તીર્થ૦ ॥ ઠાણાંગસૂત્રમાં આઠમે ઠાણે, જોજો નામ વિચાર ॥ તીર્થ૦ ॥૫॥ પાંચમી પૂજામાં તીરથ સ્થાપન, અષ્ટાપદ ગિરિરાજ ॥ તીર્થ૦ ॥ દીપવિજય કવિરાજ પ્રભુજી ચોવીશે જિનરાજ ॥ તીર્થ૦ ॥ ૬ ॥ કાવ્યં ॥

ભવિકનિર્મલબોધદિવાકરં, જિનગૃહે શુભદીપકદીપનમ્॥
સુગુણરાગસુવૃત્તિસમન્વિતં, દધતુ નાથ પુરઃ શુભદીપકમ્ ॥૧॥

મંત્રઃ ॥ ૐ હ્રીઁ શ્રીઁ॥ દીપં યજામહે સ્વાહા ॥
॥ ચારે કોરે દીપક દેખાડે ॥

## ॥ षष्ठ अक्षतपूजा ॥

॥ દોહા ॥

છઠ્ઠી પૂજા ભવિ કરો, અક્ષતની સુખકાર ॥
જિમ વિદ્યાધર સુખ લહે, કીજે તેહ પ્રકાર ॥ ૧ ॥

॥ ઢાળ છઠ્ઠી ॥

॥ તીરથપતિ અરિહા નમું, ધર્મધુરંધર ધીરોજી—એ દેશી ॥

પચાસ લાખ કોડી સાગરૂ, આર્ય ઋદ્ધિ પ્રમાણો જી ॥ શાસન અચલ પ્રભુ ઋષભનું, સુરપદ શિવપદ ખાણ જી ॥ટેક॥ સુરને શિવપદ ખાણ પરગટ, પાટ અસંખ્ય મુગતે ગયા॥ વલી સર્વાર્થસિદ્ધ પહોતા, સિદ્ધ દંડીમાં કહ્યા॥ પદ વિના નૃપ સિદ્ધિ વરિયા, સંખ્યઅસંખ્ય ગણના કહી॥ નૃપરાજ બળીયા સિંહ સમવડ, વર્ણવ આગમમાં સહી॥

૧॥ બ્રહ્મ ક્ષત્રિય વૈશ્ય વળી શૂદ્ર, જે વર્ણ એ ચાર અઢારજી ॥ એક એકમાં શિવપદવી વર્યા, સંખ્ય અસંખ્ય અપારજી ॥ ટેક ॥ સંખ્ય અસંખ્ય જિન મુક્તિ પોહોતા, વર્ણ ચાર અઢારમાં ॥ ધન્ય ધન્ય સહુ એ ઋષભ શાસન, કૃતારથ જયકારમાં ॥ દીખ્ખેશે તાપસ જોગી જંગમ, મિથ્યા ગુણ-ઠાણું તજી ॥ સમકિત પામી ક્ષાયકશ્રેણિ, વેગે સિદ્ધિવહુ ભજી ॥૨॥ અર્ધ આરામાં એક ઋષભનું, શાસન અવિચળ જાણજી ॥અર્ધમાં ત્રેવીશ જિનપતિ, શાસન ગુણમણિ ખાણજી॥ટેક॥ શાસન ગુણમણિ ખાણ જિનના, તીર્થ સ્થાપન રીત એ ॥ દ્વાદશાંગી પ્રભુ સંઘ તીરથ, સંઘ ચતુર્વિધ રીત એ ॥ ત્રેવીશ શાસનમાંહી મુનિવર, સંખ્ય અસંખ્ય સિદ્ધિ વર્યા ॥ કવિ-રાજ દીપ અષ્ટાપદે તે, વેગે ભવસાગર તર્યા ॥ ૩ ॥

॥ ઢાળ ॥

॥ આઠ કુંઆ નવ વાવડી, હું તો સે મિશે દેખણ જાઉં;
મહારાજ દધિનો દાણી કાનુડો.—એ દેશી ॥

રૂષભ પ્રભુજીને પાટ પરંપર, સિદ્ધિને કેઇ અનુત્તર રાજ ॥ આજ સકલ દિન એ રૂડો ॥ હું વર્ણવું ત્રિભુવ-નના ઠાકોર રાજ॥ આજ સફલ દિનએ રૂડો ॥ એ આંકણી ॥ ૧ ॥ પ્રભુજીનો વંશ ગુણગણ આકર, પાટ અસંખ્ય પ્રભાકર રાજ ॥ આજ૦ ॥ ઋષભ પ્રભુને ચક્રી ભરતજી,

અજિતને ચક્રી સગરજી રાજ ॥ આજ૦ ॥ જિતશત્રુ નૃપના પુત્ર સવાઈ, પુણ્ય અતુલ અધિકાઈ રાજ ॥ આજ૦ ॥૨॥ માહા શુદ અષ્ટમી અજિત જિનેશ્વર, જન્મ્યા જગપરમેશ્વર રાજ ॥આજ૦॥ અજિતપ્રભુ જિન ચક્રી સગરજી, બાંધવ દોયે ગુણકર રાજ ॥ આજ૦ ॥ ૩ ॥ એક જિનપતિ એક ચક્રી બિરાજે, જોડી જગત બિરાજે રાજ ॥ આજ૦ ॥ દીપવિજય કવિરાજ સવાઈ, જેહની જગત વડાઈ રાજ ॥ આજ૦ ॥૪॥ કાવ્યં ॥

ભવિકનિર્મલબોધદિવાકરં,જિનગૃહે શુભ અક્ષતઢૌકનમ્ ॥
સુગુણરાગસુવૃત્તિસમન્વિતં,દધતુ નાથપુરોઽક્ષતસ્વસ્તિકમ્ ૧

મંત્ર- ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ અક્ષતાન્ યજામહે સ્વાહા ॥
॥ ચારે કોરે અક્ષત ધરે ॥

## ॥ सप्तम फलपूजा ॥

॥ દોહા ॥

પૂજા ફલની સાતમી, મહા ફળ કારણ હેત ॥
કીજે ભવિ ભાવે કરી, પુણ્યતણા સંકેત ॥ ૧ ॥

॥ ઢાળ સાતમી ॥

॥ અવિનાશીની સેજડીયે રંગ, લાગો મોરી સજનીજી રે. એ દેશી ॥

અષ્ટાપદગિરિ વંદને, રંગ લાગો માહરી સજનીજી રે ॥ એ આંકણી ॥ ચક્રી સગરના બલવંત યોદ્ધા, પુત્ર તે

સાઠ હજારજી રે ॥ અષ્ટાપદ જિનવંદન ચઢિયા, દક્ષિણ દિશિ પ્રાકાર ॥ ૧ ॥ સાંભળ સજનીજી રે ॥ દક્ષિણ દિશિયે શ્રી સંભવથી, પદ્મપ્રભુ લગે ચારજી ॥ વીતરાગનાં વંદન કીધાં, તરવા ભવજળ પાર ॥ સાં૦ ॥૨॥ પશ્ચિમ દિશિ સુપાર્શ્વ પ્રભુથી, અનંત પ્રભુ લગે આઠજી ॥ વંદન કીધાં ભાવભ-લેરે, નિર્યુક્તિમાં પાઠ ॥ સાં૦ ॥ ૩ ॥ ઉત્તર દિશિ દશ ધર્મ પ્રભુજી, વર્દ્ધમાન લગે વંદેજી ॥ પૂર્વ દિશિ દોય શુભ અજિતને, પ્રણમી મન આનંદે ॥ સાં૦ ॥ ૪ ॥ પચાસ લાખ કોડ સાગરના, પૂર્વજ પ્રતિ સંભારેજી ॥ આપણા કુળમાં ભરતનરેશ્વર, કીધાં એહ વિહાર ॥ સાં૦ ॥ ૫ ॥ ધન ભરતેશ્વર ધન મરૂદેવા, ધન નવાણું ભાઇજી ॥ લાભ હેતુ એ સુકૃત કીધાં, એ આપણા પીતરાઇ ॥ સાં૦ ॥૬॥ આગળ વિષમ કાળને જાણી, તીરથ રક્ષા કીજેજી ॥ યોજન યોજન અંતર કીધાં, પગથીયાં આઠ સમાન લીજે ॥ સાં૦ ॥ ૭ ॥ ધન તીરથ અષ્ટાપદ ગિરિવર, ધન ભર-તેશ્વર રાયાજી ॥ દીપવિજય કવિરાજ પનોતા, જે જસ સુકૃત કમાયા ॥ સાંભળ૦ ॥ ૮ ॥

॥ ઢાળ ॥

॥ ગોપી મહિ વેચવા ચાલી, મટુકીમાં ગોરસ ઘાલી—એ દેશી ॥

ચિંતી તિંહા સાઠ હજાર, તીર્થરક્ષાના લાભ અપાર ॥

અષ્ટાપદ આગળ ખાઈ, કરિયે તો સુકૃત થાઈ ॥૧॥ પહોળી ચ્યાર ગાઉ પ્રમાણો, શેત્રુંજા મહાતમમાં વખાણો ॥ ખરી રજ રેણુ નાગ નિકાઇ, નાગ આવી કહે સુણ ભાઈ ॥૨॥ કરી બાળકબુદ્ધિ ઉપાધિ, નાગલોકના છો અપરાધી ॥ અપરાધ જુવો મનમાંહિ, બાળી ભસ્મ કરૂં ક્ષણમાંહિ ॥૩॥ પણ ઋષભવંશી છો સપૂતા, તેથી ક્રોધ અમે નથી કરતા ॥ ભુવન રત્નતણાં જે કહાય, રજ રેણુથી મેલાં થાય ॥૪॥ એમ હિતશિક્ષા સુણો સંતા, હવે માફ કરો ગુણવંતા ॥ કહી નાગ ગયા જે વારે, ચક્રી નંદન એમ વિચારે ॥૫॥ ગંગા નીરથી ભરિયે જો ખાઇ, બહુ કાળ રહે થિર ઠાઈ॥ ઇમ ચિંતીને દંડ રતનથી, ગંગા ખોદીને લાવ્યા જતનથી ॥૬॥ ગંગાજળથી ખાઈ ભરાય, નીર પહોતાં નાગ નિકાય ધમધમતા સુર સમકાળે, આવી આઠ હજાર પ્રજાળે ॥૭॥ તીરથ બહુ ભાવ સમ હોતા, સહુ બારમે સ્વર્ગે પહોતા ॥ કહે દીપવિજય કવિરાજ, જુવો તીર્થતણા સામ્રાજ ॥૮॥

॥ કાવ્યં ॥

કટુકકર્મવિપાકવિનાશનં, સરસપક્વફલકૃતઢૌકનમ્ ॥
વિહિતવૃક્ષફલસ્ય વિભોઃ પુરઃ, કુરુત સિદ્ધિફલાય મહાજનાઃ૧

॥ મંત્રઃ ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ ॥ ફલાનિ યજામહે સ્વાહા ॥

॥ એમ કહી ફલ ચઢાવવાં ॥

## ॥ अष्टम नैवेद्यपूजा ॥

॥ દોહા ॥

નૈવેદ્ય પૂજા આઠમી, ભાતિ શત પકવાન્ન ॥
થાળ ભરી જિન આગળે, ઠવિયે ચતુર સુજાણ ॥૧॥

॥ ઢાળ આઠમી ॥

॥ શ્રાવણ વરસે રે સ્વામિ, મેલી મ જાઓ રે અંતરજામિ—એ દેશી ॥

ભરતેશ્વરને રે વારે, અષ્ટાપદ થયું નામ તેવારે ॥ ચક્રી સગરથી રે ખાઈ, અષ્ટાપદ ગિરિરાજ વડાઈ ॥ ૧ ॥ વંદો તીરથ રે વારૂ ॥ ચોવીશ જિન પડિમા જગ તારૂ ॥ વંદો તીરથ૦ ॥ અજિતજિનેશ્વરથી રે જાણો, પંચમ આરો અંત પ્રમાણો ॥ પચાસ લાખ ક્રોડ રે સાગર, બાવીશ જિનપતિ ગુણ રત્નાકર ॥ અરધો આરો ગુણ રત્નાકર ॥ વંદો૦ ॥ ચોવીશ૦ ॥ ૨ ॥ વર્દ્ધમાન જિનને રે વારે, ગૌતમ ગણધર જગ જયકાર ॥ અષ્ટાપદ ગિરિપર રે જાવે, દક્ષિણ દ્વાર પ્રવેશ સોહાવે ॥વંદો૦॥ચોવીશ૦॥૩॥ પહેલાં વંધા રે ચાર, જિનવંધા ચક્રીસુત પાર ॥ ચત્તારિ અટ્ઠ દસ દોય ભાતિ, ચાલી તેહની જગમાં ખ્યાતી ॥વંદો૦॥ ચોવીશ૦ ॥૪॥ પન્નરસેં ત્રણ તાપસ તારે, ભવજળધિથી પાર ઉતારે ॥ તાપસ જમતાં રે ભાવે, પાંચશેં એકને કેવળ થાવે ॥ વંદો૦ ॥ ચોવીશ૦ ॥ ૫ ॥ સમવસરણને રે જોતાં, પાંચશેં એકને કેવળ હોતાં ॥ પ્રભુજીની નિસુણી રે વાણી, પાંચશેં એક હુઆ

તિહાં નાણી ॥ વંદો૦ ॥ ચોવીસ૦ ॥ ૬ ॥ નમો તિત્થસ્સ ઇમ કહી મુખ વાણી, કેવલી પરષદા બેસે નાણી ॥ દીપવિજય કવિરાજ સવાઈ, અષ્ટાપદ ગિરિરાજ વડાઇ ॥વંદો૦॥ ॥ ચોવીસ૦ ॥ ૭ ॥

॥ ઢાળ ॥ રાગ ધનાશ્રી ॥ ગિરૂઆ રે ગુણ તુમતણા—એ દેશી ॥

ચત્તારિ અઠ દસ દોય મળીને, ચોવીશ જિન ગુણ ગાયા રે॥ કૈલાસશિખરે પ્રભુજી બિરાજે॥ અષ્ટાપદગિરિયે પ્રભુજી બિરાજે, ભરતે બિંબ ભરાયા રે ॥ લાંછનવર્ણ સોહાયા રે॥ દેહ પ્રમાણ કહાયા રે ॥ ગાયા રે મેં જિનપતિ ગાયા ॥૧॥ તપગચ્છ પતિ વિજયાનંદસૂરિ, લક્ષ્મીસૂરિ ગચ્છરાયા રે ॥ તાસ પરંપરધર સૂરીશ્વર, ધનેશ્વરસૂરિ સવાયા રે ॥ ગાયા૦॥ ॥ ૨ ॥ રાંદેર બંદર સંઘ વિવેકી, લાયક ગુણ નિપજાયા રે॥ અષ્ટાપદના મહોત્સવ કારણ, પૂજા ગુણ ગવરાયા રે ॥ ગાયા૦ ॥ ૩॥ આગમ અભ્યાસી ઉપદેશી, રાજેંદ્રવિજય કહાયા રે ॥ તેહનાં વચન સંકેતને હેતે, સુકૃત લાભ કમાયારે ॥ ગાયા૦ ॥ ૪ ॥ સંવત અઢાર બાણું વરસે, ફાગણ માસ સોહાયા રે॥ પ્રેમ રત્ન ગુરૂચરણ પસાયે, અમૃત ઘન વરસાયા રે ॥ ગાયા૦ ॥ ૫॥ દીપવિજય કવિરાજ સવાઈ, મંગલ ધવલ સવાયા રે ॥ મુગતા અક્ષત ફુલ વધાવો, અષ્ટાપદ ગિરિરાયા રે ॥ ગાયા૦ ॥ ૬ ॥ કાવ્યં ॥

સકલપુદ્‌ગલસંગવિવર્જનં, સહજચેતનભાવવિલાસનમ્ ॥
સરસભોજનકસ્ય નિવેદનાત્, પરમનિવૃત્તિભાવમહં સૃજે ૧

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં ॥ નૈવેદ્યં યજામહે સ્વાહા ॥

॥ સર્વ દિશાએ નૈવેદ્ય ધરે ॥

॥ ઇતિ શ્રી કવિવર શ્રી દીપવિજયજીકૃત
અષ્ટાપદજીની પૂજા સમાપ્ત ॥



# પંડિત શ્રી ઉત્તમવિજયજીકૃત
# ॥ શ્રી પંચતીર્થી પૂજા ॥



## ॥ વિધિ ॥

(પ્રથમ પ્રભુ આગળ હાથ જોડી ઢાળ કહેવી. પછી આઠ સ્નાત્રિકના હાથમાં આઠે પૂજાની સામગ્રી આપવી, નવમાના હાથમાં પંચામૃતનો કળશ આપી ઉભો રાખીયે, પછી પૂજા ભણાવીએ.)



॥ દોહા ॥

શ્રી શંખેશ્વર સુખકરૂ, પુરસાદાણી પાસ ॥
પ્રણમીને પૂજા રચું, વરદા વચન વિલાસ ॥ ૧ ॥
ઋષભ શાંતિ શ્રી નેમિજિન, પાર્શ્વ વીર એ પાંચ ॥
નમતાં નવનિધિ નિપજે, અલગી ભવની આંચ ॥૨॥

પાંચ તીર્થપતિ પૂજતાં, આપે સુખ અપાર ॥
જસ સેવા જિનરાજની, તેને દુઃખ ન લગાર ॥ ૩ ॥
પ્રજ્ઞા પ્રભુતાઇ વધે, પુણ્ય પાપ ક્ષય પ્રીત ॥
પરમેશ્વરને પૂજતાં, પાંચ પપા લહે નીત ॥ ૪ ॥
ઉદય ઉચ્ચપદ ઉપમા, ઉત્તમ સત્ત્વ ઉદાર ॥
પરમેશ્વરને પૂજતાં, પામે પાંચ ઉકાર ॥ ૫ ॥
તે માટે પ્રાણિ તુમે, શક્તિ પ્રમાણે સાર ॥
ભક્તિ કરો જિનવર તણી, જિમ પામો ભવપાર ॥૬॥
પાંચ આઠ ઇકવિસ સત્તર, પૂજા ઘણે પ્રકાર ॥
તન મન વચન ત્રિકરણથી, શ્રદ્ધામૂલ સુખકાર ॥૭॥
પૂજા ઋષભતણી પ્રથમ, રચશું ધરીને રાગ ॥
પ્રભુરાગે સુખ ઇહ ભવે, પરભવ પામે તાગ ॥ ૮ ॥
ધાતકીખંડે ધૂરિ થયા, સરલ વક્ર બિઉ શ્રાધ ॥
તે સમયે એક શેઠની, તનુજા તસ્કરે લાધ ॥ ૯ ॥
સરણે રાખી સુંદરી, તે ત્રિહું ગંગા તીર ॥
ઉપન્યા કુલગર ઉત્પત્તિ, સરલ યુગલ કરી વીર ॥૧૦॥
સાતમે પાટે નાભિનૃપ, આઠમે ઋષભ ઉદાર ॥
જનમ થયો જિનવર તણો, વરત્યો જયજયકાર ॥૧૧॥
જનમ કલ્યાણક જાણીને, વંદે સુર વિજ્રૂપ ॥
કરી મેરૂ અભિષેક વર, નત નંદીશ્વર દ્વીપ ॥ ૧૨ ॥

અધુના તે અનુમાનથી, ભક્તિવચ્છલને ભાવ ॥
રચશું રચના રૂયડી, નવરસ પૂજા નાવ ॥ ૧૩ ॥

॥ ઢાળ ॥
॥ રાગ પૂરવી પ્રથમ પૂરવ દિશે—એ દેશી ॥

પ્રથમ ઠવી પિઠીકા, વરણ વિશિષ્ટિકા, મૂરતિ શુભ દષ્ટિકા ઉપરે એ ॥ થાપીયે થિર પદે, ગાઇયે ગુણ હૃદે, નયણ વસને રદે સૂપરે એ ॥ ૧ ॥ જય જગપતિ જીત્યો, કલશ આગળ કીયો, પંચ અમૃત ભરી રસ પીઓ એ ॥ વિવિધ ફુલે ભરી, ઝારી નર કર ધરી, હાટક રજત રકેબિઓ એ ॥ સ્વસ્તિક કુંભ ભદ્રાસની મકરવર, નંદાવૃત હિતરત મને એ ॥ સંપુટ શ્રાવ શ્રીવચ્છ યુગમએ, આઠ મંગલ ધરો પ્રભુ કને એ ॥ ૩ ॥ પૂજ્ય વિધિ વિરચિયે, અરિહાતનું અરચિયે, કેસર ચંદને ચરચિયે એ ॥ દુરિત દુઃખ સહુ મિટે, કુજસ દૂરે કટે, નરકતિરી કુગતિયે ન રાચિયે એ ॥ ૪ ॥ ચરણ જાનું કર, અંસ શિર ભાલવર, કંઠ ઉર નાભિ તિલક દિજીયેએ ॥ ધૂપ વામે ધરો, દીપ દક્ષિણ કરો, દુર્ગતિ દૂર પરિહરીજીયે એ ॥ ૫ ॥ દેવનો દેવ એ, સરસ જસ સેવએ, સુખ નિત મેવએ કરણીયે એ ॥ ભક્તિ ભગવાનની, ત્રિકરણ તાનની, મુગતિ સુખ માનની પરણીયે એ ॥ ૬ ॥ પાવન આતમ, પરમ પરમાતમ, કવણ કહું મહા-

તમ જિનતણું એ ।। વિશ્વત્રય તારણી, મુરતિ મનોહારિણી; સેવતાં સુખ લહો અતિ ઘણું એ ।।૭।। ફુલ ફલ જળ તણિ, વાસ નવેદ્યની, ધૂપ અક્ષત બની દીપ ઠાવે ।। એહ અડ-ભેદથી અધિક ઉમેદથી, ઉત્તમવિજય આનંદ પાવે ।।૮।।

## ॥ प्रथम श्रीआदिजिनपूजा ॥

।। દોહા ।।

પ્રથમ મહિપતિ પ્રથમ જિન, પ્રથમ મુનિ મહારાજ ।।
કોશલ અધિપતિ કુશલકર, નમો ઋષભ જિનરાજ ।।૧।।

ભરી કદલિ ભાજન કરી, પૂજ્યો જુગલે જેમ ।।
કદલીફળ ઠવી કદમપર, તુમે પ્રભુ પૂજો તેમ ।। ૨ ।।

પંચામૃત કળસો ભરી, હરખે જોડી હાથ ।।
અભિષેકો શ્રી આદિજિન, થાઓ જેમ સનાથ ।। ૩ ।।

।। ઢાળ પહેલી ।।

।। હો સુણ ગોવાલણી, ગોરસડાં વાળી રે ઉભી રેને—એ દેશી ।।

હો સાહેબજી, પરમાતમ પરમેશ્વર કેસરં કાયા ।। કંચનં છબીજી, મોહન મૂરતિ ઉપરે લાગી માયા ।। એ ટેક ।। શ્રી મરૂદેવા તાહરી માતા, શ્રી નાભી કુળમાંહિ સંજાતા, તું વિશ્વ વધારણ સુવિધાતા ।। હો૦ ।। ૧ ।। છે જુગતી જોડી બે રાણી, સુનંદા સુમંગલા શાણી, જગપતિ જગે વાત

સકલ જાણી ॥ હો૦ ॥ ૨ ॥ પછે યુગલા ધરમ નિવાર્યો છે, તેં સઘળો કારજ સાર્યો છે, તેં ત્રણ જગતને તાર્યો છે ॥ હો૦ ॥ ૩ ॥ પ્રભુ પુત્ર ભરત ચક્રી પ્યારો, તસ બાહુબલ બંધવ સારો, કહ્યો બાવા આદિમ અવતારો ॥હો૦॥ ॥ ૪ ॥ તું મણિમય ઘરમાં માંણે છે, તું જગ સઘળાને જાણે છે, તું પ્રેમની વાત પીછાણે છે ॥ હો૦ ॥ ૫ ॥ ગુણ ચોસઠ ઇંદ્રે ગાયા છે, અપચ્છર અંકે હુલરાયા છે, વાલા વંશ ઈક્ખાગે આયા છે ॥ હો૦ ॥ ૬ ॥ તું ઠાકુર જગમાંહે ઠવિયો, તું વડાપુરૂષનો વરણવીયો, તું શક્રસ્તવે સુરપતિ સ્તવીયો ॥ હો૦ ॥ ૭ ॥ તું શિવનું શ્રેષ્ઠ કારણ છે, તું તરણ શરણ ને તારક છે,તુજ દરિશણ દુઃખનું વારક છે ॥ હો૦ ॥ ૮ ॥ હૈડે સમર્યો તું હાજર છે, મોહન તુ સુખતરૂ માંજર છે, તું નિઠુર કરમને નાંજર છે ॥ હો૦॥૯॥ પ્રભુ સેવ્યાં સુખ સંપદ આપે, દુઃખ વિટપી તણી વલ્લી કાપે, સુખ આપે થાનિક થીર થાપે ॥ હો૦ ॥ ૧૦ ॥ મુજ મન મંદિરમાં વસિયા છો, રસવાળા રસના રસિયા છો, કામણગારા કેસરિયા છો ॥ ૧૧ ॥ શ્રેયાંસ ઘરે આવ્યા સ્વામિ, પ્રભુ ઇક્ષુરસ ભોજન પામી, કરે પારણું શ્રી અંતરજામી ॥ હો૦ ॥૧૨॥ સુર હરખ્યા જાણી જગજોસી, કરે કંચન વૃષ્ટી નિરદોષી, પારણાં કીધાં સહુ પાડોસી

॥ હો૦ ॥ ૧૩ ॥ વ્યોમેથી વાસ કુસુમ વરસે, દરિસણ પ્રભુ આદિતણાં દરસે, એહને જે સેવે તે તરસે ॥ હો૦ ॥૧૪॥ સુખ વાસર વંશનો વેલો છે, છોગાળો છેલ છબીલો છે, કહે ઉત્તમજી અલબેલો છે ॥ હો૦ ॥ ૧૫ ॥ કાવ્યં ॥

જગત્ત્રયાધાર કૃપાવતાર, દુર્વારસંસારવિકારવાર: ॥
ઈત્યપ્સરાવૃંદસ્તુવંત સાર, જગજ્જયત્વં મમ વક્ષહાર:॥૧॥

મંત્ર-ૐ હ્રીં શ્રીં પરમપરમાત્માને અનંતાનંતજ્ઞાનશક્તયે જન્મ-જરામૃત્યુનિવારણાય શ્રીમદ્ આદિ જિનેંદ્રાય જલં યજામહે ફલં, ધુપં, ચંદનં, પુષ્પં, વાસં, અક્ષતં, નૈવેદ્યં યજામહે સ્વાહા: ॥

( એ કહી પંચામૃત કળશ ઢાળવો. )

( એમ આઠ જણા ૮ પૂજા ચઢાવે, નવમો કળસ ઢાળે, નવ ઈંદ્રાણી કુમારિકામાં બે જણીયો બે પાસે બે ઝાલર વગાડે, બે જણીયો પંખા વીંઝે, બે ચામર વીંઝે, બે દર્પણ દેખાડે, અને નવમી ફુલ દડો ઉછાળે, પ્રભુને પખાળી પૂજા કરે, પૂજા ભણાવનારા સાખી કહી ભાવના ભાવે તે ભાવના. )

॥ રાગ વસંત-ચાલો ખેલીયે હોરી તથા પિયા મેં કૈસે કરૂંગી ॥

શ્રી ઈલિપતિ પ્રભુ આદિ, દીઠો મેં દરિસન તાહરો ॥ શ્રી ઈલ૦ ॥ ટેક ॥ તું વસુપતિ અરૂ વાચંયમપતિ ॥ હાંરે લાલા ॥ આદિ તું દેવ જુગાદિ ॥ દીઠો તુંહી બ્રહ્મા અરૂ બ્રહ્મ શિરોમણિ, નવ રસ ભરિયો રે નાદ ॥ દીઠો૦ ॥ ૧ ॥ માત તું તાત તું નીતિ વિધાતા ॥ હાં૦ ॥ યુગલ ધર્મ

નહી વાદ ॥ દીઠો૦ ॥ ત્રિદશપતિમેં પસારનકર, તુમ ઇક્ષુ-વંશ ઓલાદ ॥ દીઠો૦ ॥ ૨ ॥ સચર અચર સબ જાણુ જગતકે ॥ હાં૦ ॥ નહિ તુજથી કાંઈ બાદ ॥ દીઠો૦ ॥ તું વીતરાગ અકલગતિ અનુપમ ॥ હાં૦ ॥ વસિ દોયમદ ઉત-માદ ॥ દીઠો૦ ॥ ૩ ॥ મેં અબ ચરન સરન ગ્રહ્યો તેરો ॥ હાં૦ ॥ વારો દૂર વિષાદ ॥ દીઠો૦ ॥ તેરે કંઠમેં વાસ અમૃતકો ॥ હાં૦ ॥ સરસ જયોં કંબુ સાદ ॥ દીઠો૦ ॥ ૪ ॥ લખી આભરણ કદલ ભરી ભાજન ॥ હાં૦ ॥ પૂજ્યો અં-ગુષ્ઠ પાદ ॥ દીઠો૦ ॥ જુગ ચાવો જગપતિ જગજીવન, ઉત્તમ આદિ અનાદ ॥ દીઠો૦ ॥ ૫ ॥

## ॥ बीजी श्रीशांतिजिनपूजा ॥

### ॥ દોહા ॥

શાંતિકરણ જિન સોલમો, તારણ તરણ જહાજ ॥
કુશલ વેલી સીંચન જલદ, નમો શાંતિ મહારાજ ॥૧॥
દુરિતોદ્ધત તરણિ પ્રભુ, કરણી નીકીકાર ॥
વાણી પાંત્રીસથી વર્ધ્યો, અતિશય ચોત્રીસ ધાર ॥૨॥
ચક્રીપદ પામ્યો પ્રભુ, સુણી સેંચાણા રીવ ॥
અભયદાન આપ્યું ભલું, જમથી રાખ્યો જીવ ॥૩॥
અમર પડહ વજડાવિયો, કીધો અલગો કાળ ॥
સુખસંપદ દેજયો સદા, શ્રી પ્રભુ શાંતિ દયાળ ॥ ૪ ॥

॥ ઢાળ ૨ ॥ અનિ હાંરે રંગ ભીની ગોવાલણી આવે-એ દેશી ॥

અનિ હાંરે શ્રી શાંતિનાથ સોહાવે ॥ ટેક ॥ શાંતિકરણ શ્રી શાંતિ જિનેશ્વર ॥ અનિહાંરે મન મોહન જગ સોહાવે ॥ જસ નામે ઘરે મંગળ માળા ॥ અ૦ ॥ થિર થાંનક સુખનું થાવે ॥ ૧ ॥અ૦॥ શ્રી શાંતિ૦ ॥ આંકણી ॥ સર્વારથ સિધ્ધેથી સ્વામિ ॥ અ૦ ॥ ઈહાં ક્ષેત્ર ભરત માંહિ આવે ॥ હથ્થિણાઉર વિશ્વસેનનો નંદન ॥ અ૦ ॥ જેહને અચિરા માત મલ્હાવે ॥ અ૦ ॥ શ્રી૦ ॥ ૨ ॥ સકળ સુખદ મુખ એ અલવેસર ॥ અ૦ ॥ હસિ અપચ્છર મિલી હુલરાવે ॥ ગરભ છતે જેણે મરકી મટાડી ॥અ૦॥ તેણે શાંતિ નામ ધરાવે ॥ અ૦ ॥ શ્રી૦ ॥ ૩ ॥ અજરાશિ પ્રભુ કોઈ ન એહવો ॥ અ૦ ॥ એ તો દ્યૈ દોલતિ વડ દાવે, તન પણ પાંત્રિશ ધનુષ પ્રમાણે ॥ અ૦ ॥ એક લાખનું જીવિત લ્યાવે ॥ અ૦ ॥ શ્રી૦ ॥ ૪ ॥ સુંદર તન સોનાને વરણે ॥ અ૦ ॥ બેઠો ભદ્રાસને મનેં ભાવે ॥ રાજ રિદ્ધી રમણી સુખ વિલસી ॥ અ૦ ॥ પછે જોગાસન માંહિ જાવે ॥ અ૦ ॥ શ્રી૦ ॥ ૫ ॥ ભોગ ને જોગ ભલા ભોગવીયા ॥ અ૦ ॥ વાલો સહુ અવસર સચવાવે ॥ કેવલ ઘરમાં ક્રીડા કરીને ॥ અ૦ ॥ ત્યારે શિવ વહુ સેજે રમાવે ॥ અ૦ ॥ શ્રી ॥ ૬ ॥ એહને સેવતાં સુખીયા થઈએ ॥ અ૦ ॥ ઘરે પરિકર લક્ષ્મી પાવે ॥

વિરહ વિયોગ વિપદ નહીં ચિંતા ॥ અ૦ ॥ નેડાં નરકનાં દુઃખડાં નાવે ॥ અ૦ ॥ શ્રી૦ ॥ ૭ ॥ નામ તિસ્યા પરિણામ તુમ્હારા ॥ અ૦ ॥ એ તો રોગ દુકાળ દુરાવે ॥ લોક ચૌદનો નાથ નમોને ॥ અ૦ ॥ પ્રભુ ધન ભંડાર ભરાવે ॥ અ૦ ॥ શ્રી૦ ॥ ૮ ॥ કરો અભિષેક કરી પંચામૃત ॥ અ૦ ॥ જિમ મેરૂ ઇંદ્ર હુલરાવે ॥ એક કોડી સાઠ લાખ કળશથી ॥ અ૦ ॥ શિર ચામર કળશ ઢળાવે ॥ અ૦ ॥ શ્રી૦ ॥ ૯ ॥ આઠ પૂજાગતિ આઠમી આપે ॥ અ૦ ॥ પ્રભુ જ્યોતિમાં જ્યોતિ મિલાવે ॥ ધન ધન એ પ્રભુ ધન્ય તે નારી ॥ અ૦ ॥ ગુણ ઉત્તમ પ્રભુના જે ગાવે ॥ અ૦ ॥ શ્રી૦ ॥ ૧૦ ॥ કાવ્યં ॥ જગત્પ્રયા૦ ॥

મંત્રઃ- ૐ હ્રીં શ્રીં પરમપરમાત્મને અનંતાનંતજ્ઞાનશક્તયે જન્મજરામૃત્યુનિવારણાય શ્રીમત્ શાંતિજિનેંદ્રાય જલં યજામહે સ્વાહા ॥

(એમ કહી કળશ ઢાળવો, ઇંદ્રાણીની ક્રિયા પૂર્વની પરે કરવી)

## ॥ भावना ख्याल स्तवन ॥

॥ પાવા તે ગઢથી ઉતર્યા મા કાળી રે—એ દેશી ॥

સુંદર શાંતિ જિણંદની ॥ છબી છાજે છે ॥ માથે મુગટ જડિત મનોહાર ॥ રૂપે રાજે છે ॥ કુંડલ દોય કપોળમાં ॥ છ૦ ॥ પ્રભુ નેનકમલ અનુહાર ॥ રૂ૦ ॥ ૧ ॥

કંઠે કંચન કાંઠલી ॥ છ૦ ॥ બહુ હીરે જડયો હાર ॥ રૂ૦ કુંદન વદન કોમલ તનું ॥ છ૦ ॥ દ્યુતિ દામિની દીપ અ-પાર ॥ રૂ૦ ॥ ૨ ॥ છેલ છોગાલા છબીલડા ॥ છ૦ ॥ ભલું ભાલ તિલક ભલકાર ॥ રૂ૦ ॥ શાંત મૂરતિ શ્રી શાંતિની ॥ છ૦ ॥ પ્રભુ કુશલકરણ કિરતાર ॥ રૂ૦ ॥ ૩ ॥ જગ જયકારી જતિપતિ ॥ છ૦ ॥ અતિ મતિ ગતિ રતિ અનુ-રૂપ ॥ રૂ૦ ॥ હસી બોલો હેજાળુઆ ॥ છ૦ ॥ તું ત્રણ્ય ભુવનનો ભૂપ ॥ રૂ૦ ॥ ૪ ॥ કાયમ કોડી દિવાલીયાં ॥છ૦॥ પ્રભુ ગુણનો કુણ કહે પાર ॥ રૂ૦ ॥ જિનપતિ ચક્રી પાંચમો ॥ છ૦ ॥ કહે ઉત્તમવિજય ઉદાર ॥ રૂ૦ ॥ ૫ ॥

## ॥ त्रीजी श्रीनेमिजिनपूजा ॥

॥ દોહા ॥

જોગીશ્વર યદુપતિ જયો, મ્હોટો એ મહારાજ ॥
નિરાગી એ નેમજી, શિવવહુનો શિરતાજ ॥ ૧ ॥
બાળ બ્રહ્મચારી ભલો, જુવતિ અજિત ચરિત્ર ॥
જિતેંદ્રિય જે જિનપતિ, પ્યારો પરમ પવિત્ર ॥ ૨ ॥
કણ ભોજી કાંમે કર્યા, દેવ ત્રિદશને દાસ ॥
પંચામૃત ભોજી પ્રભુ, ન છલ્યો યુવતિ વિલાસ ॥ ૩ ॥
પંચજ્ઞાન પામિત પ્રભુ, પંચામૃત અભિષેક ॥
કરસે તે વરસે નરા, ગતિ પંચમી સુવિવેક ॥ ૪ ॥

દુઃખહર દરિસન તાહરૂં, મોહ્યું મહારૂં મન ॥
નયણે આજ મેં નિરખીયો, ધન ધન તું પ્રભુ ધન ॥૫॥

॥ ઢાળ ત્રીજી ॥

॥ પાવા તે ગઢથી ઉતર્યાં, માતા અન્નપૂરણા રે—એ દેશી ॥

વિજય સમુદ્ર નૃપ નંદનો રે ॥ લાલન લટકાળો ॥ માત શિવાદેવીનો મલ્હાર રે ॥ મોહન મટકાળો ॥ અપચ્છર અંકે ઉછર્યો રે ॥ લા૦ ॥ કોમળ તનું નેમિ કુમાર રે ॥ મોહન૦ ॥ ૧ ॥ બાળપણે પ્રભુ પારણે રે ॥ લા૦ ॥ પોઢયો અંગુષ્ટ આહાર રે ॥ મોહન૦ ॥ અતુલી બળ ઇંદ્રે કહ્યો રે ॥લા૦॥ જગમાં કુણ ગંજણહાર રે ॥ મોહન૦ ॥ ૨ ॥ અણસદ્દહી સુર આવીયો રે ॥ લા૦ ॥ ઉપાડયો વૈક્રિય રૂપ રે ॥મોહન૦॥ અંસે અંગુષ્ટ અવની ગયો રે ॥ લા૦ ॥ કરી કુસુમની વૃષ્ટિ અનુપ રે ॥ મોહન૦ ॥ ૩ ॥ વિક્રમ ઇંદ્ર અનંતનું રે ॥ લા૦ ॥ કનકગિરિ અગ્રે કહેવાય રે ॥ મોહન૦ ॥ ત્રણસેં વરસ તણા થયા રે ॥ લા૦ ॥ એક દિન યુદ્ધશાળે જાય રે ॥ મોહન૦ ॥ ૪ ॥ પંચજન્યે નભ પૂરિયો રે ॥લા૦॥ વિઠલે દીઠો વડવીર રે ॥ મોહન૦ ॥ ભુજબળે પરખ્યો ભાઇને રે ॥ લા૦ ॥ જદુપતિ જાદવ શિર ધીર રે ॥ મોહન૦ ॥ ૫ ॥ નભ વાણી સુણી વિઠલે રે ॥ લા૦ ॥ બોલાવી રાણી આઠ રે ॥ મોહન૦ ॥ જુગતે દેવરને જઇ રે ॥ લા૦ ॥ મનાવો વિવા-

હનો ઠાઠ રે ॥ મોહન૦ ॥ ૬ ॥ ગ્રીષમે ગામને ગુંદરે રે ॥ લા૦ ॥ સઘળી મળી સરોવરે જાય રે ॥ મોહન૦ ॥ ફુલ દડે પીચકારીયે રે ॥ લા૦ ॥ કરે કામની આકુલ કાય રે ॥ મોહન૦ ॥ ૭ ॥ નિરખે નયન કટારીયે રે ॥ લા૦ ॥ નીરાગી સરાગી ન થાય રે ॥ મોહન૦ ॥ સુર વરસાવે ફુલને રે ॥ લા૦ ॥ ધન ધન પ્રભુ તાહરી માય રે ॥ મોહન૦ ॥ ૮ ॥ સ્ત્રી સુરપતિની પુલોમજા રે ॥ લા૦ ॥ દેખી ન ડગે જેહનું મન્ન રે ॥ મોહન૦ ॥ તો કિમ નરની નારીયે રે ॥ લા૦ ॥ કહો ચૂકે તેહનું તન્ન રે ॥ મોહન૦ ॥ ૯ ॥ છેલ છબીલીને છળે રે ॥ લા૦ ॥ કર્યું સગપણ રાજુલ સાથ રે ॥ મોહન૦ ॥ તોરણથી તેડી ગયો રે ॥ લા૦ ॥ કરી સુંદરી સામ સનાથ રે ॥ મોહન૦ ॥ ૧૦ ॥ વરમાળા માથે ધરી રે ॥ લા૦ ॥ પોહો-ચાવે શિવવહુ પાસ રે ॥ મોહન૦ ॥ ચવન જનમ દીક્ષા લેઈ રે ॥ લા૦ ॥ લહે કેવળજ્ઞાન વિલાસ રે ॥ મોહન૦ ॥ ૧૧ ॥ સુર સુમને સુમને તિહાં રે ॥ લા૦ ॥ કરે વૃષ્ટિ જાનુ પ્રમા-ણ રે ॥ મોહન૦ ॥ ફળ જળ ફુલે કંચને રે ॥ લા૦ ॥ કરે પૂજા વાસ વખાણ રે ॥ મોહન૦ ॥ ૧૨ ॥ ત્રણ્ય ભુવન તારે પ્રભુ રે ॥ લા૦ ॥ વજડાવો જિત નિશાન રે ॥ મોહન૦ ॥ ગઢ ગિરનારપતિ જયો રે ॥ લા૦ ॥ બુધ ઉત્તમવિજયની વાણ રે ॥ મોહન૦ ॥ ૧૩ ॥ કાવ્યં ॥ જગત્ત્રયાધાર૦ ॥

મંત્રઃ- ૐ હ્રીં શ્રીં પરમ પરમાત્મા૦ ॥ શ્રીમતે નેમિજિનેં-દ્રાય, જલં, ફલં૦ યજામહે સ્વાહા ॥

( કળશ ક્રિયા પૂર્વ પ્રમાણે )

## ॥ भावना ख्याल स्तवन ॥

॥ તુમે મારે ઘેર આવજો રે કે નણદોઇ પરૂણલા—એ દેશી ॥

સુણો સ્વામિ હમારા રે, કે નેમજી નવ રસિયા ॥ રિષ્ટ રતન વર વર્ણ વિરાજે, તન ગુણ તાહારા રે ॥ મોહનજી મન વસિયા ॥ ૧ ॥ તન ધન મન તારૂં રે, તડિત ભૂષણ લસિયા રે ॥ લટક મટક મઘવાધનુ ઓપમા, મન મોહ્યું મારૂં રે ॥ મો૦ ॥ ૨ ॥ આઓ આઓ અલબેલા રે, અટક્યા અંટસિયા ॥ વાટડીઓમાં ફુલડાં વેરાવું, મોતીડે વધાવું રે ॥ મો૦ ॥ ૩ ॥ સિણગાર સુહાસ્યે રે, કે કરૂણા રૌદ્ર કિસ્યો ॥ વીર બિભત્સ ભયાનક શાંતે, અદ્ભુત આસ્યો રે ॥ મો૦ ॥ ૪ ॥ શાલી દાલી જમાડું રે, રસોઇયો રૂપાળી ॥ પીરસું પંખે પવન કરીને, રંગે રમાડું રે ॥ મો૦ ॥ ૫ ॥ ભલી આઠ ભવાંની રે, પ્રીતલડી પાતળીયા ॥ છોડીજે કેમ છબીલા, જોરજ માંની રે ॥ મો૦ ॥ ૬ ॥ નર હરિહર બ્રહ્મા રે, છબીલીના છલીયા ॥ ત્રિભુવનપતિ રાજુલ વર વાલ્હા, ધણી તને ખંમા રે ॥ મો૦ ॥ ૭ ॥ શિવ મહેલે સાંમળીયો રે, માનનીયોથી મળીયો ॥ ઉત્તમ પ્રભુ ડાહ્યો અટકળીયો, સુખ દિન વળીયો રે ॥ મોહન૦ ॥ ૮ ॥

## ॥ चोथी श्रीपार्श्वजिन पूजा ॥

॥ દોહા ॥

સજલ જલદ તન સપ્ત ફન, ઉરગ લખન પગ જાસ ॥
કમઠ દલન જન જય કરન, નમત અમર નિત તાસ ॥૧॥
જડતા તજી કરે કુસલા, કવીય મુખરના કાર ॥
ભવગરતાથી ઉદ્ધરતા, સુખ કરતા સંસાર ॥ ૨ ॥
ધ્યાનાનલ દહી અઘ સમિધ, અટલ અચલ પદ પાય ॥
અમલ અકલ શિવ પદ વર્યા, સકલ સુખદ જિનરાય ॥૩॥
પારસ પણ પા રસ નહીં, આખો રસ છે એહ ॥
એહના ગુણ આખ્યાનથી, દેવ સમી હુવે દેહ ॥ ૪ ॥
સત અડ નામે સાહિબો, સમર્યો આપે સિદ્ધ ॥
ઋદ્ધિ વૃદ્ધિ વાલી વધે, જસ નામે નવ નિદ્ધ ॥ ૫ ॥
આદેય ધારી એ પ્રભુ, જે ચાવો જુગ ચાર ॥
સત્વર સેવ્યો સમરસે, તત્વર હોવે ત્યાર ॥ ૬ ॥
દેશ વિદેશે સદયતે, વામાંગજ ત્રિવીષ્ટ ॥
સુખ સંપદ દાઈ સદા, ઉત્તમ માહરો ઈષ્ટ ॥૭॥

॥ ઢાળ ॥ ગોકુલની ગોવાલણી મહિ વેચવા ચાલી—એ દેશી ॥

પૂજા શ્રી પ્રભુ પાસકી, સુનિયે અબ સૈનાં ॥ સુંદર મૂરતિ સાંઇકી, નિરખી હસેં નૈનાં ॥ ૧ ॥ કાશી વાસી બનારસી, અશ્વસેનકે નંદા ॥ વામા ઉદર નભમેં પ્રભુ,

સોહે શારદ ચંદા ।। ૨ ।। એક દિન ઝાંખી ઝરોખમેં, ખ્યાલ દેખે ખલકકે ।। હમતે રમતે હેરતે, મન મુલક મુલકકે ।।૩।। ગ્રીષમમેં જલ ગંગમેં, વન છાંહિ ગેહેરીયાં ।। મત્સ્યતિ મિંગલ ઝીલતે, જાકી મીઠી લેહેરીયાં ।। ૪ ।। ખાવન સેનસે ખેલતી, સબ મિલકે સહિરીયાં ।। ગંગામેં ગતિ મીનકી, દંગ લાલહે હેરીયાં ।। ૫ ।। પેહેરી ચરના ચુંનડી, અંગીયાં ધરીં અંગે ।। કનક તનક તન દામિની, નથકી જડી નંગે ।। ૬ ।। ઐસેમેં ઉહાં એક હૈ, તપસી તન ધારી ।। કરીકિ તીનકો બંદના, સબ ભુવન સિધારી ।।૭।। હાથ પુજાપા લે ચલી, પ્રભુ કોઈકું બૂઝે ।। કહો તુમ જાતે હો કહાં, ઐસે હરખ ઉરૂઝે ।। ૮ ।। યહ સુની ઉત્તર દેત હૈ, સુનો સાંઈ હમારે ।। આયા તાપસ એક હૈ, કોઈ ગંગ કિનારે ।।૯।। સુની દિલ દેખનકા ભયા, તુરીપર ચઢી ચાલે ।। તપસીપેં આયે પ્રભુ, ઓહી નાણુ નિહાલે ।। ૧૦ ।। દાઝત વ્યાલકો દેખકે, સચ બોલે સાંઇ ।। કહો સાચી સબકે તુમ્હે, ગુરૂ કસે ગુંસાઈ ।। ૧૧ ।। ધર્મ દયા બીન ધારતે, ગળે મોહન માળે ।। અજ્ઞાનકી અગની બિચે, જડ જોગકો જાળે ।।૧૨।। દીયે કનક નગ દાનસેં, જીયદાન બડા હે ।। કહો તેરા ગુરૂ કૌન હે, જિને જોગ જડા હે ।। ૧૩ ।। કહે તપસી ભૃકુટી કરી, રહો બાળા રાજા ।। આપ ખેલાવો અશ્વકું,

તેરે ઘર તાજા ॥ ૧૪ ॥ આસકકે અગનાનસે, તુમ ધરમ ક્યા જાનો ॥ કરતે કામસો કીજીયે, હમકું ન પીછાનો ॥ ૧૫ ॥ દેખી લીયે તુંમ દેખતે, તુમતો નહિ જોગી ॥ બગ ધ્યાની જ્ઞાની બડે, ભવ વેસકે ભોગી ॥ ૧૬ ॥ ભોગ બડે બડે ભોગવે, હમ જોગમાં ભીને ॥ અલખ બોલાવે આપસે, ॥ હાથ માલા લીને ॥ ૧૭ ॥ માલા તો મનકી ભલી ॥ ઓર કાઠકે ભારે ॥ જોગાસન જાનો નહી ॥ વેષ જોગકે ધારે ॥ ૧૮ ॥ જોગ ધરમ હમ જાનકે ॥ દુનિયાંકો દિખાવે ॥ ઓહં સોહં યું રખે ॥ જાપ અજપ જગાવે ॥ ૧૯ ॥ જીવ જતન કિયે બિનાં ॥ કુન ધરમ કહાવે ॥ આતમ આએ આતમા ॥ દયા મૂલ દિખાવે ॥ ૨૦ ॥ હમ જેસા જગ કોન હે ॥ દયા જાનન હારા ॥ તુમ તુરિપર બેઠે ચઢી ॥ મુખે ધરમ પુકારે ॥ ૨૧ ॥ હાથી ઘોડેપર હમ ચઢે ॥ સબ સુખકું માણે ॥ પણ હિંસા હીરદે નહીં ॥ પૂરા ધરમ પીછાને ॥ ૨૨ ॥ હમપે હિંસા કોન હે ॥ બેર બેર ક્યા કહેના ॥ હમકું બાત ન છેડનાં ॥ ડરતેહી રેહેનાં ॥ ૨૩ ॥ સાંઈ હુકમસે સેવકે ॥ બડા લકુડ ફડાયા ॥ જલતા સાપ નીકારકે ॥ નોકાર સુનાયા ॥ ૨૪ ॥ નાથ ભયે નાગ લોકકે ॥ ધરણીધર રાજા ॥ સબ જન મુખસે જે કહે ॥ ॥ પ્રભુ ચઢત અવાજા ॥ ૨૫ ॥ લાગી લગન પ્રભુ રૂપસે ॥

॥ બની પ્રીતિ અભંગી ॥ તુંહિ સરન પ્રતિપાલ હૈ ॥ સબ કામકે સંગી ॥ ૨૬ ॥ પૂજે પ્રભુ ફૂલ ફૂલસે ॥ સબ જન શિર નામે ॥ વાહ વાહ પ્રભુ યું કહિ ॥ આયે નિજ નિજ ઠામે ॥ ૨૭ ॥ જીત કરી જિનરાજજી ॥ ઉત્તમ ઘર આયે ॥ જેવન જોગ લિયે પછે ॥ અવિચલ પદ પાયે ॥૨૮॥ સામલ પારસ તું પ્રભુ ॥ સંખેસર સામી ॥ વસિયા સામલ પોલમાં ॥ ધન જિન ગુણ ધામી ॥ ૨૯ ॥ તો તન ધન વન લીલતે ॥ મોહિત મન ભાવે ॥ ઉત્તમવિજયને દીજીયે ॥ દરિશન વડ દાવે ॥ ૩૦ ॥ કાવ્ય ॥ જગત્ત્રયધાર૦ ॥

મંત્રઃ- ૐ હ્રીઁ શ્રીં પરમપરમાત્મને અનંતાનંત શ્રીમત્પાર્શ્વ જિનેંદ્રાય જલં ॥ યજામહે સ્વાહા ॥૮॥ ઇંદ્રાણી ક્રિયા પૂર્વવત્ ॥૪॥

॥ ભાવના ॥ પદ ॥ રાગ વસંત હોરી ॥

॥ રાજુલ સુંદર નારી સાંમસેં ખેલે હોરી-એ દેશી ॥

પારસનાથકે નામ સદા સુખ હોત હમારે ॥ પા૦ ॥ હોત હમારે જી હોત હમારે ॥ પા૦ ॥ ટેક ॥ નીલ વરણ તનું સુંદર સુરતિ ॥ દીપતિ મુરતિ ॥ ચિંતામણિ જેમ ચિંતા ચૂરતિ ॥ પૂરણ પુન્યની પૂરતિ હો પ્યારે ॥ પા૦ ॥૧॥ જાકે જનમ સમયે સોહમ પતિ ॥ વંદિત સ્વામી અપ-સર વૃંદ સહિત સિર નામી ॥ નિરમમ કામસુ કામિ ॥ હો

પ્યારે ॥ પા૦ ॥ ત્રિભુવન તિલક નમે જગ ખલક ॥ અલક અહિરાજે॥ મુકર જયો ભાલ ચલક દ્રગ ચંચલ ॥ છેલ ચાંદલિયા બાજે ॥ હો પ્યારે ॥ પા૦ ॥ દર્શન બસન અરૂ હસત બદનવર ॥ શિવ બહુ સ્વામી પૂરવ પુણ્ય પ્રકટ ભયે મેરે ॥ પારસ દરિસન પામી હો પ્યારે ॥ પા૦ ॥ ૪ ॥ વામા માતા અશ્વસેનકો નંદન ॥ આદેય ધારી સકલ સુખદ મય મૂરતિ પ્યારી ॥ ઉત્તમ આણંદકારી હો પ્યારે ॥ પા૦ ॥ ૫ ॥ ઇતિ ગીત પૂજા ॥ ૪ ॥

## ॥ पंचमी श्रीवीरजिनपूजा ॥

॥ દોહા ॥

ચરમ જિણેસર ચિત ધરૂં ॥ આ ચોવીશી ઇસ ॥
પરમ સધન અઘ પરિહરે ॥ જયો જયો જગદીશ ॥૧॥
અનઅધ્યયન અધ્યનપરે ॥ પરગટ વરદા પ્રાય ॥
વાડવ સંશય વારિયો ॥ પ્રણમ્યો આવી પાય ॥ ૨ ॥
આમલ ક્રીડા એક દિન ॥ કરતો વીર કુમાર ॥
ભુજ વીંટાણો થઈ ભુજંગ ॥ ન બિહે પ્રભુ નિરધાર ॥૩॥
સુરપતિ જેમ પ્રશંસિયો ॥ તિમ દીઠો ધન ધીર ॥
સુર પરખી સરગે ગયો ॥ નામ ધર્યું મહાવીર ॥ ૪ ॥
કુસુમ વૃષ્ટિ ક્રિડા કરી ॥ આવે ગેહ મઝાર ॥
માત પિતા મન હરખિયાં ॥ વરત્યો જય જયકાર ॥૫॥

॥ ઢાળ પાંચમી ॥

॥ વંદ્રાવનમાં વિઠલ મોહન વેણ વજાડે ॥ એ દેશી ॥

શાસન ઉપગારી પ્રભુ ॥ વંદિયે વીર જિણંદા ॥ હો ॥ વાલા શાસન નાયક નાયક થાય ॥ વંદિયે વીર જિણંદા ॥ શાસન તેહને શિર ધરો ॥ વં० ॥ હો વાલા જાસ નમે સુર રાય ॥ વં ॥૧॥ છત્ર ત્રણે પ્રભુ છાજતો ॥ વં० ॥ હો વાલા નાથ એ ચઢતે નૂર ॥ વં०॥ સોવનને સિંહાસને ॥ વં० ॥ હો વાલા સોભે સરિખા સૂર ॥ વં० ॥ ૨ ॥ વીર એ પ્રભુ કહિયે ન એકલો ॥ વં०॥ હો વાલા ફાવે સુર નર ફોજ ॥વં०॥ દેશના દેઈ દુઃખ ટાળતો ॥ વં० ॥ હો વાલા માહાલતો મનને મોજ ॥ વં० ॥ ૩ ॥ વીર લહી લખમી ત્રણ ભુવનની ॥ વં० ॥ હો વાલા શિવ વહુ સાથે સનેહ ॥ વં० ॥ ચૌદ ભુવનને ભાવતો ॥ વં० ॥ હો વાલા શરણને નાપે છેહ ॥ વં० ॥ વીર સિદ્ધારથ નૃપ નંદન ॥ વં० ॥ હો ॥ વાલા ત્રિસલા માત મલાર ॥ વં०॥ સોવન વરણે સોભતો ॥ વં०॥ હો વાલા પ્રભુ ગુણનો નહી પાર ॥ વં० ॥ ૫ ॥ વીર દીક્ષા લેઈ દયાળુ એ ॥ વં०॥ હો વાલા વિચરે વસુધા પંથ ॥વં०॥ પાંચ સમિતિ ત્રણ ગુપ્તિયો ॥ વં० ॥ હો વાલા નામ ધરે નિરગ્રંથ ॥ વં० ॥ ૬ ॥ વીર ષટ માસીને પારણે ॥ વં० ॥ હો વાલા પંચ દિવસથી ન્યૂન ॥ વં० ॥ ચદન બાલાને ઘરે

॥ વં૦ ॥ હો વાલા પૂરણ ધારીને પૂન્ય ॥ વં૦॥ ૭ ॥ વીર વહોરે બાકુલ વીરજી ॥ વં૦ ॥ હો વાલા જીવો એ જગરાય ॥ વં૦॥ દાન અને મહો દાન એ ॥વં૦॥ હો વાલા સુર બોલે સમુદાય ॥ વં૦ ॥૮॥ વીર વાસ કુસુમ વૃષ્ટિ કરી ॥વં૦॥ હો વાલા સાઢી બાર કરોડ ॥ વં૦॥ ફળ ફૂલે પૂજો પ્રભુ ॥વં૦॥ હો વાલા આપે ઇચ્છિત કોડ ॥ વં૦॥૯॥ વીર જળ પૂજા લખમી લહે ॥ વં૦॥ હો વાલા ફળથી સુત ફળ થાય ॥ વં૦ ॥ વાસથી જસ વધે જગતમાં ॥ વં૦ ॥ હો વાલા ધૂપ અરથ ધનદાયં ॥ વં૦ ॥ ૧૦ ॥ વીર ફુલથી શિવ વહુ પાંમિયે ॥ વં૦ ॥ હો વાલા ફુલ સોહાવો સીસ ॥ વં૦ ॥ દીપ હૃદય કરે દીપતો ॥ વં૦ ॥ હો વાલા નૈવેદ્ય સુખ અહનીસ ॥ વં૦ ॥૧૧॥ વીર અક્ષત અક્ષય ફળ દીયે ॥ વં૦ ॥ હો નાલા સેવો સ્વામિ સનૂર ॥ વં૦ ॥ વીર વયર આદે કરી ॥ વં૦ ॥ હો વાલા પામ્યા સુખ પડુર ॥ વં૦ ॥ ૧૨ ॥ વીર ભવ દુઃખ શિવ સુખ મહતત ॥ વં૦ ॥ હો વાલા ગયણુ ગુણુ હે ભગવંત ॥ વં૦ ॥ ખલકુચરિત્ર ગુરૂમહેરનો ॥ વં૦ ॥ હો વાલા આવે કદિય ન અંત ॥ વં૦ ॥ ૧૩॥ વીર પ્રભુ પૂજે સુખ પામીયે ॥ વં૦॥ હો વાલા આપે અતિહી આણુંદ ॥ વં૦॥ ઉત્તમ વિજય ચિરંજીય ॥ વં૦ ॥ હો વાલા જય જય વીર જિણુંદ ॥વં૦॥ ૧૪ ॥ વી૦ ॥ કાવ્યં॥ જગત્ત્રયાધાર ॥૧॥

ૐ હ્રીં શ્રીં પરમ પરમાત્માને અનંતાનંત જ્ઞાન શક્તયે જન્મ-જરામૃત્યુનિવારણાય ॥ શ્રીમદ્વીરજિનેંદ્રાય ॥ જલં ફલં૦ યજામહે સ્વાહા: ॥ કલશ ઢાલવો ॥ ઇંદ્રાણિની ક્રિયા પૂર્વવત્ સર્વ કરવી ॥

॥ અથ કલશ ॥ રાગ ધન્યાશ્રી ॥ ઢાલ ॥

તથા ખંભાતિ ॥ દેશી ॥ મહિનાનો હાંણી કાનુડો ॥

જગજીવન જાલીમ જાદવા રે ॥ તમે શાંને રોકો છો રાનમાં ॥ એ દેશી ॥

ગાયા ગાયા ગાયા રે ॥ મેં પંચ તીરથપતિ ગાયા ॥ શત્રુંજયને દયોદર તીરથ ॥ ગઢ ગિરનાર ગવાયા ॥ શંખેશ્વર વલી બંભણવાડે ॥ થાંનિક જેણે થપાયા રે ॥ મેં૦ ॥ ૧॥ શ્રી પ્રભુ રીખભ ને શાંતિ જિનેશ્વર ॥ નેમ નવલ દિલ ભાયા ॥ પાસ પ્રભુ વર્દ્ધમાન શાસનપતિ ॥ સેવતે સુખ સવાયા રે ॥ મેં૦ ॥ ૨ ॥ જાઇ જુઇ મચકુંદ મોગરો ॥ ચંબેલી ચરચાયા ॥ ચંપક વાન ચતુર નરનારી ॥ કુસુમાંજલી કર છાયા રે ॥ મેં૦ ॥ ૩ ॥ ઇક્ષુ કેલી શીતાફલ શાંતિ ॥ જંબૂ વરણુ જદુરાયા ॥ કેરી બીજોરાં પાસ મહાવીરને ॥ તન ગુણે જ્ઞાન બનાથા રે ॥ મેં૦॥૪ ॥ નવ ફલ ફુલ ચંદન ચાંદલિયા ॥ પ્રભુ નવ અંગી નિપાયા ॥ નિરમલ જલે નવરાવી પ્રભુને ॥ આગલ અવર ધરાયા રે ॥ મેં૦ ॥ ૫ ॥ પ્રેમે પ્રભુની પૂજા કરતાં ॥ પ્રાણી શિવ પદ પાયા ॥ ફલથી ફલ આપે પરમેશ્વર ॥ ધન્ય તે જનની જે જાયા રે ॥ મેં૦॥ ૬ ॥ આઠ

પુરૂષ આઠ પૂજા કર ધર ॥ નવમો કલશ કર લાયા ॥ આઠ કુમારી તન સુકુમારી ॥ બીહું દિશી ચમર કરાયા રે ॥ મેં૦ ॥ ૭ ॥ દોય કર ઝાલર દોય કર પંખા ॥ દરપણ દોય દેખાયા ॥ નવમી ફુલ દડો ઉછાળે, જગપતિ તું ચિર આયા રે ॥ મેં૦ ॥ ૮ ॥ ઇણ વિધે જે પ્રભુ પદકજ પૂજે ॥ તે અમર કરે કાયા ॥ સંકટ ચૂરે સમિહિત પૂરે ॥ ધીર મને પ્રભુ ધ્યાયા રે ॥ મેં૦ ॥ ૯ ॥ સહુ ગિરિ સ્યાહિ પયોધર પાણી ॥ લેખણ વૃક્ષ લિખાયા ॥ ધરણી કાગલે ધાત સુતા લિખે ॥ કુંણ ગુણ પાર કહાયા રે ॥ મેં૦ ॥ ૧૦ ॥ સંવત ગગન અંક ગજ એકો (૧૮૯૦) ફાલગુણ સંગે ફબાયા ॥ શુદ્ધિ પંચમી દિને શુભ ગ્રહ જોગે, જીત ડંકા વજડાયા રે ॥ મેં૦ ॥ ૧૧ ॥ દરિસણ સામલ પાસનું દીઠે ॥ કોડી દિવાલી કમાયા ॥ દીપ ઉદ્યોતે ઉત્તમવિજયે ॥ પંચ તીરથ પ્રગટાયા રે ॥ મેં૦ ॥ ગાયા ॥ મેં૦ ॥ ઇતિ ॥

॥ અથ કલશ છંદ ॥

તપગછ શ્રી પ્રભુસૂરી પાઠક શુભવિમલ ગુરૂ હિત થયા ॥
તસ શિષ્ય માણિકવિજય ગુરૂ ભલા ગૌતમ ગુરૂ ભયા ॥
તસ શિષ્ય વિજય ખુશાલ ખેમે ગુણ નિધિ ગુરૂ જગ જયા ॥
જગદીશ ઉત્તમવિજય જંપે દેવ પંચ કરજ્યો દયા ॥૧॥

॥ પં. શ્રી ઉત્તમવિજયજીકૃત ઇતિ પંચતીર્થી પૂજા સંપૂર્ણ ॥

# શ્રીમદ્ આત્મારામજી (વિજયાનંદસૂરિજી) કૃત શ્રી સત્તરભેદી પૂજા

॥ દોહા ॥

સકલ જિણંદ મુણીંદની, પૂજા સત્તર પ્રકાર ॥
શ્રાવક શુદ્ધ ભાવે કરે, પામે ભવનો પાર ॥૧॥
જ્ઞાતાઅંગે દ્રૌપદી, પૂજે શ્રી જિનરાજ ॥
રાયપસેણિ ઉપાંગમેં, હિત સુખ શિવ ફલ તાજ ॥૨॥
ન્હવણ વિલેપન વસ્ત્રયુગ, વાસ ફુલ વરમાલ ॥
વરણ ચુન્ન ધ્વજ શોભતી, રત્નાભરણ રસાલ ॥ ૩ ॥
સુમનસ ગૃહ અતિ શોભતું, પુષ્પધરા મંગલિક ॥
ધૂપ ગીત નૃત્ય નાદશું, કરત મિટે સબ ભીક ॥ ૪ ॥

## ॥ प्रथम न्हवणपूजा ॥

॥ દોહા ॥

શુચિ તનુ વદન વસન ધરી, ભરે સુગંધ વિશાલ ॥
કનક કલશ ગંધોદકે, આણિ ભાવ વિશાલ ॥ ૧ ॥
નમત પ્રથમ જિનરાજકું, મુખ બાંધી મુખકોશ ॥
ભક્તિ યુક્તિસેં પૂજતાં, રહે ન રંચક દોષ ॥ ૨ ॥

॥ ઢાળ ॥ રાગ ખમાચ—તાલ પંજાબી ઠેકો ॥
॥ માન તું કાહે પેં કરતા—એ દેશી ॥

માન મદ મનસેં પરહરતા, કરી ન્હવણ જગદીશ ॥મા૦॥ એ આંકણી ॥ સમકિતની કરની દુઃખ હરની, જિન પખાલ મનમેં ધરતા ॥ અંગ ઉપાંગ જિનેશ્વર ભાખી, પાપ પડલ જરતા ॥ક૦ ॥૧॥ કંચન કળશ ભરી અતિ સુંદર, પ્રભુ સ્નાન ભવિજન કરતા ॥ નરક વૈતરણી કુમતિ નાસે, મહાનંદપદ વરતા ॥ ક૦ ॥૨॥ કામ ક્રોધકી તપત મિટાવે, મુક્તિપંથ સુખ પગ ધરતા ॥ ધર્મ કલ્પતરૂ કંદ સીંચતા, અમૃતધન ઝરતા ॥ ક૦ ॥૩॥ જન્મ મરણકા પંક પખારી, પુણ્યદશા ઉદય કરતા ॥ મંજરી સંપદ્ તરૂ વર્દ્ધનકી, અક્ષય નિધિ ભરતા ॥ ક૦ ॥૪॥ મનકી તપત મિટી સબ મેરી, પદકજ ધ્યાન હૃદે ધરતા ॥ આતમ અનુભવ રસમેં ભીનો, ભવસમુદ્ર તરતા ॥ કરી૦ ॥ ૫ ॥

## ॥ द्वितीय विलेपनपूजा ॥

॥ દોહા ॥

ગાત્ર લુહી મન રંગશું, મહકે અતિ સુવાસ ॥
ગંધકષાયી વસનશું, સકલ ફલે મન આસ ॥ ૧ ॥
ચંદન મૃગમદ કુંકુમેં, ભેળી માંહે બરાસ ॥
રતનજડિત કચોલીયેં, કરી કુમતિનો નાશ ॥ ૨ ॥

પગ જાનુ કર ખંધમેં, મસ્તક જિનવર અંગ ॥
ભાલ કંઠ ઉર ઉદરમેં, કરે તિલક અતિ ચંગ ॥ ૩ ॥
પૂજક જન નિજ અંગમેં, રચે તિલક શુભ ચાર ॥
ભાલ કંઠ ઉર ઉદરમેં, તપત મિટાવનહાર ॥ ૪ ॥

॥ ઢાળ ॥ ઠુમરી—તાલ-પંજાબી ઠેકે ॥॥
॥ મધુવનમેં મેરે સાંવરીયા—એ દેશી ॥

કરી વિલેપન જિનવર અંગે, જન્મ સફલ ભવિજન માને ॥ કરી૦ ॥ ૧ ॥ મૃગમદ ચંદન કુંકુમ ઘોલી, નવ અંગ તિલક કરી થાને ॥ કરી૦ ॥ ૨ ॥ ચક્રી નવનિધિ સંપદ્ પ્રગટે, કરમ ભરમ સબ ક્ષય જાને ॥ કરી૦ ॥ ૩ ॥ મન તનું શીતળ સબ અઘ ટારી, જિનભક્તિ મન તનુ ઠાને ॥ કરી૦ ॥ ૪ ॥ ચોસઠ સુરપતિ સુરગિરિ રંગે, કરી વિલેપન ધન માને ॥ કરી૦ ॥ ૫ ॥ જાગી ભાગ્યદશા અબ મેરી, જિનવર બચન હૃદે ઠાને ॥ કરી૦ ॥ ૬ ॥ પરમ શિશિરતા પ્રભુ તન કરતાં, ચિત્સુખ અધિકે પ્રગટાને ॥ કરી૦ ॥ ૭ ॥ આત્માનંદી જિનવર પૂજી, શુદ્ધ સ્વરૂપ નિજ ઘટ આને ॥ કરી૦ ॥ ૮ ॥

## ॥ तृतीय वस्त्रयुगलपूजा ॥

॥ દોહા ॥

વસન યુગલ રીતિ ઉજ્જવલેં, નિર્મલ અતિહી અભંગ ॥
નેત્રયુગલ સૂરિ કહે, યેહી મતાંતર સંગ ॥ ૧ ॥

કોમળ ચંદન ચરચિયેં, કનક ખચિત વરચંગ ॥
હય પલ્લવ શુચિ પ્રભુ શિરેં, પહેરાવે મનરંગ ॥ ૨ ॥
દ્રૌપદી શક્ર સૂરિયાભ તે, પૂજે જિમ જિનચંદ ॥
શ્રાવક તિમ પૂજન કરે, પ્રગટે પરમાનંદ ॥ ૩ ॥
પાય લુહણુ અંગલૂહણાં, દીજેં પૂજન કાજ ॥
સકલ કરમમલ ક્ષય કરી, પામે અવિચળ રાજ ॥ ૪ ॥

॥ ઢાળ ॥ રાગ દેશ સોરઠ—પંજાબી ઠેકો ॥
॥ કુમજાને જાદુ ડારા—એ દેશી ॥

જિનદર્શન મોહનગારા, જિને પાપ કલંક પખારા ॥ જિન૦ ॥ એ આંકણી ॥ પૂજા વસ્ત્રયુગલ શુચિ સંગે, ભાવના મનમેં વિચારા ॥ નિશ્ચય વ્યવહારી તુમ ધર્મે, વરનું આનંદકારા ॥ જિ૦ ॥ ૧ ॥ જ્ઞાન ક્રિયા શુદ્ધ અનુભવ રંગે, કરૂં વિવેચન સારા ॥ સ્વપર સત્તા ધરૂં હરૂં સબ, કર્મ કલંક પહારા ॥ જિ૦ ॥ ૩ ॥ કેવળ યુગલ વસન અર્ચિતસેં, માંગત હું નિરધારા ॥ કલ્પતરૂ તું વંછિત પૂરે, ચૂરે કરમ કઠારા ॥ જિ૦ ॥ ૩ ॥ ભવોદધિ તારણ પોત મિલા તું, ચિદ્ઘન મંગલકારા ॥ શ્રી જિન-ચંદ જિનેશ્વર મેરે, ચરણ સરણ તુમ ધારા ॥ જિ૦॥૪॥ અજર અમર કર અલખ નિરંજન, ભંજન કરમ પહારા ॥ આત્માનંદી પાપનિકંદી, જીવન પ્રાણ આધારા ॥ જિન૦॥ ॥ ૫ ॥

## ॥ चतुर्थ गंधपूजा ॥

॥દોહા ॥

ચોથી પૂજા વાસકી, વાસિત ચેતનરૂપ ॥
કુમતિ કુગંધ મિટી ગઇ, પ્રગટે આતમરૂપ ॥ ૧ ॥
સુમતિ અતિ હર્ષિત ભઇ, લાગી અનુભવ વાસ ॥
વાસ સુગંધે પૂજતાં, મોહ સુભટકો નાશ ॥ ૨ ॥
કુંકુમ ચંદન મૃગમદા, કુસુમ ચૂર્ણ ધનસાર ॥
જિનવર અંગે પૂજતાં, લહિયે લાભ અપાર ॥ ૩ ॥

॥ ઢાળ ॥ રાગ જંગલો—તાલ પંજાબી ઠેકો ॥
॥ અબ મોહે ડાંગરીયાં—એ દેશી ॥

ચિદાનંદ ધન અંતરજામી, અબ મોહે પાર ઉતાર ॥ જિનંદજી ॥ અબ૦ ॥ એ આંકણી ॥ વાસખેંપસે પૂજન કરતાં, જનમ મરણ દુઃખ ટાર ॥ જિ૦ ॥ નિજગુન ગંધ સુગંધી મહકે, દહે કુમતિ મદ માર ॥જિ૦॥ ૧ ॥ જિન પૂજતાહી અતિ મન રંગે, ભંગે ભરમ અપાર ॥ જિ૦ ॥ પુદ્ગલ સંગી દુર્ગંધ નાઠો, વરતે જયજયકાર ॥ જિ૦ ॥ ॥૨॥ કુંકુમ ચંદન મૃગમદ ભેલી, કુસુમ ગંધ ધનસાર ॥જિ૦॥ જિનવર પૂજન રંગે રાચે, કુમતિ સંગ સબ છાર ॥જિ૦॥ ॥ ૩ ॥ વિજય દેવતા જિનવર પૂજે, જીવાભિગમ મઝાર ॥ જિ૦ ॥ શ્રાવક તિમ જિનવાસેં પૂજે, ગૃહ સ્વધર્મનો

સાર ॥ જિ૦ ॥ ૪ ॥ સમકિતની કરણી શુભ વરણી, જિન ગણધર હિતકાર ॥ જિ૦ ॥ આતમ અનુભવ રંગરંગીલા, વાસ યજનકા સાર ॥ જિ૦ ॥ ૫ ॥

## ॥ पंचम पुष्पारोहणपूजा ॥

॥ દોહા ॥

મન વિકસે જિન દેખતાં, વિકસિત ફુલ અપાર ॥
જિન પૂજા એ પંચમી, પંચમી ગતિ દાતાર ॥ ૧ ॥
પંચવરણકે ફુલસે, પૂજે ત્રિભુવન નાથ ॥
પંચ વિઘન ભવિ ક્ષય કરી, સાધે શિવપુર સાથ ॥ ૨ ॥

॥ ઢાળ ॥ રાગ કહેરબા—તાલ ઠુમરી ॥
॥ પાસ જિનંદા પ્રભુ, મેરે મન વસીયા—એ દેશી ॥

અર્હન જિનંદા પ્રભુ, મેરે મન વસીયા ॥ એ આંકણી ॥ મોગર લાલ ગુલાબ માલતી, ચંપક કેતકી નિરખ હરસીયા ॥ અ૦ ॥ ૧ ॥ કુંદ પ્રિયંગુ વેલિ મચકુંદા, બોલસિરી જાઈ અધિક દરસીયા ॥ અ૦ ॥ ૨ ॥ જલ થલ કુસુમ સુગંધી મહકે, જિનવર પૂજન જિમ હરિ રસીયા ॥ અ૦ ॥ ૩ ॥ પંચ બાણ પીડે નહિ મુઝકો, જબ પ્રભુ ચરણેં ફુલ ફરસીયા ॥ અ૦ ॥ ૪ ॥ જડતા દૂર ગઈ સબ મેરી, પાંચ આવરણ ઉખાર ધરસીયા ॥ અ૦ ॥ ૫ ॥ અવર દેવકું આક ધત્તૂરા, તુમરે પંચ રંગ ફુલ વરસીયા ॥ અ૦ ॥

॥ ૬ ॥ જિન ચરણે સહુ તપત મિટત હે, આતમ અનુભવ મેઘ વરસીયા ॥ આ૦ ॥ ૭ ॥

## ॥ षष्ठ पुष्पमालापूजा ॥

॥ દોહા ॥

છઠ્ઠી પૂજા જિનતણી, ગુંથી કુસુમની માલ ॥
જિન કંઠે થાપી કરી, ટાળીયે દુઃખ જંજાલ ॥ ૧ ॥
પંચવરણ કુસુમેં કરી, ગુંથી જિન ગુણ માલ ॥
વરમાલા એ મુક્તિકી, વરે ભક્ત સુવિશાલ ॥ ૨ ॥

॥ ઢાળ ॥ રાગ જંગલો—તાલ દીપચંદી ॥
॥ પાર્શ્વનાથ જપત હૈ જો જન કરમ ન આવે તો કને રે—એ દેશી ॥

કુસુમ માલસેં જો જિન પૂજે, કર્મકલંક નાસે ભવિ તેરે ॥ કુ૦ ॥ એ આંકણી ॥ નાગ પુન્નાગ પ્રિયંગુ કેતકી, ચંપક દમનક કુસુમ ઘને રે ॥ મલ્લિકા નવમલ્લિકા શુદ્ધ જાતિ, તિલક વસંતિક સવ્વ રંગહેરે ॥ કુ૦ ॥ ૧ ॥ કલ્પ અશોક બકુલ મગદંતી, પાડલ મરૂક માલતી લે રે ॥ ગુંથી પંચ વરણુકી માલા, પાપપંક સબ દૂર કરે રે ॥કુ૦॥૨॥ ભાવ વિચારી નિજગુણ માલા, પ્રભુસે આગે અરજ કરે રે ॥ સર્વ મંગલકી માલા રોપે, બિઘન સકલ સબ સાથ જલે રે ॥ કુ૦ ॥ ૪ ॥ આતમાનંદી જગગુરૂ પૂજી, કુમતિ ફંદ સબ દૂર ભગે રે ॥ પૂરણ પુન્યે જિનવર પૂજે, આનંદરૂપ અનુપ જગે રે ॥ કુસુમ૦ ॥ ૪ ॥

## ॥ सप्तम अंगीरचनापूजा ॥

॥ દોહા ॥

પાંચ વરણકે ફુલકી, પૂજા સાતમી માન ॥
પ્રભુ અંગે અંગી રચી, લહિયે કેવલજ્ઞાન ॥ ૧ ॥
મુક્તિવધૂકી પત્રિકા, વરણી શ્રી જિનદેવ ॥
શુદ્ધ તત્ત્વ સમજે સહી, મૂઢ ન જાણે ભેવ ॥ ૨ ॥

॥ ઢાળ ॥ તુમ દીનકે નાથ દયાલ લાલ—એ દેશી ॥

તુમ ચિદ્‌ઘન આનંદ લાલ, તોરે દર્શનકી બલિહારી ॥ તુમ૦ ॥ ૧ ॥ પંચવરણ ફુલોંસેં અંગીયાં, વિકસે જ્યું કેસર ક્યારી॥તુમ૦॥૨॥ કુંદગુલાબ મરૂક અરવિંદો, ચંપકજાતિ મંદારી॥તુમ૦॥ ૩॥ સોવન જાતી દમનક સોહે, મન તનુ તજિત વિકારી॥તુમ૦॥ અલખનિરંજનજ્યોતિ પ્રકાશે, પુદ્‌ગલસંગ નિવારી ॥તુમ૦॥પ॥ સમ્યગ્ દર્શન જ્ઞાન સ્વરૂપી, પૂર્ણાનંદ વિહારી ॥ તુમ૦ ॥ ૬ ॥ આતમ સત્તા જબહી પ્રગટે, તબહીં લહે ભવપારી ॥ તુમ૦ ॥ ૭॥

## ॥ अष्टम चूर्णपूजा ॥

॥ દોહા ॥

જિનપતિ પૂજા આઠમી, અગર ભલા ઘનસાર ॥
સોલરસ મૃગમદ કરી, ચૂરણ કરી અપાર ॥ ૧ ॥

ચુન્નારોહણ પૂજના, સુમતિ મન આનંદ ॥
કુમતિ જન ખીજે અતિ, ભાગ્યહીન મતિમંદ ॥૨॥

॥ ઢાળ ॥ રાગ જોગીયો ॥

॥ નાથ મેનું છડકે ગઢ ગિરનાર તું ગયો રી—એ દેશી ॥

કરમ કલંક દહ્યો રી, નાથ જિન પૂજકે ॥ એ આંકણી ॥ અગર સેલારસ મૃગમદ ચૂરી, અતિ ઘનસાર મહ્યોરી ॥ નાથ૦ ॥ ૧ ॥ તીર્થંકરપદ શાંતિ જિનેશ્વર, જિન પૂજીને ગ્રહ્યો રી ॥ નાથ૦ ॥ ૨ ॥ અષ્ટકરમ દલ ઉદ્‌ભટ ચૂરી, તત્ત્વરમણકું લહ્યો રી ॥ નાથ૦ ॥ ૩ ॥ આઠોહીં પ્રવચન પાલન શૂરા, દૃષ્ટિ આઠ રહ્યો રી ॥ નાથ૦ ॥ ૪ ॥ શ્રદ્ધા ભાસન રમણતા પ્રગટે, શ્રી જિનરાજ કહ્યો રી ॥ નાથ૦ ॥૫॥ આતમ સહજાનંદ હમારા, આઠમી પૂજા ચહ્યો રી ॥ નાથ૦ ॥ ૬ ॥

## ॥ नवम धूपपूजा ॥

॥ દોહા ॥

પંચવરણ ધ્વજ શોભતી, ઘૂઘરીનો ધમકાર ॥
હેમ દંડ મન મોહની, લઘુ પતાકા સાર ॥ ૧ ॥
રણઝણ કરતી નાચતી, શોભિત જિનહર શ્રૃંગ ॥
લહકે પવન ઝકોરસેં, બાજત નાદ અભંગ ॥ ૨ ॥
ઇંદ્રાણી મસ્તક લઇ, કરે પ્રદક્ષિણા સાર ॥
સધવા તિમ વિધિ સાચવે, પાપ નિવારણહાર ॥ ૩ ॥

॥ ઢાળ ॥

॥ ઠુમરી ઝીંઝોટીની-તાલ પંજાબી ઠેકો ॥ આઈ ઇંદ્રનાર—એ દેશી ॥

આઇ સુંદર નાર, કર કર સિંગાર, ઠાઢી ચૈત્ય દ્વાર, મન મોદધાર, પ્રભુ ગુણુ વિથાર, અઘ સબ ક્ષય કીનો ॥ ॥ આઇ૦ ॥ ૧ ॥ જોજન ઉતંગ, અતિ સહસ ચંગ, ગઈ ગગન લંઘ, ભવિ હરખ સંઘ, જબ જગ ઉતંગ, પદ છિન-ક્રમેં લીનો ॥ આઇ૦ ॥ ૨ ॥ જિમ ધ્વજ ઉતંગ, તિમ પદ અભંગ, જિનભક્તિ રંગ, ભવિ મુક્તિ મંગ, ચિદ્દ્ઘન આનંદ, સમતારસ ભીનો ॥ આઇ૦ ॥ ૩ ॥ અબ તાર નાથ, મુઝ કર સનાથ, તજ્યો કુગુરૂ સાથ, મુઝ પકડ હાથ, દીનોંકે નાથ, જિનવચનરસ પીનો ॥ આઇ૦ ॥ આતમ આનંદ, તુમ ચરણુ વંદ, સબ કટત ફંદ, ભયો શિશિર ચંદ, જિન પઠિત છંદ, ધ્વજપૂજન કીનો ॥ આઇ૦ ॥ ૫ ॥

## ॥ दशमी आभरणपूजा ॥

॥ દોહા ॥

શોભિત જિનવર મસ્તકેં, રયણુ મુકુટ ઝલકંત ॥
ભાલ તિલક અંગદ ભુજા, કુંડલ અતિ ચમકંત ॥ ૧ ॥
સુરપતિ જિન અંગે રચે, રત્નાભરણુ વિશાળ ॥
તિમ શ્રાવક પૂજા કરે, કટે કરમ જંજાળ ॥ ૨ ॥

॥ ઢાળ ॥ રાગ જંગલો, તાલ દાદરો-અંગ્રેજી બાજેકી ચાલ ॥

આનંદ કંદ પૂજતાં, જિનંદ ચંદ હું ॥ એ આંકણી ॥ મોતિ જ્યોતિ લાલ હીર, હંસ અંક જ્યું ॥ કુંડલ સુધારકરણ, મુકુટધાર તું ॥ આ૦ ॥ ૧ ॥ સૂર ચંદ કુંડલેં, શોભિત કાન દુ ॥ અંગદ કંઠ કંઠલો, મુણિંદ તાર તું ॥ આ૦ ॥ ૨ ॥ ભાલ તિલક ચંગ રંગ, ખંગ ચંગ જ્યું ॥ ચમક દમક નંદની, કંદર્પજીત તું ॥ આ૦ ॥ ૩ ॥ વ્યવહાર ભાષ્ય ભાખીયો, જિનંદ બિંબ યું ॥ કરે સિંગાર ફાર કર્મ, જાર જાર તું ॥ આ૦ ॥ ૪ ॥ વૃદ્ધિ ભાવ આતમા, ઉમંગ કાર તું ॥ નિમિત્ત શુદ્ધ ભાવકા, પિયાર કાર તું ॥ આનંદ૦ ॥ ૫ ॥

## ॥ एकादश पुष्पगृहपूजा ॥

॥ દોહા ॥

પુષ્પઘરો મન રંજનો, ફુલે અદ્‌ભુત ફુલ ॥
મહકે પરિમલ વાસના, રહકે મંગલમૂલ ॥ ૧ ॥
શોભિત જિનવર બિચમેં, જિમ તારામેં ચંદ ॥
ભવિ ચકોર મન મોદસેં, નિરખી લહે આનંદ ॥૨॥

॥ ઢાળ ॥ રાગ ખમાચ-તાલ પંજાબી ઠેકો ॥
॥ શાંતિ વદન કજ દેખ નયન—એ દેશી ॥

ચંદબદન જિન દેખ નયન મન, અમીરસ ભીનો રે ॥

એ આંકણી ॥ રાય બેલ નવ માલિકા કુંદ, મોઘર તિલકા જાતિ મચકુંદ ॥ કેતકી દમણકે સરસ રંગ, ચંપક રસ ભીનો રે ॥ ચં૦ ॥ ૧ ॥ ઇત્યાદિક શુભ ફુલ રસાળ, ઘર વિરચે મનરંજન લાલ ॥ જાલી ઝરોખા ચિતરી શાલ, સુર મંડપ કીનો રે ॥ ચં૦ ॥ ૨ ॥ ગુચ્છ ઝુમખાં લંબા સાર, ચંદુઆ તોરણ મનોહાર ॥ ઇંદ્રભુવનકો રંગધાર, ભવ પાતક છીનો રે ॥ ચં૦ ॥ ૩ ॥ કુસુમાયુધકે મારન કાજ, ફુલઘરે થાપે જિનરાજ ॥ જિમ લહિયેં શિવપુરકો રાજ, સબ પાતક ખીનો રે ॥ ચં૦ ॥ ૪ ॥ આતમ અનુભવ રસમેં રંગ, કારણ કારજ સમઝ તું ચંગ ॥ દૂર કરો તુમ કુગુરૂ સંગ, નરભવ ફલ લીનો રે ॥ ચંદબદન૦ ॥ ૫ ॥

## ॥ द्वादश पुष्पवर्षणपूजा ॥

॥ દોહા ॥

બાદલ કરી વરષા કરે, પંચવરણ સુર ફુલ ॥
હરે તાપ સબ જગતકો, જાનુદઘન અમૂલ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ અડિલ છંદ ॥

ફુલપગર અતિ ચંગ રંગ બાદર કરી, પરિમલ અતિ મહકંત મિલે નર મધુકરી ॥ જાનુદઘન અતિ સરસ વિકચ અધો બીટ હે, વરસે બાધારહિત રચે જેમ છીટ હે ॥

॥ રાગ કાફી—તાલ દીપચંદી ॥

॥ સાચા સાહેબ મેરા ચિંતામણિ સ્વામી—એ દેશી ॥

મંગલ જિન નામે, આનંદ ભવિકું ઘનેરા ॥ એ આંકણી ॥ ફુલ પગર બદરી ઝરો રે, હેઠ બીટ જિનકેરા ॥ મં૦ ॥ ૧ ॥ પીડા રહિત ઢીગ મધુકર ગુંજે, ગાવત જિનગુણ તેરા ॥ મં૦ ॥ ૨ ॥ તાપ હરે તિહું લોકકા રે, જિન ચરણેં જસ ડેરા ॥ મં૦ ॥ ૩ ॥ અશુભ કરમ દલ દૂર ગયે રે, શ્રી જિન નામ રટેરા ॥ મં૦ ॥ ૪ ॥ આતમ નિર્મલ ભાવ કરીને, પૂજે મિટત અંધેરા ॥ મંગળ૦ ॥ ૫ ॥

## ॥ त्रयोदश अष्टमंगलपूजा ॥

॥ દોહા ॥

સ્વસ્તિક દર્પણ કુંભ હૈ, ભદ્રાસન વર્દ્ધમાન ॥
શ્રીવછ નંદાવર્ત્ત હે, મીનયુગલ સુવિધાન ॥ ૧ ॥
અતુલ વિમલ ખંડિત નહી, પંચવરણકે શાલ ॥
ચંદ્ર કિરણ સમ ઉજ્જવલેં, યુવતી રચે વિશાલ ॥૨॥
અતિ સલક્ષણ તંદુલે, લેખી મંગલ આઠ ॥
જિનવર અંગે પૂજતાં, આનંદ મંગલ ઠાઠ ॥ ૩ ॥

॥ ઢાળ ॥ શ્રી રાગ-જિન ગુણ ગાન શ્રુતિ અમૃતં—એ દેશી ॥

મંગલ પૂજા સુરતરૂકંદ ॥ એ આંકણી ॥ સિદ્ધિ આઠ આનંદ પ્રપંચે, આઠ કરમકા કાટે ફંદ ॥ મં૦ ॥ ૩ ॥

આઠોં મદ ભયે છિનકમેં દૂરે, પૂરે અડગુણુ ગયે સબ ધંદ ॥ મં૦ ॥ ૨ ॥ જો જિન આઠ મંગલશું પૂજે, તસ ઘર કમલા કેલિ કરંદ ॥ મં૦ ॥ ૩ ॥ આઠ પ્રવચન સુધારસ પ્રગટે, સૂરિ સંપદા અતિહી ઉત્તંગ ॥ મં૦ ॥ ૪ ॥ આતમ અડગુણે ચિદ્‌ઘન રાશિ, સહજ વિલાસી આતમ ચંદ ॥ મંગલ પૂજા૦ ॥ ૫ ॥

## ॥ चतुर्दश धूपपूजा ॥

॥ દોહા ॥

મૃગમદ અગર સેલારસ, ગંધવટી ઘનસાર ॥
કૃષ્ણાગર શુદ્ધ કુંદરૂ, ચંદન અંબર ભાર ॥ ૧ ॥
સુરભિ દ્રવ્ય મિલાયકે, કરે દશાંગજ ધૂપ ॥
ધૂપધાણામેં લે કરી, પૂજે ત્રિભુવન ભૂપ ॥ ૨ ॥

॥ ઢાળ ॥ રાગ પીલુ–તાલ દીપચંદી ॥

મેરે જિનંદકી ધૂપસેં પૂજા, કુમતિ કુગંધી દૂર હરી રે ॥ મેરે૦ ॥ એ આંકણી ॥ રોગ હરે કરે નિજ ગુણ ગંધી, દહે જંજીર કુગુરૂકી બંધી ॥ નિર્મલ ભાવ ધરે જગ ધંદી, મુઝે ઉતારો પાર, મેરા કિરતાર, કે અઘ સબ દૂર કરી ॥ મેરે૦ ॥ ૧ ॥ ઊર્ધ્વગતિ સૂચક ભવિ કેરી, પરમબ્રહ્મ તુમ નામ જપેરી ॥ મિથ્યાવાસ દુઃખરાશિ ઝરે રી, કરો નિરંજન નાથ, મુક્તિકા સાથ, કે મમતા મૂલ જરી ॥ મેરે૦ ॥ ૨ ॥

ધૂપસે પૂજા જિનવર કેરી, મુક્તિવધૂ ભઈ છીનકમેં ચેરી ॥ અબતો કયોં પ્રભુ કીની દેરી, તુમહી નિરંજન રૂપ, ત્રિલોકી ભૂપ, કે વિપદા દૂર કરી ॥ મેરે૦ ॥ ૩ ॥ આતમ મંગલ આનંદકારી, તુમરી ચરણ સરન અબ ધારી ॥ પૂજે જેમ હરિ તેમ આગારી, મંગલ કમલા કંદ, શરદકા ચંદ, કે તાપસ દૂર હરી ॥ મેરે જિનંદકી૦ ॥ ૪ ॥

## ॥ पंचदश गीतपूजा ॥

॥ દોહા ॥

ગ્રામ ભલે આલાપીને, ગાવે જિનગુણ ગીત ॥
ભાવે શુદ્ધ જ ભાવના, જાચે પરમ પુનીત ॥ ૧ ॥
ફલ અનંત પંચાશકે, ભાખે શ્રી જગદીશ ॥
ગીત નૃત્ય શુદ્ધ નાદસેં, જો પૂજે જિન ઇશ ॥ ૨ ॥
તીન ગ્રામ સ્વર સાતસેં, મૂરછના એકવીશ ॥
જિન ગુણ ભાવે ભક્તિશું, તાર તીસ ઓગણીશ ॥૩॥

॥ ઢાળ ॥ રાગ સોયણી–ઠેકો પંજાબી ॥

જિનગુણ ગાવત સુરસુંદરી ॥ એ આંકણી ॥ ચંપકવરણી સુર મનોહરણી, ચંદ્રમુખી શ્રૃંગાર ધરી ॥ જિ૦ ॥ ॥ ૧ ॥ તાલ મૃદંગ બંસરી મંડલ, બરોડ ઉપાંગ ધુની મધુરી ॥ જિન૦ ॥ ૨ ॥ દેવકુમાર કુમારી આલાપે, જિનગુણ ગાવે ભક્તિ ભરી ॥ જિન૦ ॥ ૩ ॥ નકુલ મુકુંદ વીણ

અતિ ચંગી, તાલ છંદ અયતિ સમરી ॥ જિન૦ ॥ ૪ ॥ અલખનિરંજન જ્યોતિ પ્રકાશી, ચિદાનંદ સત રૂપ ધરી ॥ જિન૦ ॥ ૫ ॥ અજર અમર પ્રભુ ઇશ શિવંકર, સર્વ ભયંકર દૂર હરી ॥ જિન૦ ॥ ૬ ॥ આતમ રૂપ આનંદ-ઘન સંગી, રંગી નિજ ગુણ ગીત કરી ॥ જિન૦ ॥ ૭ ॥

## ॥ षोडश नाटकपूजा ॥

॥ દોહા ॥

નાટક પૂજા સોલમી, સજિ સોલે શણગાર ॥
નાચે પ્રભુની આગળે, ભવનાટક સબ ટાર ॥ ૧ ॥
દેવ કુમર કુમરી મલી, નાચે એકશત આઠ ॥
રચે સંગીત સુહાવના, બત્તિસ વિધિકા નાટ ॥ ૨ ॥
રાવણ ને મંદોદરી, પ્રભાવતી સુરિયાભ ॥
દ્રૌપદી જ્ઞાતાઅંગમેં, લીયો જન્મકો લાભ ॥ ૩ ॥
ટાળો ભવ નાટક સવી, હે જિન ! દીનદયાળ ॥
મિલકર સુર નાટક કરે, સુધર બજાવે તાલ ॥ ૪ ॥

॥ ઢાળ ॥ રાગ કલ્યાણ—તાલ દાદરો ॥

નાચત સુર વૃંદ છંદ મંગલ ગુનગારી ॥ એ આંકણી ॥ કુમર કુમરી કર સંકેત, આઠ શત મિલ ભમરી દેત ॥ મંદ તાર રણ રણાટ, ઘુઘરૂ પગ ધારી ॥ ના૦ ॥ ૧ ॥ બાજત જિહાં મૃદંગ તાલ, ધપ મપ ધુધુમ કિટ ધમાલ ॥ રંગચંગ

દ્રંગ દ્રંગ, ત્રૌં ત્રૌં ત્રિક તારી ॥ ના૦ ॥ ૨ ॥ તતા થેઇ થેઈ તાન લેત, મુરજ રાગ રંગ દેત ॥ તાન માન ગાન જાન, ક્રિટ નટ ધુનિધારી ॥ ના૦ ॥ ૩ ॥ તું જિનંદ શિશિર ચંદ, મુનિજન સબ તાર વૃંદ ॥ મંગલ આનંદ કંદ, જય જય શિવ ચારી ॥ ના૦ ॥ ૪ ॥ રાવણ અષ્ટાપદ ગિરીંદ, નાચ્યો સબ સાજ સંગ ॥ બાંધ્યો જિનપદ ઉત્તંગ, આતમ હિતકારી ॥ નાચત૦ ॥ ૫ ॥

## ॥ सप्तदश वार्जित्रपूजा ॥

॥ દોહા ॥

તત વીતત ઘન જુસરે, વાદ્ય ભેદ એ ચાર ॥
વિવિધ ધ્વનિ કર શોભતે, પૂજા સત્તરમી સાર ॥
સમવસરણમેં વાજિયા, નાદતણા ઝંકાર ॥
ઢોલ દદામા દુંદુભી, ભેરી પણવ ઉદાર ॥ ૨ ॥
વેણુ વીણા કિંકિણી, ષડ્ ભ્રામરી મરદંગ ॥
ઝલરી ભંભા નાદશું, શરણાઇ મુરજંગ ॥ ૩ ॥
પંચ શબ્દ વાજે કરી, પૂજે શ્રી અરિહંત ॥
મનવાંછિત ફળ પામીયે, લહિયેં લાભ અનંત ॥૪॥

॥ ઢાળ ॥ રાગ જંગલો-તાલ ઠુમરીકી ॥
॥ મન મોહ્યા જંગલકી હરણીને—એ દેશી ॥

ભવિ નંદો જિનંદ જસ વરણીને ॥ એ આંકણી ॥

વીણુ કહે જગ તું ચિર નંદ, ધન ધન જગ તુમ કરણીને ॥ ભવિ૦ ॥ ૧ ॥ તું જગનંદી આનંદ કંદી, તપલી કહે ગુણ વરણીને ॥ ભવિ૦ ॥ ૨ ॥ નિર્મલ જ્ઞાન વચન મુખ સાચે, તૂણ કહે દુઃખ હરણીને ॥ ભવિ૦ ॥ ૩ ॥ કુમતિ પંથ સબ છિનમેં નાસે, જિનશાસન ઉદેધવરણીને ॥ભવિ૦ ॥ ૪ ॥ મંગલ દીપક આરતિ કરતાં આતમ ચિત્ત શુભ ભરણીને ॥ ભવિ૦ ॥ ૫ ॥

॥ કળશ ॥ રેખતા ॥

જિનંદ જસ આજ મેં ગાયો, ગયો અધ દૂર મો મનકો ॥ શત અઠ કાવ્ય હૂ કરકે, થુણે સબ દેવ દેવનકો ॥ જિ૦ ॥ ૧ ॥ તપગચ્છ ગગન રવિ રૂપા, હુઆ વિજય-સિંહ ગુરૂ ભૂપા ॥ સત્ય કર્પૂર વિજયરાજા, ક્ષમા જિન ઉત્તમ તાજા ॥ જિ૦ ॥ ૨ ॥ પદ્મ ગુરૂ રૂપ ગુણ ભાજા, કીર્ત્તિ કસ્તૂર જગ છાજા ॥ મણિબુધ જગતમેં ગાજા, મુક્તિ ગણિ સંપ્રતિ રાજા ॥ જિ૦ ॥ ૩ ॥ વિજય આનંદ લઘુ નંદા, નિધિ શશિ અંક હે ચંદા (૧૯૧૯) ॥ અંબાલે નગ્રમેં ગાયો, નિજાતમ રૂપ હું પાયો ॥ જિનંદ૦ ॥ ૪ ॥

॥ ઇતિ આત્મારામજી (વિજયાનંદસૂરિ)કૃત સત્તરભેદી પૂજા સમાપ્ત ॥

# શ્રીમદ્ આત્મારામજીકૃત વિંશતિસ્થાનક પૂજા

## ॥ प्रथम श्रीअरिहंतपदपूजा ॥

॥ દોહા ॥

સમરસ રસભર અઘહર, કરમ ભરમ સબ નાસ ॥
કર મન મગન ધરમ ધર, શ્રી શંખેશ્વર પાસ ॥ ૧ ॥
વસ્તુ સકલ પ્રકાશિની, ભાસિનિ ચિદ્દ્ઘનરૂપ ॥
સ્યાદ્વાદ મતપ્રકાશિની, જિનવાણી રસકૂપ ॥ ૨ ॥
છઠ્ઠે અંગ આવશ્યકેં, વીસ નિમિત્ત વિધાન ॥
તે સાધે જિનપદ લહે, અજર અમરકી ખાન ॥ ૩ ॥
જિન ગણધર વાણી નમી, આણી ભાવ ઉદાર ॥
વિંશતિ પદ પૂજન વિધિ, કહિશું વિધિ વિસ્તાર ॥૪॥
વિંશતિ તપ પદ સારિખી, કરણી અવર ન કોય ॥
જો ભવિ સાધે રંગશું, અર્હન્રૂપી હોય ॥ ૫ ॥
ક્રમસેં પીઠ ત્રીકોપરેં, થાપી જિનવર વીશ ॥
સામગ્રી સહુ મેલીને, પૂજે ત્રિભુવન ઇશ ॥ ૬ ॥
એક એક પદ પૂજિયેં, પંચ અષ્ટ સત્તાર ॥
દ્રવ્યાર્ચનવિધિ જાણિયે, ઇગવિસ વિધિ વિસ્તાર ॥ ૭ ॥

॥ રાગ ધન્યાશ્રી–હો નયણાંહા માર્યાં મરજાદા પરદેશીડા–એ દેશી ॥

અરિહંત પદ મનરંગ, ચિદાનંદ અરિહંત પદ૦ ॥

એ આંકણી ॥ ચિદાનંદઘન મંગલરૂપી, મિથ્યા તિમિર દિણંદ ॥ ચિ૦ ॥ અ૦ ॥ ૧ ॥ ચૌતિસ અતિશય પૈંતિસ વાણી, ગુણ બારે સુખ કંદ ॥ ચિ૦ ॥ મહાગોપ મહામાહણ કહિયે, કાટે ભવ ભવ ફંદ ॥ ચિ૦ ॥ ૩ ॥ નિર્યામક સત્થવાહ ભણીજેં, ભવિ ચકોર મનચંદ ॥ ચિ૦ ॥ અ૦ ॥ ૪ ॥ ચાર નિક્ષેપ રૂપ જગ રંજન, ભંજન કરમ નરિંદ ॥ ચિ૦ ॥ અ૦ ॥૫॥ અવર દેવ વામા વશ કીને, તું નિકલંક મહિંદ ॥ ચિ૦ ॥ અ૦ ॥ ૬ ॥ જ્ઞાયક નાયક શુભગતિ દાયક, તું જિન ચિદ્ઘન વૃંદ ॥ ચિ૦ ॥ અ૦ ॥ ॥ દેવપાલ શ્રેણિક પદ સાધી, અરિહંત પદ નિપજંદ ॥ ચિ૦ ॥ અ૦ ॥ ૮ ॥ સર્વ શિવશંકર ઈશ નિરંજન, ગત કલિમલ સબ ધંદ ॥ ચિ૦ ॥ અ૦ ॥ ૯ ॥ જિનકે પંચ કલ્યાણિક જગમેં, કરે ઉદ્યોત અમંદ ॥ ચિ૦ ॥ ॥ અ૦ ॥ ૧૦ ॥ આતમ નિર્મલ ભાવ કરીને, પૂજે ત્રિભુવન ઈંદ ॥ ચિ૦ ॥ અ૦ ॥ ૧૧ ॥

॥ કાવ્યં ॥ દ્રુતવિલંબિતવૃત્તમ્ ॥

અતિશયાદિગુણાબ્ધિવદાન્યકં, જિનવરેંદ્રપદસ્ય નિદાનકમ્ ॥
નિખિલકર્મશિલોચ્ચયસૂદનં, કુરુત વિંશતિસંપદપૂજનમ્ ॥૧॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમેશ્વરાય જન્મજરામૃત્યુનિવારણાય શ્રીમતે અર્હતે જલાદિકં યજામહે સ્વાહા ॥

## ॥ द्वितीय सिद्धपदपूजा ॥

॥ દોહા ॥

તનુ ત્રિભાગ દૂરે કરી, ઘન સ્વરૂપ અઘનાશ ।
જ્ઞાન સ્વરૂપી અગમગતિ, લોકાલોક પ્રકાશ ॥ ૧ ॥
અક્ષર અમર અગોચરા, રૂપ રેખ વિન લાલ ॥
જે પૂજે સો ભવિ લહે, અર્હન્ પદ ઉજમાલ ॥ ૨ ॥

॥ કાન્હા મેં નહિ રહેણા રે, તુમચે રે સંગ ચલું—એ દેશી ॥

સિદ્ધ અચળ આનંદી રે, જ્યોતિમેં જ્યોતિ મિલી ॥ એ આંકણી ॥ અજ અલખ અમૂરતિ રે, નિજ ગુણ રંગ રલી ॥ સિદ્ધ૦ ॥ ૧ ॥ શિવ અજર અમર અનંગી રે, કરમકો કંદ દલી ॥ સિદ્ધ૦ ॥ ૨ ॥ સમય એકમેં ત્રિપદી રે, નાસ થિર આવિર વલી ॥ સિદ્ધ૦ ॥ ૩ ॥ ઋજુ એક સમય ગતિકા રે, અનંત ચતુષ્ટય મિલી ॥ સિદ્ધ૦ ॥ ૪ ॥ ગુણ ઇકત્રીશધારી રે, નિર્મળ પાપ ગલી ॥ સિદ્ધ૦ ॥ ૫ ॥ ત્રિહું કાળકે દેવા રે, સબ સુખ મેલ મિલી ॥ સિદ્ધ૦ ॥ ૬ ॥ ગુણાનંત કરીજે રે, વરગીત વરગ વલિ ॥ સિદ્ધ૦ ॥ ૭ ॥ નભ એક પ્રદેશે રે, સબ સુખ પુંજ ભિલી ॥ સિદ્ધ૦ ॥ ૮ ॥ લોકાલોક નમાવે રે, જિનવર તત્ર ચલી ॥ સિદ્ધ૦ ॥ ૯ ॥ બંધન છેદ અસંગા રે, પૂર્વ પ્રયોગ ફલી ॥ સિદ્ધ૦ ॥ ૧૦ ॥ ગતિ કરણ નિદાના રે, સુમતિ સંગ ભલી ॥ સિદ્ધ૦ ॥

॥ ૧૧ ॥ હસ્તિપાલ આરાધિ રે, જિનપદ સિદ્ધ તુલી ॥ સિદ્ધ૦ ॥૧૨॥ પ્રભુ આત્માનંદી રે, પૂજત કુમતિ ટલી ॥ સિદ્ધ૦ ॥ ૧૩ ॥ કાવ્યં ॥ અતિશયા૦ ॥

મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ સિદ્ધાય જલા૦ યજા૦ ॥

## ॥ तृतीय प्रवचनपदपूजा ॥

॥ દોહા ॥

ત્રીજે પ્રવચન પૂજીયેં, કરી કુમતિસંગ દૂર ॥
મિથ્યામત ટાળી સવે, જન્મ મરણ દુઃખ ચૂર ॥ ૧ ॥
ભાવ રોગકી ઔષધિ, અમૃત સિંચનહાર ॥
ભવ ભય તાપ નિવારિણી, અરિહંત પદ ફળકાર ॥૨॥

॥ રાગ-વઢંસ ॥

પ્રવચન પદ ભવપાર ઉતારે, પૂજો ભવિ મન રંગ રે ॥ પ્ર૦ ॥ એ આંકણી ॥ પ્રવચન અમૃત રસ ભરી ધ્યાનેં, ચિદ્ઘન રંગ રંગીલ રે ॥ કુમતિ જાળ સબ છિનકમેં જારે, પ્રગટ અનુભવ લીલ રે ॥ પ્ર૦॥ ૧ ॥ તીનસો સાઠ તીન (૩૬૩) મત ધારી, જગમેં તિમિર અજ્ઞાન રે ॥ જો જિનવચન સૂર તમ નાશક, ભાસક અમલ નિધાન રે ॥ પ્ર૦ ॥ ૨ ॥ સપ્ત ભંગી નય સપ્ત સુહંકર, યુક્તમાન દોય સાર રે ॥ ષડ્ભંગી ઉત્સર્ગાદિકની, અડપક્ષ સમ્યકકાર રે ॥ પ્ર૦ ॥ ॥ ૩ ॥ પ્રવચનાધાર સંઘ જગ સાચો, જિન પૂજે ભવ

પ્યાર રે ॥ અરિહંત ધર્મ કથાનક અવસર, કરત પ્રથમ નમોકાર રે ॥ પ્ર૦ ॥ ૪ ॥ પ્રવચન અમૃત જલધર વરસે, ભવિ મન અધિક ઉલ્લાસ રે ॥ કુમતિપંથ અંધજન જે તે, સૂક્ત જેસેં જવાસ રે ॥ પ્ર૦ ॥ ૫ ॥ સંભવ નરપતિ પ્રવચન સાધી, તીર્થંકરપદ સ્થાન રે ॥ પંચ અંગ તાલી સદ્ગુરૂકી, પ્રવચન સંઘ નિધાન રે ॥ પ્ર૦ ॥ આતમ અનુભવ રત્ન સુહંકર, અચર અનઘ પદ ખાન રે ॥ જો ભવિ પૂજે મન તન શુદ્ધે, અરિહંત પદકો નિદાન રે ॥ પ્રવચન૦ ॥ ૭ ॥ કાવ્યં ॥ અતિશયા૦ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પર૦ શ્રી પ્રવચનાય જલા૦ યજા૦ ॥

## ॥ चतुर्थ सूरिपदपूजा ॥

॥ દોહા ॥

ચોથે પદ સૂરિ નમો, ચરણ કરણ પદ ધાર ॥
સારણ વારણ નોદના, પ્રતિનોદન કરતાર ॥ ૧ ॥
ષટ્ત્રિંશત ગુણ શોભતા, સંપત ષટ્પંચાશ ॥
મેઢી સમ જિનશાસનેં, ભવિ પૂજે સુખરાશ ॥ ૨ ॥

॥ રાગ કાફી—ચાલ હોરીકી—તાલ દીપચંદી ॥

અપને રંગમેં રંગ દે, હેરી હેરી લાલા ॥ અપને રંગમેં રંગ દે ॥ એ આંકણી ॥ પાંચ આચાર અખંડિત પાળે જન્મ મરણ દુઃખ ભંગ દે ॥ હેરી૦ ॥ ૧ ॥ પંચ પ્રસ્થાન

જે મંત્ર રાયકો, સ્મરણ કર મન રંગ દે ॥ હેરી૦ ॥ ૨ ॥ આઠ પ્રમાદ તજે ઉપદેશે, શિવરમણી સુખ મંગ દે ॥ હેરી૦ ॥ ૩ ॥ ચાર અનુયોગ સુધારસ ધારે, ધરમ કરન ઉમંગ દે ॥ હેરી૦ ॥ ૪ ॥ સાતહિ વિકથા દૂર નિવારી, મોહ સુભટ સંગ જંગ દે ॥ હેરી૦ ॥ ૫ ॥ શ્રુતકે સાતો અંગ રંગીલે, મુઝ હૃદયમેં ટંગ દે ॥ હેરી૦ ॥ પુરૂષોતમ નૃપ જિનપદ લીનો, આત્મરાજ શિવ ચંગ દે ॥ હેરી૦ ॥૭॥

કાવ્યં ॥ અતિશયા૦ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી સૂરયે જલાદિકં યજા૦ ॥

## ॥ पंचम थिविरपदपूजा ॥

॥ દોહા ॥

પરમ સંગી રંગી નહિ, જ્ઞાયક શુદ્ધ સ્વરૂપ ॥
ભવિજન મન થિર કરનકો, જય જય થિવિર અનૂપ ॥૧॥

॥ રાગ જંગલો ઝીંઝોટી– તાલ પંજાબી ઠેકો—ચાલ ઠુમરીકી ॥
॥ મત જાનાં ઉન્માર્ગ તનુ મન, દાખણ સુગુરૂ સુગુણ વતિયાં રે—એ દેશી ॥

થિવિર સુહંકર પદકજ પૂજી, તીર્થંકર પદ મુખ ગતિયાં રે ॥ થિ૦ ॥ ડિગમિગ ડિગમિગ મન ચંચલ હય, ધરમ કરે ફિર ચિત્ત રતિયાં રે ॥ થિ૦ ॥ ૨ ॥ સૂત્ર થિવિર વય વ્રત પરિણામેં, જાપે સમવાયાંગ વતિયાં રે ॥ થિ૦ ॥ ૩ ॥

સાઠ વરસ વ્રત વરસ વીસમેં થિર, પરિચિત શુદ્ધ બુદ્ધ મતિયાં રે ॥ થિ૦ ॥ ૪ ॥ દશવિધ અંગ તિસરે વરને, થિવિર ગૃહે ઈહિ જિન વ્રતિયાં રે ॥ થિ૦ ॥ વંદન પૂજન નમન કર મતી, ભક્તિ કરે શુદ્ધ પુણ્ય રતિયાં રે ॥ થિ૦॥ ॥૬॥ પદ્મોત્તર નૃપ ઇહ પદ સેવી, આત્મ અરિહંત પદ વતિયાં રે ॥ થિવિર૦ ॥ ૭ ॥ કાવ્યં ॥ અતિશયા૦ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ થિવિરાય જલાદિકં યજા૦ ॥

## ॥ षष्ठ पाठकपदपूजा ॥

॥ દોહા ॥

સ્યાદ્વાદ નય પંથમેં, પંચાનલ બલપૂર ॥
દુર્નયવાદી વૃંદને, કરે છિનકમેં દૂર ॥ ૧ ॥
પઠન કરાવે શિષ્યને, સ્વ પર સત્તા તૂર ॥
મિથ્યા તિમિર વિનાશનેં, જય જય પાઠક સૂર ॥ ૨ ॥

॥ રાગ ખમાચ—તાલ પંજાબી ઠેકો—વીતરાગકો દેખ દરસ, દુવિધા મોરી મિટ ગઇ રે—એ દેશી ॥

પાઠકપદ સુખ ચેન દેન, વસ અમીરસ ભીનો રે ॥ પાઠક૦ ॥ એ આંકણી ॥ સ્વપર વિકાસી ચંદ, અનુભવ સુરતરૂ કેરો કંદ ॥ સ્યાદવાદ મુખ ઉચરે છંદ, જિન વચરસ પીનો રે ॥ પા૦ ॥ ૧ ॥ કુમતિ પંથતમ નાશક સૂર, સુમતિ કંદ ધનવર્દ્ધન પૂર ॥ દે ઉપદેશ સંત રસભુર, અઘ

સબ ક્ષય કીનો રે ॥ પા૦ ॥ ૨ ॥ ત્રીજે ભવ શિવરમણી ચંગ, ચરણ ઉપદેશક રંગ ॥ કર્મ નિકંદન કરણ ભંગ, સુર અસુર પૂજીનો રે ॥ પા૦ ॥ ૩ ॥ હય ગય વૃષભ સિંહ સમ કિન, ઉપેંદ્ર ઇંદ્ર ચક્રી દિન ઇન ॥ ચંદ્ર ભંડારી ઉપમા દીન, નગ મેરૂ કરીનો રે ॥ પા૦ ॥ ૪ ॥ જંબૂ સીતા સરિત વખાન, ચરમ જલધિ તિમ ગુણ મણિ ખાન ॥ ષોડશ ઉપમા કરી વિધાન, બહુશ્રુત જસ લીનો રે ॥ પા૦ ॥ ૫ ॥ અવગુણ ચૌદે દૂર કરીન, પન્નર ગુણકારી શિષ્ય પીન ॥ સરસ વચન જિમ તંત્રી વીન, નિજ ગુણ સબ ચીનો રે ॥ પા૦ ॥ ૬ ॥ મહેંદ્રપાલ પદ સેવી સાર, તીર્થંકર પદ લીનો સાર ॥ મદન ભરમકો જાર જાર, આત્મરસ ભીનો રે ॥ પાઠકપદ૦ ॥ ૭ ॥ કાવ્યં ॥ અતિશયા૦ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમ પાઠકાય જલાદિકં યજા૦ ॥

## ॥ सप्तम साधुपदपूजा ॥

॥ દોહા ॥

તજી વિભાવ સ્વભાવતા, રમતા સમતા સંગ ॥
વિશદાનંદ સ્વરૂપતા, લાગ્યો અવિહડ રંગ ॥ ૧ ॥
માને જગ ત્રિહું કાલમેં, મુનિ કહિયેં તસ નામ ॥
સાધે શુદ્ધાનંદતા, સાધુ નામ અભિરામ ॥ ૨ ॥

॥ રાગ જંગલો—તાલ દાદરો—અંગ્રેજી બાજાની ચાલ ॥

મુણીંદ ચંદ ઇશ મેરે, તાર તાર તાર ॥ જ્ઞાન કે તરંગ ભંગ, સાત જાસ કાર ॥ મુ૦ ॥ ૧ ॥ સંતકે મહંત મુનિ, સાધ ઋષિ ધાર ॥ યતિ વ્રતી સંજમી હે, જગત કો આધાર ॥ મુ૦ ॥ ૨ ॥ નવવિધ ભાવ લોચ, કેશ દશકાર ॥ અનંગ રંગ ભંગ સંગ, સુમતિચંગ નાર ॥ મુ૦ ॥ ૩ ॥ સપ્ત ચાલી દોષ ટાળી, લેત હે આહાર ॥ સાતવિશ ગુણ ધાર, આતમા ઉજાર ॥ મુ૦ ॥ ૪ ॥ પંચહી પ્રમાદ કે, કલ્લોલ લોલ ભાર ॥ સંસાર નીરનિધિ પોત, જ્યોતી જ્ઞાન સાર ॥ મુ૦ ॥ ૫ ॥ પાર કરે સંત અંત, કર્મકા નિહાર ॥ બ્રહ્મચર્ય ધાર વાડ, નવરંગ લાર ॥ મુ૦ ॥ ૬ ॥ વીરભદ્ર સાધુ સેવ, જિનપદ સાર ॥ આતમ ઉમંગ રંગ, કુગુરૂ સંગ છાર ॥ મુણીંદ૦ ॥૭॥ કાવ્યં૦ ॥ અતિશયા૦ ॥

મંત્ર- ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ સાધવે જલાદિકં૦ યજા૦ ॥

## ॥ अष्टम ज्ञानपदपूजा ॥

॥ દોહા ॥

નિજ સ્વરૂપ કે જ્ઞાનસેં, પરસંગ સંગત છાર ॥
જ્ઞાન આરાધક પ્રાણિયા, તે ઉતરે ભવ પાર ॥ ૧ ॥

॥ રાગ ભેરવી અજમેરી—તાલ પંજાબી ઠેકા ॥
॥ લાગી લગન કહો કેસે છુટે, પ્રાણજીવન પ્રભુ પ્યારેસેં—એ દેશી ॥

જ્ઞાન સુહંકર ચિદ્દ્ઘન સંગી, રંગી જિનમત સારે મેં ॥ રંગી ॥ જ્ઞાન૦ ॥ ૧ ॥ પાંચ એકાવન ભેદ જ્ઞાન કે, જડતા જગ જન ટારેમેં ॥ જડતા૦ ॥ જ્ઞાન૦ ॥ ભક્ષ અભક્ષ વિવેચન કીનો, કુમતિ રંગ સબ ઠારેમેં ॥ કુમતિ૦ ॥ જ્ઞાન૦ ॥૩॥ પ્રથમ જ્ઞાનને પછી અહિંસા, કરમ કલંક નિવારેમેં ॥ કરમ૦ ॥ જ્ઞાન૦ ॥ ૪ ॥ સદસદ્ભાવ વિકાશી જ્ઞાની, દુર્નય પંથ વિસારેમેં ॥ દુર્નય૦ ॥ જ્ઞાન૦ ॥ ૫ ॥ અજ્ઞાનીકી કરણી ઐસી, અંક વિના શૂન્ય સારેમેં ॥ અંક૦ ॥ ॥ અંક૦ ॥ જ્ઞાન૦ ॥ ૬ ॥ મતિ શ્રુત અવધિ મનઃપર્યવ હે, કેવલ સર્વ ઉજારેમેં ॥ કેવલ૦ ॥ જ્ઞાન૦ ॥ ॥ ૭ ॥ અજ્ઞાની વર્ષ એક કોટીમેં, કરમ નિકંદન ભારેમેં ॥ કરમ૦ ॥ જ્ઞાન૦ ॥ ૮ ॥ જ્ઞાની શ્વાસોશ્વાસ એકમેં, ઈતકે કરમ વિદારેમેં ॥ ઈતકે૦ ॥ જ્ઞાન૦ ॥ ૯ ॥ ભરતેશ્વર મરૂદેવી માતા, સિદ્ધિ વરે દુઃખ જારેમેં ॥ સિદ્ધિ૦ ॥ જ્ઞાન૦ ॥૧૦॥ દેશવિરાધક સર્વારાધક, ભગવતી વીર ઉજારેમેં ॥ભગવતિ૦॥ જ્ઞાન૦ ॥૧૧॥ જયંત નરેશ્વર યહ પદ સાધી, આતમ જિન પદ ધારેમેં ॥ આતમ૦ ॥જ્ઞાન૦॥૧૨॥ કાવ્યં ॥અંતિશયા૦॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ॥ જ્ઞાનાય જલાદિકં યજા૦ ॥

## ॥ नवम दर्शनपदपूजा ॥

॥ દોહા ॥

તત્ત્વ પદારથ નવ કહે, મહાવીર ભગવાન ॥
જો સદ્દે સદ્ભાવસેં, સમ્યગ્દર્શી જાન ॥ ૧ ॥
શ્રદ્ધા વિણુ નહિ જ્ઞાન હે, તદ્ વિણુ ચરણુ ન હોય ॥
ચરણુ વિના મુક્તિ નહિ, ઉત્તરજઝયણે જોય ॥ ૨ ॥

॥ રાગ–પરજ મારૂ–તાલ દીપચંદી ॥
॥ નિશદિન જોવું તારી વાટડી, ઘેર આવોને ઢોલા–એ દેશી ॥

દર્શનપદ મનમેં વસ્યો, તબ સબ રંગ રોલા ॥ જગમેં કરણી લાખ છે, એક દર્શ અમોલા ॥ દ૦ ॥૧॥ દર્શનવિણુ કરણી કરી, એક કોડી ન મોલા ॥ દેવગુરૂ ધર્મ સાર હે, ઈનકા કયા મોલા ॥ દ૦ ॥ ૨ ॥ દર્શન મોહની નાસસેં, અનુભવ રસ ઘેલા ॥ જિન દર્શન પૂજન કરે, એહી હર્ષ કલ્લોલા ॥ દ૦ ॥ ૩ ॥ સમ સંવેગ નિર્વેદતા, આસ્તિ કરૂણા તંબોલા ॥ ઈન લક્ષણુસેં માનીયેં, સમક્તિ રસ ચોલા ॥દ૦॥ ૪ ॥ એક મુહૂરત ફરસીયેં, દર્શન સુખ ડોલા ॥ નિશ્ચય મુક્તિ પામીયેં, જિનવર એમ બોલા ॥ દ૦ ॥૫॥ ઈગ દુગ તી ચઉ સત દસે, સતસઠ ભેદ તોલા ॥ દર્શન પાયો સિજ્જંભવે, દેખી પ્રતિમા અમોલા ॥ દ૦ ॥ ૬ ॥ હરિવિક્રમ નૃપ સેવના, અંતર દગ ખોલા ॥ આતમ અનુભવ રંગમેં, મિટે મનકા ઝોલા ॥ દર્શન૦ ॥ ૭ ॥ કાવ્યં ॥ અતિશયા૦ ॥

મંત્રઃ–ૐ હ્રીँ શ્રીँ પરમ૦ ॥ દર્શનાય જલાકદિં યજા૦ ॥

## ॥ दशम विनयपदपूजा ॥

॥ દોહા ॥

ગુણ અનંતકો કંદ હે, વિનય ભુવન શૃંગાર ॥
વિનયમૂલ જિનધર્મ હે, વિનયિક ધન અવતાર ॥૧॥
પાંચ ભેદ દસ તેરસા, બાવન બાસઠ માન ॥
આગમમેં વિનયતણા, ભેદ કહ્યા ભગવાન ॥ ૨ ॥

॥ રાગ જંગલો-તાલ દીપચંદી ॥

॥ એકેલી જાનસેં મેં તો દુઃખ સહ્યોરી—એ દેશી ॥

સખી મેં તો વિનય પિછાના રી, અનંતે કાલસેં ॥ સ૦ ॥ અ૦ ॥ ૧ ॥ તીર્થંકર સિદ્ધ કુલગણસંઘા, કિરિયા ધર્મ સુજ્ઞાના રી ॥ સ૦॥ અ૦॥ ૨ ॥ જ્ઞાની સૂરિ થિવિર પાઠક, ગણીપદ તેરા વિધાનારી ॥સ૦॥અ૦॥૩॥ અનાશાતના ભક્તિ સુહંકર, અતિમાન ગુણ ગાના રી ॥સ૦॥ ॥ અ૦ ॥ ૪ ॥ દોય સહસ ને ચિહુત્તર અધિકે, વંદન દેવ વિધાના રી ॥ સ૦ ॥ અ૦॥ ૫ ॥ ચારસો બાવન ગુરૂવંદન વિધિ, વિનયી જન ચિત્ત આના રી ॥ સ૦॥ અ૦ ॥૬॥ જિનવંદન હિત અતિ ભારી, દુર્ગતિ નાશ કરાના રી ॥સ૦॥ ॥અ૦॥ ૭ ॥ શ્રદ્ધા ભાસન તત્ત્વ રમણતા, વિનયી કારજ ગાના રી ॥સ૦॥ અ૦॥ ૮ ॥ ધન્ના એહ પદ વિધિશું સેવી, આત્મરંગ ભરાના રી ॥સ૦॥અ૦॥૯॥ કાવ્યં અતિશયા૦॥

મંત્રઃ-ૐ હ્રીં શ્રીં પરમ૦ વિનયાય જલાદિકં યજા૦॥

## ॥ एकादश चारित्रपदपूजा ॥

॥ દોહા ॥

ચરણ શરણ ભવજલ તરણ, ચરણ શરણ સુખસાર ॥
રંક મહંત કરે સહી, સુરવર સેવાકાર ॥ ૧ ॥
તીન જગતપતિ પદ દિયે, ઇંદ્રાદિક ગુણ ગાય ॥
કલિમલપંક પરવારના, જય જય સંયમ રાય ॥ ૨ ॥

॥ રાગ સોરઠ–તાલ જંપક તથા ત્રિતાલ ॥
॥ લગીલો નાભી નંદનશું લગીલો—એ દેશી ॥

ચરણ પદ મનરંગ રે જીયા ॥ ચ૦ ॥ એ આંકણી ॥ આઠ કર્મકા સંચકોં જે, રિક્ત કરે ભય ભંગ ॥ ચ૦ ॥ ચારિત્ર નામ નિરૂક્તેં માન્યો, શિવરમણીકો સંગ ॥ રે જી૦ ॥ ચ૦ ॥ ૧ ॥ ષટ્ ખંડકેરૂ રાજ્ય જેહનેં, રમણી ભોગ ઉત્તંગ ॥ ચક્રી સંજમ રસમેં લીનો, ચિદ્‌ઘન રાજ અભંગ ॥ રે જી૦ ॥ ચ૦ ॥ ૨ ॥ બારે કષાય જરે જબ કીની, પ્રગટે સંયમ ચંગ ॥ આઠ કષાય ગયે અણુવિરતી, ચારિત્ર મોહ વિરંગ ॥ રે જી૦ ॥ ચ૦ ॥ ૩ ॥ વર્ષ સંયમકે સુખકી શ્રેણી, અનુત્તર સુર સુખ ચંગ ॥ તત્ત્વ રમણતા સંયમ વિણ નહિ, સમર અમર અનંગ ॥ રે જી૦ ॥ વરૂણદેવ સંયમ પદ સાધી, અરિહંત રૂપ અસંગ ॥ આતમાનંદી સુરનર વંદી, પ્રગટ્યો જ્ઞાન તરંગ ॥ રે જી૦ ॥ ચ૦ ॥ ૫ ॥ કાવ્યં ॥ અતિશયા૦ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ચારિત્રાય જલાદિકં યજા૦ ॥

## ॥ द्वादश ब्रह्मचर्यपदपूजा ॥

॥ દોહા ॥

કામકુંભ સુરતરૂ ભણી, સબ વ્રત જીવન સાર ॥
કામિત ફલદાયક સદા, ભવદુઃખ ભંજનહાર ॥ ૧ ॥
તારાગણમેં ઉડુપતિ, સુરગણમેં જિમ ચંદ ॥
વિરતિ સકલ મુખ મંડના, જય જય બ્રહ્મ થિરિંદ ॥૨॥

॥ રાગ સોરઠી સામેરી—તાલ દીપચંદી,-મધ્યરાત્રિ સમયકી
શ્યામ નેક દયા મોંસે ન કરી નેમ નેક૦—એ દેશી ॥

શ્યામ બ્રહ્મ સુહંકર લખરી ॥ શ્યામ૦ ॥એ આંકણી॥ કુમતિ સંગ સબ શુધબુધ ભૂલી, અનુભવ રસ અબ ચખરી ॥ શ્યામ૦ ॥૧॥ નવવાડે શુદ્ધ બ્રહ્મ આરાધે, અજર તું અલખ રી ॥ શ્યામ૦ ॥૨॥ ઔદારિક સુર કામજાલસેં, અપને આપકોં રખ રી ॥ શ્યામ૦ ॥ ૩ ॥ સિંહાદિક પશુ ભય સબ નાસેં, બ્રહ્મચર્ય રસ ચખ રી ॥ શ્યામ૦ ॥૪॥ વિજયશેઠ વિજયા ગુણવંતી, સુદર્શન કામ કખ રી ॥ શ્યામ૦ ॥૫॥ દશમે અંગે બત્રીશ ઉપમા, બ્રહ્મચર્યકી દખ રી ॥શ્યામ૦॥ ॥ ૬ ॥ આતમ ચંદ્રવર્મ નરવર જ્યું, અરિહંત પદ સુખ અખ રી ॥ શ્યામ૦ ॥ ૭ ॥ કાવ્યં ॥ અતિશયા૦ ॥

॥ મંત્ર-ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ બ્રહ્મચર્યાય જલાદિકં યજા૦॥

## ॥ त्रयोदश क्रियापदपूजा ॥

॥ દોહા ॥

ચિદ્ વિલાસ રસ રંગમેં, કરે ક્રિયા ભવિ ચંગ ॥
કરમ નિકંદન યશ ભરે, ઉછળે જ્ઞાન તરંગ ॥ ૧ ॥
આગમ અનુસારી ક્રિયા, જિનશાસન આધાર ॥
પ્રવર જ્ઞાન દર્શન લહે, શિવરમણી ભરતાર ॥ ૨ ॥

॥ રાગ આઢ—તાલ લાવણીકી ॥

॥ ફલવૃદ્ધિ પારસનાથ, પ્રભુકોં પૂજો તો સહી—એ દેશી ॥

થારી ગઈ રે અનાદિ નિંદ, જરા ટૂક જોવો તો સહી ॥ જોવો તો સહી ॥ મેરા ચેતન જોવો તો સહી ॥ થા૦ ॥ એ આંકણી ॥ જ્ઞાન સંગ કિરિયા દુઃખહરણી, સેવો તો સહી ॥ મેરા ચેતન સેવો તો સહી ॥ એહ ધર્મ શુકલ શુદ્ધ ધ્યાન હૃદયમેં, પ્રોવો તો સહી ॥ મે૦॥ થા૦ ॥૨॥ આર્ત્ત રૌદ્રની પણવીસ ક્રિયા, ખોવો તો સહી ॥ મે૦ ॥ અનુભવ સમરસ સાર જરા તુમ્હ, ટોવોં તો સહી ॥ મે૦ ॥ થા૦ ॥૨॥ અડ દિઠ્ઠી સમતા જોગની કિરિયા, ઢોવો તો સહી ॥મે૦॥ પ્રથમ ચાર તજી ચાર ગ્રહી પર, હોવો તો સહી ॥મે૦॥થા૦॥૩॥ સમકિતકી કરણી દુઃખહરણી, લેવો તો સહી ॥ મે૦ ॥ ટૂક દૂર નય પંથ વિડાર જ્ઞાનરસ, ગોવો તો સહી ॥ મે૦॥ થા ॥

॥ ૪ ॥ અંતર તત્ત્વ વિષય મન પ્રીતિ, છોવો તો સહી ॥ મે૦ ॥ એહ ક્રિયા નિજ ગુણ રંગરાચી, થોવો તો સહી ॥ મે૦ ॥ થા૦ ॥ ૫ ॥ અશુભ ધ્યાનનાં થાનક ત્રેશઠ, ખોવો તો સહી ॥ મે૦ ॥ પુણ્યાનુબંધી પુણ્ય બીજ ટુક, બોવો તો સહી ॥ મે૦ ॥ થા૦ ॥૬॥ ક્રોધ માન માયા જડતા સંગ, ધોવો તો સહી ॥ મે૦ ॥ એહ હરિવાહન આતમ રસ ચાખી, મેવો તો સહી ॥ મેરા૦॥ થારી૦ ॥૭॥ કાવ્યં ॥ અતિશયા૦॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ ક્રિયાયૈ જલાદિકં યજા૦ ॥

## ॥ चतुर्दश तपपदपूजा ॥

॥ દોહા ॥

ઉપશમ રસ યુત તપ ભલું, કામ નિકંદન હાર ॥
કર્મ તપાવે ચીકણાં, જય જય તપ સુખકાર ॥ ૧ ॥

॥ રાગ વિહાગ. તાલ દીપચંદી. ॥

યું સુધરે રે સુજ્ઞાની, અનઘ તપ ॥યું૦॥ એ આંકણી ॥ કર્મ નિકાચિત છિનકમેં જારે, નિર્દંભ તપ મન આનિ ॥ અ૦ ॥૧॥ અર્જુનમાળી દૃઢ પ્રહારી, તપશું ધરે શુભ ધ્યાની ॥અ૦॥૨॥ લાખ અગ્યારહ એંશીહજારહ, પંચસય ગિને જ્ઞાની ॥ અ૦ ॥ ૩ ॥ ઇતને માસ ઉમંગ તપ કીનો નંદન જિનપદ ઠાની ॥અ૦॥૪॥ સંવત્સર ગુણરત્ન પીનો,

અતિમુક્ત સુખ ખાની ।। અ૦ ।।૫।। ચૌદ સહસ મુનિવરમેં અધિકો, ધન ધન્નો જિન બાની ।। અ૦ ।। ૬ ।। કનકકેતુ તપ શુદ્ધ પદ સેવી, આતમ જિનપદ દાની ।। અ૦ ।। ૭ ।।

।। કાવ્યં ।। અતિશયા૦ ।।

।। મંત્રઃ ।। ૐ હ્રીં શ્રીં પરમ૦ તપસે જલાદિકં યજા૦ ।।

## ।। पंचदश दानपदपूजा ।।

।। દોહા ।।

દાને ભવસંકટ મિટે, દાને આનંદ પૂર ।।
દાને જિનવર પદ લહે, સકલ ભયંકર ચૂર ।। ૧ ।।
અભય સુપાત્રે દાન દે, નિસ્તરિયા સંસાર ।।
મેઘ સુમુખ વસુમતિ ધના, કહત ન આવે પાર ।। ૨ ।।

।। રાગ જંગલો—ઠેકો પંજાબી.—રચ્યો સિરિ વૃંદાવન. રાસ તો ગોવિંદ રચ્યો.—એ દેશી ।।

દાન તો અભંગ દીજે, મન ધરી રંગ. ।। દાન તો૦।। ।। એ આંકણી ।। ખાન તો અમર અજ, સુખ તો અભંગ ।। ગૌતમ રતનસમ, પાત્ર સુરંગ ।। દાન૦।।૧।। કનક સમાન મુનિ, પાત્ર ઉત્તંગ ।। દેશવિરતિ પાત્ર રૌપ્ય, મધ્યમ સુમંગ ।। દાન૦ ।।૨।। સમદર્શિ જીવ માનો, જઘન તરંગ ।। કાંસ્ય પાત્ર પાત્રસમ, સુખ દે નિરંગ ।। દાન૦ ।। ૩ ।। શાલિભદ્ર કૃતપુન્ના, ધન્ના શુભચંદ ।। દાનસેં અનંત સુખ, કહત જિ-

ણુંદ ॥ દાન૦ ॥૪॥ દાનસેં હરિવાહન લીનો, જિનપદ સં- ગ ॥ આતમ આનંદ કંદ, સહજ ઉમંગ ॥ દાન૦ ॥ ૫ ॥ ॥ કાવ્યં ॥ અતિશયા૦ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ દાનાય જલાદિકં યજા૦ ॥

## ॥ षोडश वैयावृत्यपदपूजा ॥

॥ દોહા ॥

વૈયાવચ્ચ પદ સોલમેં, અખિલ વિમલ ગુણખાન ॥
એ અપ્રતિપાતિ ખરો, આગમ કથિત નિદાન ॥ ૧ ॥
જિનસૂરી પાઠક મુનિ, બાલક વૃદ્ધ ગિલાન ॥
તપી સંઘ જિનચૈત્યનું, વૈયાવચ્ચ વિધાન ॥ ૨ ॥

॥ રાગ જંગલો ઝીંઝોટી—તાલ પંજાબી ઠેકો ॥
॥ ગિરનારકી પહાડી પર કેસે ગુજરી. ગિર૦—એ દેશી ॥

શુદ્ધ વૈયાવચ્ચ કરી જિનપદ વર રી ॥ શુદ્ધ૦ ॥ એ આંકણી ॥ તીર્થંકર કેવળી મનઃપર્યવ, અવધિ ચતુર્દશ પુવ્વધરી રી ॥ શુદ્ધ૦ ॥ ૧ ॥ દશપૂર્વી ઉત્કૃષ્ટ ચરણ ધર, લબ્ધિવંત એ જિન સગ રી ॥ શુદ્ધ ॥ ૨ ॥ જિનમંદિર જિન ચૈત્ય કરાવે, પૂજા કરે મન તનુ સુધ રી ॥ શુદ્ધ૦ ॥ ॥ ૩ ॥ દશમે અંગે જિનવર ભાખે, કુમતિ સંગ દૂર ભગ રી ॥ શુ૦ ॥ ૪ ॥ નવપદ શેષ સૂરીશ્વર આદિ, વૈયા- વૃત્ત્ય કર ઉઠી જગ રી ॥ શુદ્ધ૦ ॥ ૫ ॥ સતપંચ મુનિનું

વૈયાવચ્ચ કરીને, ભરત બાહુબળ શિવ મગરી ।। શુ૦ ।। ।। ૬ ।। નૃપ જિમૂતકેતુ પદ સાધી, આતમ જિન પદ રસ ગગરી ।। ૭ ।। કાવ્યં ।। અતિશયા૦ ।।

।। મંત્ર ।। ૐ હ્રીં શ્રીં પરમ૦ વૈયાવૃત્યાય જલા૦ યજા૦ ।।

## ।। सप्तदश समाधिपदपूजा ।।

।। દોહા ।।

નિજાતમ ગુણ રમણતા, ઇંદ્રિય તજી વિકાર ।।
થિર સમાધિ સંતોષમેં, ભવ દુઃખ ભંજનહાર ।। ૧ ।।

।। રાગ જંગલો ઝીંઝોટી—તાલ પંજાબી ઠેકો ।।
।। માનો ચેતનજી મારી વાત ન માનો ને—એ દેશી ।।

રાચો રે ચેતનજી મન શુદ્ધ લાગ ।। રાચો૦।। ધારો ધારો સમાધિ કેરો રાગ ।। રાચો૦ ।।૧।। યા સંગ નાશ કહ્યો ભવ વનકો, અબ ક્યું સરકો ભાગ ।। રાચો૦ ।।૨।। દ્રવ્ય સમાધિ ભાવ સમાધિ, સુમતિ કેરો સુહાગ ।। રાચો૦ ।। ૩ ।। અશન વસનસેં ભક્તિ સંઘકી, દ્રવ્ય સમાધિ અથાગ ।।રાચો૦।। ।। ૪ ।। સારણ વારણ ચોયણ કરની, દુતિય સમાધિ જાગ ।। રાચો૦ ।। ૫ ।। સકલ સંઘકુ દુવિધ સમાધિ, નિપજાવે મહાભાગ ।। રાચો૦ ।। ૬ ।। પંચ સમિતિ તિન ગુપ્તિ ધરે નિત, નિશદિન ધરત વિરાગ ।। રાચો૦ ।। ૭ ।। ચાર નિક્ષેપ નય સપ્તભંગી, કારણ પંચ નિરાગ ।।રાચો૦।।૮।।

ચાર પ્રમાણ દ્રવ્ય ષટ્ માને, નવતત્ત્વ દિલમેં ચિરાગ ॥ રાચો૦॥૯॥ સામાયિક નવ દ્વાર વિચારી, નિજ સત્તાકો વિભાગ ॥ રાચો૦ ॥૧૦॥ પુરંદર નૃપ એ પદ સેવી, આતમ જિનપદ માગ ॥ રાચો૦॥૧૧॥ કાવ્યં ॥ અતિશયા૦ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ સમાધયે જલાદિકં યજા૦ ॥

## ॥ अष्टादश अभिनवज्ञानपदपूजा ॥

॥ દોહા ॥

જ્ઞાન અપૂરવ ગ્રહણ કર, જાગે અનુભવ રંગ ॥
કુમતિ જાલ સબ જાર કેં, ઉછળે તત્ત્વ તરંગ ॥ ૧ ॥
પદ અઢારમેં પૂજિયેં, મન ધરિ અધિક ઉમંગ ॥
જ્ઞાન અપૂરવ જિન કહે, તજી કુગુરૂકો સંગ ॥ ૨ ॥

॥ રાગ બરવો—ચાલ ઠુમરી—તાલ ઠુમરી ॥
॥ મન મોહ્યા જંગલકી હરણીને—મન૦—એ દેશી ॥

ભવિ વંદો અપૂર્વ જ્ઞાન તરણીને ॥ ભવિ૦ ॥ એ આંકણી ॥ કુમતિ ઘૂક સબ અંધ હુયે હેં, ભૂલે જડમતિ કરણી ને ॥ ભવિ૦॥ ૧ ॥ જ્ઞાન અપૂરવ જબહી પ્રગટે, શુદ્ધ કરે ચિત્ત ધરણીને ॥ ભવિ૦ ॥ ૨ ॥ નિર્યુક્તિ શુદ્ધ ટીકા ચૂર્ણી, મૂલ ભાષ્ય સુખ ભરણીને ॥ ભવિ૦ ॥ ૩ ॥ સંપ્રદાય અનુભવ રસસંગે, કુમતિ કુપંથ વિહરણીને ॥ ભવિ૦ ॥ ૪ ॥ સદ્ગુરૂકી એ તાલિકા નીકી, રતન સંદુખ ઉદ્ધરણીને ॥ ભવિ૦ ॥ ૫ ॥ ઇન વિન અર્થ કરે સો તસ્કર,

કાલ અનંતા મરણીને ॥ ભવિ૦ ॥ ૬ ॥ સમ્મતિ કર્મ્મ-ગ્રંથ રત્નાકર, છેદ ગ્રંથ દુઃખ હરણીને ॥ ભવિ૦ ॥ ૭ ॥ દ્વાદશાર વળી અંગ ઉપાંગ, સપ્તભંગ શુદ્ધ વરણીને ॥ ભવિ૦ ॥ ૮ ॥ ઈત્યાદિક ભવિ જ્ઞાન અપૂરવ, પઠન કરે ધરે ચરણીને ॥ ભવિ૦ ॥ ૯ ॥ સાગરચંદ જિનપદ પાયો, આતમ શિવવધૂ પરણીને ॥ ભવિ૦ ॥ ૧૦ ॥ કાવ્યં ॥ અતિશયા૦ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ અભિનવજ્ઞાનપદાય જલા૦ ય૦ ॥

## ॥ एकोनविंशति श्रुतज्ञानपदपूजा ॥

॥ દોહા ॥

પાપ તાપકે હરણકો, ચંદન સમ શ્રુત જ્ઞાન ॥
શ્રુત અનુભવ રાચીયેં, માચિયેં જિન ગુણ તાન ॥૨॥
એગુણવિશ (૧૯) પદ પૂજીયે, જિનવર વચન અભંગ ॥
તીર્થંકર પદ ભવિ લહે, છાર કુમતિકો સંગ ॥ ૨ ॥

॥ રાગ શ્યામ કલ્યાણ ॥

॥ શ્રીરાધે રાણી, દે ડારોને બંસરી હમારી. શ્રીરાધે૦—એ દેશી ॥

શ્રી ચિદાનંદ વિડારો ને, કુમતિ જો મેરી ॥ શ્રી૦ ॥ એ આંકણી ॥ દુષમ કાળમેં કુમતિ અંધેરો, પ્રગટ કરે સબ ચોરી ॥ શ્રી૦ ॥ ૧ ॥ બત્રીસ દોષ રહિત શ્રુત વાંચે, આઠ ગુણે કરી જોરી ॥ શ્રી૦ ૨ ॥ અરિહંત ગણધર ભાષિત નીકો, શ્રુતકેવલી બલ ફોરી ॥ શ્રી૦ ॥ પ્રત્યેકબુદ્ધ દશ પૂરવધર, શ્રુત હરે ભવકો રી ॥ શ્રી૦ ॥ ૪ ॥ આઠ આચાર

જે કાલાદિક હે, સાધે કરમની ચોરી ॥ શ્રી૦ ॥ ૫ ॥ ચારો હિ અનુયોગ ગુરૂગમ વાંચે, ટૂટે કુપંથની દોરી ॥ શ્રી૦ ॥ ॥ ૬ ॥ ચોદ ભેદ શ્રુત વીશ ભેદ હે, અંગ પયન્નાકો રી ॥ શ્રી૦ ॥ ૭ ॥ રત્નચૂડ નૃપ એ પદ સેવી, આતમ જિન-પદ હો રી ॥ શ્રી ચિદાનંદ૦ ॥ ૮ ॥ કાવ્યં ॥ અતિશયા૦ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રુતાય જલાદિકં યજા૦ ॥

## ॥ विंशति तीर्थपदपूजा ॥

॥ દોહા ॥

જિનમતકી પરભાવના, કરે પ્રભાવક આઠ ॥
શ્રાવક ધન ખરચી કરે, રથયાત્રાદિક ઠાઠ ॥ ૧ ॥
પ્રાવચની અરૂ ધર્મકથી, વાદ નિમિત્ત સુજ્ઞાન ॥
તપી સિદ્ધ વિદ્યા કવિ, આઠ પ્રભાવક જાન ॥

॥ રાગ પીલુ—તાલ દીપચંદી ॥

તીર્થ ઉજારો અબ કરીયેં, ભવિક વૃંદ ॥ દાખ્યો રે જિનંદપદ, આનંદ ભરે રી ॥ તીર્થ૦ ॥ એ આંકણી ॥ તીર્થ પ્રકાર દોય. થાવર જંગમ જોય ॥ સિદ્ધગિરિ આદિ જોય, દર્શ કરે રી ॥ તીર્થ૦ ॥ ૧ ॥ શિખર સમેત ચંપા, પાવા-પુરી દુઃખ કંપા ॥ અષ્ટાપદ રેવત, જિનંદ શિવ વરે રી ॥ તીર્થ૦ ॥ ૨ ॥ ઇત્યાદિ જિન સ્થાન, જનમ વિરત જ્ઞાન ॥ સમજ સુજાન ઠાન, ભક્તિ ખરે રી ॥ તીર્થ૦ ૩ ॥ થાવર તીર્થ રંગ, મન ધરી અતિ ચંગ ॥ સંઘ કાઢી મહાનંદ,

ધર્મ શું ધરે રી ॥ તીર્થ૦ ॥ ૪ ॥ સંઘકી ભક્તિ કરી, જેજેકાર જગ કરી ॥ પાવન પ્રભાવનાસેં ઉન્નતિ કરે રી ॥ તીર્થ૦ ॥ ૫ ॥ ભરત સાગર લેન, મહાપદ્મ હરિષેણ ॥ સંપ્રતિ કુમારપાલ, વસ્તુપાલ નરેં રી ॥ તીર્થ૦ ॥ ૬ ॥ આતમ આનંદ પૂર, કરમ કલંક ચૂર ॥ મેરૂપ્રભ જિનપદ, સુખમેં વરે રી ॥તીર્થ૦॥૭॥ ॥ કાવ્યં ॥ અતિશયા૦ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમ૦ તીર્થેભ્યો જલાદિકં યજા૦ ॥

॥ અથ કળશ ॥ રાગ ધન્યાશ્રી–તાલ પંજાબી ઠેકો. ॥

શુદ્ધ મન કરો રે આનંદી, વિંશતિ પદ ॥ શુદ્ધ૦ ॥ એ આંકણી ॥ વિંશતિ પદ પૂજન કરી વિધિશું, ઉજમણું કરી ચિત્ત રંગી ॥ વિં૦ ॥૧॥ એ સમ અવર ન કરણી જગમેં, જિનવર પદ સુખ ચંગી ॥ વિં૦ ॥૨॥ તપગચ્છ ગગનમેં દિનમણિ સરિસો, વિજયસિંહ વિરંગી ॥ વિં૦ ॥૩॥ સત્ય કપૂર ક્ષમા જિન ઉત્તમ, પદ્મરૂપગુરૂ જંગી ॥વિં૦ ॥ ૪ ॥ કીર્ત્તિવિજયગુરૂ સમરસ ભીનો, કસ્તૂરમણિ હે નિરંગી ॥ વિં૦ ॥૫॥ શ્રીગુરૂ બુદ્ધિવિજય મહારાજા, મુક્તિવિજય, ગણિ ચંગી ॥ વિં૦ ॥ ૬ ॥ તસ લઘુ ભ્રાતા આનંદવિજયો ગાય વિંશતિ પદ ભંગી ॥ વિં૦ ॥ ૭ ॥ ખંયુગ અંક ઈંદુ (૧૯૪૦)વત્સરમેં, વીકાનેર સુરંગી ॥વિં૦॥૮॥ આત્મારામ આનંદ પદ પૂજો, મન તન હોય એક રંગી ॥ વિં૦ ॥૯॥

॥ ઇતિ શ્રીમદ્ આત્મારામજી ( વિજયાનંદસૂરિજી ) કૃત વિંશતિસ્થાનકપદપૂજા સમાપ્ત ॥

॥ श्री ॥

# ॥ विविध पूजासंग्रह ॥

## ભાગ પાંચમો

## આચાર્ય મહારાજ શ્રી બુદ્ધિસાગરસૂરિજીકૃત

## વાસ્તુક પૂજા

---

### ॥ विधि ॥

દરેક વસ્તુ પાંચ પાંચ લેવી, અષ્ટપ્રકારી પૂજાનો સામાન લેવો, આઠ સ્નાત્રીયા કરવા.

એક કળશ ગ્રહણ કરે, બીજો કેશરની વાટકી ગ્રહણ કરે, ત્રીજો ફુલનો હાર વા છુટાં ફુલ ગ્રહણ કરે, ચોથો ધૂપ, પાંચમો દીપક, છઠ્ઠો રકાબીમાં અક્ષતનો સ્વસ્તિક લઇને ઉભો રહે, સાતમો નૈવેદ્ય લઇ ઉભો રહે અને આઠમો ફળ લઇ ઉભો રહે. દરેક પૂજાએ અભિષેક કરી પૂજા કરવી.

૫ કળશ, ૫ કેશરની વાટકી, ૫ ફુલના હાર, ધૂપધાણું, ૫ દીપક, ૫ ચોખાના સાથીઆ, ૫ નૈવેદ્ય, ૫ ફળ.

વાસ્તુક પૂજા, જે ઘર કરે અને તેમાં પ્રવેશ કરે તે ભણાવે. તેને ઘેર આ પૂજા ભણાવતાં આનંદ મંગળ થાય. રોગ, શોક, વહેમ સર્વે નાશ પામે. નવસ્મરણ કુંભની સ્થાપના કરી દીવો કરી ભણવાં, શક્તિ હોય તો સ્નાત્રિયાને જમાડવા. કન્યાઓ ઇંદ્રાણીયો થાય તો કરવી.

## ॥ प्रथम पूजा ॥

॥ દોહા ॥

શ્રી સંખેશ્વર પાર્શ્વનાથ, ત્રેવીશમા જિનરાય ॥
ધરણેંદ્ર પદ્માવતી, પૂજે જેહના પાય ॥ ૧ ॥
પાર્શ્વ યક્ષ જસ શોભતો, સેવા કરે ચિત્ત લાય ॥
પુરિસાદાણી પાર્શ્વનાથ, ધ્યાતાં શિવસુખ થાય ॥૨॥
વાસ્તુક પૂજા ઘરતણી, કરતાં સુખ વિશાળ ॥
ઋદ્ધિ વૃદ્ધિ સુખ સંપજે, હોવે મંગલમાળ ॥ ૩ ॥
પંચ પંચ વસ્તુથકી, શંખેશ્વર પ્રભુ પાસ ॥
પૂજે ભવિ ભાવે કરી, સફળ હોવે મન આશ ॥ ૪ ॥
ચિંતામણિ સમ પાર્શ્વનાથ, પાર્શ્વમણિસમ નામ ॥
ધ્યાતાં ગાતાં પ્રાણીનાં, સિદ્ધે સઘળાં કામ ॥ ૫ ॥

॥ મલ્લિજિન વંદીએ ભવિ ભાવે રે—એ દેશી ॥

સંખેશ્વર પાસ પ્રભુ નિત્ય ગાવો રે, શાશ્વત શિવકમળા પાવો ॥ શંખેશ્વર૦ ॥ કાશીદેશ વણારસી ગામ રે, વિશ્વસેન રાજા અભિરામ રે ॥ વામામાતા સુખ વિશ્રામ ॥ સંખે૦ ॥ ॥૧॥ પ્રભુ માત કૂખે જબ આયા રે, ઇંદ્ર ચોસઠ સુરગિરિ લાયા રે ॥ સુરાસુર મનમાં હરખાયા ॥ સંખે૦ ॥ ૨॥ એક લાખ ને સાઠ હજાર રે, આઠ જાતિ કળશ મનોહાર રે ॥ પ્રભુ ન્હવણ કરે જયકાર ॥ સંખે૦ ॥૩॥ ઇંદ્રાણીયો હસતી ગા-

તી રે, જિનદર્શન કરી હરખાતી રે ॥ નાટક કરી મનમાં માતી ॥ સંખે૦ ॥ ૪ ॥ એવા પાર્શ્વપ્રભુ ઘર લાવો રે, શુભ સિંહાસન પધરાવો રે ॥ પ્રભુ ન્હવણ કરી સુખ પાવો ॥ સં-ખે૦ ॥ ૫ ॥ રોગ શોગ સહુ દૂર નાસે રે, પ્રભુશ્રદ્ધા મનમાં વાસે રે ॥ શાશ્વતપદ બુદ્ધિ ભાસે ॥ સંખે૦ ॥ ૬ ॥

॥ મંત્રઃ ॥ ૐ નમો ભગવતે શ્રી શંખેશ્વરપાર્શ્વનાથાય હ્રીઁ ધરણેંદ્ર પદ્માવતી સહિતાય જન્મજરામૃત્યુનિવારણાય ક્ષુદ્રોપદ્રવ-શમનાય જલં ચંદનં પુષ્પં ધૂપં દીપં અક્ષતં નૈવેદ્યં ફલં યજા-મહે સ્વાહા ॥

## ॥ દ્વિતીય પૂજા ॥

### ॥ દોહા ॥

સ્નાત્ર ભણાવી પાર્શ્વનું, પૂજા કીજે સાર ॥
પૂજક પૂજ્યની પૂજના, સમજીજે સુખકાર ॥ ૧ ॥
બેઉ પાસે વીંઝીએ, ચામર ચારૂ ઉમંગ ॥
દર્પણ પ્રભુ આગળ ધરો, હોવે જયજય રંગ ॥ ૨ ॥

॥ સુતારીના બેટા તુને વિનવું રે લોલ.—એ દેશી. ॥

પ્રભુ પાર્શ્વ જિનેશ્વર ગાઇએ રે લોલ, શ્રી સંખેશ્વર પ્રભુ નામજો ॥ તુજ નામથી નવનિધિ સંપજે રે લોલ, મન વંછિત સિદ્ધ કામજો ॥ નામ રૂડું સંખેશ્વર પાસનું રે લોલ ॥ મિથ્યાત્વદશા દૂર થાય જો, શુદ્ધ શ્રદ્ધા હૃદય પ્રગટાય જો ॥ નામ રૂડું૦ ॥ ૧ ॥ પૂજા વાસ્તુક દોય પ્રકારની રે લોલ,

શુભ અશુભ ભેદ કહાય જો ॥ દ્રવ્ય વાસ્તુક પૂજાના એ કહ્યાં રે લોલ, તેહ હરખે કહું ચિત્ત લાય જો ॥ નામ૦ ॥૨॥ ઘર મહેલ કરાવી તેડીયે રે લોલ, બ્રાહ્મણ હોમાદિક વાસ જો ॥ વેદ ગાયત્રી મંત્ર ભણાવીએ રે લોલ, બ્રાહ્મણ જમાડીએ ખાસ જો ॥ નામ૦ ॥ ૩ ॥ દેવદેવી બ્રહ્માદિક પૂજીયે રે લોલ, પાડા બુદ્ધિએ કોળું કપાય જો ॥ મરી નરકતણાં દુઃખ ભોગવે રે લોલ, મિથ્યા વાસ્તુક પૂજામાં પાપ જો ॥ નામ૦ ॥ ॥૪॥ ફલ શ્રીફલ પ્રમુખને હોમતાં રે લોલ, પંચેંદ્રિય હિંસા થાય જો ॥ અપમંગલ એહ ખરૂં કહ્યું રે લોલ, અશુભ વાસ્તુકપૂજા કહાય જો ॥ નામ૦ ॥ ૫॥ શુભ વાસ્તુક પૂજા વર્ણવું રે લોલ, જેનું રૂડું વિશાળ સ્વરૂપ જો ॥ બુદ્ધિ શાશ્વત સંપદા પામીએ રે લોલ, પાસ નામ તે મંગલરૂપ જો ॥ નામ રૂડું૦ ॥ ૬ ॥

॥ મંત્રઃ ॥ ૐ નમો ભ૦ શ્રી૦ જલં ચંદનં યજામહે સ્વાહા ॥

## ॥ तृतीय पूजा ॥

॥ દોહા ॥

શુભ વાસ્તુકપૂજા કહું, આણી અતિશય ભાવ ॥
સ્વર્ગાદિક સુખ પામીએ, હોવે શિવસુખ દાવ ॥ ૧ ॥
દેવ અરિહંત જાણીએ, દોષ રહિત અઢાર ॥
ગુરૂ સુસાધુ મહાવ્રતી, પાળે પંચાચાર ॥ ૨ ॥

જિનવર ભાષિત સત્ય છે, જૈનધર્મ જગ જોય ॥
સુખ દુઃખ હોવે કર્મથી, અવર ન કર્તા કોય ॥ ૩ ॥

॥ અનિહાંરે ન્હવણ કરો જિનરાજને રે—એ દેશી ॥

આનહાં રે વાસ્તુકપૂજા શુભ કીજીએ રે, તજી અવર દેવની આશ ॥ સુપાત્રે દાન દીજીએ રે, સૂત્ર શ્રવણરૂચિ અભિલાષ ॥ શ્રી સંખેશ્વર પ્રભુ પાસજી રે ॥ ૧ ॥ ભવિ ભાવે દ્રવ્યાર્થિક નયે કરી રે, શાશ્વત છે લોકાલોક ॥ કર્તા તેહનો કો નહિ રે, કિમ કર્તા માનીયે ફોક ॥ શ્રી સંખે૦ ॥૨॥ ઊર્ધ્વ અધો અને તિરછાલોકની રે, સ્થિતિ છે અનાદિ અનંત ॥ કર્ત્તા તેહનો કો નહિ રે, ઈમ ભાંખે શ્રી ભગવંત ॥ શ્રી સંખે૦ ॥ ૩ ॥ નવતત્ત્વ ષડ્દ્રવ્ય છે નિત્ય શાશ્વતાં રે, દ્રવ્ય ગુણ પર્યાય રૂપ ॥ દો ભેદે જીવ દાખીયો રે, તસ લક્ષણ છે ચિદ્રૂપ ॥ શ્રી સંખે૦ ॥૪॥ પરિણામી પુદ્ગલ જીવ દો જાણીએ રે, અનાદિ સંબંધ વિચાર ॥ કર્તા કર્મનો આતમા રે, તેમ ભોકતા હૃદયે ધાર ॥ શ્રી સંખે૦ ॥ ૫ ॥ શુભાશુભ કર્મ ગ્રહી ભોગી આતમા રે, વેદે શાતા અશાતા દોય ॥ દેવ મનુજ નારક તિરિ રે, ચઉગતિમાં ભટકે જોય ॥ શ્રી સંખે૦ ॥ ॥૬॥ જીવે કીધાં પુણ્ય પાપ તે ભોગવે રે, પર પુદ્ગલ સંગે ખાસ ॥ રાચ્યો માચ્યો પુદ્ગલમાં વસ્યો રે, બન્યો પુદ્ગલનો જીવ દાસ ॥ શ્રી સંખે૦ ॥ ૭ ॥ પ્રભુ પૂજા કરતાં પ્રાણીયા

સુખ લહે રે, નાસે કર્માષ્ટક પાસ ।। સામિવચ્છલ નવકારશી રે, હેતુ સુખનાં દીસે ખાસ ।। શ્રી સંખે૦ ।।૮।। શુભ ભાવે નૈવેદ્ય થાળમાં મૂકીને રે, પ્રભુ આગળ ધરીએ ચંગ ।। રત્નત્રયી કમળા વરે રે, બુદ્ધિ શાશ્વત પદ રંગ ।। શ્રી સંખે૦।।૯।।

।। મંત્રઃ ।। ૐ નમો ભ૦ શ્રી૦ પાર્શ્વનાથાય જલં ચંદનં, સ્વાહા ।।

## ॥ चतुर्थ पूजा ॥

।। ઢાળ ।।

શરીર પુદ્‌ગલમાં વસ્યો, પુદ્‌ગલ માની ગેહ ।।
પરભવ સાથ ન આવતું, ક્ષણુમાં નાશી તેહ ।। ૧ ।।
દેહ અનંતા છંડીયા, ભટકી આ સંસાર ।।
લાખ ચોરાશી હું ભમ્યો, તાર તાર પ્રભુ તાર ।।૨।।

।। સાંભળજો મુનિ સંયમ રાગે, ઉપશમ શ્રેણી ચઢીઆ રે—એ દેશી ।।

શ્રી સંખેશ્વર પાર્શ્વપ્રભુ નિત્ય, મન મંદિરમાં ધરીએ રે ।। ધ્યાવી ગાવી પાપ ગમાવી, શ્રદ્ધા સમકિત વરીયે રે ।। શ્રી સંખે૦ ।।૧।। યાદવલોકની જરા નિવારી, ષડ્‌દર્શન વિખ્યાત રે ।। વામાનંદન જગજન વંદન, નમતાં પાવન ગાત્ર રે ।। શ્રી સંખે૦।। ૨ ।। પરપરિણતિથી અષ્ટકર્મ ગ્રહી, પરભોગી પરકર્તા રે ।। અતુલબળી પણ કર્મ પિંજરમાં, વસીયો નિજગુણ ધરતા રે ।। શ્રી સંખે૦ ।।૩।। ઔદારિક વૈક્રિય આહારક, તૈજસ કાર્મણ પંચ રે ।। પંચ શરીર ઘર માની વસીયો, કરતો કર્મનો સંચ રે ।। શ્રી સંખે૦ ।।૪।। સુરાપાની બકતો

ફરે વળી, ધત્તુર ભક્ષક જેમ રે ॥ અવળી પરિણતિથી આ આતમ, સ્વરૂપ ભૂલ્યો તેમ રે ॥ શ્રી સંખે૦ ॥૫॥ ભવમાં ભમતાં પુણ્યોદયથી, સદ્ગુરૂ સહેજે મળીયા રે ॥ બુદ્ધિ શિવ સુખ પામે અવિચળ, સકલ મનોરથ ફળીયા રે ॥ શ્રી૦ ॥૬॥

॥ મંત્રઃ ॥ ઓઁ નમો ભગવતે શ્રી જલં ચંદનં૦ યજામહે સ્વાહા ॥

## ॥ पंचम पूजा ॥

॥ દોહા ॥

સદ્ગુરૂ પંચ મહાવ્રતી, પંચ મહાવ્રત ધાર ॥
ભાવથી વાસ્તુક પૂજના, કહેવે અતિ સુખકાર ॥૧॥
પુદ્ગલ દ્રવ્યથી ભિન્ન છે, અચલ અમલ ગુણવાન્ ॥
શુદ્ધ બુદ્ધ પરમાત્મા, ચિદાનંદ ભગવાન્ ॥ ૨ ॥
ઘર આતમનું ઓળખ્યું, જેનો રૂડો મહેલ ॥
વાસ ખરો મુજ એહમાં, વસતાં શિવસુખ સહેલ ॥૩॥

॥ નમો નમો શ્રી શત્રુંજય ગિરિવર—એ દેશી ॥

વાસ્તુક ભાવપૂજા નિજ ભાવે, ચેતનની શુદ્ધ દાખી રે ॥ વાસ વસે ચેતન જે મધ્યે, તેહની પૂજા ભાખી રે ॥ શ્રી સંખેશ્વર પાસજી ગાવો ॥ ૧ ॥ અસંખ્ય પ્રદેશ આતમના જાણો, શુદ્ધ વાસ જીવ જોય રે ॥ ગુણપર્યાય સ્વભાવ અનંતા, એકેક પ્રદેશે જોય રે ॥ શ્રી સંખે૦ ॥ ૨ ॥ જ્ઞાતા જ્ઞેયને જ્ઞાન ત્રિભંગી, આતમમાંહી સમાય રે ॥ અસ્તિ નાસ્તિ સ-

મકાલે સાધે, એવો આતમરાય રે ા શ્રી સંખે૦ ાા૩ાા ધર્મા-ધર્મ ને પુદ્‌ગલાકાશ, તેહ તણા પ્રદેશ રે ાા ગુણપર્યાય ધર્મ તસ કેરા, નહિ એક જીવ ગુણ લેશ રે ાા શ્રી સંખે૦ ાા૪ાા શુદ્ધ બુદ્ધ પરમાત્મ સ્વરૂપ, અવ્યાબાધ અભંગ રે ાા અવિ-નાશી અકલંક અભોગી, ભોગી અયોગી અસંગ રે ાા શ્રી સંખે૦ ાા૫ાા નિત્યાનિત્ય ને એકાનેક, સદ્‌ગત ભાવ વિચાર રે ાા વક્તવ્યાવક્તવ્ય એ આઠ, પક્ષતણો આધાર રે ાા શ્રી સંખે૦ ાા૬ાા શુદ્ધસ્વરૂપી જ્ઞાનાનંદી, ચેતન વાસ કહાય રે ાા સુખ અનંતુ ચેતન ઘરમાં, વચન અગોચર થાય રે ાા શ્રી સંખે૦ ાા ૭ ાા આત્મથકી છૂટે જબ કર્મ, તબ પામે શિવ સ્થાન રે ાા શાશ્વત અમલ અચલપદ ભાવે, વાસ્તુકપૂજા માન રે ાા શ્રી સંખે૦ ાા ૮ ાા એણીપરે વાસ્તુકપૂજા કરશે, તે તરશે સંસાર રે ાા બુદ્ધિસાગર ક્ષાયિક સમકિત, પામી લહે ભવપાર રે ાા શ્રી સંખેશ્વર૦ ાા ૯ ાા

ાા અથ કળશ ાા

ગાઇ ગાઇ રે એ વાસ્તુકપૂજા ગાઈ, અચલ અમલ અ-ભંગ મહોદય, શુદ્ધ સત્તા નિજ ધ્યાયી ાા સમકિતદાયક હેતે પૂજા, કરતાં હર્ષ વધાઈ રે ાા એ વાસ્તુક પૂજા ગાઈ ાા૧ાા મિથ્યા પરિણતિ નાશક તારક, આત્મ સ્વભાવે સુહાઇ ાા પરમાતમપદ પ્રાપ્તિકારક, સુખકર સમકિત દાઇ રે ાા એ

વાસ્તુક૦ ॥ ૨ ॥ ધરણેંદ્ર પદ્માવતી દેવી, જેહની સારે સેવ॥ સુરપતિ યતિ તતિ ભૂપતિ પૂજિત, શ્રી સંખેશ્વર દેવ રે ॥ એ વાસ્તુક૦ ॥ ૩ ॥ તાસ પસાએ પૂજા રચીએ, હર્ષ અતિ દિલ લાઈ॥ જયજય મંગલ માળા કમળા, આતમમાં પ્રગટાઈ રે ॥ એ વાસ્તુક૦ ॥ ૪ ॥ જન્મભૂમિ વિજાપુર ગામે, માસ કલ્પ કરી સાર ॥ માઘ શુકલ બારસ દિન રચતાં, સંઘમાં હર્ષ અપાર રે ॥ એ વાસ્તુક૦ ॥૫॥ વિદ્યાદાયક ધર્મ સહાયક, ગંભીર શ્રદ્ધાવંત ॥ દોશી નથુભાઈ મંછારામ, હેતે એહ રચંત રે ॥ એ વાસ્તુક૦॥૬॥ શેઠ છગનલાલ બેચર કાજે, કીધી રચના ભાવે ॥ સંઘ સકલમાં આનંદ મંગળ, ઋદ્ધિ વૃદ્ધિ સુખ થાવે રે ॥ એ વાસ્તુક૦ ॥ ૭ ॥ તપગચ્છ મંડન હીરવિજયસૂરી, જસગુણ સુરનર ગાયા ॥ તાસ શિષ્ય શ્રી સહેજસાગરજી, ઉપાધ્યાય કહાયા રે ॥ એ વાસ્તુક૦ ॥૮॥ પાટપરંપર નેમસાગરજી, ક્રિયાવંત મહંત ॥ તાસ શિષ્ય શ્રી રવિસાગરજી, વૈરાગી ગુણવંત રે ॥ એ વાસ્તુક૦ ॥૯॥ સંવેગી આતમ ગુણરંગી, સુખસાગર ગુરૂ રાયા ॥ ગામો ગામ વિહાર કરંતા, વિદ્યાપુરમાં આયા રે ॥ એ વાસ્તુક૦॥ ॥૧૦॥ ચઢતે ભાવે હર્ષ ઉલ્લાસે, કીધી રચના એહ ॥ ભવ્યજીવને અમૃત સમયે, ચાતકને જેમ મેહ રે ॥ એ વાસ્તુક૦ ॥૧૧॥ શાંતિ તુષ્ટિ સુખ સંપદા થાવે, રોગ શોગ દૂર

જાય ॥ બુદ્ધિસાગર શાશ્વતપદ લહી, મુક્તિવધૂ સુખ પાય રે ॥ એ વાસ્તુક૦ ॥૧૨॥ શ્રી શંખેશ્વર પાસ પ્રભુજી, ગાતાં સુખ વિશાળ ॥ શ્રી વિદ્યાપુર સકળ સંઘમાં, હોવે મંગલ-માળ રે ॥ વાસ્તુક૦ ॥ ૧૩ ॥

॥ મંત્રઃ ॥ ૐ નમો ભગવતે જલં ચંદનં યજામહે સ્વાહા ॥

॥ ઇતિ શ્રીબુદ્ધિસાગરસૂરિજીકૃત વાસ્તુકપૂજા સમાપ્ત ॥

# પંડિતશ્રી કુંવરવિજયજીકૃત અષ્ટપ્રકારી પૂજા

॥ દોહા ॥

ત્રિજગનાયક તું ધણી, મહા મહોટો મહારાજ ॥
મહોટે પુણ્યે પામીયો, તુમ દરિશણ હું આજ ॥ ૧ ॥
આજ મનોરથ સર્વ ફળ્યા, પ્રગટયાં પુણ્ય કલ્લોલ ॥
પાપ કરમ દૂરે ટળ્યાં, નાઠાં દુઃખ દંદોલ ॥ ૨ ॥
સુખદાયી પ્રભુ તું વડો, તુજ સમ અવર ન કોઈ ॥
કરમ મલ દૂરે કર્યા, પામ્યા શિવપદ સોય ॥ ૪ ॥
જ્ઞાનાવરણીય ક્ષય કરી, દર્શનાવરણીય કર્મ ॥
વેદનીય કર્મ દૂરે કરી, ટાળ્યું મોહનીય કર્મ ॥ ૪ ॥
નામ કર્મ ને આયુ કર્મ, ગોત્ર અને અંતરાય ॥
અષ્ટકર્મ એણી પરે, દૂર કર્યા મહારાય ॥ ૫ ॥
દોષ અઢારે ક્ષય ગયા, પ્રગટયાં પુણ્ય અનંત ॥
અંતરંગ સુખ ભોગવે, નિશ્ચલ ધીર મહંત ॥ ૬ ॥

કલ્પવૃક્ષ ને કામકુંભ, પૂરે મનના કોડ ॥
પ્રભુ સેવાથી તે મળે, જે મંછા હોય અડોલ ॥ ૭ ॥
ત્રણ્ય ભુવનમાં તું વડો, તુજ સમ અવર ન કોય ॥
ઇંદ્ર ચંદ્ર ને ચક્કવા, તુજ પદ સેવે સોય ॥ ૮ ॥
પ્રભુ સેવા ભાવે કરે, પ્રેમ ધરી મન રંગ ॥
દુઃખ દોહગ દૂરે ટળે, પામે સુખ મન ચંગ ॥ ૯ ॥
પૂજા કરતાં પ્રાણીયા, પોતે પૂજનિક હોય ॥
આ ભવ પરભવ સુખ ઘણાં, તસ તોલે નહિ કોય ॥૧૦॥
જીવડા જિનવર પૂજિયે, જિન પૂજ્યા સુખ થાય ॥
દુઃખ દોહગ દૂરે ટળે, મનવંછિત સુખ થાય ॥ ૧૧ ॥
દ્રવ્ય ભાવથી અતિ ઘણો, હૈડે હરખ ન માય ॥
એણેવિધ જિનવર પૂજતાં, પાપ કરમ દૂર જાય ॥ ૧૨ ॥

## ॥ प्रथम जलपूजा ॥

### ॥ દોહા ॥

સુગંધમય જળ વાસિને, જે પૂજે જિનરાય ॥
તસ ત્રિભુવન જશ વિસ્તરે, દુર્ગંધતા દૂર જાય ॥ ૧ ॥
મલીન વસ્તુ ઉજ્જવળ કરે, એ સ્વભાવ જળમાંય ॥
જળસું જિનવર પૂજતાં, કર્મકલંક મિટ જાય ॥ ૨ ॥
તીર્થોદક કુંભે કરી, રતન પ્રમુખ શ્રીકાર ॥
અડ સહસ અડ જાતિના, અથવા કલશા ચ્યાર ॥ ૩ ॥

આઠ જાતિ કલશે કરી, નવરાવે જિનરાય ॥
તસ ત્રિભુવન જશ વિસ્તરે, સુરપતિ સેવે પાય ॥ ૪ ॥
જ્ઞાન કલશ ભરી આતમા, સમતા રસ ભરપૂર
શ્રી જિનને નવરાવતાં, કર્મ થાએ ચકચૂર ॥ ૫ ॥

## ॥ द्वितीय चंदनपूजा ॥

॥ દોહા ॥

કેશર ચંદન દ્રવ્યથકી, ભાવથકી બહુ માન ॥
જિનવર અંગે ચરચતાં, પ્રગટે આતમ જ્ઞાન ॥ ૧ ॥
કેશર ચંદન ઘસી કરી, ભરી કચોળાં સાર ॥
જિનવર અંગે ચરચતાં, પાપ કર્યો પરિહાર ॥ ૨ ॥
બાવના ચંદન અતિ ભલું, કસ્તુરી બરાસ ॥
એણી વિધ જિનવર સેવતાં, પામે લીલ વિલાસ ॥૩॥
કનક કચોળાં ભરી કરી, સેવે જિનપતિ પાય ॥
દુઃખ દોહગ દૂર ટળે, મનવંછિત સુખ થાય ॥ ૪ ॥
તપત વસ્તુ શીતલ કરે, ચંદન શીતળ આપ ॥
ચંદનસેં જિન પૂજતાં, મિટે મોહ સંતાપ ॥ ૫ ॥
પૂજાને પ્રણામ દોય, કરો ચંદનકી રીત ॥
શીતળતા ને સુગંધતા, જેણે ભાજે ભવભીત ॥ ૬ ॥

## ॥ तृतीय धूपपूजा ॥

॥ દોહા ॥

પાવક ગ્રહે સુગંધકું, ધૂપ કહાવત સોય ॥
ઉખેવત ધૂપ જિણંદકું, કર્મદહન સબ હોય ॥ ૧ ॥

ધૂપ ઉખેવત જે જન, પ્રભુ આગળ બહુ માન ॥
દુર્ગંધતા દૂરે કરે, પામે અમર વિમાન ॥ ૨ ॥
હુતાશનસેં કાષ્ટ જ્યું, તેમ ધ્યાનાનલ કર્મ ॥
તેણે મિસે ધૂપપૂજા કરો, જિમ પામો શિવશર્મ ॥૩॥

॥ चतुर्थ पुष्पपूजा ॥

પ્રણિધાને સદ્ગતિ હોવે, પૂજાથી કેમ નવ હોય ॥
સુમનસ ભાવે દુર્ગતા, પૂજા પંચાશક જોય ॥ ૧ ॥
શતપત્રી વર મોગરો, ચંપક જાઈ ગુલાબ ॥
કેતકી ડમરો બોલસીરી, પૂજો જિન ભરી છાબ ॥ ૨ ॥

॥ पंचम दीपपूजा ॥

॥ દોહા ॥

કેવળનાણ પ્રભાવશું, જેમ લહો લોકાલોક ॥
તેમ પૂજા દ્રવ્ય દીપકી, કરતાં શિવફળ રોક ॥ ૧ ॥
જગદીપક પ્રભુ દીપ જે, કરતા ભાવો એહ ॥
અવરાણું જે અનાદિનું, જ્ઞાન લહો નિજ તેહ ॥ ૨ ॥

॥ षष्ठ अक्षतपूजा ॥

॥ દોહા ॥

હવે અક્ષતપૂજા કરો, શાલિ વ્રીહિ ગોધમ ॥ ૧ ॥
ઉજ્જ્વલ પરિપરિ ઢોવકે, ટાળો મોહકી ધૂમ ॥
અક્ષય ફળ લેવા ભણી, અક્ષતપૂજા ઉદાર ॥
એહ ભવ પણ નવિ ક્ષય હોવે, રાજ્ય રિદ્ધિ ભંડાર ॥૨॥

## ॥ सप्तम नैवेद्यपूजा ॥

હવે નૈવેદ્યની પૂજના, કીજે જિમ હલિરાય ॥
ભવનિર્વેદ પ્રભુ મુખે, માગો અવિચલ ઠાય ॥ ૧ ॥
કર્ત્તા ભોક્તા મુજ નહિ, પુદ્ગલ ભાવનો જીવ ॥
તેણે પુદ્ગલની તર્જના, કરતાં શર્મ સદૈવ ॥ ૨ ॥

## ॥ अष्टम फलपूजा ॥

॥ દોહા ॥

ફળપૂજા કરતાં થકાં, સફળ કરો અવતાર ॥
ફળ માગો પ્રભુ આગળે, તાર તાર મુજ તાર ॥ ૧ ॥
જસ ફળ ઉપમ જગ નહિ, પામ્યા પછી નહિ અંત ॥
અવ્યાબાધ અચલ અજર, માગું શિવ અનંત ॥ ૨ ॥
જે જેસી કરણી કરે, તે તેસાં ફળ હોય ॥
ફળપૂજા જિનદેવકી, નિશ્ચે શિવપદ હોય ॥ ૩ ॥
અષ્ટપ્રકારી એણી પરે, જે પૂજા કરે ઉદાર ॥
અષ્ટમી ગતિ ફળ તે લહે, પામીજે ભવ પાર ॥ ૪ ॥
જિન ઉત્તમ પદ પદ્મની, મિત સેવા કરો ત્રણ કાળ ॥
નિજરૂપ પ્રગટે સુખ હોવે, અમિ કુંવર કહે નહિ વાર ॥૫॥

(સંક્ષેપરૂચિ ભાઇઓએ આ પૂજાઓ વાંચવી, વિચારવી, ધ્યાવવી ઉપાકારી છે. )

॥ ઇતિ પંડિતશ્રી કુંવરવિજયજીકૃત અષ્ટપ્રકારી પૂજા સમાપ્ત ॥

# પંડિત શ્રી વીરવિજયજીકૃત
# અષ્ટપ્રકારી પૂજાના દુહા



## ॥ प्रथम जलपूजा ॥

॥ દોહા ॥

જળપૂજા જુગતે કરો, મેલ અનાદિ વિનાશ ॥
જળપૂજા ફળ મુજ હજો, માગો એમ પ્રભુ પાસ ॥૧॥

મંત્રઃ- ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય, પરમેશ્વરાય, જન્મજરામૃત્યુ-નિવારણાય ॥ શ્રીમતે જિનેંદ્રાય ॥ જલં યજામહે સ્વાહા ॥ ૧ ॥

## ॥ द्वितीय चंदनपूजा ॥

॥ દોહા ॥

શીતલ ગુણ જેહમાં રહ્યો, શીતલ પ્રભુ મુખ રંગ ॥
આત્મ શીતલ કરવા ભણી, પૂજો અરિહા અંગ ॥૧॥

ૐ હ્રીં શ્રીં પરમ૦ ચંદનં યજામહે સ્વાહા ॥ ૨ ॥

## ॥ तृतीय पुष्पपूजा ॥

॥ દોહા ॥

સુરભિ અખંડ કુસુમ ગ્રહી, પૂજો ગત સંતાપ ॥
સુમજંતુ ભવ્ય જ પરે, કરિયે સમકિત છાપ ॥ ૨ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરા-મૃત્યુનિવારણાય શ્રીમતે જિનેંદ્રાય પુષ્પાણિ યજામહે સ્વાહા ॥૩॥

## ॥ चतुर्थ धूपपूजा ॥

॥ દોહા ॥

ધ્યાનઘટા પ્રગટાવિયે, વામ નયન જિન ધૂપ ॥
મિચ્છતદુર્ગંધ દૂરે ટળે, પ્રગટે આત્મ સ્વરૂપ ॥ ૧ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીઁ શ્રીઁ ૫૦ શ્રી૦ ધૂપં યજામહે સ્વાહા ॥ ૪ ॥

## ॥ पंचम दीपकपूजा ॥

॥ દોહા ॥

દ્રવ્યદીપ સુવિવેકથી, કરતાં દુઃખ હોય ફોક ॥
ભાવ પ્રદીપ પ્રગટ હુવે, ભાસિત લોકાલોક ॥ ૧ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીઁ શ્રીઁ ૫૨૦ શ્રી૦ દીપમાલાં યજામહે સ્વાહા ॥૫॥

## ॥ षष्ठ अक्षतपूजा ॥

॥ દોહા ॥

શુદ્ધ અખંડ અક્ષત ગ્રહી, નંદાવર્ત્ત વિશાળ ॥
પૂરી પ્રભુ સન્મુખ રહો, ટાળી સકળ જંજાળ ॥૧॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીઁ શ્રીઁ ૫૦ શ્રી૦ અક્ષતાન્ યજામહે સ્વાહા ॥૬॥

## ॥ सप्तम नैवेद्यपूजा ॥

॥દોહા ॥

અણાહારીપદ મેં કર્યા, વિગ્ગહ ગઇય અનંત ॥
દૂર કરિ તે દીજિયેં, અણાહારી શિવસંત ॥ ૧ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીઁ શ્રીઁ ૫૦ શ્રી૦ ફલાનિ યજામહે ॥ સ્વાહા ॥૮॥

## ॥ अष्टम फलपूजा ॥

॥ દોહા ॥

ઈંદ્રાદિક પૂજા ભણી, ફલ લાવે ધરી રાગ ॥
પુરૂષોત્તમ પૂજી કરી, માગે શિવફલ ત્યાગ ॥ ૧ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પ૦ શ્રી૦ નૈવેદ્યં યજામહે સ્વાહા ॥ ૭ ॥

॥ ઇતિ પંડિત શ્રી વીરવિજયજીકૃત અષ્ટપ્રકારી પૂજાના દુહા ॥

# પંડિત શ્રી પદ્મવિજયજીવિરચિત

## શ્રી શત્રુંજયમહિમાગર્ભિત

# નવાણુ અભિષેકની પૂજા

### [ અપરનામ—નવાણુ પ્રકારી પૂજા ]

## ॥ पूजा पहेली ॥

ઉત્તમ ગુરૂ ચરણે નમી, સમરી શારદ માય;
સિદ્ધગિરિ ગુણ ગાયવા, મુજ મન હરખ ન માય. ૧
રત્નમાંહિ ચિંતામણિ, જ્ઞાનમાં કેવળજ્ઞાન;
સિદ્ધગિરિ તિમ તીર્થમાં, અવર ન એહ સમાન. ૨
શુકલધ્યાન જિમ ધ્યાનમાં, સીતા સરિતામાંહી;
તિમ તીરથમાં સિદ્ધગિરિ, નમીએ ધરી ઉચ્છાહી. ૩
પ્રદક્ષિણા રથજાતરા, અઠ્ઠમ દોય છઠ્ઠ સાત;
જાત્રા નવાણુ કીજીએ, સ્વામીવચ્છલ વિખ્યાત. ૪

લાખ નવકાર ગુણણું ગણો, પૂજા કરો મન ખાંત;
ફળ વિવિધ ઘણી જાતિના, ધૂપ દીપ બહુ ભાત. ૫

॥ ઢાલ પહેલી ॥ રાગ દેશાખ ॥

યાત્રા નવાણુ કીજીએ, શ્રી સિદ્ધાચળકેરી; ભાવ ધરીને સેવતાં, ટાળે ભવફેરી ॥ યાત્રા૦ ॥ ૧ ॥ એંશી યોજન પહિલે આરે, બીજે સીત્તેર જોય; શાશ્વતપ્રાય એ ગિરિવરુ, પ્રણુમી પાતક ધોય ॥ યાત્ર ॥ ૨ ॥ સાઠ યોજન ત્રીજે કહ્યો, ચોથે યોજન પચાસ; શાશ્વતપ્રાય એ ગિરિવરુ, નમતાં હોય અઘ નાશ ॥ યાત્રા૦ ॥ ૩ ॥ પાંચમે બાર યોજનતણો, મૂળ કહ્યો વિસ્તાર; શાશ્વતપ્રાય એ ગિરિવરુ, નમતાં હોય નિસ્તાર ॥ યાત્રા૦ ॥ સાત હાથનો ભાખીયો, છઠ્ઠે આરે જેહ; શાશ્વતપ્રાય સોહામણો, ગિરિવર વંદું એહ ॥ યાત્રા૦ ॥૫॥ ઉત્સર્પિણી વધતો કહ્યો, એ વિમળ ગિરિરાજ; સુરસરિતા પરે શાસ્વતો, નમતાં અક્ષય રાજ ॥ યાત્રા૦ ॥૬॥ યાત્રા ભક્તિથકી કરે, છ"રી" પાળે જેહ; ભવભયથી દૂરે ટળે, શિવસુંદરી વરે તેહ ॥ યાત્રા૦ ॥૭॥ સિદ્ધક્ષેત્ર સોહામણો, જિહાં શ્રી ઋષભ જિણંદ; પૂર્વ નવાણુ સમોસર્યા, વંદું તેહ ગિરીંદ ॥ યાત્ર૦ ॥ ૮ ॥ ગિરિ સન્મુખ ડગલું ભરે, પદ્મ કહે ભવિ જેહ; કોટિ સહસ ભવફેરડાં, પાપ ખપાવે તેહ ॥ યાત્રા૦ ॥ ૯ ॥

॥ કાવ્ય ॥

ભરત ષટ્ અવસર્પિણી આરકે, ચઢત તિમ ઉત્સર્પિણીવારકે; એ ગિરિ ઋષભકૂટ પરે શાશ્વતો, જાસ અભિષેકથી ભવદુ:ખવારતો.

॥ મંત્ર ॥ ઓઁ હ્રીઁ શ્રીઁ શ્રી તીર્થરાજાય, પરમપૂજ્યાય, પરમાનંદકંદાય, શ્રી પ્રથમાર્હત્પ્રતિષ્ઠિતાય, જલં ચંદનં પુષ્પં ધૂપં દીપં અક્ષતં નૈવેદ્યં ફલં યજામહે સ્વાહા ॥

## ॥ પૂજા બીજી ॥

॥ સંભવ જિનવર વિનતિ—એ દેશી ॥

બાહ્ય અભ્યંતર શત્રુનો, જય થાયે જિણ ઠામ રે; સિદ્ધિ પરે સુખ શાશ્વતા, તિણે શત્રુંજય (૧) નામ રે. ગુણવંતો ગિરિ ગાઇએ, ટુંક એક સો અઠ રે; તેમાં એકવીશ મોટકી, થુણતાં હોય ગહગટ્ટ રે. ગુણ૦ ૧. બાહુબલિ મુનિ સહસશું, આઠ ઉપરિ વળી તામ રે; સિદ્ધિ વર્યા શુભ રીતિશું, તિણે બાહુબલિ (૨) નામ રે. ગુણ૦ ૨. મરુધર માંહે ધન સમો, તૃષ્ણા ભાંજે ધામ રે; વિષયપિપાસા સહુ મિટે, ત્રીજું મરુદેવા (૩) નામ રે. ગુણ૦ ૩. ભાંગે જિહાં સંસારને, અવર તીરથ ઉદ્દામ રે; ચોથું શત્રુંજયતણું, ભગિરથ (૪) એણે નામ રે. ગુણ૦ ૪. પંચમ ટુંક રૈવતગિરિ, તિણે રૈવત (૫) એહ નામ રે; પંચમ એહ

સોહામણું, પંચમ ગતિને કામ રે. ગુણ૦ ૫. સહુ તીરથમાં એ વડું, રાજા સમ અભિરામ રે; તીરથરાજ (૬) એ ગિરિતણું, તિણે છઠ્ઠું વર નામ રે. ગુણ૦ ૬. કાંકરે કાંકરે સિદ્ધ થયા, કોડિ અનંત નિષ્કામ રે; સિદ્ધક્ષેત્ર (૭) તિણે સાતમું, જાણો એહનું નામ રે. ગુણ૦ ૭. કામિત આપે જે ગિરિ, કરતાં જાસ પ્રણામ રે; સેવતાં સુખ ઉપજે તિણે, કામુક (૮) આઠમું નામ રે. ગુણ૦ ૮. આદિત્યકાંત એક લાખથી, સૂર્યયશાસુત જેહ રે; વરિયા જેહ નિજ તત્ત્વને, ઢંક (૯) નામ ગુણગેહ રે, ગુણ૦ ૯. કવડયક્ષ સેવા કરે, નિત નિત થઇ સાવધાન રે; દશમું કપર્દી (૧૦) નામ એ, કરે તાસ ગુણગાન રે. ગુણ૦ ૧૦. લોહિત ટુંક છે એહની, તિણે લોહિત (૧૧) પિણ નામ રે; એકાદશમું અતિ ભલું, કીજે તાસ પ્રણામ રે. ગુણ૦ ૧૧. તાલધ્વજ (૧૨) વળી બારમું, શત્રુંજાનું અભિધાન રે; સંભારી તેહને નમી, કીજે જન્મ પ્રમાણ રે. ગુણ૦ ૧૨. કદંબગિરિ પિણ ટુંક છે, તેરમું નામ કદંબ (૧૩) રે; મનુષ્ય લોકમાં દોહિલો, જિમ મરુથળમાં અંબ રે. ગુણ૦ ૧૩. સહસ્રાબ્જ (૧૪) ગિરિવર નમો, ચૌદમું એ અભિધાન રે; શ્રીકાલિકમુનિ સહસથી, પામ્યા શિવપુર ઠામ રે. ગુણ૦ ૧૪. પર્વત સર્વશિરોમણિ, નગાધીશ (૧૫) તિણે

નામ રે; પંદરમું પ્રેમે નમો, જેહથી દોલત દામ રે. ગુણ૦ ૧૫. સિદ્ધથાનકમાં એ વડું, જાણો રાજ સમાન રે; સિદ્ધરાટ (૧૬) તે સોળમું, શિવપદનું કરે દાન રે. ગુણ૦ ૧૬. સતરમું શતપત્ર (૧૭) એ; નામ નમો નિશદિશ રે; નામે નવનિધિ સંપજે, શિવપદ વિશ્વાવીશ રે. ગુણ૦ ૧૭. શતકૂટ (૧૮) નામ અઢારમું, ગુણનિષ્પન્ન કહાય રે; સોહે શત અડ કૂટશું, પ્રણમો ભવિ સમુદાય રે. ગુણ૦ ૧૮. એ ગિરિની સેવાથકી, બંધાય પુણ્યની રાશિ રે; પુણ્યરાશિ (૧૯) ઓગણીશમું, અદ્દ્ભુત નામ પ્રકાશ રે. ગુણ૦ ૧૯. ભુવનપતિ વણ જ્યોતિષી, વૈમાનિકના વૃંદ રે; તે સુરને અતિ પ્રિય ઘણું, તેણે સુરપ્રિય (૨૦) સુખકંદ રે. ગુણ૦ ૨૦. સહસપત્ર (૨૧) એકવીશમું, શત્રુંજય નામ ઉદાર રે; શત્રુંજય નામ સુણતાં થકાં, હઇડે હરખ અપાર રે. ગુણ૦ ૨૧. નામ ફેર પાઠાંતરે, તે સવિ હોય પ્રમાણ રે; સહસ આઠમાં સહુ ભળ્યાં, પદ્મ કહે ગુણ આણ રે. ગુણ૦ ૨૨.

॥ કાવ્ય ॥

વિમલ સિદ્ધ શત્રુંજય ગિરિવરતણાં, નામ કહ્યાં શત્રુંજયકલ્પે ઘણાં ॥ તેહ જપો અભિષેક કરો સદા, જિમ ભવભવનાં દુ:ખ નાવે કદા ॥ ૧ ॥

॥ મંત્ર પ્રથમ પ્રમાણે કહેવો. ॥

## ॥ पूजा त्रीजी ॥

॥ પ્યારે મોંકુ લે ચલો—એ દેશી ॥

ચક્રી ભરત નરેશ્વરુ, સાંભળી દેશના તાત હો; પ્રથમ ઉદ્ધાર જેણે કર્યો, એ મોટા અવદાત હો ॥ ૧ ॥ શ્રી સિદ્ધાચળ ભેટીએ, શ્રી વિમળાચળ ભેટીએ, મેટીએ ભવ-દુઃખરાશિ હો; કીજે શત્રુંજય ગિરિ જાતરા, પામીએ શિવપુરવાસ હો ॥ શ્રી૦ એ આંકણી ॥ કોડિ નવાણુ નરપતિ, ઉપર નેવ્યાસી લાખ હો; ભરત સમે થયા સંઘવી, સહસ ચોરાશી ભાખ હો ॥ શ્રી૦ ॥ ૨ ॥ આઠમે પાટે ભરત-તણે, દંડવીરજ નરનાથ હો; કરી ઉદ્ધાર બીજો ઇણે, મેળ્યો શિવપુર સાથ હો ॥ શ્રી૦ ॥ ૩ ॥ દુર્ગતિ નાસે નામથી, સારે વંછિત કાજ હો; શત્રુંજયગિરિ સેવ્યા થકા, આપે અવિચળ રાજ હો ॥ શ્રી૦ ॥ ૪ ॥ સીમંધર સ્વામી કને, ગિરિ મહિમા અધિકાર હો; ઈશાનેંદ્ર સુણી કરી, કરે ત્રીજો ઉદ્ધાર હો ॥ શ્રી૦ ॥ ૫ ॥ પંચ કોડિ સાગર વળી ગયે, કરે ચોથો ઉદ્ધાર હો; માહેંદ્ર નામે સુરપતિ, આતમને ઉદ્ધાર હો ॥ શ્રી૦ ॥ ૬ ॥ વળી દસ કોડી સાગર ગયે, પંચમ સુરપતિ જેહ હો; તેણે ઉદ્ધાર કર્યો વળી, પાંચમો ધરીય સનેહ હો ॥ શ્રી૦ ॥ ૭ ॥ એક કોડી લાખ સાગર ગયે, અસુર નિકાયનો સ્વામ હો; ચમરેંદ્રે છઠ્ઠો કર્યો,

સાર ઉદ્ધાર તે ઠામ હો ાા શ્રી૦ ાા૮ાા સૂક્ષ્મ ઉદ્ધાર ઘણા થયા, ઋષભ અજિત વિચે ધાર હો; પચાસ લાખ કોડી સાગરે, કોણ પામે તસ પાર હો ાા શ્રી૦ ાા૯ાા સગર નામે ચક્રી થયા, અજિત જિણંદના ભ્રાત હો; તેણે ઉદ્ધાર કર્યો સાતમો, વાધ્યો જસ વિખ્યાત હો ાા શ્રી૦ ાા૧૦ાા પચાસ કોડી ને ઉપરે, લાખ પંચાણુ ભૂપ હો; સહસ પંચોતેર સંઘવી, સગરવારે અનુરૂપ હો ાા શ્રી૦ ાા ૧૧ ાા ત્રીસ કોડી દશ લખ તિમ વળી, સૂક્ષ્મ થયા ઉદ્ધાર હો, આઠમો વ્યંતર ઇંદ્રનો, અભિનંદન ઉપકાર હો ાા શ્રી૦ ાા ૧૨ ાા શ્રી ચંદ્રપ્રભુ વારે હવે, ચંદ્રશેખર સુત સાર હો; ચંદ્રયશાએ કીધલો, નવમો તિહાં ઉદ્ધાર હો ાા શ્રી૦ ાા ૧૩ ાા ચક્રાયુધ નરરાજીયો, શાંતિ જિનેશ્વર પુત હો; દશમો ઉદ્ધાર તિણે કર્યો, જેહ અતિ અદ્દભુત હો ાા શ્રી૦ ાા૧૪ાા દશરથસુત રામચંદ્રજી, અગ્યારમો ઉદ્ધાર હો; મુનિસુવ્રતને વારે કર્યો, જાણી નિજ નિસ્તાર હો ાા શ્રી૦ ાા ૧૫ ાા રામ ભરત ત્રણ કોડીશું, શિવસુંદરી ભર્ત્તાર હો; પાપપડળ સવિ ધોઇને, કીધો નિજ ઉદ્ધાર હો ાા શ્રી૦ ાા૧૬ાા પાંડવ પાંચે કીધલો, બારસમો ઉદ્ધાર હો; વારે નેમિજિણંદને, એહ મોટો વિસ્તાર હો ાા શ્રી૦ ાા૧૭ાા સંવત એક અઠલંતરે, જાવડશાએ કીધ હો, ઉદ્ધાર તેરમો તતક્ષણે, લક્ષ્મીનો લાહો લીધ

હો ॥ શ્રી૦ ॥ ૧૮ ॥ મંત્રી બાહડે ચૌદમો, કીધો વળી ઉદ્ધાર હો; બાર તેરોતેર વર્ષમાં, શ્રીમાળી શિરદાર હો ॥ શ્રી૦ ॥૧૯॥ સંવત તેર ઇકોતરે, ઓસવંશ શણગાર હો; સમરાશા દ્રવ્યવ્યય કરે; પંદરમો ઉદ્ધાર હો ॥ શ્રી૦ ॥ ૨૦ ॥ સંવત પનર સત્તાશીએ, કરમાશા અભિરામ હો; મંત્રી બાહડની સહાયથી, ષોડશમો કરે તામ હો ॥ શ્રી૦ ॥ ૨૧ ॥ વિમળવાહન જે નરપતિ, દુપ્પસહસૂરિ ઉપદેશ હો; છેલ્લો ઉદ્ધાર હેતે કરે, જાણી લાભ વિશેષ હો ॥ શ્રી૦ ॥૨૨॥ એ અવસર્પિણીના કહ્યા, એમ ઉદ્ધાર અનંત હો; આગે થયા ને થશે વળી, પદ્મવિજય પ્રણમંત હો ॥ શ્રી૦ ૨૩

॥ કાવ્ય ॥

કૃતઉદ્ધાર પુરા હિ અનંતકં, સુરનરૈર્ધૃતભાવવિશેષકં ॥ ઠવીઅ તથ્થ જિણં પઢમં સુહં, કુરુ અભિષેક દલન ભવભયદુહં ॥

## ॥ પૂજા ચોથી ॥

॥ ક્રીડા કરી ઘેર આવીઓ–એ દેશી ॥

મુક્તિતણે પંથે વહ્યા, પામી કેવળજ્ઞાન રે; સિદ્ધ અનંત આગે હુઆ, કરતા શત્રુંજય ધ્યાન રે. ॥ ૧ ॥ શ્રી સિદ્ધાચળ સિદ્ધ થયા, મુનિવર ગુણ અભિરામ રે; નામ ગોત્ર તેહના સુણી, કરીએ તાસ પ્રણામ રે. ॥ શ્રી સિ૦ ॥ ૨ ॥ ઋષ-

ભસેન પુંડરીકજી, પાંચ કોડી અણુગાર રે; સાથે સિધ્ધિ વર્યા ઈહાં, નમીએ વારંવાર રે. ાા શ્રી સિ૦ ાા ૩ ાા દ્રવિડ વાલિખિલ્લ બેહુ જણા, મુનિવરશું દસ કોડી રે; આતમ-તત્ત્વ નિપજાવીઓ, વંદું તે કરજોડી રે. ાા શ્રી સિ૦ ાા૪ાા ભરત પાટવી કેઈ હુવા, અસંખ્યાત ઋષિરાય રે; એણીગિરિ આવીને વર્યા, શાશ્વત અવિચળ ઠામ રે. ાા શ્રી સિ૦ ાાપાા તિમ પુંડરીક ગણુપતિતણા, અસંખ્ય પટોધર સાધ રે; એ ગિરિ અણુસણુ આદરી, સુખ લહ્યા અવ્યાબાધ રે. ાા શ્રી સિ૦ ાા૬ાા અજિતનાથ એણે ગિરિવરે, જાણી લાભ અપા-ર રે; ચોમાસું રહી ભવિકને, કરતા બહુ ઉપકાર રે. ાાશ્રી સિ૦ ાા૭ાા શુકરાજા એ ગિરિતણા, ધ્યાનતણે પરભાવે રે; શત્રુતણો તસ જય હુવો, શત્રુંજય નામ સોહાવે રે. ાા શ્રી સિ૦ ાા ૮ ાા શ્રી સીમંધરસ્વામીજી, શક્રને ભાખે એમ રે; શ્રી સિદ્ધાચળ સારિખો, નહીં કોઇ તીરથ નેમ રે. ાા શ્રી સિ૦ ાા ૯ ાા નમિ વિનમિ વિદ્યાધરા, દોય કોડી મુનિરાય રે; સાથે શિવમંદિર ગયા, એ ગિરિને સુપસાયે રે. ાા શ્રી સિ૦ ાા ૧૦ ાા સિદ્ધક્ષેત્ર સઘળેય છે, પણ એ ક્ષેત્ર પ્રભાવે રે; થાય ચિત્તવિશુદ્ધતા, દિનદિન વધતે ભાવે રે. ાાશ્રી સિ૦ ાા૧૧ાા પાંચ કોડી મુનિરાજશું, ભરત લહ્યા શિવવાસ રે. અજર અમર અજ જે થયા, કેવળજ્ઞાન વિલાસ રે. ાાશ્રી

સિ૦ ॥૧૨॥ સાગરમુનિ સમતાધરુ, અનશન કરી મન કોડી રે, ક્ષપકશ્રેણી માંડી વર્યા, શિવ વધુ મુનિવર કોડી રે. ॥ શ્રી સિ૦ ॥ ૧૩ ॥ તેમ મુનિવર શ્રીસારજી, કોડી મુનિ પરિવાર રે; અણાહારી પદને વર્યા, અક્ષય સુખ દાતાર રે ॥ શ્રી૦ સિ૦ ॥ ૧૪ ॥ ઋષભદેવ ઉપકારથી, સત્તર કોડી અણગાર રે; પરવરિયા જિનસેનજી, પામ્યા ભવનો પાર રે. ॥ શ્રી સિ૦ ॥ ૧૫ ॥ સાંબ પ્રદ્યુમ્ન બે મુનિવરા, સાડી આઠહ કોડી રે; સાથે શિવપદવી વર્યા, સિદ્ધગિરિને નહીં હોડી રે. ॥શ્રી સિ૦॥૧૬॥ શ્રી સિધ્ધાચળ ઉપરે, કીધો જેણે ઉધ્ધાર રે; વીશ કોડી મુનિવૃંદશું, પાંડવ પામ્યા પાર રે. ॥ શ્રી સિ૦॥૧૭॥ કેવળનાણી પ્રમુખ જે, તીરથપતિ અરિહંત રે; સિદ્ધિ વર્યા એણે ગિરિવરે, જેહ અનંત અનંત રે. ॥શ્રી સિ૦॥૧૮॥ સોમયશા નામે મુનિ, સિદ્ધાચળને સંગ રે, તેર કોડી મુનિશું લહ્યા, શાશ્વત સુખ અભંગ રે. ॥ શ્રી સિ૦ ॥૧૯॥ લાખ એકાણુ મુનિવરા, સાથે નારદ સિદ્ધ રે; એ ગિરિના મહિમાથકી, પામ્યા નિજ ગુણ ઋદ્ધ રે ॥ શ્રી સિ૦॥ ॥ ૨૦ ॥ ભરતપુત્ર આદિત્યયશા, સાથે મુનિ એક લાખ રે; શાશ્વત સુખ પામ્યા જિકે, એ ગિરિ મહિમા દાખ રે ॥ શ્રી સિ૦ ॥ ૨૧ ॥ પાંત્રીશ સહસ અંતેઉરી, શ્રી વસુદેવની જેહ રે; સિદ્ધક્ષેત્રે સિદ્ધિ વર્યા, વળી વળી વંદું તેહ

રે ॥ શ્રી૦ સિ૦ ॥ ૨૨ ॥ દમિતારિ મુનિરાજીયા, તપ સંયમ આરાધી રે; ચૌદ સહસ અણગારશું, સાધ્યું અવ્યાબાધ રે ॥ શ્રી સિ૦ ॥ ૨૩ ॥ વૈદર્ભી પ્રદ્યુમ્નની, રાણી અતિ ગુણવંત રે; ચૌઆળીશસેંશું વરી, શાશ્વત સુખ અનંત રે ॥ શ્રી સિ૦॥ ૨૪॥ અજિતનાથ જિનવરતણા, દશ હજાર મુનિ જાણ રે; ચૈત્રી પુનમે પામિયા, નિર્મળ કેવળનાણ રે ॥ શ્રી સિ૦ ॥ ૨૫ ॥ શ્રી સુભદ્ર અણગાર જે, સાત સો મુનિ પરિવાર રે; વિમળ થયા વિમળાચળે, વંદું વાર હજાર રે ॥ શ્રી સિ૦ ॥ ૨૬ ॥ થાવચ્ચાસુત સંયમી, સહસ્ર મુનિ સંઘાત રે; શૈલેશીકરણે કરી, કીધી કર્મની ઘાત રે ॥ શ્રી સિ૦ ॥ ૨૭ ॥ શુક પરિવ્રાજક તેહના, સહસ મુનિ સંયોગ રે, ઉજ્જવળગિરિ મળ ક્ષય કરી, પામ્યા નિજ ગુણ ભોગ રે ॥ શ્રી સિ૦ ॥ ૨૮ ॥ પંચસયાં ઋષિરાજશું, અનશન કરી ઉદાર રે; સેલગ અણાહારી થયા, સિદ્ધિગિરિને ઠાર રે ॥ શ્રી સિ૦ ॥ ૨૯ ॥ આણંદઋષિ સિદ્ધાચળે, ભાવના ભાવતાં સાર રે; આતમ કીધો ઉજ્જવળો, પામ્યા ભવોદધિ પાર રે ॥ શ્રી સિ૦ ॥ ૩૦ ॥ શ્રી સુભદ્ર મુનિવરુ, સાત સયાં ઋષિરાય રે, શ્રી વિમળાચળ ઉપરે, શિવ લહ્યા કર્મ ખપાય રે ॥ શ્રી સિ૦ ॥ ૩૧ ॥ નમિપુત્રી ચોસઠ જિકે, પામી કેવળનાણ રે; મધુવદિ ચૌદશે શિવ વરી, સિદ્ધ

ક્ષેત્ર વર ઠાણુ રે ॥ શ્રી સિ૦ ॥ ૩૨ ॥ મહિમા મોટો જેહનો, એક જીભે ન કહેવાય રે; નિઃશ્રેણિ શિવમહેલની, પદ્મવિજય ગુણ ગાય રે ॥ શ્રી સિ૦ ॥ ૩૩ ॥

॥ કાવ્યં ॥

મુનિ અનંતહ કોડી શિવ ગયા, પવિત્ર ક્ષેત્ર મહિમ ઉત્કટાશયા ॥ તહવિ આત્મચિંતન વિશુદ્ધયા, કરણુ કુરૂ અભિષેક મનિષયા ॥

## ॥ पूजा पांचमी ॥

॥ વારી જાઉં હું અરિહંતની—એ દેશી ॥

નેમિ વિના ત્રેવીશ જિના, આવ્યા એણિ ગિરિરાય ભવિજન ! મહિમા તિણે શત્રુંજયતણો, કોઇથી કહ્યો ન જાય. ભવિજન! મહિમા મોટો એ ગિરિતણો ॥ એ આંકણી ॥ શાંતિ જિનેશ્વર સોળમા, પંચમ ચક્રી જેહ ॥ ભવિ૦॥ ચઉમાસું એણે ગિરિ રહ્યા, પ્રણમું આણી નેહ ॥ ભવિ૦ મ૦ ॥ ૨ ॥ દેવકીનંદન ષટ્ ભલા, એણે ગિરિ આવ્યા જાણુ ॥ ભવિ૦ ॥ અણુસણુ કરી સિદ્ધિ વર્યા, પ્રણમું તે સુવિહાણુ ॥ ભવિ૦ ॥ મ૦ ॥ ૩ ॥ જાલિ મયાલિ ઉવયાલિયા, ત્રણે ત્રિકરણુ શુદ્ધ ॥ ભવિ૦ ॥ અણુસણુ કરી કેવળ લહી, અનુક્રમે થયા સિદ્ધ બુદ્ધ ॥ ભવિ૦ ॥ મ૦ ॥ ૪ ॥ પીસ્તાળીશ મુનિરાજીયા, નારદ સાતે સિદ્ધ ॥ ભવિ૦ ॥ શ્રી સિદ્ધાચળ ઉપરે, પામ્યા પરમ સમૃદ્ધિ ॥ ભવિ૦ મ૦॥

॥ ૫ ॥ બાવન લાખ કોડી ઉપરે, પંચાવન હજાર ॥ભવિ૦॥ સાતશેં સિત્તોતેર મુનિ, સિદ્ધગિરિ પામ્યા પાર ॥ ભવિ૦ ॥ મ૦ ॥ ૬ ॥ શ્રી જિન શાંતિ જબ રહ્યા, ગિરિ ઉપર ચઉમાસ ॥ ભવિ૦ ॥ તવ એ વ્યતિકર જાણીએ, આતમ ઋદ્ધિપ્રકાશ ॥ ભવિ૦ ॥ ૭ ॥ અંધક વિષ્ણુ ને ધારિણી, દશ અડ તાસ કુમાર ॥ ભવિ૦ ॥ સિદ્ધિ વર્યા સિદ્ધાચળે, કાટી કર્મવિકાર ॥ ભવિ૦ મ૦ ॥ ૮ ॥ શ્રી કદંબ ગણુ-ધર જિકે, કોડિ મુનિને સાથ ॥ ભવિ૦ ॥ કદંગગિરિ મોક્ષે ગયા, જે થયા જગના નાથ ॥ ભવિ૦ મ૦॥૯॥ સંપ્રતિ જિન ચોવીશમા, અતીત ચોવીશીએ જેહ ॥ ભવિ૦॥ થાવચ્ચા તસ ગણધરુ ॥ સહસશું સિધ્યા એહ ॥ભવિ૦॥મ૦॥૧૦॥ વાઘણ પરિસહ સહી તદા, અંતગડકેવળી થાય ॥ ભવિ૦ ॥ સુકોશળ વિમળાચળે, પ્રણમું પ્રેમે પાય॥ભવિ૦મ૦॥૧૧॥ તરીએ ભવસાગર જિણે, તે તીરથ કહેવાય ॥ ભવિ૦ ॥ એ અર્થે તીરથ નમું, સિદ્ધગિરિનું ઠાય ॥ ભવિ૦ મ૦ ॥ ૧૨ ॥ એમ ગિરિ ગુણ ગણતા થકા, પાવન થઇ મુજ જીહ ॥ ભવિ૦ ॥ પદ્મવિજય કહે પ્રણમીએ, ભાવથકી નિસદિહ ॥ ભવિ૦ મ૦ ॥ ૧૩ ॥

॥ કાવ્ય શાર્દૂલવિક્રીડિતમ્ ॥

શ્રીશત્રુંજયભૂષણં જિનવરં શ્રીનાભિભૂપાત્મજં ।
સેંદ્રૈર્નાકિવરૈર્નરેંદ્રનિકરૈર્ભક્ત્યા પ્રણુન્નૈર્નતં ॥

જ્ઞાનં યસ્ય ત્રિકાલવસ્તુવિષયં લોકોત્તરાભાસિકં,
સર્વેષાં હિતદં કૃપારસમયં વંદે તમાદીશ્વરમ્ ॥ ૧ ॥

॥ કલશ ॥ રાગ ધનાશ્રી ॥ થૂણિયો થૂણિયો રે—એ દેશી ॥

ગાયો ગાયો રે એમ શ્રી સિદ્ધાચળ ગાયો; શ્રી સિ૰દ્ધાચળના ગુણ ગાતાં, મનુઅ જનમ ફળ પાયો રે ॥ એમ શ્રી સિદ્ધાચળ ગાયો ॥ ૧ ॥ એહ ક્ષેત્રમહિમાથી લહિએ, નવ નિધિ ઋદ્ધિ સમુદાયો; પશુ પંખી શત્રુંજય જાવે, ભવ ત્રીજે સિદ્ધ થાવે રે. ॥ એમ૦ ॥ ૨ ॥ માંડણી રાણકપુરની રુડી, ઊંચો તારણગિરિ રાયો; કોરણી અર્બુદગિરિની જાણી, મહિમા શત્રુંજય સુખદાયો રે ॥ એમ૦ ॥ ૩ ॥ ચંદ્ર બાણ ગજ શશી (૧૮૫૧) સંવત્સર, શત્રુંજય મહિમા ગવાયો; વસંત પંચમી દિવસે રૂડો, આણંદ અંગ ન માયો રે ॥ એમ૦ ॥ ૪ ॥ તપગચ્છ વિજયજિનેંદ્રસૂરિ રાજ્યે, ગુરુ ઉત્તમ સુપસાયો; પદ્મવિજય કહે મોટે પુન્યે, શ્રવિલળાચળ પાયો રે॥એમ૦॥૫॥

॥ ઇતિ પં. શ્રી પદ્મવિજયજીકૃત નવાણુ અભિષેકની પૂજા સમાપ્ત ॥

**નવાણુ અભિષેકની પૂજાની વિધિ**

આ પૂજામાં નવાણુ અભિષેક કરવાના છે તે એ રીતે કે પાંચ ઢાળમાંની દરેકની એક એક ગાથા બોલ્યા પછી મંત્ર બોલીને અભિષેક તથા અષ્ટપ્રકારી પૂજા કરવી. અને કાવ્ય આખી ઢાળ પૂરી થયા પછી બોલવું.

**॥ મંત્રઃ ॥ ૐ હ્રીઁ શ્રીઁ તીર્થરાજાય, પરમપૂજ્યાય, પરમાનન્દાય શ્રી પ્રથમાર્હત્પ્રતિષ્ઠિતાય જલં, ચન્દનં, પુષ્પં ધૂપં, દીપં, અક્ષતં, નૈવેદ્યં, ફલં યજામહે સ્વાહા ॥**

# શ્રી વિજયરાજેન્દ્રસૂરિકૃત
# શ્રી પંચકલ્યાણક પૂજા

## ॥ प्रथम च्यवनकल्याणकपूजा ॥

॥ દોહા ॥

પરમાતમ પદ પ્રગટીયો, મિટ ગયો મિથ્યા ભાવ ॥
તીર્થ કરી તરીયા તિકે, વન્દું શીસ નમાવ ॥ ૧ ॥
સેવ્યાં થાનિક વીશને, વાવ્યો જિનવર બીજ ॥
પંચ કલ્યાણક પ્રગટીયાં, ચેતન અનુપમ ચીજ ॥૨॥
ચ્યવન જન્મ દીક્ષા ચરણ, કેવલ ક્રમસે મુક્તિ ॥
પંચ કલ્યાણક પૂજતાં, તપ તપીએ ભલી યુક્તિ ॥૩॥
પાંચું કલ્યાણકે કરી, પૂજો જિનવર વીર ॥
તીર્થંકર ચોવીશમો, મેટે ભવભય પીર ॥ ૪ ॥
તીર્થંકર સેવે તિકે, તીર્થપતિ પદ પામ ॥
સિદ્ધિવધૂ વરતે હુયે, જપે જગત સહુ નામ ॥૫॥

॥ ઢાળ પહેલી ॥ દેશી હીંડાની ॥

વીર જિણંદને સેવો ભવિયાં, શાસનપતિ સુખકારી રે ॥ પંચ કલ્યાણક જ્યોતિ પ્રગટે, જગજીવો જયકારી રે ॥ ૧ ॥ ભવિયણ પૂજો રે ॥ ભવિયણ પૂજો પંચ કલ્યાણક,

ભાવ ભગતિ મન ધારી રે ।। ભ૦ ।। એ આંકણી ।। ગ્રીષ્મ ઋતુનો ચોથો માસો, આષાઢ છઠ પખ બીજે રે ।। પુષ્પોત્તર પુંડરીક વિમાનથી, દેવલોક દશમો લીજે રે ।। ભ૦ ।। ।। ૨ ।। દેવ ભવસ્થિતિ પૂરી કરીને, વીશ સાગરને અંતે રે ।। જંબૂદ્વીપના ભરતે પ્રભુજી, બ્રાહ્મણકુંડે ખંતે રે ।। ભ૦ ।। ૩ ।। ઋષભદત્ત બ્રાહ્મણ છે વેદી, કોડાલ ગોત્રી તેહને રે ।। દેવાનન્દા ગોત્ર જાલંધર, સિજ્જાઈ સુતી જેહને રે ।। ભ૦ ।। ૪ ।। જિનજી ચવી કુખે અવતરીયા, હત્થુત્તર ચન્દ જોગે રે ।। ચૌદ સ્વપ્ન દેખીને જાગી, ગત નિદ્રા ગત સોગે રે ।। ભ૦ ।। ૫ ।। સ્વપ્નઅર્થ તે પતિને પૂછે, તે કહે તુજ સુત રૂડો રે ।। ચાર વેદ બ્રાહ્મણ નયધારક, સૂરિ રાજેન્દ્ર ન કૂડો રે ।। ભ૦ ।। ૬ ।।

।। દોહા ।।

લક્ષણ વ્યંજન ગુણનિધિ, ચૌદે વિદ્યા નિધાન ।।
પારંગત પુરાણનો, રૂપે દેવ સમાન ।। ૧ ।।

।। ઢાળ બીજી ।। આજનો દહાડો રે સજની૦ ।। એ રાગ ।।

આનંદ ઉમગ્યો રે અંગે, સ્વપ્ન અર્થ લહે તે મન ચંગે ।। આ૦ ।। ટેર ।। ધન સુખ તનનો રે હોશે, પૂરણ માસે પુત્ર તું જોશે ।। ફલ એ સુણીને રે હર્ષે, રોમ રોમમેં

અમૃત વરસે ॥ આ૦ ॥ ૧ ॥ નિરખે ઈંદા રે અવધિ, દીઠા પ્રભુને જ્ઞાનની લબધિ ॥ વંદી ચિંતે રે મનમેં, અચરિજ પામ્યો અતિહી તનમેં ॥ આ૦ ॥ નીચા કુલમેં રે આવે, પણ ઉત્તમ પુરૂષાં જન્મ ન પાવે ॥ જિનપતિ ચક્રી રે દેવા, સુરપતિ સાધે એહની સેવા ॥ આ૦ ॥ ૩ ॥ તો હવે માહરૂં રે કામ, હરિણગમેષીને તેડે તામ ॥ દેવાનન્દા રે કુખથી, ત્રિશલા કુખે આણા દેઇ ॥ આ૦ ॥ ૪ ॥ પૂરવ ભવને રે જોગે, સંહરી મેલી ગયો દેવલોકે ॥ રાત્રિ બ્યાશી રે વસીયા, ત્રિશલા ઉદરે ત્ર્યાશીમી ધસીયા ॥ આ૦ ॥૫॥ ઉત્તમ સ્વપનાં ચૌદે નિરખે, ત્રિશલા જાગી મનમેં હર્ષે ॥ પ્રથમ કલ્યાણક રે ગાયો, સૂરિ રાજેન્દ્રને સુખમેં ધ્યાયો ॥ આ૦ ॥ ૬ ॥

॥ કાવ્યં દ્રુતવિલમ્બિત ॥

સકલસંપત્તિદાયકનાયકા, જિનવરા ભવભીતિવિદારકા ॥
ભવિ સદા શુભભાવ ભજન્તિ યે, સુરસુખં શિવશં ચ લભંતિ તે.।૧।

॥ મંત્ર-ૐ હ્રીઁ પરમાત્મને પરમેષ્ઠિને ચ્યવનકલ્યાણકે અષ્ટદ્રવ્યૈર્યજામહે સ્વાહા ॥

## ॥ द्वितीय जन्मकल्याणकपूजा ॥

॥ દોહા ॥

દ્વિતીય કલ્યાણક પૂજતાં, પ્રગટે જગ ઉદ્યોત ॥
પુત્ર પ્રમુખ રિદ્ધિ લહે, ભવિ ભાવે ભલ હોત ॥ ૧ ॥

॥ ઢાલ ત્રીજી ॥ દેશી–જલાની ॥

જિના રે ત્રિશલા જાગી, ચિત્તમેં ધ્યાવે સુપનાં રે ॥ અતિ હર્ષ પ્રસંગ ॥ ત્રિશ૦ ॥ શ્રીકાર ॥ ૧ ॥ જિના રે હંસગતિ કરી, ચાલતી વિલમ્બ ન કરતી રે ॥ ગઇ નિજ પતિ ધામ ॥ હંસ૦ ॥ વિચાર ॥ ૨ ॥ જિના રે બોહે નૃપતિ, આણા લઇને બેઠી રે ॥ કહી નિજ ચિત્ત બાત ॥ બોહે૦ ॥ આનંદ ॥ ૩ ॥ જિના રે સિધ્ધારથ પણ, સુપન સુણીને હરખે રે ॥ કહે અર્થ શ્રીકાર ॥ સિધ્ધા૦॥આધાર ॥ ૪ ॥ જિના રે સંપત્તિ કારણ, શૂરો ગુણગણ પૂરો રે ॥ હોશે પુત્ર આધાર ॥ સંપ૦ ॥ સુસાચ ॥ ૫ ॥ જિના રે સૂરજ ઉદયે, મલયુધ્ધ કરી રાજા રે ॥ કરે સ્નાન સિણગાર સૂરજ૦ ॥ વિશાલ ॥ ૬ ॥ જિના રે સભા કરીને, સુપન-પાઠકને તેડે રે ॥ પૂછી સુપન વિચાર ॥ સભા૦ ॥ સુજાણ ॥ ૭ ॥ જિના રે ત્રીશ મહા, સુપનાન્તર ચૌદે સુપનાં રે ॥ અતિ સુખનાં દાતાર ॥ ત્રીશ૦ ॥ જયકાર ॥ ૮ ॥ જિના રે ઇણ સુપનાસે, સૂરિ રાજેન્દ્ર સુત હોશે રે, શિવસુખ દેનાર ॥ ઇણ૦ ॥ ઉદાર ॥ ૯ ॥

॥ દોહા ॥

સુપનપાઠક કહે નરપતિ, સુપનાંનો ફલ સાર ॥
ચક્રી તીર્થપતિ તથા, હોશે સુત સુકુમાર ॥ ૧ ॥

॥ ઢાળ ચોથી ॥ દેશી–ગરબાકી ॥

સુખકર સુપનઅરથ શ્રીકાર કે, ત્રિશલા હર્ષમેં રે લો ॥ સુખ૦ ॥ ગર્ભ તણી પ્રતિપાલ કે, કરે રૂતુવર્ષમેં રે લો ॥ સુખ૦ ॥ અનુકંપા કરી નાથ કે, નિશ્ચલ તનુ કરે રે લો ॥ સુખ૦ ॥ ત્રિશલા શોક અપાર કે, ગર્ભ ગલે મરે રેં લો ॥ ૧ ॥સુખ૦॥ સખી મુખ સુણી નરનાથ કે, વાજિંત્ર વરજીયાં રે લો ॥સુખ૦॥ આણી દયા દિલ ચંગ કે, અંગ સંચાલીયાં રે લો ॥ સુખ૦ ॥ નાણ તીન કરી યુક્ત કે, અભિગ્રહ જિન કરે રે લો ॥ સુખ૦ ॥ ગરભ સાતમે માસ કે, નિર્યુક્તિ ઇમ વરે રે લો ॥૨॥ સુખ૦ ॥ દોહલા ઉપજે તેહ કે, શક્રેન્દ્ર પૂરવે રે લો ॥ સુખ૦॥ ગ્રીષ્મનો પહેલો માસ કે, સંકટ સહુ હરે રે લો ॥ સુખ૦ ॥ મધુ સુદિ તેરશ રાત કે, પ્રમુદિત મેદની રે લો ॥ સુખ૦ ॥ શુભ વાયુ ઘડી શ્રીકાર કે, ઉત્તરાફાલ્ગુની રે લો ॥૩॥ સુખ૦ ॥ ચંદ્ર યોગે જિન જન્મ કે, હુવો જીવ સુખ લહે રે લો ॥ સુખ૦ ॥ નારકી ક્ષણ સુખ થાય કે, આવશ્યક કહે રે લો ॥ સુખ૦॥ દિગ-કુમરી કરે જન્મ કે, ઉચ્છવ હર્ષશું રે લો ॥ સુખ૦॥ સૂરિ રાજેન્દ્રની ભક્તિ કે, સુર કરે ભાવશું રે લો ॥ ૪ ॥

॥ કાવ્યં ॥ સકલસંપત્તિ૦ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીઁ પરમાત્માને૦ ॥ જન્મકલ્યાણકે૦ અ૦ સ્વાહા૦ ॥

## ॥ तृतीय दीक्षाकल्याणकपूजा ॥

॥ દોહા ॥

જન્મ સમે આસન ચલે, ચોસઠ ઈન્દ્ર સગ્ગ ॥
સુરગિરિ મહોચ્છવ કારણે, આવે છાંડી સગ્ગ ॥૧॥

॥ ઢાળ પાંચમી ॥ દેશી—રસીલા રાજકુમાર રે૦ ॥

॥ મિલિયા ઇન્દ્રસમાજ રે, પ્યારા પ્રભુને લઇને ॥ મિ૦ ॥ ટેર ॥ ખીરોદક સહુ તીર્થજલે કરી, નવરાવે જિનરાજ રે ॥ પ્યા૦ ॥ ઇન્દ્રાણ્યો કહે જુગ જુગ જીવો, જન્મ સફલ અમ આજ રે ॥ પ્યા૦ ॥ મિ૦ ॥ ૧ ॥ જનની પાસે થાપી નન્દીસર, કરે અઠાઈ ઠાઠ રે ॥ પ્યા૦ ॥ સિદ્ધારથ વધાઇ દઇને, કરે દશોઠણુ થાટ રે ॥ પ્યા૦ ॥ મિ૦ ॥ ૨ ॥ સર્વ પ્રકારે વૃદ્ધિ લહીને, નામ દીયો વર્દ્ધમાન રે ॥ પ્યારા૦ ॥ આમલિક્રીડા લેખશાલે વલી, પૂરણ વિદ્યા નિધાન રે ॥ પ્યા૦ ॥ મિ૦ ॥ ૩ ॥ પરણી ભોગાવલી ભોગ ભોગવ્યા, ત્રીશ વરસ ગયાં તામ રે ॥ પ્યા૦ ॥ લોકાન્તિક સુર બોધે જિનજી, જય જય નન્દા સ્વામ રે ॥ પ્યા૦ ॥ મિ૦ ॥૪॥ ભોગકર્મ ક્ષય જાણી પોતે, દીએ સંવત્સરી દાન રે ॥ પ્યા૦ ॥ તીનસે કોડ અઠયાશી ક્રોડ, લાખ અસી પરમાન રે ॥ પ્યા૦ ॥ મિ૦ ॥ ૫ ॥ નન્દિવર્દ્ધન વર વરીયા ઘોષણ,

ભોજન વંછિત પૂર રે ॥ પ્યા૦ ॥ દીક્ષા ઉચ્છવ હવે કહું પ્યારે, સૂરિ રાજેન્દ્ર દુઃખ દૂર રે ॥ પ્યા૦ મિ૦ ॥ ૬ ॥

॥ દોહા ॥

ઇન્દ્ર ચોસઠ તિહાં આવીયા, દીક્ષા સમયને દેખ ॥
ચંદપ્પહ નામા સીબિયા, નિર્યુક્તિમાં લેખ ॥ ૧ ॥

॥ ઢાળ છઠ્ઠી ॥ દેશી ગિરનારી જાતાં૦ ॥

દીક્ષા મોચ્છવ ધાર લીજો હે, સહીયાં મોરી વીર પ્રભુનો આજ ॥ દી૦ ॥ ટેર ॥ દીક્ષાકલ્યાણક પૂજજો હે માય ॥ સ૦ ॥ તીરથંપતિ શિરતાજ, આડમ્બર દેખ લીજો હે ॥ આડં૦ ॥ સ૦ ॥ વી૦ ॥ દી૦ ॥ ૧ ॥ વાજાં છત્રીશ વાજીયાં હે માય ॥ સ૦ ॥ ક્ષત્રિયકુંડ મઝાર, આવો સખી ભાલ લીજો હે ॥ આવો૦ ॥ સ૦ ॥ વી૦ ॥ દી૦ ॥ ૨ ॥ અષ્ટ મંગલ આગે વહે હે માય ॥ સ૦ ॥ પાલખી બેઠા વીર, ધીર તુમે જોય લીજો હે ॥ ધીર૦ ॥ સ૦ ॥ વી૦ ॥ દી૦ ॥ ૩ ॥ જય જય નંદા બોલતા હે માય ॥ સ૦ ॥ ક્ષત્રી વર વૃષભ સમાન, હાથ તુમે જોડ લેજો હે ॥ હાથ૦ ॥ સ૦ ॥ વી૦ ॥ દી૦ ॥ ૪ ॥ જ્ઞાત ક્ષત્રી વનખંડમેં હે માય ॥ સ૦ ॥ અશોક વૃક્ષ તલ જાય, સંજમ દિલ માંહી ભીંજો હે ॥ સંજ-મ૦ ॥ સ૦ ॥ વી૦ ॥ દી૦ ॥ ૫ ॥ પંચ મુઠિ કરે લોચને હે માય ॥ સ૦ ॥ સામાયક ચોથો નાણ, વન્દન જિન જાય કીજેં

હે ॥ વંદન ॥ સ૦ ॥ વી૦ ॥ દી૦ ॥ ૬ ॥ મૃગશિર વદિ દશમી દિને હે માય ॥ સ૦ ॥ સૂરિ રાજેન્દ્ર છદ્મસ્થ, ત્રીજે એ માન લીજે હે ॥ ત્રીજે૦ ॥ સ૦ વી૦ ॥ દી૦ ॥ ૭ ॥

॥ કાવ્યં ॥ સકલસંપત્તિ૦ ॥

॥ મંત્રં ॥ ૐ હ્રીં પરમાત્મને૦ દીક્ષાંકલ્યાણકે૦ અ૦ સ્વાહા૦ ॥



## ॥ चतुर्थ केवलज्ञानकल्याणकपूजा ॥

॥ દોહા ॥

દીક્ષા લઇને વીર જિન, તિહાંથી કર્યો વિહાર ॥
નન્દિવર્દ્ધનને કહી, કુંવાર ગામને વાર ॥ ૧ ॥

॥ ઢાળ સાતમી ॥ દેશી–નાનડીયાની ॥

તુમે જ્ઞાન ચારિત્રના દરિયા, પ્રભુ ભવસાગર સેજે તરીયા ॥ માહરે આંગણ ગોચરી વોરણ, આવ રે જિનવરીયા ॥ ટેર ॥ કોલ્લાગ સંનિવેષમાં રે, ઘર બાહુલ બ્રાહ્મણ આય રે ॥ જિ૦ ॥ છઠ પારણો ક્ષીરનો રે, કરે કાંસીપાત્ર સુહાય રે ॥ જિ૦ ॥૧॥ પંચ દિવ્ય પ્રગટે તિહાં રે, થયો દિવ્ય ધ્વનિનો નાદ રે ॥ જિ૦ ॥ ગોપાદિક ઉપસર્ગમેં રે, પ્રભુ વિચરે તજીને પ્રમાદ રે ॥ જિ૦ ॥ ૨ ॥ શૂલપાણિ સંગમ તણા રે, ઉપસર્ગ સહે બહુ જેહ રે ॥ જિ૦ ॥ ખીલા કાનમેં ઘાલીયા રે, તિહાં નવિ ચલીયા ગુણગેહ રે ॥ જિ૦ ॥ ૩ ॥ વરષ સાઢી

બારે રહ્યા રે, પ્રભુ છઉમત્થ તપ કર્યો તંત રે ।। જિ૦ ।। સાઢી તીન શત પારણાં રે, જિન કીધાં ધરી મન ખન્ત રે ।। જિ૦ ।।૪।। જંભિય ગામને બારણે રે, ઋજુવાલિયા નદીને તીર રે ।। જિ૦ ।। ગોદુહઆસન ધ્યાનમેં રે, રહે સૂરિ રાજેન્દ્ર વડવીર રે ।। જિ૦ ।। ૫ ।।

।। દોહા ।।

વૈશાખ સુદિ દશમી દીને, કેવલજ્ઞાન પ્રકાશ ।।
કલ્યાણક ચોથો થયો, પૂજો ધરી ઉલ્લાસ ।। ૧ ।।

।। ઢાળ આઠમી ।। દેશી–ગોપીચન્દ લડકા ।।

હૈ આનન્દ વધાઈ, કેવલ ઉપનો રે વીર જિણંદને ।। હૈ૦ ।। ટેર ।।લોકાલોકના ભાવ પ્રકાશે, ષદ્ દ્રવ્યના પર્યાય ।। છાનો ન રહ્યો ભાવ જગતમેં, આતમ રિદ્ધિ દિખાય ।। હૈ આ૦ ।। ૧ ।। સાલ પાદપને હેઠે બેઠા, ચોસઠ ઇંદર આય।। ઓચ્છવ કીધો જ્ઞાનનોજી કાંઇ, ત્રિગડો રત્ન રચાય ।। હૈ આ૦ ।। ૨ ।। ચાર નિકાયના દેવ મિલ્યા પણ, માનવ કોઈ ન આયો ।। દેશના ખાલી ગઇ વીરની, અચરિજ મનમેં લાયો ।। હૈ આ૦ ।। ૩ ।। તિહાંથી રાતે વિહાર કરીને, પાવાપુરી પ્રભુ આયા ।। આગમ વિહારી છન્દે વિચરે, લેખ સુત્રમેં પાયા ।। હૈ આ૦ ।। ૪ ।। સમવસરણની કરી સજાઇ, ચઉ નિકાયના દેવ ।। પ્રાતિહાર્ય કરી સૂરિ રાજેન્દ્રની,

સેવા કરે નિતમેવ ॥ હે આ૦ ॥ ૫ ॥

॥ કાવ્ય ॥ સકલસંપત્તિ૦ ॥

મંત્ર- ૐ હ્રીં પરમાત્મને૦ કેવલજ્ઞાનકલ્યાણકે૦ અ૦ સ્વાહા ॥

## ॥ पंचम निर्वाणकल्याणकपूजा ॥

॥ દોહા ॥

મોક્ષકલ્યાણક પાંચમો, પૂજો ભવિ ગુણદાય ॥
આતમ સંપત્તિ સંપજે, જન્મ મરણ મીટ જાય ॥૧॥

॥ ઢાળ નવમી ॥ નેમ ગિરનાર ગયે રે૦ ॥ એ રાગ ॥

અમૃત રસ વરસે રે, અરે હાં ॥અમૃત૦॥ વીર વચન સુની થરકે ॥ અ૦ ॥ વીર૦ ॥ટેર॥ ઈન્દ્રભૂતિ અભિમાન રિદ્ધિ ધર, ચલ આવે જાલી સમઝકે રે ॥ કેવલજ્ઞાની આપ વિરાજે, ભલે ભામંડલ ઝલકે ॥ ગોયમ દેખી હરખે રે ॥ વીર૦ ॥ અ૦ ॥ ૧ ॥ માય તજી વરે સાચો સંજમ, મહાવ્રત પંચ આદરકે રે ॥ ઇમ ઇગ્યારે ગણધર હુવા, જાણો ગચ્છ નવ તરકે ॥ શાસ્ત્ર ભેદ ધરકે રે ॥ વીર૦ ॥ અ૦ ॥ ૨ ॥ ચૌદ સહસ મુનિ જિનવર કેરા, પૂર્વાદિકને ગણકે રે ॥ છત્રીશ સહસ વર સાધ્વી સંખ્યા, શ્રાવક શ્રાવિકા ભણકે ॥ સંઘ સહુ તરકે રે ॥ વીર૦ ॥ અં૦ ॥૩॥ સાતસેં મુનિવર મુકતે પહુંતા, શ્રેણિ ક્ષપકને ચઢકે રે ॥ સાધ્વી ચૌદસેં સિદ્ધિ પહુંતી, ભાવના શક્તિ બઢકે ॥ સૌખ્ય

પદ વરકે રે ॥ વીર૦ ॥અ૦॥ વર્દ્ધમાન વલી સમણે ભગવં, મહાવીર ગુણ ભરકે રે ॥ સૂરિ રાજેન્દ્ર દેશના દઈને, અનન્ત જીવ ભવ હરખે ॥ કર્મક્ષય કરકે રે ॥ વીર૦ ॥અ૦॥૫॥

॥ દોહા ॥

ધ્યાન અનલ જાગ્રત કરી, કર્મેન્ધને જવાલ ॥
સિદ્ધિપદને પામવા, વીર થયા ઉજમાલ ॥ ૧ ॥
પાવાપુરી નગરી વિષે, હસ્તિપાલ રાજાન ॥
સભા માંહિ દેશના કહી, લીનો મુક્તિનો ઠાન ॥ ૨ ॥

॥ ઢાલ દશમી ॥ રાગ-સોરઠ ગિરનારિકા ॥

વીરજી મોક્ષ સિધાયા રે, મેરેકું છોડી ॥ વીરજી૦ ॥ ટેર ॥ પાપ પુન્યફલ દર્શક પણપન્ન, શુભ અધ્યયન સુણાયા રે ॥ મે૦ ॥ રાજ અઢારની રાજસભામેં, દુવિહા ભૂમિ ધરાયા રે ॥ મે૦ ॥ ૧ ॥ મોહવશે વિલાપાત કિયે બહુ, ગૌતમે ઇણી પરે ભાયા રે ॥ મે૦ ॥ સૂર્ય વિના જ્યું ન સોહે કમલવન, તિમ તુમ વિન સંઘ છાંયા રે ॥ મે૦ ॥ ૨ ॥ માછલી જલ વિન જિમ અકુલાવે, તિમ સહુ સંઘ અકુલાયા રે ॥ મે૦ ॥ હે ગુણનિધિ જિનશાસન સ્વામી, હે ભવ્ય જીવ સુખદાયા રે ॥ મે૦ ॥ ૩ ॥ શાસનકે સિણગાર કૃપાનિધિ, કિમ પ્રભુ મોકું તરસાયા રે ॥મે૦॥ ઈત્યાદિક વિલાપાત અનેકા, ગૌતમે વીરના ગાયા રે ॥મે૦॥૪॥

કાર્તિક વદિ અમાવસ રાત્રિ, ઊર્ધ્વ ગયે મોક્ષ પાયા રે ॥ મે૦ ॥ ભાવ ઉદ્યોત ગયે દ્રવ્ય ઉદ્યોતમેં, દિવાલી દીપ જગાયા રે ॥ મે૦ ॥ ૫ ॥ ચોથો આરો તીન વરસ વલી, અડ માસ શેષ કહાયા રે ॥ મે૦ ॥ આયુ બહુત્તર વર્ષ પૂરણ કરી, વીર નિર્વાણે સુહાયા રે ॥ મે૦ ॥ ૬ ॥ કાર્તિક સુદિ એકમને પ્રભાતે, અનિત્યાદિ ભાવ રમાયા રે ॥ મે૦ ॥ વૈરાગ્યભાવના થઈ શુભ ભાવે, ગૌતમે કેવલ ઉપાયા રે ॥ ॥ મે૦ ॥ ૭ ॥ તીર્થ ઈકવીશ હજાર વરસ લગ, ચાલશે સંઘ સમુદાયા રે ॥ મે૦ ॥ વીર નિર્વાણ પછે લખ્યો પુસ્તક, નવસેં અસી વર્ષ ગિણાયાં રે ॥ મે૦ ॥ ૮ ॥ ઈણ વિધિ મોક્ષકલ્યાણક ગાયો, કર્મ રોગને જરાયા રે ॥ મે૦ ॥ સૂરિ વિજયરાજેન્દ્ર ગાયને, ભવસંતાપ મિટાયા રે ॥ ૯ ॥

॥ કાવ્યં ॥ સકલસંપત્તિ૦ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીઁ પરમાત્મને નિર્વાણકલ્યાણકે૦ અ૦ સ્વાહા ॥

॥ કલશ ॥ દેશી પાલણાકી ॥

મેં તો ગાયાં ગાયાં પંચ કલ્યાણક વીરનાં, હરખે હરખે ગાવે સંઘ સહુ સુખ પાય ॥ પૂજા અષ્ટપ્રકારી એક એકની જે કરે, તસ ઘર મંગલમાલા ઋદ્ધિ વૃદ્ધિ બહુ થાય ॥ મેં૦ ॥ ૧ ॥ ગણધર સોહમ ગણમેં, તપા બિરૂદને ધારતા, વારતા વારતા વિઘન વિશેષ તણી જે રાશ ॥

શ્રીજગચ્ચન્દ્ર સૂરીશ્વર સૂર્ય સરિખા દીપતા, આહેડ નગરમેં પૂરી નરપતિની જે આશ ॥ મેં૦ ॥ તાસ પરંપર પટ્ટે રત્નક્ષમા સૂરિવરા, તદનુ વિજયદેવેન્દ્ર મુણીંદ વિજયકલ્યાણ ॥ સૂરિ પ્રમોદ પ્રતાપી સૂધા સંવરી સોહતા થયા, જૈન આગમનાં તત્ત્વ તણા તે જાણુ ॥ મેં૦ ॥ ૩ ॥ સંવત્ ત્રિષટ્ નંદ રસા (૧૯૬૩) તલ ક્રમસે જાણીએ, આષાઢ સુદિની દશમી સ્વાતિ ઋક્ષ રવિવાર ॥ સૂરિરાજેન્દ્ર કલ્યાણક અધિકે ભાવે પૂજ્યાં, વરત્યા વરત્યા મંગલ જય જય જયકાર ॥ મેં૦ ॥ ૪ ॥ ઇતિ ॥

॥ ઇતિ શ્રીવિજયરાજેન્દ્રસૂરીકૃત શ્રી પંચકલ્યાણક પૂજા સમાપ્ત ॥

---

# મુનિમહારાજ શ્રી હંસવિજયજીકૃત ગિરનાર મંડન શ્રી નેમિનાથજીકી ૧૦૮ પ્રકારી પૂજા

શ્રી ચંદ્રપ્રભ જિન નમું, ઉપગારી અરિહંત;
પ્રભાસકો તીરથ કિયા, સમવસરી ભગવંત. ॥ ૧ ॥
વિજયાનંદસૂરિ નમું, નમું ગુરુ અતિ ગુણવાન;
શ્રીયુત લક્ષ્મીવિજય કો, જિમ આવે શુભ શાન ॥ ૨ ॥

જિનવર વાણી ભારતી, મનકી પૂરે આસ;
અરિહંત મુખકમલે વસે, પેંતીસગુણ હે તાસ. ॥ ૩ ॥
જાસ પરમ પરતાપસે, જિનશાસન જયકાર;
વર્ત રહા કલિકાલમેં, કોઇ ન રોકણહાર. ॥ ૪ ॥
દેવ ગુરુ અરુ સરસ્વતી, ત્રિવેણી તુલ્ય તીન;
દિલ દરિયામેં ધારકે, મીન પરે હો લીન ॥ ૫ ॥
શ્રી ગિરનાર ગિરીંદકે, મંડન નેમિનાથ;
પૂજા ઇનોંકી રચું, તરનેકો ભવપાથ ॥ ૬ ॥
નવ કલસ અભિષે નવ, કરના બારાં વાર;
અષ્ટોત્તર શત ઇણ વિધે, પૂજન કે પરકાર. ॥ ૭ ॥
પ્રતિપૂજા ફલ ફુલસે, ભરકે સુંદર થાલ;
વસ્તુ વિવિધસે પૂજિયે, ટરે દુઃખજંજાલ ॥ ૮ ॥
ચ્યવન જન્મ દીક્ષા અરુ, જ્ઞાન મોક્ષ મહકાર;
ઇંદ્રાદિક બહુ દેવને, કિયા સફલ અવતાર ॥ ૯ ॥

## ॥ प्रथमा पूजा ॥

॥ દોહા ॥

ધનેશ્વર સૂરિ રાજકા, એસા હૈ ફરમાન;
નેમિનાથ નિર્વાણસે, વર્ષ સહસ દો માન. ॥ ૧ ॥
વીત ગયે બ્રહ્મેન્દ્રકા, નેમિ જિન બિંબ સાર;
રત્ન શેઠ પધરાય કે, ઉતર ગયા ભવ પાર. ॥ ૨ ॥

મુખ્ય મંદિરે બિંબ સો, દિસત હૈ વર્તમાન;
પૂજો પ્રણમો પ્રેમસે, કરકે પ્રભુ ગુણ ગાન. ॥ ૩ ॥

॥ રાગ કાફી હોરી ॥ નેમ નિરંજન ધ્યાવો રે ॥ ચાલ ॥

ગિરનાર ગિરિપર પૂજો રે, શ્રી નેમિ જિણંદા. ગિર૦ ॥ એ આંકણી ॥ શિવા દેવી સુત જગત શુભંકર, કલ્યાણ વલ્લીકા કંદારે ॥ શ્રી૦ ॥ ૧ ॥ સમુદ્રવિજય કુલ કમલ વિકાસન, કારણ જૈસા દિણંદા રે ॥ શ્રી૦ ॥ ૨ ॥ શંખ લંછન શોભે સાથલમેં, શંખ ધ્વનિ દે આણંદા રે ॥ શ્રી૦ ॥૩॥ શાંત વદન શીતલતા અર્પે, જેસે ગગનમેં ચંદા રે. ॥ શ્રી૦ ॥ ૪ ॥ બાલ બ્રહ્મચારી દેવ હૈ ચંગા, કામી દેવ સબ ગંદા રે. ॥ શ્રી૦ ॥ ૫ ॥ શ્યામ વરણ છબી લાગત પ્યારી, સેવો તુમે ભવિ બંદા રે. ॥ શ્રી૦ ॥ ૬ ॥ આતમ લક્ષ્મી હંસપરે લહો, ટારો ભવોભવ ફંદા રે ॥ શ્રી૦ ॥૭॥

॥ હોઇ આનંદ બહાર રે, પ્રભુ બેઠે મગંનમેં ॥ યહ ચાલ ॥

અરિષ્ઠ નેમિ ભગવાનકી, પૂજા વિધિસે કરની ॥ એ અંચલી ॥ પૃથ્વી તથા ઉપકરણકી શુદ્ધિ, સ્થિતિ શુદ્ધિ કરી સાર રે ॥ પૂજા૦ ॥ ૧ ॥ મન વચ કાય વસ્ત્રકી શુદ્ધિ, સદા હૃદયમેં ધાર રે ॥ પૂજા૦ ॥ ૨ ॥ જૈન તત્ત્વાદર્શ ગ્રંથમેં ગાવે, શુદ્ધિ સાત પ્રકાર રે ॥ પૂજા૦ ॥ ૩ ॥ વિજયાનંદ સૂરીશ્વર સ્વામી, આત્મારામ અણગાર રે ॥ પૂજા૦

॥ ૪ ॥ જેસલમેરકે મંદિર બાહિર, ચોકીયાં હૈ સપ્રણાલ રે ॥ પૂજા૦ ॥ ૫ ॥ ઐસી પથ્થરકી ચોકીપર કરે, સ્નાન શ્રદ્ધાલુ ઉદાર રે ॥ પૂજા૦ ॥ ૬ ॥ પ્રણાલ જલકો શુષ્ક જગોમેં, છંટકાવે સાગાર રે. ॥ પૂજા૦ ॥ ૭ ॥ ઇસ વિધ પૂજાસેં તરજાવે, હંસ પરે નર નાર રે ॥ પૂજા૦ ॥ ૮ ॥

॥ કાવ્યં ॥ તોટક વૃત્તં ॥

કમલોદરકોમલપાદતલં, ગણનાપરિવર્જિતબાહુબલમ્;
પ્રણમામિ જગત્ત્રયબોધિકરં, ગિરનારવિભૂષણનેમિજિનમ્ ॥૧॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમેશ્વરાય જન્મજરામૃત્યુનિવારણાય શ્રીમતે ગિરનારગિરિ વિભૂષણાય શ્રીનેમિજિનાય જલાદિકં યજામહે સ્વાહા ॥ ૧૩ ॥

## ॥ द्वितीय पूजा ॥

॥ દોહા ॥

માલતી ફુલ મનોહરૂ, રૈવત પરવત જેહ;
ભૂમિ ભામિની મસ્તકે, ધમ્મિલ સમ હૈ તેહ ॥ ૧ ॥
મેઘ ઘટા સમ શૈલકો, દેખ ઠૌર પર ઠોર;
કલા કરી કેકારવે, ઠમ ઠમ નાચત મોર ॥ ૨ ॥
ક્રીડા કંદુક સારીખા, શિવનારીકા સાર;
નેમિ ચૈત્યકે અગ્રમેં, શોભે કલશ અપાર ॥ ૩ ॥
ભીમસેન અતિ પાતકી, માત તાત હણનાર;
સાવત્થી નગરી ધણી, ચોર જાર ધાકાર ॥ ૪ ॥

ચાર વર્ષ સેવા કરી, નેમિનાથકી સાર;
શ્રી ગિરનારકે ઉપરે, મોક્ષ ગયા અનગાર ॥ ૫ ॥

॥ વારી વારી જાવું, શ્રીધર્મનાથકા મંડપ દેખી ખુશી થાવું ॥ યહ ચાલ ॥

વારી વારી જાવું, શ્રી નેમિનાથકી પૂજાસે ખુશ ખુશ બનજાવું ॥ એ આંકણી ॥ અમીરસ વાણી બોલતે, બુદ્ધિકે ભંડાર; બાલપણેમેં મિત્રોંકે સંગ, રમતે નેમિ કુમાર ॥ વા૦ ॥૧॥ એક દિન આયુધ–શાલામેં જા, કીયા ધનુ-ષ્ય ટંકાર; શંખ ચક્ર ઓર ગદા ગોવિંદકી, નિરખે વારં-વાર ॥ વા૦ ॥ ૨ ॥ આયુધ રક્ષક કહે નેમજી, કૃષ્ણ તણાં એ કામ; ચક્રાદિકે ચલાનેમેં કોઈ, ઓર ન ઘાલે હામ ॥ વા૦ ॥ ૩ ॥ કુલાલ ચાક પરે ચક્ર ફિરાયા, શંખ બજાયા જોર; ધરા ધડધડી લોક ચમકીયે, કરને લાગે સોર ॥ વા૦ ॥ ૪ ॥ મોરારિ મન ચિંતવે ઐસા, યહ કયા હુવા ઉત-પાત; હંસ કહે ધીરજ ધારણસે, હોવે સબ સુખસાત ॥ વા૦ ॥ ૫ ॥

॥ કેસરીયા થાસું, પ્રીત કરી રે સાચા ભાવસું—એ દેશી ॥

નેમિ જિન કેરી, પૂજા કરો રે સાચા ભાવસે ॥નેમિ૦॥ એ આંકણી ॥ ન્હાકે શ્રાવક અંગ સફા કર, કંબલ પહેરે સાફ; ટુંકી ફાટી કંબલકા હૈ, ગુના ન હોગા માફ રે ॥ ને૦ ॥ ૧ ॥ ગિલ્લે પાંવમેં લગે તો હોવે, જલદી જીવ વિનાસ;

આચાર ઉપદેશકા ફરમાના, મહા પાપ હૈ તાસ રે ॥ ને૦ ॥ ૨ ॥ જિન આણા સમ તિલક ભાલમેં, કરે શિખરબંધ સાર; આઠ પુડા મુખ કોસકો બાંધે, લાગે ન થુંક લગાર રે ॥ નેમિ૦ ॥૩॥ અંગ અગ્ર ઔર ભાવ ભેદસે, પૂજા કરે નર-નાર; હંસ પરે વોહ ભાગ્યશાલી ઝટ, ઉતરેંગે ભવપાર રે ॥ નેમિ૦ ॥ ૪ ॥ કાવ્યં૦ ॥ કમલોદર૦ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રી પરમ૦ જલાદિકં યજામહે સ્વાહા ॥

## ॥ तृतीया पूजा ॥

॥ દોહા ॥

રક્ષા કારણ રાખડી, સમ શોભે ગિરનાર;
સ્વર્ણ કલશ હૈ બીચમેં, નીલ વૃક્ષકી લાર ॥ ૧ ॥
આંબા તોરણ બદ્ધ હૈ, કદલી ફલકા સ્થાન;
નરનારીકે ગીતસે, હમેશ ઉત્સવ વાન ॥ ૨ ॥
રાત્રે ઔષધી દીપ હે, દિવસમેં હૈ દિન ઈન;
કદલી દલ ધ્વજ પટ્ટસે, કોટીધ્વજ પદ લીન ॥ ૩ ॥
પીડિત દારિદ્ર દુખસેં, ક્ષત્રિય અશોકચંદ;
રૈવત પર જા તપ કરે, કાટનકો દુખ કંદ ॥ ૪ ॥
પારસમણિ દે અંબિકા, મનમેં હો પરસન્ન;
અશોકચંદ્ર અવનીપતિ, હુવા પાયકે ધન. ॥ ૫ ॥

સદ્દગુણી સંઘપતિ બની, આયા ગઢ ગિરનાર;
દીક્ષા શિક્ષા ધ્યાનસે, પાયા મોક્ષ ઉદાર ॥ ૬ ॥

॥ વારી જાવું રે સાવરીયા, તોપે વારણા રે—એ ચાલ ॥

પૂજા નેમિનાથ જિનવરકી દિલમેં ધારના રે. (૨) ॥ આંકણી ॥ સુગુણ સોભાગી સાહસી શૂરા, સબી વાતમેં નેમિ ૯ પૂરા; વનમાલી કરે મનમેં ઐસી વિચારના રે. (૨) ॥ પૂજા૦ ॥ ૧ ॥ મુજસેં યહ બલવંત હૈ ભારી, બલભદ્ર આગે બોલે મુરારિ; રાજ્ય હમારા લેગા કૈસે નિવારના રે. (૨) ॥ પૂજા૦ ॥ ૨ ॥ ઇતનેમેં આયે ગુણ ખાની, હાથ પસારા સારંગપાણી; બોલે પરીક્ષા કરીએ કિસકા હારના રે. (૨) ॥ પૂજા૦ ॥ ૩ ॥ કચ્ચી કણયર કંબીકિ સમ, નેમિને હાથ ફિરાયા એકદમ; કિયા સ્વામીને અપના હાથ પસારના રે. (૨) ॥ પૂજા૦ ॥ ૪ ॥ હરિ પરે હરિ લિપટ ગયે ભારી, હિંડોલે હીંચે ગિરધારી; વિઠ્ઠલજી કહે યહ બ્રહ્મચારી હંસ સમ તારના રે. (૨) ॥ પૂજા૦ ॥ ૫ ॥

॥ રાગ ચલત ॥

॥ રાખું રે હમારા ઘટમેં, જિનરાજ નામ તેરા રે—એ રાહ ॥

પ્રભુ અંગ પૂજા કીજે, નેમિનાથ જિનવર કેરી રે.
॥ પ્રભુ૦ ॥ એ આંકણી ॥

ગીતાર્થ ગુરૂ ફરમાવે, નિર્માલ્ય વોહ થાવે;
સંઘાચાર વૃત્તિ ગાવે રે, પ્રભુ અંગ પૂજા કીજે. ॥ ૧ ॥
જિન બિંબ અર્પિત ખાસી, વસ્તુ જો હોય વિનાસી;
પુષ્પાદિ જેહ વાસી રે, પ્રભુ અંગ પૂજા કીજે ॥ ૨ ॥
નિર્માલ્ય ચીજ સારી, મોર પીછી સે ઉતારી;
કરે સ્નાત્રકી તૈયારી રે, પ્રભુ અંગ પૂજા કીજે ॥ ૩ ॥
કુસુમાંજલી ચઢાવે, સબી કલસકો મંજાવે;
પંચામૃતે ભરાવે રે, પ્રભુ અંગ પૂજા કીજે ॥ ૪ ॥
અભિષેક સ્વચ્છ કરાવે, સુર રાજ જેમ ભાવે;
નિજ હંસ ઉજ્જવલ બનાવે રે, પ્રભુ અંગ પૂજા કીજે ॥૫॥

॥ કાવ્યં ॥ કમલોદર૦ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ જલાદિકં યજામહે સ્વાહા ॥

## ॥ चतुर्थी पूजा ॥

॥ દોહા ॥

રોહણુ મરૂ મહિધ્રકી, સંપતકા ધરનાર;
વિવિધ પત્ર ફલ ફૂલસેં, શોભત હૈ ગિરનાર ॥ ૧ ॥
નિર્ઝરણોંકે નીરસે, હમેશ હૈ વાચાલ;
શેષનાગ સમ શ્વેત હિ, વહતે પાની ખાલ ॥ ૨ ॥
ઐસે ઉત્તમ તીર્થકો, દેખ ભરત ભૂપાલ;
વાસ કરાવે સંઘકા, કર ઉપવાસ સકાલ ॥ ૩ ॥

॥ રાગ જંગલો ॥

॥ અબ મોયે ડાંગરીયાં હે જિણંદજી અબ. ॥ એ ચાલ ॥

પૂજિયે નેમિકુમાર, ભવિક જન પૂજી૦, ભવોદધિ પાર ઉતાર ॥ ભવિક૦ ॥ એ આંકણી ॥ બાલ બ્રહ્મચારી બલવંત એ, પરણાવું એક નાર; તો બલ હીન હોવે કછુ ઇનકા, કૃષ્ણજી કરે વિચાર ॥ પૂ૦ ॥ ૧ ॥ વિઠ્ઠલજીને ગોપી ગણુકો, કહા વિવાહ સ્વીકાર; નેમિકુમરકો મનવા દો તુમ, કર સ્ત્રી ચરિત્ર ઉદાર ॥ પૂ૦ ॥ ૨ ॥ જલક્રીડા કરકે સબ રાણીયાં, ખડી હે ઘેરા ડાર; પરણી દેવરીયા દેરાણીકે, દિખાવો હમકો દિદાર ॥ પૂ૦ ॥ ૩ ॥ એક ચક્રસે રથ નહી ચલતા, તૈસે યહ સંસાર; નિરવહનકો નારી વિના કહો, દેવર કોણ પ્રકાર ॥ પૂ૦ ॥ ૪ ॥ નારી રત્નકી ખાણુ સમી હે, તીર્થંકર ગણધાર; ચક્રી સંત મહંત સબીકા, ઇસસેં હૈ અવતાર ॥ પૂ૦ ॥ ૫ ॥ ઇત્યાદિક ભાભી ભાષણસેં, મુહ મલકાયા લગાર; પરણેંગે યહ હંસ ગામિની, ફેલા દિયા દરબાર ॥ પૂ૦ ॥ ૬ ॥

॥ બલિહારી બલિહારી બલિહારી. યહ ચાલ ॥

હિતકારી હિતકારી હિતકારી, જગનાથ પૂજા પ્યારી રાયપસેણી સૂત્રે સૂર્યાભ સાખીયોજી ॥ હિતકારી૦ ॥ ૩ ॥ ॥ એ આંકણી ॥ કોમલ અંગ લુહણે સારે, મેલે ન હોય

લગારે, ધૂપિત કરે સુગંધકારી, જગનાથ પૂજા પ્યારી૦ ॥ ૧ ॥ ચંદન કેસર કેરી, પૂજા તો હોત ભલેરી; પણ જો રેલેકી નં હોય ધારી, જગનાથ પૂજા પ્યારી૦ ॥ ૨ ॥ હીરા માણેકકી અંગી, નીલમસેં લાગે ચંગી, પંચવર્ણી મુગટ મનોહારી, જગનાથ પૂજા પ્યારી૦ ॥ ૩ ॥ મોતિકે તુરેં લટકે, દર્શનસેં મન નહી ભટકે; છટકે વિષય વાસના સારી, જગનાથ પૂજા પ્યારી૦ ॥ ૪ ॥ કલગીસે હે છબી સુંદર, પૂજત હે દેવ પુરંદર; હંસ સમ ઉતરે ભવપારી, જગનાથ પૂજા પ્યારી૦ ॥ ૫ ॥ કાવ્યં ॥ કમલોદર૦ ॥

મંત્રઃ-ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ જલાદિકં યજા૦ સ્વાહા ॥

## ॥ पंचमो पूजा ॥

॥ દોહા ॥

ભરતરાય નિજ ભાવસેં, શત્રુંજય સમ સાર;
સર્વ સંઘકે સાથ મેં, પૂજે શ્રી ગિરનાર ॥ ૧ ॥
શક્તિસિંહ રાજા સબલ, ભરતનાથકે સાથ;
સંઘ જિમાવે ગિરિ તટે, તરણેકો ભવ પાથ ॥ ૨ ॥
દુર્ગમ રૈવત જાણકેં, પાવડિયાં ચઉ પાસ;
ચક્રી યક્ષ હજારસેં, નિપજાવે ધરિ ખાસ ॥ ૩ ॥

॥ થઇ પ્રેમ વશ પાતળીઆ, એ ચાલ ॥

શ્રી નેમિનાથ સાંવરીયા, રાજુલ પરણવા ચલીયા રે શ્રી૦

॥ એ આંકણી ॥ સોલ હજાર રાજા સંગ સ્વારી, ચઢી અતિ મનોહારી; હરખે બલભદ્ર મોરારિ, રાજુલ પરણુવા ચલીયા રે૦ ॥ ૧ ॥ ડંકા નિસાન રસાલાકે સંગ, પાયદલ ધરી રંગ; તાલ બંધ પાય ધરે ચંગ, રાજુલ પરણુવા ચલીયા રે૦ ॥ ૨ ॥ લાખ બેયાલીસ મયગલ માતા, મલપતા લહે સુખ શાતા; રથ વાજિંત્ર નાદ વિખ્યાતા, રાજુલ પરણુવા ચલીયા રે૦ ॥ ૩ ॥ પીઠી ચોલિ પીતાંબર પેહરા, ઝરકસી જામા ઘેહરા, શણગાર સજી ધરા શેહરા, રાજુલ પરણુવા ચલીયા રે૦ ॥ ૪ ॥ વરઘોડે ચઢીયે વર રાજા, પુન્ય પ્રબલ હે તાજા; આયે ઉગ્રસેન દરવાજા, રાજુલ પરણુવા ચલીયા રે૦ ॥ ૫ ॥ હંસ ગતિગામી વર પામી, રાજુલ ખડી શિરનામી; હરખે કહે નહી કુચ્છ ખામી, રાજુલ પરણુવા ચલીયા રે૦ ॥ ૬ ॥

॥ રાગ દક્ષિણી ઠુમરી ॥

॥ જાવો જાવો નેમિ પિયા થારી ગતિ જાની રે-એ દેશી ॥

નેમિ જિનવરકી પૂજા, કરે પુન્યશાલી રે ॥ એ અંચલી ॥ જ્ઞાતા સૂત્ર રચે અંગ, ગણધર ધરી રંગ; સુધરમા વાણી પ્રાણી, પાપ દે પખાલી રે ॥ નેમિ૦ ॥ ૧ ॥ પાંડવકી રાણી શ્યાણી, દ્રોપદી ગુણોંકી ખાણી; કરી પૂજા ખરે સમયે, પ્રતિજ્ઞાકો પાલી રે ॥ નેમિ૦ ॥ વસ્તુપાલ તેજપાલ, રત્ન

સોનાકે વિશાલ; સવા લાખ બિંબ પૂજે, આભરણુ ઘાલી રે ॥ નેમિ૦ ॥ ૩ ॥ જાઇ જુઇ જાસુદ અંગ, ચઢાવે ચંબેલી ચંગ; ફુલ માલા ગુંથી પૂજે, પ્રભુ ગળે ડાલી રે ॥ નેમિ૦ ॥ ૪ ॥ કેવડા કેતકી ફૂલ, ચઢાવે ન કરે ભૂલ; હંસ પરે તરે, જો ન ઢકે કીકી કાલી રે૦ ॥ નેમિ૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ કમલોદર૦ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ જલાદિકં યજામહે સ્વાહા ॥

## ॥ छट्ठी पूजा ॥

॥ દોહા ॥

મહી મહેલા ભાલમેં, મંડનકાર ઉદાર;
કસ્તૂરીકા તિલક સમ, શોભત હે ગિરનાર ॥ ૧ ॥
ઉચ્ચ મનોરથકી તરાં, ચઢકે ભરત નૃપાલ;
ચૈત્ય કરાવે અભિનવા, મંડપ જાસ સુમાલ ॥ ૨ ॥
સ્ફટિક ચોમુખ ચૈત્યમેં, નીલમ પડિમા સાર;
ભાવી નેમિ કુમારકી, શોભે અપરંપાર ॥ ૩ ॥

॥ અરજી તો કર રહા હું, ચાહે માનો યા ન માનો—યહ રાહ ॥

કુમાર રાજ ગરજી, ગુજારે હમ અરજી ॥ એ આંકણી ॥ પશુ પક્ષી હે ખજાના, આલમકા બાગ મજાના, રક્ષણુ તાસ કરજી, ગુજારે૦ ॥ કુ૦ ॥ ૧ ॥ પશુ ભૂખ તરસ સહતે, ઘી દૂધ ઊન દેતે; સંકટ ઉનોંકા હરજી, ગુજારે૦ ॥ કુ૦ ॥

॥ ૨ ॥ પરણેંાંગે તો સુજાણુ, પશુકે જાવેંગે પ્રાણુ; માનો ન માનો મરજી, ગુજારે૦ ॥ કુ૦ ॥ ૩ ॥ પ્રાણી પુકાર સુણુકે, છોડાયે સબ ગુણુકે; તોરણુસેં ગયે ફીરજી, ગુજારે ॥ કું૦ ॥ ૪ ॥ હરિણી હરણુ સગલે, આશિષ્ય દેવે ચગલે; કહે હંસ સમ તરજી, ગુજારે૦ કુ૦ ॥ ૫ ॥

॥ રાગ કાનડા ॥ પૂજન વિમલ જિનેશ્વર કીજે, એ ચાલ ॥

પૂજા નેમિ જિણુંદકી પ્યારી ॥ એ અંચલી ॥ એકલ પ્રતિમા વ્યક્ત કહાવે, અરિહંતકી સુખકારી ॥ પૂજા૦ ॥૧॥ પાન સોપારી બીજોરાદિક ફલ, હાથમેં ધરેં સાગારી ॥ પૂજા૦ ॥ ૨ ॥ ભરત ઐરવત ચોવિશી પટ્ટ, ક્ષેત્ર પ્રતિમા ઉચારી પૂજા૦ ॥ ૩ ॥ એકસો સીતેર જિન હૈ સુંદર, મહા પ્રતિમા નામધારી ॥ પૂજા૦ ॥૪॥ અષ્ટાપદ પર પિછલે ભવમેં, દમયંતી નલનારી ॥ પૂજા૦ ॥૫॥ રત્ન તિલક ચઢવાકે ઉતરી, હંસ પરે ભવ પારી ॥ પૂજા૦ ॥૬॥ કાવ્યં ॥ કમલોદર૦ ॥

॥ મંત્રઃ ॥ ॐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ જલાદિકં યજા૦ સ્વાહા ॥

## ॥ सप्तमी पूजा ॥

॥ દોહા ॥

ઐરાવણુ પર બેઠકે, વંદન કરને કાજ;
નેમિનાથ ભગવાનકો, આવત હૈ સુરરાજ ॥ ૧ ॥
ગગનાંગણુસેં ઊતરી, આયે ગઢ ગિરનાર;
ગજપદસે અગ દાબકે, નીર નીકાલે સાર ॥ ૨ ॥

સાકર કંકર સારખી, સિંધુ ન હોત બંધુર;
ઐસા ગજપદ કુંડકા, મધુર હે પાની પૂર ॥ ૩ ॥
તિસ જલસેં સુરપતિ ભરે, સ્વર્ણ રત્ન ભૃંગાર;
સ્નાત્ર સમય એકસો અરુ, આઠ પડે જલધાર ॥ ૪ ॥

॥ બુટી લાનેકા કેસા બહાના હુવા—યહ રાહ ॥

રાજુલ પોકારે નેમ, પશુ બહાના હુવા; સચ્ચ પૂછો તો સ્વામી ઠગાના હુવા ॥ રાજુલ૦ ॥ એ આંકણી ॥ કુંકુમ પત્રિ લિખાય, વરઘોડો ચઢાય; જાન જુગતે ચલાય, વાપસ જાના થા તો કયું આના હુવા ॥ રાજુલ૦ ॥ ૧ ॥ ચારૂ ચૌરી રચી, ધુમ ધામ મચી; બાત બનાઇ કચી, જાના ગિરનાર થા તો કયું લજાના હુવા ॥ રાજુલ૦ ॥ ૨ ॥ આંખે કજ્જલ અંજાય, ઠાઠ માઠ બનાય; ગાના ભાભીસેં ગવાય, જાના થા તો ગાના કયું ગવાના હુવા ॥ રાજુલ૦ ॥ ૩ ॥ આઠ ભવ રહે સાથ, પ્રિત પાળી પૂર્ણ નાથ; અબ મીલાકે હાથ, નવમે ભવ કયું ન નિભાના હુવા ॥ રાજુલ૦ ॥ ૪ ॥ રાજુલ કરે વિચાર, યહ કર્મોકી માર, મીટાઉંગી જાલ્હાર, હંસ સમા વિવેકકા પાના હુવા ॥ રાજુલ૦ ॥ ૫ ॥

॥ પુનમ ચાંદની આજ ખીલી રહી રે યહ રાહ ॥

પૂજા પૂજયકી પાપ સંહારણી રે, શ્રાવક કરે હિત ધરકે અપાર, નાગકેતુપરે કેવલજ્ઞાન કારણી રે ॥ એ આંકણી ॥

॥ સાખી ॥

ભાષ્યકાર ભગવાનકા, વચન કર પરમાણુ;

એકલ પ્રતિમા ભક્તજન, ભરાવે ગુણ ખાણુ.

ઋદ્ધિ દેખન પ્રભુકી, પ્રાતિહાર્ય ધારણી રે ॥ પૂજા૦ ॥૧॥

॥ સાખી ॥

દર્શન જ્ઞાન ચારિત્રકી, આરાધન કે કાજ;

તીનતીર્થી બનવાયકે, પૂજે શ્રી જિનરાજ.

જાણકે પૂજા રાજ્ય, લક્ષ્મીકી સહચારણી રે ॥ પૂજા૦ ॥ ૨ ॥

॥ સાખી ॥

કોઇક પંચ પરમેષ્ઠીકે, આરાધનકે નિમિત્ત;

પંચતીર્થી પ્રતિમા ભલી, બનવાવે સુવિનીત.

પૂજે ઉજમણે પધરાકે, દુઃખ નિવારણી રે ॥ પૂ૦જા ॥ ૩ ॥

॥ સાખી ॥

ભરત ક્ષેત્રકે ભક્તજન, ચોવિસ જિનકે સાર;

કલ્યાણક તપ કારણે, ઉજમણામેં ઉદાર.

સ્થાપે ચોવીશીકો, પુણ્ય પ્રવાહકી સારણી રે ॥ પૂજા૦ ॥૪॥

॥ સાખી ॥

મનુષ્ય લોકમેં વિચરતે, જિન લાભે એક કાલ;

એકસો સીતેરકી ભવિક, કરાવે ધરકે ખ્યાલ.

પ્રતિમા હંસપરેં, ભવસાગર પાર ઉતારણી રે ॥ પૂજા૦ ॥૫॥

॥ કાવ્યં ॥ કમલોદર૦ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી જલાદિકં યજામહે સ્વાહા ॥

## ॥ अष्टमी पूजा ॥

॥ દોહા ॥

કંચન જડિ જિસ બીચ હે, કંચનકી કરનાર;
અમૃતવેલ હોવે ઇહાં, મહિમા જાસ અપાર ॥૧॥
સંપદકા આલય સમા, ઉજ્જયંત સુખકંદ;
શાંતિનાથ સુત ચક્રધર, આવે હરવા ફંદ ॥ ૨ ॥
મન્મથ ઉન્માથક પ્રભુ, નમી શ્રી નેમિનાથ;
ચૈત્ય કરાવે અભિનવા, તરણેકો ભવ પાથ ॥ ૩ ॥

॥ મેં એકલી વનમેં તડકું, લજાયા મેરા બોલ બોલ બોલ, એ ચાલ ॥

લિયે સંયમ નેમિ સ્વામી, સંબંધ તોડ તોડ તોડ ॥ એ અંચલી ॥ શિવામાતા કહે સુણ નેમિ, તું હે મેરા બહુ પ્રેમી; વનમેં મત જા બન વેમી, મુજકો છોડ છોડ છોડ ॥ લિ૦ ॥ ૧ ॥ કહે નેમિ સુણ મા મેરી, દે આજ્ઞા કર ના દેરી; ટાલુ મેં ભવકી ફેરી, દીક્ષા જોડ જોડ જોડ ॥ લિ૦ ॥ ૨ ॥ આજ્ઞા લિની તવ આવે, લોકાંતિક સુર નિજ ભાવે; દીક્ષા અવસર કો જણાવે, પાપ ઘટ ફોડ ફોડ ફોડ ॥લિ૦॥ ૩॥ દિયે દાન વાર્ષિક સ્વામી, પ્રતિ પ્રભાતમેં ગુણધામી; સોનૈયા આઠ લાખ નામી, ઓર એક ક્રોડ ક્રોડ ક્રોડ ॥ લિ૦ ॥ ૪ ॥ દારિદ્ર રોગ નિવારી, ભવ્ય હંસતણી છાપકારી; લિયે દાન રિયાસત સારી, માન નિજ મોડ મોડ મોડ ॥લિ૦॥૫॥

॥ સોરઠ દાદરો ॥ દીન કે દયાલ નેમિનાથ સરન ચાહું, એ ચાલ ॥

અગ્રપૂજા અરહનકી, ભાષ્યસેં જણાવું ॥એ આંકણી ॥ શ્રાવક શ્રેણિક રાજા પરે, કરે સો દિખાવું; એક શત આઠ જવ, સોનેકે કરાવું ॥ અગ્ર૦ ॥ ૧ ॥ ચાર ગતિ ચૂરણ કાજ, સાથિયા બનાવું; રૂપા સોના કમલ શાલી, ચોખા ચાવલ લાવું ॥ અગ્ર૦ ॥ ૨ ॥ મંગલ કરણ મંગલ આઠ, પ્રેમસેં રચાવું; દર્શન જ્ઞાન ચારિત્ર રૂપ, પુંજ તીન ઠાવું ॥ ॥ અગ્ર૦ ॥ ૩ ॥ અસન પાન ખાદિમ સ્વાદિમ, નૈવેદ ચઢાવું; મલે તૃપ્તિ ઐસી પ્રભુ, મિટ જાય ખાવું ॥ અગ્ર૦ ॥ ૪ ॥ પીસતાં ચારોલી નારીએલ આદિ લાવું; ફલ પૂજા મુક્તાફલ, હંસકું ચુગાવું ॥અગ્ર૦॥૫॥ કાવ્યં॥કમલોદર૦॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પર૦ શ્રી૦ જલાદિકં યજામહે સ્વાહા ॥૧૪॥

## ॥ नवमी पूजा ॥

॥ દોહા ॥

શ્રી ઉપદેશતરંગિણી, ગ્રંથ તણે અનુસાર;
કલ્યાણક તિગ તિગ હુવે, જિન અનંત કે ધાર ॥૧॥
શ્રી નેમીશ્વર દેવકે, કલ્યાણક તિગ ખાસ;
હુવૈ વહાં કેશવ તીન, ચૈત્ય કરાવે તાસ ॥ ૨ ॥
સિદ્ધાચલકા સાર હે, પર્વત ગઢ ગિરનાર;
અસંખ્ય મુનિવરકો હુવા, કેવલનાણ પ્રચાર ॥ ૩ ॥

॥ રાગ બરવા-કહેરબા ॥ ધન્ય ધન્ય વો જગમેં નરનાર, એ ચાલ ॥

ધન્ય ધન્ય દેવ દેવી નર નાર, દીક્ષા દર્શન પાનેવાલે ॥ ધન્ય૦ (૨) ॥ આંકણી ॥ શ્રી નેમિનાથ મહારાજ, દીક્ષા અભિષેકકે કાજ; આવે ઈન્દ્ર ઈન્દ્રાણી સમાજ, દિવ્ય વાજિંત્ર બજાનેવાલે ॥ ધન્ય૦ ॥ ૧ ॥ કરવાકે સ્નાન શણગાર, ઉત્તરકુરા નામ ઉદાર; શિબિકા રત્નકી સુખકાર, બીચ પ્રભુકો પધરાનેવાલે ॥ ધન્ય૦ ॥ ૨ ॥ સુરનાથ ઔર નર નાથ, ઉઠાવે પાલખી સાથ; શક્રેંદ ઈશાન નિજ હાથ, ચાર ચામર ઉડાનેવાલે ॥ ધન્ય૦ ॥ ૩ ॥ ધરે છત્ર સનતકુમાર, માહેંદ્ર ખડગ ધરનાર; બ્રહ્મેંદ રત્નકા સાર, દિવ્ય દરપણ દિખલાને વાલે ॥ ધન્ય૦ ॥ ૪ ॥ લાંતક વાસવ કુંભ ધરે, મહાશુક્ર સ્વસ્તિક કરે, સહસ્રાર ધનુષ્ય અનુસરે, સ્વામી સેવાકો ઉઠાનેવાલે ॥ ધન્ય૦॥ શ્રીવત્સ પ્રાણતપતિ ધરી, નંદાવર્ત્ત આગે કરી; બારમા દેવલોકકા હરિ, આવે ભક્તિ દિખલાનેવાલે ॥ ધન્ય૦ ॥૬॥ ચમરેંદ્ર પ્રમુખ સબ ઇન્દ્ર, ધરે વિવિધ શસ્રકા વૃંદ; જય જીવ શિવાદેવી નંદ, ઐસી આશિષ પઢાનેવાલે ॥ ધન્ય૦ ॥ ૭ ॥ માત તાત બલદેવ વાસુદેવ, હજારો રાય કરે સેવ; સહસાવનમેં તતખેવ, આયે પ્રભુ પાપ હટાનેવાલે ॥ ધન્ય૦॥ ૮ ॥ હજાર રાયકે સંગ, પ્રભુ દીક્ષા લે ધરી રંગ; શ્રાવણ સુદિ છઠ દિન ચંગ, હંસ સમ તરકે તરાનેવાલે ॥ ધન્ય૦ ॥ ૯ ॥

॥ રાગ પીલુ–બરવા કહેરબા ॥ નાથ નિજ નગર દેખાડો રે–એ ચાલ ॥

નાથ સુરનાથકે સેવો રે, અનાથકે નાથ, જ્ઞાની નેમિનાથ, નાથ સુરનાથકે૦ ॥ એ આંકણી ॥ મહાનિશીથ સિદ્ધાંતમેં તીસરે, અધ્યયને ફરમાયા રે; પ્રભુ પૂજાસેં તીર્થ ઉન્નતિ, કરના બતાયા રે ॥ અનાથ૦ ॥ ૧ ॥ અરિહંતાણં ભગવંતાણં, પૂજા પાઠ પ્રત્યક્ષ રે; ધૂપ દીપ સત્કાર આદિ બહુ, ભેદ હે દક્ષ રે ॥ અનાથ૦ ॥ ૨ ॥ દીપતા દીપક પ્રતિદિન કરના, રત્નાદિકકા ખાસ રે; ફાનસમેં ધરકે પ્રભુ આગે, કરના ઉજ્જાસ રે ॥ અનાથ૦ ॥ ૩ ॥ જિનઘરમેં દીપક પૂજાસેં, નિજ હૃદયે પ્રગટાના રે; જ્ઞાન દીપક જિસસેં ઝટ નાસે, તમો વિતાના રે ॥ અનાથ૦ ॥ ૪ ॥ યત્ના પૂર્વક ધૂપસેં વાસિત, જિનાવાસકો કરના રે; હંસ સમ કીર્તિ કર્પૂરસેં, મહીતલ ભરના રે ॥ અનાથ૦ ॥ ૫ ॥

॥ કાવ્યં ॥ કમલોદર૦ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રી૦ જલાદિકં૦ યજામહે સ્વાહા ॥૭॥

## ॥ दशमो पूजा ॥

॥ દોહા ॥

શ્રી શત્રુંજય તીર્થકા, શિખર પાંચમા સાર;
દાયક પંચમ નાણકા, નાગ છ તાસ ઉદાર. ॥ ૧ ॥

હેમચંદ્ર ગુરુ મુખ સુણે, નરપતિ કુમારપાલ;
પ્રથમ નામ કૈલાસ હે, કટે કર્મ જંજાલ. ॥ ૨ ॥
ઉજ્જયંત દુસરા ભલા, આરેમેં જસ નામ;
રૈવત તિસરેમેં હુવા, જાણે લોક તમામ ॥ ૩ ॥
સ્વર્ણાચલ ચોથે ભયા, દુષમ આરે ગિરનાર;
નંદભદ્ર આરે છઠે, નામ જગત જયકાર ॥૪॥

**વરવા તથા પહાડી ॥ રસદી બુંદાં પરી ॥ અરચન સુંદર બના–ચાલ.**

શ્રી નેમિનાથભગવાન્, સુંદર સાધુ બને ॥ એ આંકણી ॥ જિસ દિન દીક્ષા લિની સ્વામી, ઉસ દિન મનઃપર્યવ જ્ઞાન પામી, વિચરે મહિતલમેં ગુણધામી, રાજીમતી ધરે ધ્યાન ॥ સુંદર૦ ॥ ૧ ॥ ભાવિત આત્મા હુવે અણગાર, સુર ગુરુ ગુણકા પાવે ન પાર; રાજીમતી કરે દીક્ષા વિચાર, દિન જાય વર્ષ સમાન ॥ સુંદર૦ ॥ ૨ ॥ શંખ સમાન નિરંજન શોભે, વાયુપરે પ્રતિબંધ ન થોભે; પડે નહિ લવલેશ ન લોભે, પ્રભુ સદ્ગુણકી ખાન ॥ સુંદર૦ ॥ ૩ ॥ ભારંડપરે પરમાદ રહિત હૈ, ઇંદ્રાદિક દેવોસેં મહિત હૈ; સિંહ જૈસા પરાક્રમ સહિત હૈ, ઘાતિ કર્મ કરે હાન ॥ સુંદર૦ ॥ ૪ ॥ વિહાર કર ચોપન દિન આયે, સહસા વનમેં સ્વામી સધાયે; હંસ સમ શુકલ ધ્યાન ધ્યાવે, હોગયા કેવલજ્ઞાન ॥ સુંદર૦ ॥ ૫ ॥

॥ ઉભો રહેને હો જીવડા, તું તો સાંભળ આગમ વેણુ એ ચાલ ॥

પૂજો પૂજો પ્રેમે પરમેશ્વર, નેમિનાથ ભગવાન્॥ પૂજો૦ ॥ એ આંકણી ॥ આસો માસ અમાવાસ્યા, કેવળજ્ઞાન કલ્યાણક; વેતસ વૃક્ષ તલે પ્રભુજીકો, હુવા સકલ ગુણ ખાણ ॥ પૂજો૦ પૂજો૦ ॥ ૧॥ સુણો સ્યાદ્વાદમંજરી, કરે સપર્યા સાર; સુરાસુર નિકાય નાયકો, હોકે બહુ હુંસીયાર. ॥ પૂજો૦ પૂજો૦ ॥ ૨॥ સુંદર ભક્તિભર નિર્ભરસેં, અષ્ટ મહા પ્રાતિહાર્ય; પૂજાકે ઉપચારસેં પ્રભુકા, કરે કલ્યાણક કાર્ય ॥ પૂજો૦ પૂજો૦ ॥ ૩॥ કંકેલિ છાયા કરે, ફુલ વૃષ્ટિ વહાં હોય; દિવ્ય ધ્વનિ ચામર ઉડે, આસન ભામંડલ જોય ॥ પૂજો૦ પૂજો૦ ॥ ૪॥ દેવ દુદુંભિ ગગને ગાજે, છત્ર ચાલે આકાશ; હંસ કહે પ્રભુ પૂજા સેં હોય, પાપ કર્મકા નાશ ॥ પૂજો૦ પૂજો૦ ॥ ૫ ॥ કાવ્યં ॥ કમલોદર૦ ॥

॥ મંત્ર ૐ હ્રીઁ શ્રીં પરમ૦ શ્રી૦ જલાદિકં૦ યજામહે સ્વાહા ॥

## ॥ एकादशी पूजा ॥

॥ દોહા ॥

કહા પ્રભાસ પુરાણમેં, વામનકે અવતાર;
જાકે રૈવત પરવતે, તપ કીના હરિસાર ॥ ૧ ॥
મહા ઘોર કલિ કાલમેં, કલિ કલ્ક કરે નાશ;
ક્રોડ યજ્ઞ ફલકો દિયે, નેમિનાથ જિન ખાસ ॥ ૨ ॥

મહા વદિ ચૌદશ દિને, જાગરણે ગુણ ગાય;
ઉજ્જયંત ગિરિ ઉપરે, હરિ નિર્મલ હો જાય. ॥૩॥
નારદ લિખિત રૈવતકા, સ્તોત્ર કલ્પ અનુસાર;
ભાવિ ચોવીશીકે સબી, તીર્થંકર સુખકાર. ॥ ૪ ॥
અનશન કરિ રૈવત ગિરિ, પાવેંગે નિર્વાણ;
નેમીશ્વરાદિક આઠકે, અતીત તિગ કલ્યાણ. ॥ ૫ ॥
સ્થાન અન્યમેં ભિ રહા, ધ્યાન ધરે ગિરનાર;
ચોથે ભવ શિવ સુખ લહે, પાવે ભવકા પાર. ॥ ૬ ॥

॥ રાગ શામ કલ્યાણ ॥

॥ પૂજો પ્રભુ કેવલજ્ઞાન આધારી પૂજો૦ ॥ યહ ચાલ ॥

પૂજે નેમિજિનકો ગોકુલ ગિરધારી, પૂજે૦ આંકણી ॥ રૈવત શૈલ પાલકને જાકે, દિની વધાઇ મુરારિ. ॥ પૂજે૦ ॥ ૧ ॥ સહસા વનમેં સમવસરે હૈ, નેમિ કેવલજ્ઞાન ધારી. ॥ પૂજે૦ ॥૨॥ સાડેબાર કોટિ રૂપૈયે, દાન દેવે કૈટભારિ. ॥ પૂજે૦ ॥૩॥ માત ભ્રાત દશાર્હકી સાથે, સજી સકલ અસ-વારી ॥ પૂજે૦ ॥ ૪ ॥ સોલ હજાર રાજા સંગ જાકે, રાજ્ય ચિહ્નકો નિવારી ॥ પૂજે૦ ॥૫॥ સમવસરણમેં ઉત્તર દર-વાજે, હોકે જાય કંસારિ ॥ પૂજે૦ ॥ ૬ ॥ પ્રદક્ષિણા દેઇ નમકે બેઠે, શક્ર પીછે દૈત્યારિ ॥ પૂજે૦ ॥૭॥ ઇંદ્ર ઉપેંદ્ર, જિનેન્દ્રકી સુંદર, સ્તુતિ કરે સુખકારી ॥ પૂજે૦॥૮॥ હંસ કહે ઇસ વિધિસેં પાવે, આતલ લક્ષ્મી અપારી ॥ પૂજે૦ ॥૯॥

દીક્ષાકેવલમોક્ષપર્વસુ મહાધસ્ત્રેષુ સંપૂજિતો,
ભવ્યાનાં વિદધાતુ સોંતિમજિનો ભદ્રાવલી સર્વદા ॥૧॥

॥ મંત્ર ॥ ૐ હ્રીઁ શ્રીઁ પરમપુરુષાય પરમેશ્વરાય, જન્મ જરામૃત્યુનિવારણાય, શ્રીમતે મહાવીરજિનેંદ્રાય, પરમેષ્ઠિને, જલં ચંદનં પુષ્પં ધૂપં દીપં અક્ષતં નૈવેદ્યં ફલં યજામહે સ્વાહા ॥

## ॥ द्वितीय जन्मकल्याणक पूजा ॥

॥ દોહા ॥

ભૂપ સ્વપ્ન પાઠક ભણી, પૂછે તેડી પ્રભાત ॥
સ્વપ્ન અર્થ સોહામણા, ભાખે તે ભલી ભાત ॥ ૧ ॥

॥ ઢાલ પહેલી ॥ રાગ કેરબો ॥
॥ ગોપીચંદ લડકા, વાદળ વરશે રે કંચન મહેલમેં—એ દેશી ॥

સિદ્ધારથ રાજા સ્વપ્ન મહિમા રે તુમે સાંભલો ॥ એ આંકણી ॥ જિનવર ચક્રી જનની નિરખે, ચૌદ સ્વપ્ન એ ચંગ ॥ વાસુદેવની પ્રસૂ વિલોકે, સાત સ્વપ્ન સુખ સંગ રે ॥ સિ૦ ॥૧॥ સ્વપ્ન ચાર બલદેવ સવિત્રી, દેખે શુભ અવદાત ॥ એક સ્વપ્ન અવલોકે ઉત્તમ, મંડલિકની માત રે ॥ સિ૦ ॥૨॥ વરેણ્ય લક્ષણ વિનીત વિચક્ષણ, ધીર વીર ગંભીર ॥ નિરુપમ જગદાનંદન નંદન, હોશે તુમ કુલ હીર રે ॥ સિ૦ ॥૩॥ રાજ્ય પતિ રાજાનો રાજા, ચક્રી ચારુ ચરિત્ર ॥ અથવા ત્રિભુવન માણક અરિહા, થાશે પુત્ર પવિત્ર રે ॥ સિદ્ધારથ રાજા૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

સ્વપ્ન અર્થ એ સાંભલી, મહીપતિ મન હરખાય ॥
જોષીને સંતોષિને, વિગતે કરે વિદાય ॥ ૧ ॥

ઇંદ્ર ધનદ આદેષથી, તિર્યગજુંભક તામ ॥
ભૂરિ કનક રત્ને ભરે, સિદ્ધારથ નૃપ ધામ ॥ ૨ ॥

ગુપ્ત થયા પ્રભુ ગર્ભમાં, જનની ભક્તિ નિમિત્ત ॥
ત્રિશલા શોક ધરે તદા, ચિંતે પ્રભુ નિજ ચિત્ત ॥ ૩ ॥

॥ ઢાળ બીજી ॥

॥ પામ્યો પામ્યો પદ્મણી નારી હો—એ દેશી ॥

ન્યારી ન્યારી નિતાંત નઠારી હો, ગતિ મોહ કરમની ન્યારી ॥ એ આંકણી ॥ કર્યું હતું મેં સુખ કરવાને, એ તો ઉલટું મુજ અંબાને, થયું અતિ દુખકારી હો ॥ ગતિ૦ ॥ ॥૧॥ જનની મન દુઃખ કારણ જાણી, અંગ હલાવ્યું અચરિજ આણી, અવધે એમ વિચારી હો ॥ ગતિ૦ ॥ ૨ ॥ સમજી ગર્ભ કુશલતા શાણી, રાણી ત્રિશલા હર્ષ ભરાણી, વિષમ વિકલ્પ વિસારી હો ॥ગતિ૦ ॥૩॥ જિન માણિક્ય અભિગ્રહ ધારે, માતપિતા જીવંતાં મ્હારે, થવું નહીં અણુગારી હો ॥ ગતિ મોહ કરમની ન્યારી ॥ ૪ ॥

॥ દોહા ॥

પૂરે દોહદ ભૂપતિ, સખી શિખામણ દેત ॥
વહતી ગર્ભ વિનોદથી, ત્રિશલાશાત સમેત ॥ ૧ ॥
ભૂમિ ધાન્ય ભરે ભરી, સદાગતિ સુખકાર ॥
શકુન સકલ જય સૂચવે, આશા તેજ ઉદાર ॥ ૨ ॥
રવિ મુખ ગ્રહ ઉત્તમ સવી, લલિત યોગ શુભ લગ્ન ॥
મંગલ માલ મહોત્સવે, જનપદ સંમદ મગ્ન ॥ ૩ ॥
ચૈત્ર શુકલ તેરસ નિશિ, ઉત્તરાફાલ્ગુની ચંદ ॥
જગજીવન જિન જનમિયા, પ્રગટ્યો પરમાનંદ ॥ ૪ ॥
વાગી દુંદભિ વ્યોમમાં, પ્રસર્યો ભુવન પ્રકાશ ॥
સુખ પામ્યા સહુ નારકી, ઉર્વી લહી ઉશ્વાસ ॥ ૫ ॥

॥ ઢાળ ત્રીજી ॥

॥ ભક્તિ નૌકામાં બેશીને અમે ભવ તરિયે—એ દેશી ॥

છપ્પન દિગ કુમરી આવીને, કરે નિજ કરણી ॥ નિજ કરણી રે, અનાદિ ભવ તરણી ॥ છપ્પન૦ ॥ એ આંકણી ॥ જિન જિનજનની નમી, જોજન ક્ષેત્રથી રે ॥ કચરો કાઢીને, કરતી શુદ્ધ ધરણી ॥ શુદ્ધ ધરણી રે, કરતી શુદ્ધ ધરણી રે ॥ છપ્પન૦ ॥ ૧ ॥ વારિ કુસુમ વરશે, મુકુર કલશાવલી રે, વીંજણ ચામરને, ધરતી દીપ સરણી ॥ દીપ સરણી રે, ધરતી દીપ સરણી ॥ છપ્પન૦ ॥ ૨ ॥ રંભા સદન રચી, સ્નપી શણગારતી રે ॥ રક્ષા પોટલી,

બાંધી મન હરણી ॥ મન હરણી રે, બાંધી મન હરણી ॥ છપ્પન૦ ॥ ૩ ॥ ત્રિભુવન માણક તમે, જિન ઘણું જીવજો રે ॥ આશીષ ઇમ આપે, વિભુ ગુણ વરણી ॥ ગુણ વરણી રે, વિભુ ગુણ વરણી॥ છપ્પનં દિગ કુમરી૦ ॥૪॥

॥ દોહા ॥

તાવિષપતિ આસન તદા, થર હર કંપિત થાય ॥
જાણે અવધિજ્ઞાનથી, જનમ્યા શ્રી જિનરાય ॥ ૧ ॥
સિંહાસન તજી શચીપતિ, સન્મુખ પગ સગ આઠ ॥
જઈ વંદે જિનરાજને, કરી શક્રસ્તવ પાઠ ॥ ૨ ॥
ત્રેશઠ શક્ર ગયા તદા, સુર સહ સુરગિરિ શૃંગ ॥
સ્વામિશરણ સોહમપતિ, આવે અધિક ઉમંગ ॥ ૩ ॥

॥ ઢાળ ચોથી ॥

॥ રામ નામ રસ પીજે, પ્યાલા પીજે રે—એ દેશી ॥

આપ્ત ધામ હરી આવે, હરખે આવે રે આવે રે આવે બહુ ભાવે ॥ એ આંકણી ॥ જનનીને વંદી મન આનંદી, પ્રભુપદ પદ્મ વધાવે રે વધાવે રે વધાવે બહુ ભાવે ॥આપ્ત૦॥ માડીને ગાઢી નિંદ પમાડી, પ્રતિબિંબ પાસે ઠાવે રે ઠાવે રે ઠાવે બહુ ભાવે ॥ આ૦ ॥ ૧ ॥ સુરગિરિ શૃંગે પ્રભુને રંગે, પંચરૂપ કરી લાવે રે લાવે રે લાવે બહુ ભાવે ॥ આ૦ ॥ ઉલટ વિશેષે આસન બેસે, પ્રભુને અંક ધરાવે રે ધરાવે રે

ધરાવે બહુ ભાવે ાા આ૦ ાા૨ાા તવ સુર વૃંદા ચોસઠ ઇંદા, સર્વ સમુદિત થાવે રે થાવે રે થાવે બહુ ભાવે ાા આ૦ ાા શાસ્ત્ર પ્રમાણી સ્નાત્ર પૂજાની, શુભ સામગ્રી મિલાવે રે મિલાવે રે મિલાવે બહુ ભાવે ાાઆ૦ાા૩ાા જિન મુખ નિરખે હૈડે હરખે, નિરુપમ સુખ રસ પાવે રે પાવે રે પાવે બહુ ભાવે ાા આ૦ ાા હરિહર મલિયા ભકતે હલિયા, જિન માણુક ગુણ ગાવે રે ગાવે રે ગાવે બહુ ભાવે ાા આપ્ત ધામ હરિ આવે૦ ાા ૪ ાા

ાા દોહા ાા

ક્ષીરોદધિ દ્રહ કુંડનાં, માગધને વરદામ ાા
લલિત તીર્થ જલ લાવતા, ઔષધિ ફલ અભિરામ ાા૧ાા
તીરથ મૃત્તિકા તથા, ચંદન સુમનસ ચંગ ાા
સરસ ધૂપ ચૂરણ શુચિ, આણે અતિ ઉછરંગ ાા ૨ ાા
દર્પણ ચામર દીપતાં, છત્ર કલશ શ્રીકાર ાા
સામગ્રી સવી સ્નાત્રની, કરતા સુર તૈયાર ાા ૩ ાા

ાા ઢાળ પાંચમી ાા રાગ કાફી ાા

ાા ચિત્ત તુમે કરો ભવિક જન, મણિ તંદુલ ઉદ્ધાર—એ દેશી ાા

સુરપતિ કરે મેરુ પર, જિન જન્માભિષેક ાા એ આંકણી ાા આઠ જાતિના કલશ અનોપમ, આઠ સહસ પ્રત્યેક ાા ક્ષીર નીર ભરી જિનપર ઢાલે, ઇમ અઢીસેં અભિષેક ાા સુર૦ ાા ૧ ાા અચ્યુતાદિક હરિ સામાનિક, લોક-

પાલ મુખ લેખ ॥ ઇંદ્રાણી આનંદ ભરાણી, ન્હવણ કરે ધરી ટેક ॥ સુર૦ ॥ ૨ ॥ ચંદન ચરચી કુસુમે અરચી, ધરી આભરણ અનેક ॥ સ્તવન નમન કરી જઇ જિન જનની, સમીપ ઠવે સુવિવેક ॥ સુર૦ ॥ ૩ ॥ નિદ્રા હરી ધરી અંગુલ અમૃત, વરશી ધન અતિરેક ॥ નંદીશ્વર જિનમાણક મહિમા, કરતા સુરવર છેક ॥ સુર૦ ॥ ૪ ॥
॥ કાવ્યં ॥ ગર્ભસ્થોપિ ચ યઃ ॥

મંત્રઃ-ૐ હ્રીં શ્રીં પરમ૦ શ્રો૦ જલં યજા૦ સ્વાહા ॥

## ॥ तृतीय दीक्षाकल्याणकपूजा ॥

॥ દોહા ॥

સવારમાં સિદ્ધારથે, છોડયા બંદિ સમસ્ત ॥
સસ્તી કરી વસ્તુ સવી, શણગાર્યું પુર શસ્ત ॥ ૧ ॥
બાંધ્યાં તોરણ બારણે, સ્વસ્તિક પૂર્યા સાર ॥
સુમનસ ધૂપ સુગંધતા, નૃત્યાદિક મનોહાર ॥ ૨ ॥
કરજ રહિત રઇયત કરી, આપ્યાં દાન અપાર ॥
ઓચ્છવ રંગ વધામણાં, જિન પૂજા જયકાર ॥ ૩ ॥
વાજાં વર વજડાવિયાં, ગવરાવ્યાં શુભ ગીત ॥
સ્થિતિ પતિતા ઓચ્છવ કર્યો, રૂડી કુલવટ રીત ॥૪॥
જ્ઞાતિ જમાડી જુક્તિશું, દેઇ સ્વજન સનમાન ॥
નામ ઠવ્યું નંદનતણું, વર્દ્ધમાન ગુણવાન ॥ ૫ ॥

હરિ લાંછન કાંચન તનુ, અમૃત પાન કરંત ॥
દ્વિતીયા ચંદ્ર પરે વિભુ, દિન દિન વૃદ્ધિ લહંત ॥ ૬ ॥

॥ ઢાળ પહેલી ॥ રાગ ભૈરવી ॥

॥ એ જમવા અભિલાષ, સરસ મહી, એ જમવા અભિલાષ—એ દેશી ॥

વર્દ્ધમાન ભગવાન, ભુવનમણિ, વર્દ્ધમાન ભગવાન ॥ એ આંકણી ॥ મનહર સ્ફુર્તિ મંગલ મૂર્તિ, નૂતન રૂપ નિધાન ॥ભુવન૦॥ શારદ શશિ સમ વદન મનોરમ, અધર વિદુર ઉપમાન ॥ ભુવન૦ ॥૧॥ ઘુંઘરવાલા કુંતલ કાલા, દંત તતિ સિત વાન ॥ ભુવન૦ ॥ શ્વાસ સંબંધી સમીર સુગંધી, પરપદ કમલ સમાન ॥ ભુવન૦ ॥ ૨ ॥ ગજગતિ ગામી અમલ અનામી, પુદ્ગલ પ્રબલ પ્રધાન ॥ ભુવન૦ ॥ સહસ અષ્ટોત્તર લક્ષણ સુંદર, મતિ શ્રુત અવધિ માન ॥ ॥ ભુવન૦ ॥૩॥ પૂરણ પ્રતાપી મધુરાલાપી, વિદિત સકલ વિજ્ઞાન ॥ ભુવન૦ ॥ નિખિલાનંદન ત્રિશલાનંદન, ગુણ ગણ માણક ખાણ ॥ ભુવનમણિ, વર્દ્ધમાન ભગવાન ॥૪॥

॥ દોહા ॥

ક્રીડા કરે પ્રભુ એકદા, લઘુ વય બાલક લ્હાર ॥
વાસવ તવ બલ વર્ણવે, મરુત સભા મોઝાર ॥ ૧ ॥

॥ ઢાળ બીજી ॥ રાગ ભૈરવ ॥

॥ હો ન દિલારામ તો ક્યા દિલકા આરામ—એ દેશી ॥

નાથ લઘુ બાલ તોએ શક્તિ વિશાલ, શક્તિ વિશાલ ॥

વર્દ્ધમાન સુકુમાલ, નાથ લઘુબાલ તોએ શક્તિ વિશાલ ॥ લાખો જો લેખ મલી બીવડાવે લ્હારે, ભય મનમાં ન ધારે લગારે લગારે ॥ તોએ શક્તિ વિશાલ ॥ નાથ લઘુ બાલ તોએ શક્તિ વિશાલ ॥ એ આંકણી ॥

॥ સાખી ॥

મિથ્યાદૃષ્ટિ મત્સરી, અમર એક તવ આય ॥
થુલ ભયંકર અહિ થઇ, વૃક્ષ ઉપર વિંટાય ॥
ભય મનમાં ન ધારે લગારે લગારે ॥ તોએ શક્તિ વિશાલ ॥ નાથ૦ ॥ શક્તિ૦ ॥ લાખો૦ ॥ ૧ ॥

॥ સાખી ॥

દીર્ઘપૃષ્ઠને દેખતાં, બ્હીને નાઠા બાલ ॥
પકડી નિજ હાથે પ્રભુ, કરે દૂર તત્કાલ ॥
ભય મનમાં ન ધારે લગારે લગારે ॥ તોએ શક્તિ વિશાલ ॥ નાથ૦ ॥ શક્તિ૦ ॥ લાખો૦ ॥ ૨ ॥

॥ સાખી ॥

ધૃષ્ટપણે સુર તે ધરે, સાત તાલનું રૂપ ॥
પ્રકૃષ્ટ મુષ્ટિ પ્રહારથી, વાલે વિષ્ટપ ભૂપ ॥
ભય મનમાં ન ધારે લગારે લગારે ॥ તોએ શક્તિ વિશાલ ॥ નાથ૦ ॥ શક્તિ૦ લાખો૦ ॥ ૩ ॥

॥ સાખી ॥

સુર ગયો જિન માણિકયને, ખામી નામી શિર ॥
તુષ્ટ ચિત્ત મઘવા તદા, નામ ધરે મહાવીર ॥

ભય મનમાં ન ધારે લગારે લગારે ॥ તોએ શક્તિ વિશાલ ॥ નાથ૦ ॥ શક્તિ૦ ॥ લાખો૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

આઠ વર્ષની ઉમ્મરે, માત પિતા મનોહાર ॥
નિશાળે જગ નાથને, આણે હર્ષ અપાર ॥ ૧ ॥
સંશય પંડિતના સવી, ટાલે ત્યાં જગ તાત ॥
જૈનેંદ્ર વ્યાકરણ વર, તદા થયું વિખ્યાત ॥ ૨ ॥
પિતૃવ્ય નામ સુપાર્શ્વ છે, નંદિવર્દ્ધન ભ્રાત ॥
ભગિની તાસ સુદર્શના, પાવન જગ પ્રખ્યાત ॥ ૩ ॥
વરી યસોદા યૌવને, સુખ વિલસે સંસાર ॥
અઠાવીશ વરસે ગયાં, માત પિતા દ્યુ મઝાર ॥ ૪ ॥
માગે સંજમ અનુમતિ, પ્રભુ નિજ બાંધવ પાસ ॥
પ્રત્યુત્તર આપે તદા, નંદીવર્ધન ખાસ ॥ ૫ ॥

॥ ઢાળ ત્રીજી ॥ રાગ કાલિંગડો ॥
॥ બીક લાગે ભાઇ બાપુ પાસે જાતાં મુજને રે—એ દેશી ॥

હાલ નહીં ભાઇ આપું વ્રતની સંમતિ તુજને રે ॥ માત પિતાનો વિરહ વહ્નિ દહે છે મુજને રે ॥ હાલ૦ ॥

॥ એ આંકણી ॥ ભાઇ વાત રખે એ ભાખે, પીડા પામું તુજ પાખે ॥ ક્ષત ઉપર ખાર શું નાખે, વલ્લભ તુજ વિજોગ કેમ ખમાય મુજને રે ॥ હાલ૦ ॥ ૧ ॥ મહાવીર કહે પિઅ માઈ, ભાર્યા સુત ભગિની ભાઈ ॥ થઇ સર્વ અનંત સગાઇ ॥ જગતમાં કયાં કયાં પ્રતિબંધ કરવો જીવને રે ॥ હાલ૦ ॥ ૨ ॥ નંદિ કહે મોહ નઠારો, પણ પ્રાણથકી તું પ્યારો ॥ વેઠાય વિરહ નહીં તારો, તેથી રજા બે વર્ષ પછી હું આપીશ તુજને રે ॥ હાલ૦ ॥૩॥ જિન માણુક જલ્પે વારુ, હો વચન પ્રમાણ તમારું ॥ પણ આરંભ કોઈ મુજ સારુ કરશો નહી હું રહીશ ફાસુ આહાર ગ્રહણે રે ॥ હાલ નહી ભાઈ આપું વ્રતની૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

પ્રાસુક આહારી રહ્યા, બ્રહ્મચારી બે વાસ ॥
તીશ વર્ષ જગ તાતજી, વસ્યા એમ ઘર વાસ ॥ ૧ ॥
અવલોકે અવધે વિભુ, સંજમ અવસર જામ ॥
નવ લોકાંતિક નિર્જરા, વિનવે આવી તામ ॥૨॥

॥ ઢાળ ચોથી ॥ રાગ કલ્યાણક ॥
॥ અબ મોહે તારો વાસુપૂજ્ય—એ દેશી ॥

અબ તુમે થાપો ધર્મ તીર્થ ॥ સ્વામી હો મોક્ષ ગામી, અબ તુમે થાપો ધર્મ તીર્થ ॥ એ આંકણી ॥ હે અરિ-

ગંજન અરિહંત, બોધિ દાયક બલવંત, શિવ મારગ દર્શક સંત ॥ શિવ મારગ દર્શક સંત રે તુમે થાપો ધર્મ તીર્થ ॥ અબ તુમે થાપો ધર્મ તીર્થ ॥ ૧ ॥

॥ સાખી ॥

જય જય જગદાનંદ જિન, જય જય ભદ્ર ભદંત ॥
જય જય ક્ષત્રિય વર વૃષભ, ભયભંજન ભગવંત ॥
સ્વામી હો મોક્ષ ગામી ॥ અબ તુમે થાપો૦ ॥ ૨ ॥

॥ સાખી ॥

નિરૂપમ ગુણ મણિ નીરધિ, નિખિલ નીતિ નિષ્ણાત ॥
બૂઝ બૂઝ બુદ્ધિ નિધિ, તારણ ત્રિભુવન તાત ॥
સ્વામી હો મોક્ષ ગામી ॥ અબ તુમે થાપો૦ ॥૩॥

કલ્યાણ શ્રેણિ કરનાર, દિવ્યામૃત સુખ દાતાર ॥
સૂરિમાણુક જગમાં સાર ॥ સૂરિમાણુક જગમાં સાર રે ॥
તુમે થાપો ધર્મ તીર્થ ॥ અબ તુમે થાપો૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

વરશી દાન દિયે વિભુ, દુઃખ દારિદ્ર નિવાર ॥
કનક રજત મણિ હરિ કરિ, વસ્તુ વિવિધ પ્રકાર ॥૧॥
દિન દિન સોનૈયા દિયે, એક કોડી અડ લક્ષ ॥
નિર્જર પતિ નિર્દેશથી, દેવ પૂરે ધન દક્ષ ॥૨॥

ત્રણસેં અઠ્યાશી કોડિયો, એંશી લાખ દિનાર ॥
સર્વ દાન સંવત્સરે, આપે જગદાધાર ॥ ૩ ॥
દાન પ્રભુ હાથે ગ્રહે, ભવ્ય તેહ નર નાર ॥
રોગ મટે ષટ્ માસનો, હોય વર્ષ નહીં બાર ॥૪॥
નંદિવર્દ્ધનની હવે, સંમતિ પામી સાર ॥
છઠ કરી સજ્જ થયા પ્રભુ, લેવા સંજમ ભાર ॥૫॥

॥ ઢાલ પાંચમી ॥

॥ પુનમ ચાંદની ખીલી પૂરી અહીં રે ॥ એ દેશી ॥

દીક્ષા અવસર જાણી કોડાકોડી દેવતા રે, ઇન્દ્રિમ ચોસઠ ભાવે આવે જિન દરબાર ॥ વંદો વંદો પરમ વિરાગી ત્યાગી વીરને રે ॥ એ આંકણી ॥

॥ સાખી ॥

કંચન મણિ કલશા કરી, તીર્થોદક ભરી તાર ॥
ન્હવરાવી જગનાથને, પહેરાવી શણગાર ॥
શોભિત ચંદ્રપ્રભા શિબિકામાં રત્ન સિંહાસને રે, પધરાવી નર પૂર્વક વહતા સુર ધરી પ્યાર ॥ વંદો વંદો. ॥ ૧ ॥

॥ સાખી ॥

કુસુમ વૃષ્ટિ સુર વર કરે, બોલે મંગલ માલ ॥
શક્ર ઇશાન ચામર ધરે, વાજિંત્ર નાદ વિશાલ ॥
ગોરી ગાવે ભાવે સાચે નાચે અપચ્છરા રે, સુંદર મંગલ હય ગય રથ નર ધ્વજ શ્રીકાર ॥ વંદો વંદો૦ ॥૨॥

॥ સાખી ॥

પ્રેમે પ્રભુ પદપદ્મને, નમે બહુ નર નાર ॥
કહે સ્વજન હણી કર્મને, શિવસુખ વરજો સાર ॥
આવી આડંબરથી જ્ઞાતખંડ ઉદ્યાનમાં રે, અશોક તલે તજી ભૂષણુ લોચ કરે નિરધાર ॥ વંદો વંદો૦ ॥૩॥

॥ સાખી ॥

સહવદ દશમી ઉત્તરા, જગ માણુક જિનરાય ॥
સિદ્ધ નમી વ્રત ઉચરે, મન પર્યવ તવ થાય ॥
થાપી દેવાધીશ્વર દેવદૂષ્ય પ્રભુ ખંધલે રે, નમો નાથાય કહી નંદીશ્વર જાય ઉદાર ॥ વંદો વંદો પરમ વિરાગી ત્યાગી વીરને રે૦ ॥ ૪ ॥ કાવ્યં ॥ ગર્ભસ્થોપિચ૦ ॥

॥ મંત્રઃ ॥ ઓઁ હ્રીઁ શ્રીઁ ૫૦ શ્રીમતે૦ નાથાય જલં૦ યજામહે સ્વાહા ॥

## ॥ चतुर्थ केवलज्ञानकल्याणकपूजा ॥

॥ દોહા ॥

બંધુ વર્ગને જિન હવે, પૂછી કરે વિહાર ॥
સહતા સવી ઉપસર્ગને, વહતા સંજમ ભાર ॥ ૧ ॥
દોય ઘડી દિવસ છતે, કુમાર નામે ગામ ॥
તે દિન જઈ કાઉસગ રહ્યા, રાતે આતમરામ ॥ ૨ ॥

કોપે ગોપ તિહાં કને, જિનને મારણ જાણ ॥
ગોપતિ જાણી ગોપને, આપે શિક્ષા આય ॥ ૩ ॥
હવે તિહાં જિનને હરિ, કરતો સેવા કોડ ॥
વિનય ધરીને વિનવે, જુગતે બે કર જોડ ॥ ૪ ॥

॥ ઢાળ પહેલી ॥

॥ પ્રભુ અર્જ સુણી અહીં આવો, મંજારી બાલ બચાવો ॥ એ દેશી ॥

આ અર્જ પ્રભુ અવધારો, તુમ પાસે રાખી તારો ॥ ॥ એ આંકણી ॥ ઉપસર્ગ છે ઘણા આપને, નાથ કહું શિર નામી ॥ બાર વર્ષ વૈયાવચ બાબત, સાથે રહું હું સ્વામી ॥ આ૦ ॥ ૧ ॥ નાથ કહે કદી થયું નથી એ, થશે નહિ નવ થાવે ॥ શક્રાદિકની સહાય થકી જે, અરિહા જ્ઞાન ઉપાવે ॥ હે ઇંદ્ર થશે જે ભાવી, રીત અનાદિ આવી ॥૨॥ સર્વ જિનેશ્વર કેવળ સંપદ, નિજ શકતે નિપજાવે ॥ તે મારે ઉપસર્ગ થશે તે, સહીશ સમતા ભાવે ॥ હે ઇંદ્ર૦ ॥ ॥ ૩ ॥ હરવા તવ મરણાંત કષ્ટને, સિદ્ધારથને ઠાવે ॥ પ્રેમે જિન માણુક પદ પ્રણમી, સુરપતિ સ્વર્ગે જાવે ॥ આ અર્જ પ્રભુ અવધારો૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

બહુલ બ્રાહ્મણને ગૃહે, પરમાન્ને જિનરાય ॥
પ્રથમ કરે તપ પારણું, પંચ દિવ્ય પ્રગટાય ॥ ૧ ॥

ચેલોત્ક્ષેપ સુગંધ જલ, વૃષ્ટિ દુંદુભિ શબ્દ ॥
અહો દાન ઉદ્‍ઘોષણા, થાય કનકનો અબ્દ ॥ ૨ ॥
વિચરંતા વસુધા વિશે, ધરતા ઉત્તમ ધ્યાન ॥
એક દિવસ દ્વિજ આવિને, વિનવે શ્રી ભગવાન ॥૩॥

॥ ઢાળ બીજી ॥

॥ શું કહું કથની મ્હારી રાજ, શું કહું કથની મ્હારી ॥ એ દેશી ॥

શું કહું દુઃખ હું મ્હારું રાજ, શું કહું દુઃખ હું મ્હારું ॥ હવે શરણ છે એક તમારું રાજ, શું કહું દુઃખ હું મ્હારું ॥ એ આંકણી ॥ જગજીવન તુમે વરશ્યા જ્યારે, વરશીદાન વસુ વારે ॥ તાત હતો નહીં હું અહીં ત્યારે, નિર્ભાગી અતિ ભારે ॥ રાજ૦ ॥ ૧ ॥ રાત દિવસ ધન કારણ રડિયો, જયાં ત્યાં અતિ આથડિયો ॥ તો પણ રંચ ન ધન સાંપડિયો, નિવિડ વિઘન ઘન નડિયો ॥ રાજ૦ ॥૨॥ પુણ્યે તુમ પદપંકજ પામી, આજે અંતરજામી ॥ નિરાશ્રય નિર્ધન શિર નામી, શરણ પડયો છું સ્વામી ॥રાજ૦॥ ॥ ૩ ॥ દીનદયાલ દયા દિલ ધારી, દારિદ્ર દુઃખ વિદારી ॥ સુખી કરો મ્હને જગ સુખકારી, જિન માણુક જયકારી ॥ રાજ શું કહું દુઃખ હું મ્હારૂં ॥ ૪ ॥

॥ દોહા ॥

દીન વચન સુણી એહવાં, પ્રભુજી પરમ કૃપાલ ॥
દેવદૂષ્ય અડધું દિયે, બ્રાહ્મણને તત્કાલ ॥ ૧ ॥

અતિ ઉદાર અરિહંતનું, અર્દ્ધ વસ્ત્રનું દાન ॥
વસ્ત્ર પાત્રમાં સૂચવે, મૂર્છા નિજ સંતાન ॥ ૨ ॥
અર્ધ કંટક વળગી પડયું, જિન હરિ દષ્ટે જોય ॥
કેઈક મમતાથી કહે, કિયાં પડયું ઈમ કોય ॥ ૩ ॥
વસ્ત્ર પાત્ર નિજ સંતતિ, દુર્લભ સુલભ નિહાલ ॥
કંટક પટ લગને થશે, શાસન કંટક જાલ ॥ ૪ ॥
નિર્લોભી પ્રભુ નવ લિયે, તે વાડવ લઈ જાય ॥
વર્ષાધિક ઈમ વીરજી, ચીવરધર કહેવાય ॥ ૫ ॥
સાઢાબાર વરસ લગે, સહતા પરિષહ ઘોર ॥
ઘોર અભિગ્રહ ધારતા, હણવા કર્મ કઠોર ॥ ૬ ॥

॥ ઢાલ ત્રીજી ॥ રાગ બરવો ॥ તાલ કેરબો ॥
॥ મજા દેતે હૈ ક્યા યાર, તેરે બાલ ઘુંઘરવાલે ॥ એ દેશી ॥

ધન ધન વર્દ્ધમાન વડવીર, વિચરે ઉર્વિતલ ઉપગારી ॥ સુર નર તિરિ ઉપસર્ગ સુધીર, સમ્યગ સહતા સમતા ધારી ॥ એ આંકણી ॥ શૂલપાણિ ને કૌશિક વ્યાલ, ગુણ-હીણ ગોશાલો ગોવાલ ॥ વ્યંતરી કટપૂતના વિકરાલ, કરે પરિષહ પ્રભુને દુઃખકારી ॥ ધન૦ ॥ ૧ ॥ કપટી કુટિલ હૃદયનો ક્રૂર, સંતાપે બહુ સંગમ સુર ॥ પ્રભુજી પામ્યા દુઃખ ભરપૂર, રહ્યા ષટ્ માસી નિરાહારી ॥ ધન૦ ॥ ૨ ॥ ગોપે ખીલા ઠોકયા કાન, મૂકી ખેંચે રાડ મહાન ॥ થયું

અતિ ભૈરવ તવ ઉધાન, ફાટી પર્વત શિલા ભારી ॥ ધન૦ ॥ ૩ ॥ ઉધર્યા અપરાધી અસુમંત, શ્રી જિનમાણુક કરુ-ણાવંત ॥ મૂઠી બાકુલ લેઈ મંહત, તાતજી ચંદનબાલા તારી ॥ ધન ધન વર્દ્ધમાન ભડ વીર૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

કર્યો એક ષટ્ માસી તપ, પંચ દિવસ ઉણુ એક ॥
નવ ચોમાસી તપ કર્યા, ત્રણ માસી બે ટેક ॥ ૧ ॥
દોઢ માસી અઢી માસિયા, બે બે ષટ્ બે માસ ॥
દ્વાદશ માસખમણુ કર્યા, બ્હોતેર કીધાં પાસ ॥ ૨ ॥
બાર અઠમ વલી છઠ કર્યા, બસ્સેં ઓગણુત્રીશ ॥
ભદ્રાદિક પ્રતિમા ધરી, દિન દુગ ચઉ દશ ઈશ ॥ ૩ ॥
નિર્જન તપ સવી પારણાં, ત્રણુસેં ઓગણુપચાસ ॥
કાલ સમસ્ત પ્રમાદનો, અંતર્મુહૂર્ત્ત જાસ ॥ ૪ ॥
એ રીતે તપ આચરી, સમતા સાધન સાથ ॥
કિલષ્ટ કર્મ દલ ક્ષય કરે, જ્ઞાતપુત્ર જગનાથ ॥ ૫ ॥

॥ ઢાલ ચોથી ॥ રાગ સોહુની ॥ કવાલી ॥
॥ રાજા મેરા કિથેની ગયા ॥ એ દેશી ॥

વીર જિણુંદ જયકારા જયકારા, ભવિજન પૂજો ભાવશું ॥ એ આંકણી ॥ માયા કાયા મમતા મારી, શમ દમ સંજમ ધરમ સ્વીકારી ॥ અવલ બન્યા અણુગારા

અણગારા ॥ ભવિ૦ ॥ સમિતિ ગુપ્તિ શોભિત સોભાગી, નિરુપલેપ નિસ્નેહ નીરાગી ॥ પ્રતિબંધ ચઉ તજનારા ॥ ॥ ભવિ૦ ॥ ૧ ॥ પરમ જ્ઞાન દર્શન વ્રત ધારી, પરમાલય પ્રભુ પરમ વિહારી ॥ વીર્ય પરમ વરનારા વરનારા ॥ ભવિ૦ ॥ અજ્જવ મદ્દવ લાઘવ પુષ્ટિ, શાંતિ મુક્તિ ગુપ્તિ તુષ્ટિ ॥ સત્ય પરમ સેવનારા સેવનારા ॥ ભવિ૦ ॥૨॥ નિંદ શયન જાગરણ નિવારી ઉજ્જાગરણ દશા અવધારી ॥ ધ્યાન શુકલ ધરનારા ધરનારા ॥ ભવિ૦ ॥ શક્તિ અપૂરવ યોગે સ્વામી, ક્ષપકશ્રેણિ ચઢી આતમ રામી ॥ ઘાતી કરમ હણનારા હણનારા ॥ ભવિ૦ ॥ ૩ ॥ માધવ સુદિ દશમી મનોહારી, ચંદ્ર ઉત્તરા ફાલ્ગુની ચારી ॥ વિજય મુહૂર્ત્ત શુભકારા શુભકારા ॥ ભવિ૦ ॥ સાલ તરુ તલે છઠ તપ શાલી, વરિયા કેવલ શ્રી રૂપાલી ॥ સૂરિમાણક પ્રભુ પ્યારા પ્રભુ પ્યારા ॥ ભવિજન પૂજો ભાવશું ॥ વીર જિણંદ જયકારા જયકારા૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

સર્વવેદી જિન કેવલી, હવે થયા અરહંત ॥
જાણે જીવાજીવના, ભાવ સકલ ભગવંત ॥ ૧ ॥
પ્રથમ સમવસરણે પ્રભુ, જિમ સ્થલપર જલધાર ॥
દીધી ક્ષણભર દેશના, નિષ્ફલ ગઈ નિરધાર ॥ ૨ ॥

નયરી અપાપા આવિયા, વન મહસેન વિશાલ ॥
સમવસરણુ સુરવર રચે, ત્રણુ ગઢ ઝાકઝમાલ ॥ ૩ ॥
દરેક ગઢ ચઉ દ્વાર છે, દેવ દેવી રખવાલ ॥
છત્ર ધ્વજ શ્રીકાર છે, મણિમય તોરણુ માલ ॥ ૪ ॥
શાલિભંજિકા શોભતી, ધૂપ ધાણાં ઝલકાર ॥
પ્રતિદ્વાર વર વાપિકા, કંચન કમલ ઉદાર ॥ ૫ ॥
કંચન વપ્ર વિશે કરે, દેવછંદ ઇશાન ॥
દ્વાર દ્વાર અતિ દીપતાં, વીશ સહસ સોપાન ॥ ૬ ॥
રત્ન ગઢે દ્વાદશ સભા, કનક ગઢે તિર્યંચ ॥
રૌપ્ય ગઢે વાહન રહે, વૈર વિરોધ ન રંચ ॥ ૭ ॥

॥ ઢાલ પાંચમી ॥

॥ શું નટવર વસંત થૈ થૈ નાચી રહ્યો ॥ એ દેશી ॥

જિનરાજ વર્દ્ધમાન બ્રહ્મ વ્યાપી રહ્યો, વ્યાપી રહ્યો સુપ્રલાપી રહ્યો ॥ જિન૦ ॥ સાખી ॥ પુષ્પ વૃષ્ટિ દિવ્ય ધ્વનિ, ભામંડલ ઝલકાર ॥ શિર પર છત્ર ચમર ઢલે, દુંદુભિ નાદ રસાલ, અનુપમ ઓપત વિટપી અશોકથી, ભવિક લોક શોક કાપી રહ્યો, કાપી રહ્યો સુપ્રલાપી રહ્યો ॥ ॥ જિન૦ ॥ ૧ ॥ સાખી ॥ શોભિત રત્ન સિંહાસને, બેઠા શ્રી જિનચંદ ॥ પદ પંકજ પ્રેમે કરી, સેવે સુર નર ઇંદ ॥ મધુર સ્વરે વર માલકોશ રાગમાં, અમૃત દેશના

આપી રહ્યો, આપી રહ્યો સુપ્રલાપી રહ્યો ॥ જિન૦ ॥૨॥ સાખી ॥ સ્યાદ્વાદ રસ કૂપિકા, નય ગમ ભંગ નિધાન ॥ વાણી યોજન ગામિની, વરશી શ્રી ભગવાન ॥ ગણધર પદવી સાથ ગુણ સેવધિ, સંઘ ચતુર્વિધ સ્થાપી રહ્યો સ્થાપી રહ્યો સુપ્રલાંપી રહ્યો ॥ જિન૦ ॥ ૩ ॥ સાખી ॥ જ્ઞાન મહોત્સવ સુર કરે, વરત્યો જય જયકાર ॥ દેવછંદ બિરાજતા, જિનવર જગદાધાર ॥ સૂરિ માણુક મહાવીર પદ સેવતાં, સમકિત બીજ શુભ વાપી રહ્યો વાપી રહ્યો, ભવ માપી રહ્યો ॥ જિન વર્દ્ધમાન બ્રહ્મ વ્યાપી રહ્યો ॥ ૪ ॥

॥ કાવ્યં ॥ ગર્ભસ્થોપિ ચ૦ ॥

॥ મંત્રઃ ॥ ૐ હ્રીઁ શ્રીઁ પ૦ શ્રી૦ સર્વજ્ઞાય જલં યજામહે સ્વાહા ॥

## ॥ पंचम निर्वाणकल्याणकपूजा ॥

॥ દોહા ॥

એકાદશ ગણધર થયા, સાધુ ચૌદ હજાર ॥
છત્રીશ સહસ સુસાધવી, ચરણ કરણ વ્રતધાર ॥ ૧ ॥
દોઢ લાખ નવ સહસ છે, શ્રાવક શુદ્ધાચાર ॥
શ્રાવિકા ત્રણ લાખ ને, ઉપર સહસ અઢાર ॥ ૨ ॥
ત્રણસેં ચૌદ પૂરવધરા, સહસ ત્રિશત અવધીશ ॥
કેવલી સગ શત સાતસેં, વૈક્રિય લબ્ધિ મુનીશ ॥ ૩ ॥

વિપુલમતિ મુનિ પાંચસેં, ચઉશત વાદી સાર ॥
દેવ દેવી પરિકર બહુ, પાવન પ્રભુ પરિવાર ॥ ૪ ॥

॥ ઢાલ પહેલી ॥ રાગ રાઠ ॥
॥ પ્રેમનો કોલ દિયો રાજકુમાર ॥ એ દેશી ॥

ભાવથી નિત ભજિયે વીર ભદંત, અતિશય ભરિયા અરિહંત ॥ ભાવથી૦ ॥ એ આંકણી ॥ નિર્મલ રૂપ શરીર નીરોગી, શ્વાસ સુગંધિત શસ્ય ॥ માંસ રુધિર ક્ષીર ધવલ મનોહર, આહાર નીહાર અદૃશ્ય ॥ મૂલ અતિશય એ ચાર મહંત ॥ ભાવથી૦ ॥ ૧ ॥ સુર નર તિરિ જન કોડાકોડી, જોજન માંહી સમાય ॥ જોજનગામિની વાણી નિજ નિજ, ભાષામાં સમજાય ॥ પાછળ શિર ભામંડલ ભાસંત ॥ ભાવથી૦ ॥ ૨ ॥ રોગ દુકાલ ઇતિ ને ભીતિ, મારી વૈર મહાન ॥ અતિવૃષ્ટિ અવૃષ્ટિ ન હોવે, પાંચસેં કોશ પ્રમાણ ॥ કર્મ ક્ષયથી અગિયાર એ કંત ॥ ભાવથી૦ ॥ ॥ ૩ ॥ સૂરિ માણક પ્રભુ શાસન સ્વામી, વર્દ્ધમાન જિનરાય ॥ ભક્તિ નિર્ભર ભાવે ભજતાં, જન્મ કોટિ અઘ જાય ॥ આતમ અનુભવ અતિશય ઉલ્લસંત ॥ ભાવથી નિત ભજિયે વીર ભદંત૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

ચૈત્યવૃક્ષ વપ્ર ત્રયી, સિંહાસન શ્રીકાર ॥
ધર્મચક્ર ધ્વજ ગગનમાં, દુંદભિ નાદ ઉદાર ॥ ૧ ॥

છત્ર ત્રય ચામર ચલે, વાયુ અનુકૂલ વાય ॥
કનક કમલ નવ પગ ઠવે, કાંટા ઉંધા થાય ॥ ૨ ॥
પક્ષી દિયે પ્રદક્ષિણા, વરસેં શુચિજલ ફુલ ॥
નખ કચ શ્મશ્રુ વધે નહિ, અક્ષ ઋત અનુકૂલ ॥ ૩ ॥
કોડી સુર સેવા કરે, પ્રણમે તરુવર જાત ॥
દિયે ચતુર્મુખ દેશના, સુરકૃત નવદશ ખ્યાત ॥ ૪ ॥
ઇમ ચોત્રીસ અતિશય ધરે, વિચરે દેશ વિદેશ ॥
વાણી પાંત્રીસ ગુણ વદે, આપે વર ઉપદેશ ॥ ૫ ॥

॥ ઢાળ બીજી ॥

॥ માન માયાના કરનારા રે, જરા જોને તપાસી તારી કાયા ॥
॥ એ દેશી ॥

વદે વર્દ્ધમાન જિનરાયા રે, મહાપુણ્યે મનુષ્ય ભવ પાયા ॥ આ ઉત્તમ અવસર આયા રે, સદા સેવો ધરમ સુખદાયા ॥ એ આંકણી ॥ કૂડી છે કાયા મિથ્યા છે માયા, છાઇ વાદલની છાયા ॥ મોહે મુંઝાયા ભરમે ભૂલાયા, ફોગટ ફંદમાં ફસાયા રે ॥ મહા૦ ॥ લોભે લૂટાયા કામે કૂટાયા, મ્હારા તારામાં મરાયા ॥ ડાપણ ડાહ્યા જન્મ ગુમાયા, પાછલ તે પસ્તાયા રે ॥ મહા૦ ॥ ૨ ॥ પ્રભુ પૂજાયા સંત સેવાયા, ધર્મ મારગમાં ધાયા ॥ સમતા સહાયા ધ્યાન ધરાયા, કલ્યાણ તેજ કમાયા રે ॥ મહા૦ ॥

॥ ૩ ॥ જ્ઞાન ભણાયા શ્રદ્ધા સોહાયા, સંજમ શુદ્ધ સધાયા ॥ મોક્ષ ઉપાયા એહ મનાયા, સૂરિ માણુક સમજાયા રે ॥ મહા પુણ્યે મનુષ્ય ભવ પાયા ॥ વંદે વર્દ્ધમાન૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

પ્રસનચંદ્ર પૃથ્વીપતિ, દશાર્ણભદ્ર નરેશ ॥
ઉદાયન આદિ ઘણા, પ્રતિબોધ્યા પરમેશ ॥ ૧ ॥
શ્રેણિકાદિ નવ સત્ત્વને, આપ્યું જિનપદ સાર ॥
મેઘકુમારાદિક બહુ, તાર્યા રાજકુમાર ॥ ૨ ॥
ઋષભદત્ત નિજ તાતજી, દેવાનંદા માય ॥
બ્યાશી દિવસ સંબંધથી, પહોંચાડયાં શિવ ઠાય ॥ ૩ ॥
રૌહિણેય અર્જુન પ્રમુખ, ઉધર્યા અધમ અનેક ॥
નિરુપમ જિનપદ નામને, વેદે એમ વિવેક ॥ ૪ ॥
અસ્થિક ગામ પ્રણિત ભૂમિ, શ્રાવસ્તિપુર છેક ॥
આલભિકા નગરી વસ્યા, ચોમાસું એકેક ॥ ૫ ॥
ત્રણ ચંપા બે ભદ્રિકા, ષટ્ મિથિલા શુભ વાસ ॥
વૈશાલી વાણિજ્યમાં, બાર કર્યાં ચોમાસ ॥ ૬ ॥
રાજગૃહી નગરી રહ્યા, ચોમાસાં દશ ચાર ॥
ચરમ ચોમાસું આવિયા, પાવાપુર મોઝાર ॥ ૭ ॥

॥ ઢાલ ત્રીજી ॥ રાગ માલકોશ ॥

જય જય વીરજિણંદ, જગતગુરુ, જય જય વીરજિ-

ણુંદ ॥ એ આંકણી ॥ કાર્ત્તિકમાસ અમાવસી રજની, સ્વાતિનક્ષત્રનો ચંદ ॥ જગત૦ ॥ સોલ પ્રહર દેશના દેઇ સ્વામી, છઠ તપ કરી સુખકંદ ॥ જગત૦ ॥૧॥ પદ્માસન રહી એકાકી પ્રભુ, પામ્યા પદ મહાનંદ ॥ જગત૦ ॥ ભાવ ઉદ્યોત ગયે ગણુ ભૂપતિ, વિરચે દીપક વૃંદ ॥ જગત૦ ॥ ॥ ૨ ॥ એ અવસર સવી સુરપતિ આવી, વંદે પદ અરવિંદ ॥ જગત૦ ॥ કરણી ઉચિત સવિ સુર મલી કરતા, નિર્ભર નિરાનંદ ॥ જગત૦ ॥ ૩ ॥ દાઢાદિક લઈ રત્ન થુભ રચી, સર્વ સુરાસુર ઈંદ ॥ જગત૦ ॥ નંદીશ્વર જિન માણુક મહિમા, કરતા ભાવ અમંદ ॥ જગત ગુરુ જય જય વીર જિણુંદ ॥ ૪ ॥

॥ દોહા ॥

વર્દ્ધમાન વચને તદા, શ્રી ગૌતમ ગણધાર ॥
દેવશર્મ પ્રતિબોધવા, ગયા હતા નિરધાર ॥ ૧ ॥
પ્રતિબોધી તે વિપ્રને, પાછા વલિયા જામ ॥
તવ તે શ્રવણે સાંભળે, વીર લહ્યા શિવધામ ॥ ૨ ॥
ધ્રસક પડ્યો તવ ધ્રાસકો, ઉપન્યો ખેદ અપાર ॥
વીર વીર કહી વલવલે, સમરે ગુણ સંભાર ॥ ૩ ॥
પૂછીશ કોને પ્રશ્ન હું, ભંતે કહી ભગવંત ॥
ઉત્તર કુણ મુજ આપશે, ગોયમ કહી ગુણવંત ॥ ૪ ॥

અહો પ્રભુ આ શું કર્યું, દીનાનાથ દયાલ ॥
તે અવસર મુજને તમે, કાઢયો દૂર કૃપાલ ॥ ૫ ॥

॥ ઢાલ ચોથી ॥

॥ પંથીડા સંદેશો દેજો મ્હારા નાથને ॥ એ દેશી ॥

શાસન સ્વામી સંત સનેહી સાહિબા, અલવેશ્વર વિભુ આતમના આધાર જો ॥ આથડતો અહીં મૂકી મુજને એકલો, માલિક કિમ જઇ બેઠા મોક્ષ મોઝાર જો ॥ વિશ્વંભર વિમલાતમ વ્હાલા વીરજી ॥ એ આંકણી ॥ ૧ ॥ મન મોહન તુમે જાણ્યું કેવલ માગશે, લાગશે અથવા કેડે એ જિમ બાલ જો ॥ વલ્લભ તેથી ટાલ્યો મુજને વેગલો, ભલું કર્યું એ ત્રિભુવન જન પ્રતિપાલ જો ॥ વિશ્વંભર૦ ॥ ૨ ॥ અહો હવે મેં જાણ્યું શ્રી અરિહંતજી, નિસ્નેહી વીતરાગ હોય નિરધાર જો ॥ મ્હોટો છે અપરાધ ઇહાં પ્રભુ માહરો, શ્રુત ઉપયોગ મેં દીધો નહિ તે વાર જો ॥ વિશ્વંભર૦ ॥૩॥ સ્નેહ થકી સર્યું ધિગ એક પાક્ષિક સ્નેહને, એક જ છું મુજ કોઇ નથી સંસાર જો ॥ સૂરિમાણક ઇમ ગૌતમ સમતા ભાવતા, વરિયા કેવલજ્ઞાન અનંત ઉદાર જો ॥ વિશ્વંભર૦ વિમલાતમ૦ ॥ ૪ ॥

॥ દોહા ॥

ગૌતમ કેવલ જ્ઞાનનો, ઓચ્છવ અમર ઉદાર ॥
કરતા પૂરણ કોડથી, જિન શાસન જયકાર ॥ ૧ ॥

સિદ્ધયા સાધુ સાતસેં, સાધ્વી શત દશ ચાર ॥
ગયા અનુત્તર આઠસેં, વીર તણા અણગાર ॥ ૨ ॥
તીશ વર્ષ ઘરમાં વસી, વલી બેતાલીશ વર્ષ ॥
શ્રમણ ધરમ પાલી સવી, આયુષ બ્હોતેર વર્ષ ॥ ૩ ॥
પાર્શ્વનાથ નિર્વાણથી, અઢીસેં વરશે સાર ॥
વીર જિનેશ્વર શિવ વર્યા, કલ્પસૂત્ર અધિકાર ॥ ૪ ॥
સિદ્ધ બુદ્ધ મુક્તાતમા, અનુપમ સાદિ અનંત ॥
અપુનર્ભવ સુખ અનુભવે, ભજો વીર ભગવંત ॥ ૫ ॥

॥ ઢાલ પાંચમી ॥

॥ લાગી લગન મ્હને તારી હો લલના, લાગી૦ ॥ એ દેશી ॥

લાગી લગન મ્હને તારી હો જિનજી, લાગી લગન મ્હને તારી ॥ તું ત્રિભુવન ઉપગારી હો જિનજી, લાગી લગન મ્હને તારી ॥ એ આંકણી ॥ અકલ સકલ અવિચલ અવિનાશી, નિર્વૃતિ નગર નિવાસી હો જિનજી ॥ લાગી૦ ॥ કેવલજ્ઞાન અનંત પ્રકાશી, વિશદાનંદ વિલાસી હો જિનજી ॥ લાગી૦ ॥ તું૦ ॥ ૧ ॥ વર્ણાદિક વીશ રહિત વિરંગી, આકૃતિ મુક્ત અનંગી હો જિનજી ॥ લાગી૦ ॥ વેદ વિવર્જિત અરુહ અસંગી, નિરુપમ નિજ ગુણરંગી હો જિનજી ॥ લાગી૦ ॥ તું૦ ॥ ૨ ॥ નિત્ય નિરંજન તું નિરુપાધિ, નિર્બંધન નિર્વ્યાધિ હો જિનજી ॥ લાગી૦ ॥ નિર્મલ

જ્યોતિ નિરીહ નિરાધિ, સહજ સ્વરૂપ સમાધિ હો જિનજી ॥ લાગી૦ ॥ તું૦ ॥૩॥ સૂરિ માણુક જિનશાસન સ્વામી, વર્દ્ધમાન વિશરામી હો જિનજી ॥ લાગી૦ ॥ નિઃશ્રેયસ શિવ સુખ ધનનામી, આપો અંતરજામી હો જિનજી ॥ ॥ લાગી૦ ॥ તું૦ ॥ ૪ ॥ કાવ્યં ॥ ગર્ભસ્થોપિ ચ૦ ॥

॥ મંત્ર ॥ ૐ હ્રીં શ્રીં પ૦ શ્રીમતે પારગતાય જલં૦ યજામહે સ્વાહા ॥

॥ અથ કલશ ॥ રાગ ધન્યાશ્રી ॥

॥ છેલા ન દો મુઝે ગાલી, મેં નાજો પાલી ॥ એ દેશી ॥

ચોવીશમો જિનરાયો, મેં આજે ગાયો ॥ ત્રિભુવન કેરો તાયો રે ॥ મેં આજે ગાયો ॥ ચોવીશમો૦ ॥ એ આંકણી ॥ જ્ઞાત કુલોદધિ જૈવાતૃક જિન, ત્રિશલા દેવીનો જાયો રે ॥ મેં૦ ॥ પરમ ધરમ વર જ્ઞાનપ્રકાશક, પુણ્ય મહોદય પાયો રે ॥ મેં૦ ॥ ચો૦ ॥ પરમેષ્ઠિ અર્હંત નાથ સર્વજ્ઞ, પારગતાય નમાયો રે ॥ મેં૦ ॥ પંચ કલ્યાણુક પ્રભુના પ્રીતે, જપતા પાપ જલાયો રે ॥ મેં૦ ॥ ચો૦ ॥ ॥ ૨ ॥ તપ ગણુ ગગન તપન તેજસ્વી, વિજયસિંહ સૂરિ રાયો રે ॥ મેં૦ ॥ સત્ય કપૂર ક્ષમા જિન ઉત્તમ, પદ્મવિજય જયદાયો રે ॥ મેં૦ ॥ ચો૦ ॥ ૩ ॥ રૂપ કીર્ત્તિ ઉદ્યોતવિજયના, અમર ગુમાન અમાયો રે ॥ મેં૦ ॥ સુગુરુ પ્રતાપ વિજય પદ સેવત, જ્ઞાન માણિક્ય કમાયો રે

॥ મેં० ॥ ચો० ॥ ૪ ॥ રસ ઋષિ નિધિ શશી વર્ષ (૧૯૭૬) મહા વદી, એકાદશી કવિ ધ્યાયો રે ॥ મેં० ॥ વિનેય મેઘવિજય આગ્રહથી, એ અંધિકાર રચાયો રે ॥ ॥ મેં० ॥ ચો० ॥ ૫ ॥ પુણ્ય પવિત્રે પાટણ ક્ષેત્રે, પંચાસર જિનરાયો રે ॥ મેં० ॥ તાસ પસાયે રહી ચોમાસું, પૂજન ભાવ બનાયો રે ॥ મેં० ॥ ચો० ॥ ૬ ॥ શાસન પતિ કલ્યાણક સુણતાં, સંઘ સકલ હરખાયો રે ॥ મેં० ॥ સૂરિ માણક દેવાર્ય સમરતાં, ઓચ્છવ રંગ વધાયો રે ॥ ॥ મેં० ॥ ચોવીશમો० ॥ ૭ ॥ ઇતિ કલશ સપૂર્ણ ॥

# મુનિમહારાજ શ્રી જિનવિજયજીના શિષ્ય મુનિરાજ શ્રીકેશરવિજયજી વિરચિત ચોસઠ ઠાણાની પૂજા

## ॥ વિધિ ॥

॥ અથ એહ પૂજાની વિધિ લિખ્યતે ॥ પ્રથમ આશાતના ટાળી ધૂપ ઉખેવી શુદ્ધ વસ્ત્રાદિક પ્રભુનેં ત્રિગડે પધરાવી સ્નાત્ર ભણાવી તેહની આગળ નૈવેદ્ય મેવા ફળાદિક જે જે વસ્તુ મળે તે તે ચોસઠ ચોસઠ લાવી ચોવીશ ખાતે કરી ચોસઠે વસ્તુ ઢોકવી અને ભારે હોય તો પોતાની ખુશીએ પૂજાદીઠ એક એક લાવે તેણે

તે ૨૪ થાય અને તેથી પણ ભારે હોય તો બે દિવસની બે પણ ઢોકાય અને ચોસઠમાંથી (૪૨) બેંતાલિશ પ્રથમ દિને (૨૨) બાવિશ બીજે દિને પણ જે જે પૂજાની ઢાલમાં જેટલી વસ્તુ વરણવી હોય તેટલામેં તેટલામેં ખાતે તેટલી વસ્તુ સર્વ પૂરવી. ઈમ ચોવિશે ખાતે કરી ચોસઠ વસ્તુ ઢોકવી અને થાલ નૈવેદ્યનો લેઇને ઉભા રહેવાનો ચાલ હોય તો ચોવીશ થાલ ખાતાની રીતેં પૂરે, પણ તોલે ભારેં તે ખાતામાં ઢોકે અને તોલેં હલકી તે થાલે ઢાળની વસ્તુ પ્રમાણે સર્વના નંગ પૂરે. માંહિ નાણું જઘન્ય બે આના મૂકે તેણે ત્રણનો નકરો તો ખરો જ. શક્તિ અધિક હોય તો નૈવેદ્યની પરેં નાણું મૂકે રૂપાદિક અને ઇંદ્ર ઇંદ્રાણીયું કરવાની હોંશ હોય તો વાજિંત્રાદિક વાજતે ઉદાર શણગાર સજી ઘણે આડંબરે ઈંદ્રાણિયો થઈ હોય તે નૈવેદ્ય રકેબીમાં રુમાલે ઢાંકી લાવે, પણ તોલેં અધિક અધિક હોય તે તો ખાતામાં જ ઢાલ પ્રમાણે ઢોકી મૂકવી અને તોલે ઓછી હોય તે થોડી ઘણી વસ્તુ રકેબીએ પૂરવી. પણ ઢાલ પ્રમાણે સર્વમાં સરખાં નંગ પૂરવાં તદ્યથા—જેમ વીશ વસ્તુનાં નંગ ચોસઠ ચોસઠ લાવ્યાં હઈએ જેહમાં દશ પાંચ ભારે હોય તેને ચોવીશે ખાતામાં પૂરી રાખવી ઢાલ માફક અને બીજી વસ્તુ અકેકી બબેંના નંગ ઢાલ માફક રકેબીમાં પૂરી ગાજતેં વાજતેં ઇંદ્રાણિયું લાવે તે ઈંદ્ર લઈ પૂજા પૂરી થયેં જે ખાતામાં ઢોકવાની હોય તેમાં ઢોકવી. વળી બીજી તે લેવા જાય અને કળશ ધારી પણ ઢાલની વસ્તુ પ્રમાણે થાય તે સારા, નહિ-તર એક તો છે જ પણ કળશ તો ઢાલની વસ્તુ પ્રમાણે ભરી અભિષેક કરવો. ઇમ સર્વ ઠેકાણે જાણવું. બીજું, દેવે તો સર્વ તીર્થંકરના જન્માભિષેક કર્યા છે પણ ઇહાં ચોવીશની વ્યાખ્યા છે માટે ચોવીશે અભિષેકેં વાજિંત્રાદિક ઓચ્છવ કરવો. ઇતિ વિધિ શ્રીરસ્તુ કલ્યાણમસ્તુ.

## ॥ प्रथम नामवर्णनपूजा ॥

॥ દુહા ॥

પ્રણમિજે વિશ જિનવરા, સિદ્ધ સમેત પરસાર ॥
અવર ચઉ મલિ તેહના, ચોસઠ બોલ ઉદાર ॥૧॥
કહું પ્રત્યેકે પૂજા કરી, નિજ પર સમરણ હેત ॥
ત્રિગડે જિન પધરાવીને, મેલી સંઘ સમેત ॥ ૨ ॥
ફળ નૈવેદ્ય પ્રમુખ સવે, ઢાંકીએ વસ્તુ સમાન ॥
ઢાલે સૂચિ વસનાદિકે, ધૂપીએ શિવ નિદાન ॥ ૩ ॥
ભંભા ભેરી પડહાદિકા, વાજતે સજી શણગાર ॥
ક્ષીરોદધિ જળ સમ ભરી, કુંભ રત્ન મુખ ધાર ॥ ૪ ॥
જિન જન્મ સમયે મળી, ઓચ્છવ કીધો દેવ ॥
ઇહા ઓચ્છવ અભિષેકસું, કિજે ભવિ તત્ખેવ ॥ ૫ ॥

॥ ઢાલ ॥ સંવત એક અઠલંતરે, હો જાવડશાનો ઉદ્ધાર–એ દેશી ॥

નમી નિરંજન દેવને હો, આતમને હિતકાર ॥ થુણું હું જગ જન તાતને હો, ભગવતીને આધાર હો ॥ ભવિકા સેવો એહ જિનરાજને હો, જે આપે શિવ સાજને હો, પેખત પાપ પળાય ॥ એ આંકણી ॥ ૧ ॥ નામાદિક જિનરાજના હો, વરણવું એહ મજાર ॥ અનુક્રમસેં સેજો

વળી હો, રચનાને અનુસાર હો ॥ ભવિ૦ ॥ ૨ ॥ રીષભ અજિત સંભવ નમો હો, અભિનંદન જિનરાજ ॥ સુમતિ પદ્મપ્રભ જિનવરૂ હો, શ્રી સુપાસ મહારાજ હો ॥ભવિ૦॥ ॥૩॥ ચંદ્રપ્રભ સુવિધિ અને હો, શીતળ ને શ્રેયાંસ ॥ વાસુપૂજ્ય વિમલ ગુણે હો,અનંત ધર્મ ધનવંસ હો ॥ભવિ૦॥ ॥ ૪ ॥ શાંતિ કુંથુ અર મલ્લિ ને હો, મુનિસુવ્રત નમિનાથ ॥ નેમિ પાસ અબ વીર તણો હો, ચાલે શિવપુર સાથ હો ॥ ભવિ૦ ॥ ૫ ॥ નામ જપંતાં જિન તણું હો, સિદ્ધિ ગયા કેઈ કોડ ॥ જીવ કેશરસું પુજિએ હો, ભાવે બેહુ કરજોડ હો ॥ ભવિ૦ ॥ ૬ ॥

ૐ હ્રીँ શ્રીँ પરમપુરુષાય પુરુષોત્તમાય જન્મજરામૃત્યુનિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલં ચંદનં પુષ્પં ધૂપં દીપ અક્ષતં નૈવેદ્યં ફલં યજામહે સ્વાહા ॥ ૧ ॥ એમ કહી અભિષેક કરી પૂજા કરવી.

## ॥ बीजो आगतीस्थानादिवर्णनपूजा ॥

॥ દોહા ॥

પ્રથમ ઢાલ એક નામથી, બીજીએ ચાર કહેશ ॥
ચઉગતિ ચૂરણ ચુંપશું, સ્તવતાં શિવ લહેશ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ જિન વચને વૈરાગીયો રે ધન્ના એ દેશી ॥

આગતિસ્થાનક જિનતણાં રે અપ્પા ॥ સુણો હવે

સુખકાર ।। સર્વાર્થસિદ્ધ વિજય ભલું રે અપ્પા ।। સાતમું ગ્રૈવેક ધાર રે સુગ્યાની અપ્પા ।। એહ જિન અરચોને, એહ જિન અરચો ભાવસું રે અપ્પા ।। પામી તસ ઉપગાર રે સુગ્યાની અપ્પા ।। એહ જિન અરચોને ।। એ આંકણી ।। ૧ ।। જયંત દોય હિ જિનતણું રે અપ્પા ।। નવમું છઠું ગ્રૈવેક ।। વિજય આણુત જાણીએ રે અપ્પા ।। પ્રાણુત અચ્યુત છેક રે ।। સુગ્યાનિ૦ ।। દશમું સર્ગ સહસ્રારને રે અપ્પા, પ્રાણુત વિજય ઉદાર ।। સરવારથ ત્રણ જિન ભણું રે અપ્પા, જયંત અપરાજિત સાર રે ।। સુગ્યાની૦ ।। ૩ ।। પ્રાણુત અપરાજિત વળી રે અપ્પા, પ્રાણુત દોનુ અઘ રહિત ।। તિહાંથી ચવી ઇહાં આવીયા રે અપ્પા, મતિ શ્રુત અવધિ સહિત રે ।। સુગ્યાની૦ ।।૪।। આષાડ વદી ચોથે સિત રે અપ્પા, વૈશાખ તેરસે અજિત ।। ફાગુણ વૈશાખ શ્રાવણ તણી રે અપ્પા, આઠમ ચોથ બીજી સિતરે ।। સુગ્યાની૦ ।। ૫ ।। માઘ ભાદ્રપદ ચૈતરવદિ રે અપ્પા, છઠ્ઠાઠ્ઠમ પંચમીએ જોય ।। ફાગુણ વૈશાખ જેઠની રે અપ્પા, કાલી નુમે છઠ્ઠે દોય રે ।। સુગ્યાની૦ ।। ૬ ।। જેઠ વૈશાખ સિત પક્ષમાં રે અપ્પા, નુમેં બારસેં ધરો ચિત્ત ।। શ્રાવણ વૈશાખ ભાદ્રપદિ રે અપ્પા, સાતમે સોમ સિત અસિત રે ।। ।। સુગ્યાની૦ ।। ૭ ।। શ્રાવણ વદિ નવમીએ વળી રે અપ્પા,

ફાગુણ બિજ ચોથે સ્વેત ॥ શ્રાવણ આસો સિત પુનમે રે અપ્પા, કાર્તિક બારસે અસ્વેત રે ॥ સુગ્યાની૰ ॥ ૮ ॥ ચૈતર વદિ ચઉથીએ લહો રે અપ્પા, આષાઢ સિત છઠ્ઠે કીધ ॥ મધ્યરાત્રે સવિ જિનવરુ રે અપ્પા, ઉપન્યા સૂત્રે પ્રસિદ્ધ રે ॥ સુગ્યાની૰ ॥ ૯ ॥ પુરાયે દોહલા પુણ્યોદયે રે અપ્પા, ન રહે તેહમાંહિ અલ્પ ॥ પૂર્ણ કાલે સુત પ્રસવે રે અપ્પા, મેરુ મહિયલ જિમ કલ્પ રે ॥ સુગ્યાની૰ ॥ ॥ ૧૦ ॥ દિગ દાહાદિક તેહ સમે રે અપ્પા, નાંહિ નિષ્પન્ન સુખી લોગ ॥ શુભ વેળા સુલગ્નાદિકે રે અપ્પા, જાયા કેશરેં સેવા જોગ રે ॥ સુ૰ ॥ ૧૧ ॥ મંત્ર પૂર્વવત્ ॥

## ॥ त्रीजी जन्ममासादिवर्णनपूजा ॥

॥ દોહા ॥

હવે હું ત્રીજી ઢાલમેં, દોય કહું જિન બોલ ॥
દોય લોક હેતન ભણી, નહીં તે જાણો અટોલ ॥ ૧ ॥

॥ ઢાલ ॥ મનડું મોહ્યું રે મન મોહનજી ॥ એ દેશી ॥

જન્મ માસાદિક જિનતણા જગમોહનજી, ચૈતરવદિ અષ્ટમી સાર જિનવર જાયા રે જગમોહનજી ॥ એ આંકણી ॥ માઘ મગશિર માઘ ઉજળી ॥ જગ૰ ॥ અષ્ટમી ચઉદશી બીજ ધાર ॥ જિનવર૰ ॥ ૧ ॥ વૈશાખ શુદિ અષ્ટમી ભલી ॥ જગ૰ ॥ કાર્તિક જેઠ પોશની કીધ ॥

॥ જિન૦ ॥ સામ સિત સામ દ્વાદશી ॥ જ૦ ॥ માગશિર વદિ પંચમી લીધ ॥ જિન૦ ॥ ૨ ॥ માહ ફાગુણ ફાગુણ વદિ ॥ જગ૦ ॥ દોય બારસું ચઉદશી એક ॥ જિન૦ ॥ માધ વૈશાખ સિત સામલી ॥ જગ૦ ॥ તીજ તેરસ ધારીએ છેક ॥ જિન૦ ॥ ૩ ॥ માધે ઉજલી ત્રિજ વળી ॥ જગ૦ ॥ જેઠ વૈશાખ પખે અંધાર ॥ જિન૦ ॥ તેરશ ચઉદશ જોડિએ ॥ જગ૦ ॥ મગશિર સિત દશમી ઉદાર ॥ જિન૦ ॥ ૪ ॥ મગશિર સિત એકાદશી ॥ જગ૦ ॥ જેઠ શ્રાવણ અષ્ટમી સામ ॥ જિન૦ ॥ શ્રાવણ ઉજ્જવલ પંચમી ॥ જગ૦ ॥ પોસ સામલિ દશમી એ નામ ॥ જિન૦ ॥ ૫ ॥ ચઇતર શુદની તેરસે ॥ જગ૦ ॥ જનમ્યા મધ્યરાત્રે સોય ॥ જિન૦ ॥ દિસિ કુમરી શુચિકર્મસુ ॥ ॥ જગ૦ ॥ ઓચ્છવ વળી ઇંદ્રના હોય ॥ જિન૦ ॥ ૬ ॥ આસન કંપિત આવિયા ॥જગ૦॥ અભિષેક મેરુપર થાય ॥જિન૦॥ પાથોધિ સમ જળ વહે ॥ જગ૦ ॥ ઇમ સેવી થુણ્યા મહારાય ॥ જિન૦ ॥ ૭ ॥ ઘરેં મૂકી નંદીશ્વરે ॥ જગ૦ ॥ અઠ્ઠાઈ-ઓચ્છવ કરી જાય ॥ જિન૦ ॥ કેશરસું તેહ પૂજતાં ॥ જગ૦ ॥ શિવ નાગકેતુ પરે પ્રાય ॥ જિન૦ ॥ ૮ ॥ મંત્ર પૂર્વવત્ ॥

## ॥ चोथी जनन्यादिवर्णनपूजा ॥

॥ દોહા ॥

ચોથી ચારસું વરણવું, જીપન ચાર કષાય ॥
દાનાદિક જનકા કરે, માતા અધિક સબ ઠાંય ॥ ૧ ॥

॥ અથ ઢાલ ॥ સોના રૂપાકે સોગઠે સાંઇ ખેલત બાજી ॥ એ દેશી ॥

હવે જિનવર જનની સુણો, મરુદેવા માતા ॥ વિજયા સેના સિદ્ધારથા, મંગલા વિખ્યાતા ॥ સુસીમા પૃથ્વી લખમણા, રામા વળી નંદા ॥ વિષ્ણુ જયા શ્યામા ભલી, સુયશા મુખચંદા ॥ ૧ ॥ સુવ્રતા ને અચિરા સિરિ, ઉપમ જસ નાવે ॥ દેવી પ્રભાવતી માતના, સુરવર ગુણ ગાવે ॥ પદ્મા વપ્રા સિવા નમું, વામા મન આણું ॥ ત્રિસલા માતા એ વીરની, હવે તાત વખાણું ॥ ૨ ॥ નાભિ જિતશત્રુ રાજિયો, જિતારી નમિજે ॥ સંવર મેઘરથ ભજી, અઘ દૂર તજિજે ॥ ધરરાય પ્રતિષ્ઠ મહસેન, સુગ્રીવ મુનિજે ॥ દૃઢરથ વિષ્નુ વસુ પૂજય, કૃતવર્મ થુણિજે ॥ ૩ ॥ સિંહસેન ભાનુ ભલા, વિશ્વસેન રાજા ॥ સુર સુદરશન કુંભ, શ્રીસુમિત્ર બહુ માજા ॥ વિજય કરે વયરી તણો, વિજય મન ધરિયે ॥ સમુદ્રવિજય અશ્વસેનને, ચિત્તમાં અનુસરિએ ॥ ૪ ॥ સિદ્ધારથ મહાવીરના, વર તાત કહીજે ॥ ઈખાગુ કુલ ગોત કાસપેં, બાવિશ લહીજે ॥ સુવ્રત ને નેમિ ગૌતમ,

ગોત્ર હરિવંશી ॥ એહ પ્રભુની પૂજા થકી, હોય કર્મ વિધ્વં-સિ ॥ ૫ ॥ જિમ સુભગ કલ્પે કહ્યા, સિદ્ધારથ કેરા ॥ તિમ કેશરાદિકે સેવતા, ઈહાં લીજે ભલેરા ॥ ભવ ભવ ભાવઠ ભાગિને, પરમ પદ સાધે ॥ નરનારી જુગતે કરી, જેહ એ આરાધે ॥ ૬ ॥ મંત્ર પૂર્વવત્ ॥

## ॥ पांचमी नगरीवर्णनपूजा ॥

॥ દોહા ॥

એક જ પંચમી ઢાલમેં, એક જ શિવકે સાજ ॥
જિનજી ફરસિત વસ્તુનાં, નામથી સિજે કાજ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ મેતારજ મુનિવર ધન ધન તુમ અવતાર ॥

હવે નગરિ જિનવર તણીજી, વિનીતા અજોધ્યા ઉત્તંગ ॥ સાવથ્થી વિનીતા વળીજી; કઉશલા અતિચંગ॥ ગિરુઆ જિનવરની સાંભળો નયરિ ઉદાર ॥ એ આંકણી ॥૧॥ કોસંબી વાણારસિજી, ચંદ્રપુરી અતિસાર ॥ કાકંદી ભદ્દિલપુરિજી, સિંહપુરી અવધાર ॥ ગિ૦ ॥ ૨ ॥ ચંપા કંપિલપુર ભલુંજી, અજોધ્યા રત્નપુર ॥ હથ્થિણાઉર ને ગજપુરીજી, નાગપુરી મહાસુર ॥ ગિ૦ ॥ ૩ ॥ મિથિલા રાજગ્રહીજી, વસી મિથિલા ઉદાર ॥ સૌરિપુર વાણારસીજી, ક્ષત્રિયકુંડ સફાર ॥ ગિ૦ ॥ ૪ ॥ વાપી વન ઉદ્યાનનેજી, ધવલાદિક રિદ્ધિ જેહ ॥ દેખિ ચિત્ત ચમકે સહુજી, સુરપુરી

માનું એહ ॥ ગિ૦ ॥ ૫ ॥ ધન નગરી વેળા ઘડીજી, જિહાં હોય જિનપદ ઠાણ ॥ કેશરસું તેહ પૂજતાંજી, લહીયે પદ નિર્વાણ ॥ ગિ૦ ॥ ૬ ॥ મંત્ર પૂર્વવત્ ॥

## ॥ छट्ठो लंछनादिवर्णन पूजा ॥

॥ દોહા ॥

છઠ્ઠીએ ત્રણ સવે જિનતણા, બોલ જે જગપરસિદ્ધ ॥
ત્રણ તત્ત્વ આદર ભણી, ગાઓ આસ નિજ રિદ્ધ ॥૧॥

॥ ઢાળ ॥ ઓખાહરણની અથવા કાજ સિદ્ધાં સકલ હવે સાર–એ દેશી ॥

લંછન હવે જિનનાં સાર, આદિ રીષભ ઉદાર ॥ ગજ અશ્વ ને વાનર સોહે, ક્રૌંચ પદ્મ દેખી મન મોહે ॥ ૧ ॥ સ્વસ્તિક ચંદ્ર સદવરગી, મકર શ્રીવત્સ ને ખડ્ગી ॥ મહિષ શુકર ને સિંચાણો, વજ્ર મૃગ છાગ વખાણો ॥૨॥ નંદાવર્ત્ત કલશ કચ્છપ્પ, નીલોત્પલ શંખ ને સપ્પ ॥ સિંહ વીરને ચરણે વિરાજે, હવે કાય પ્રમાણ જે છાજે ॥ ૩ ॥ પંચસેં ધનુષ્ય લહિજે, પચાસ પછે છેદિજે ॥ જાવત સુવિધિ સય આવે, દશનો વળી છેદ તે પાવે ॥૪॥ અનંત પચાસ ગણીજે, પછે પંચનો છેદ ભણિજે ॥ દશ ધનુષ્ય નેમિ શરીર, પાસ નચજ હથ સત્ત વીર ॥ ૫ ॥ પદ્મપ્રભ વાસૂપૂજ્ય રાતા, ચંદ્રપ્રભ સુવિધિ સિત દાતા ॥ મુનિસુવ્રત નેમિ અસિત, મલ્લિ પાસ નીલ શેષ પીત ॥ ૬ ॥ ઈમ

વરણાદિક વખાણી, એકાગ્રપણે ચિત્ત આણી ॥ પૂજી કેશરે તેહ ભદંત, વરિયા શિવ રમણી અનંત ॥૭॥ મંત્ર પૂર્વવત્ ॥

## ॥ सातमी कुमरपदादिवर्णनपूजा ॥

॥ દોહા ॥

વળી ત્રણ જ છે આગલે, ત્રિભુવને નહિ તસ માન ॥
તિકરણ જોગે સેવિયે, એહિ જ શિવ નિદાન ॥ ૧ ॥

॥ ઢાલ–સિદ્ધ ચક્રવર સેવા કીજે, નર ભવ લાહો લીજેજી રે–એ દેશી ॥

હવે કુમારપદ સુણો જિનવરનું, પૂરવ લક્ષ વીશ વારુજી રે ॥ અષ્ટાદશ પનર સાડાબાર, દશ સાડાસાત ધારુ ॥ ભવિ નિત્ય સેવોજી રે ॥ એ પ્રભુ સકળ આધાર સુરતરૂ મેવો જી રે ॥ એ આંકણી ॥ ૧ ॥ પંચલાખ અઢીલાખ પૂરવ ને, અર્ધલાખ મન આણોજી રે ॥ પંચ વીશ સહસ્ત્રપૂર્વ હવે વર્ષ, એકવિશ લાખ વખાણો ॥ ભ૦ ॥૨॥ અઢાર પનર સાડાસત્ત, લક્ષ અઢીલાખ અનુસરિયેજી રે ॥ પંચ વિશ પૂણિચઉવિશ, સહસ્ત્ર એકવિશ એકશત ધરિએ ॥ ભ૦ ॥૩॥ સાડાસાત અઢી સહસ્ત્ર ત્રણસેં, ત્રીશ ત્રીશ દોય જિણંદાજી રે ॥ રાજ્યપદે ઓગણીશ વિરાજે, પંચ કુમાર સોહંદા ॥ ભ૦ ॥૪॥ વાસુપુજ્ય પારસ મહાવીર ને, મલ્લિ નેમ બ્રહ્મચારીજી રે ॥ બાવીશ જિનગ્રહવાસ ભોગવી, હુઆ

જગત ઉપગારી ॥ ભવિ૦ ॥ ૫ ॥ રાજાદિક મોટી ઋદ્ધિસું, આહ્લાદ જનને કીધોજી રે ॥ ચંદન કેશરસું નિત્ય સેવો, જિમ તેણે લાહો લીધો ॥ ભ૦ ॥ ૬ ॥

॥ મંત્ર પૂર્વવત્ ॥

## ॥ अष्टमो राजपदादिवर्णनपूजा ॥

॥ દોહા ॥

આગે પંચ જે વસ્તુ છે, તે સુણજો સહુ કોય ॥
એકહિ ચિત્તે સેવિએ, ભવસું સિદ્ધિ જ હોય ॥ ૧ ॥

॥ ઢાલ ॥ કડખાની દેશી ॥

રાજસિરિ કાલ જિનનો સહુ સાંભલો, તેહમાં પંચ જિન દૂર કીજે ॥ ત્રેસઠ લાખ પુરવ વળી ત્રેપન, ચુમાલિ સાડીછત્રિ ઓગણત્રિસ લીજે ॥ રા૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ સાડી એકવિશ ચઉદશ સાડાછને, અદ્ધ લાખ પૂર્વ-દોય જિન વખાણો ॥ લાખ બેંતાલિશ વરષ હવે લિજિ-એ, આગળ રાજે એક શૂન્ય જાણો ॥ રા૦ ॥ ૨ ॥ ત્રિશ પનર પંચલાખ અદ્ધલાખ ને, સહસ સાડિસડ-તાલિશ બેંતાલિશ ॥ શૂન્ય એકે રાજ સંવરો આગલે, સહસ પનર પંચ શૂન્ય ત્રણ ઈશ ॥ રા૦ ॥ ૩ ॥ શાંતિ કુંથુ અર ચક્રીપદમાં લહો, રાજનો કાલ તે અરધ ઈહાં ॥ સુખ ભોગવતાં દીક્ષા સમય આવિયો, સુર લોકાંતિક પ્રગટે

તિહાં ॥ ૨૦ ॥ ૪ ॥ દાને સુવરણ સર વરષે કરચાષથી, કોડી આઠ લાખ વર્ષંતા ય નિત્યે ॥ તેહ દેખિ જગદાલિદ્ર ભટ ભાજિયા, સુરજય શબ્દ માનું તેહ જિત્યે ॥ ૨૦ ॥ ॥૫॥ નિજ નિજ નગરે તિહાં દીક્ષા મહોચ્છવ કરે, ઇંદ્રાદિક દ્વારિકાએ નેમિ કેરો ॥ આદિ અંતિમ પંચ મહાવ્રત ઉચરે, શેષ ચઉણ્હ જિન દુઃખ હેરો ॥ ૨૦ ॥ એહ સ્થિતિ છે અનાદિની વ્રતમાં, જીવ વિસેષેં અન્યને તે જાણો ॥ અર્થ સવી એક છે સેવિએ સમપણે, કેશરસું થીર ચિત્તરાણો ॥ ૨૦ ॥ ૭ ॥ મંત્ર પૂર્વવત્ ॥

## ॥ नवमी दीक्षादिवर्णनपूजा ॥

॥ દોહા ॥

સાત કહું હવે નવમિએ, ટાળવા ભવનો ઠાણ ॥
સુણતાં સાત ગતિ હરે, આપે પરમ કલ્યાણ ॥ ૧ ॥

॥ ઢાલ ॥ વિવાહનો વરઘોડો ॥ એ દેશી ॥

હવે દીક્ષા લિએ જિન સાથે રે, ઋષભ ચાર સહસ સંગાથે રે ॥ વાસુપૂજ્ય છસેંસું લેતા રે, મલ્લિ પાસ ત્રણ શત નેતા રે ॥ જિન વરિયાજી ॥ એ આંકણી ॥ ૧ ॥ વીર એકાકી આરાધેં રે, શેષ સહસ પુરુષસું સાધે રે ॥ માસ પક્ષ જનમનાં લિજે રે, તિમાં ત્રણ પ્રભુ દૂર કીજે રે ॥ જિ૦ ॥ સુવ્રત ફાગુણ પક્ષ સિતે રે, નેમિ આષાઢ પક્ષ

અસોતિ રે ॥ વીર મગશિર માસ પક્ષ ગુણિયેં રે, તિથીયું હવે સહુની સુણિયે રે ॥ જિ૦ ॥ ૩ ॥ આઠમ નમુ પૂનમ સારિ રે, બારસ નુમ તેરસ ત્રણ ધારિ રે ॥ છઠ્ઠ બારસ તેરસ અમાવાશી રે, ચોથ ચઉદશ તેરસ ચતુર્દશી રે ॥ જિ૦ ॥ ૪ ॥ પાંચમ બે ઇગ્યારસ બારસ નુમે રે, છઠ્ઠ એકાદશી વળી દશમે રે ॥ પૂર્વ દિવસેં ચ્યાર ઉલાસેં રે, શ્રેયાંસ મલ્લિ નેમિ પાસે રે ॥ જિ૦ ॥ ૫ ॥ અપર સવિ અવર અન્હે રે, લિએ દીક્ષા મન પ્રસન્નેં રે ॥ તિહાં મનપરજાજવ લહે ઇશ રે, દીક્ષા તપ હવે કહિશ રે ॥ જિ૦ ॥ ૬ ॥ એકાશણે સુમતિએ લિધ રે, ચોથભક્ત વાસુપૂજ્યેં કિધ રે ॥ અઠ્ઠમેં મલ્લિ પાસ મુણંદા રે,છઠ્ઠે દીક્ષા શેષ જિણંદા રે ॥ જિ૦ ॥ ૭ ॥ ઇક્ષુરસેં તે તપ પારે રે, બાર માસે રીષભક્કદ્દૂત વારે રે ॥ બીજે દિને ત્રેવિશ ભોગી રે, શુદ્ધ ક્ષીર તણા આરોગી રે ॥ જિ૦ ॥ ૮ ॥ સુમતિ ગુપ્તિ ચિત્ત ધરતા રે, ઉપગારી મહિયલેં વિચરતા રે ॥ પૂજિયે કેશર નેં કુસુમેં રે, ગજ જિમ પારસને વનમેં રે ॥ જિ૦ ॥ ૯ ॥ મંત્ર પૂર્વવત્ ॥

## ॥ दशमो छद्मस्थादिवर्णनपूजा ॥

॥ દોહા ॥

ત્રણ દંડે દંડિત સદા, વરતે આતમ રાય ॥
ટાલન તે ત્રણ આગલેં, સુણજો ભવિ સુખદાય ॥ ૧ ॥

॥ ઢાલ ॥ શ્રાવણ વરસેં રે સ્વામી, મેલિ મ જાશો અંતરજામી ॥
॥ એ દેશી ॥

હવે છદ્મસ્ત રે કાળ, જિનનો સુણજો ગુણ મણિમાલ ॥ આદિ વરષે રે હજાર, બાર વરષ ચઉદ વરષ હિ ધાર ॥ હ૦ ॥ ૧ ॥ અઢાર વરષ વળી વીશ, હવે હું માસનું આગે ભણિંશ ॥ છ નવ ત્રણને ચ્યાર ॥ ત્રણ બે એક બે ત્રણ અતિસાર ॥ હ૦ ॥ ૨ ॥ દોહિજ માસ હવેં લિજે, એક સોલ ને ત્રણ વરસ મુણિજે ॥ એક પ્રહર મળી ખાસ, ઇગ્યાર માસ ને નવ માસ ॥ હ૦ ॥ ચઉપન દિવસ રે ચોરાશિ, હવે સહુ વીરનો જોજો ઉલાસી ॥ સાડાબાર વરસ કહીએ, ઉપર વાસર પનર લહિએ ॥ હ૦ ॥ ૪ ॥ ઉપસરગ ભૂરી પાવે, વીરજી પાસને કમઠનો થાવે ॥ બાવીશ નિરુવસગ્ગા, વિચરે મહિયલ ધ્યાનસું લગ્ગા ॥ ॥ હ૦ ॥ ૫ ॥ ઋષભ મલ્લિ નેમિ પાસ, અઠ્ઠમેં ઉપજે કેવલ તાસ ॥ વાસુપૂજ્ય ચઉથ ભકતે, અવર લહે છઠ્ઠ તપિઆ શકતેં ॥ હ૦ ॥ ૬ ॥ ઇંદ્રાદિક તિહાં આવે, કેવલ મહોચ્છવ જિનનો ગાવે ॥ ચંદન કેશરસું ઘોલી, પૂજો સંઘ મલિ સબ ટોલી ॥ હ૦ ॥ ૭ ॥ મંત્ર પૂર્વવત્ ॥

---

## ॥ एकादशो केवलमासादिवर्णनपूजा ॥

॥ દોહા ॥

ઢાળ સુણો ઈગીયારમી, જિહાં છે ચ્યાર સ્વરૂપ ॥
દાખું તેહને સાધવા, ચ્યારેં ધર્મ અનુપ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ સિદ્ધાચળ ગિરિ ભેટ્યા રે, ધન્ય ભાગ્ય હમારા–એ દેશી ॥

કેવળ માસાદિક જિનવરના, સુણો હવે હિતકારી ॥ ફાગુણ પોષ સામ સિત પક્ષેં, એકાદશી ગુણકારી રે ॥ જાઉં હું નિત્યવારી ॥ પ્રભુજી પરમ ઉપગારી રે ॥ જા૦ ॥ ॥ ૧ ॥ એ આંકણી ॥ કાર્તિક પોષ કાલી અજુઆલી, પાંચમ ચઉદશી ઉધારી ॥ ચૈતર સિતે ઇગિયારસ પુનમ, ફાગુણ છઠ્ઠ સાતમ કાલી રે ॥ જા૦ ॥ ૨ ॥ કાર્તિક પોષ વલિ સિત સામેં, ત્રિજ ચઉદશી શિવકારી ॥ માહ સાતમ સિત અમાવસ્યા દ્વિતીયા, પોષ છઠિ અમલધારી રે ॥ ॥ જા૦ ॥ ૩ ॥ વૈશાખ પોષ સામ સિતેં ચઉદશ, પુનમ નુમિ વળી સારી ॥ ચૈતર કાર્તિક માગશિર સિતેં, તિજ બારસ ઇગિયારસ પ્યારી રેં ॥ જા૦ ॥ ૪ ॥ ફાગુણ મગશિર કૃષ્ણ સિતની, બારસ ઈગિયારસ સારી ॥ આસો અમાવાસ્યા ચૈતર સામે, ચઉથી ચ્યારે અપહારી રે ॥ ॥ જા૦ ॥ ૫ ॥ વૈશાખ સિત દશમી હવે લિજે, કેવલ ભૂમિ નરનારી ॥ પુરિમતાલેં આદિ નેમિ જિન, રૈવતપર નિર-

ધારી રે ॥ જા૦ ॥૬॥ રજુવાલિનઈ તીરે પાછલે, પોરે વીર સુખકારી ॥ શેષ જિનેશ્વર નિજ નિજ પુરે, પુવ્વાહ્નને કેવળ ચારી રે ॥ જા૦ ॥ ૭ ॥ હવે દીક્ષા જિનની સહુ સુણજો, પાલી ભવિ ચિતહારી ॥ જાવત સુવિધિ તીર્થંકરનાં એ, લાખ પૂરવ અવધારી રે ॥ જા૦ ॥ ૮ ॥ પચવીશ સહસ્ર પૂરવ હવે વરષ, લિજે આગળ સંભારી ॥ એકવિશ લાખ ચોપન ને પનર, સાડાસાત ભય ટારી રે ॥ જા૦ ॥ ૯ ॥ અઢીલાખ હવે પચવિશ સહસ્ર, પુંણિ ચોવિશ હજારી ॥ એકવિશ સહસ્ર ચોપન તે ઉપર, નવસેં વરસ અણગારી રે ॥ જા૦ ॥ ૧૦ ॥ સાડાસાત અઢીસહસ્ર સાતસેં, સીતેર દુવાલીશ ધારી ॥ તેહમાં હુઆ પરિવાર જે જિનનો, સુણુ કેશર કુમતિ નિવારી રે ॥ જા૦ ॥ ૧૧ ॥ મંત્ર પૂર્વવત્ ॥

## ॥ द्वादशम गणधरादिवर्णनपूजा ॥

॥ દોહા ॥

ઇહાં પંચ જ વરણવું, પંચાચાર ગુણધાર ॥
સેવ્યાં પંચમી ગતિ દિએ, ચઉવિહ સંઘ આધાર ॥૧॥
પ્રથમ દેશણે પ્રભુ કરેં, સર્વ દિએ વિસરામ ॥
કારણ જોગેં કીજિએ, આપહિ ઇણે ઠામ ॥ ૨ ॥

॥ ઢાલ ॥ ચિત્ત ચોખે ચોરી નવિ કરિએ—એ દેશી ॥

અબ ગણધર જિનવરનાં સુણિએ, ચોરાશી પંચાણું

અનુસરિએ રે ।। ગણધર પદ પૂર્ણ પુન્યે વરિએ, વરિએ તો કર્મ કઠિણ હરીએ રે ।। ગ૦ ।। ૧ ।। એ આંકણી ।। એકસો દોય એકસો સોલ દોઇ, સય વળી એકસો સત ભરિએ રે ।। ગ૦ ।। ૧ ।। પંચાણું ત્રાણું નેં અઠાસિ, એકાશી છુંતેર નમિ તરિએ રે ।। ગ૦ ।। છાસઠ સત્તાવન પંચાસ, તેંતાલિસ છત્તીશ ધરિએ રે ।।ગ૦।।૨।। પાંત્રિસ તેત્રિશ ને અડવિશ, અઢાર સતર અવિસરિએ રે ।। ગ૦।। એકાદશ ને દશ ગણુરાયા, વળી એકાદશ સવિ સંચરિએ રે ।। ગ૦ ।। ૩ ।। કિહાંઈક ભેદ વિ ચઉદશે ઉપર, બાવન જાવ નિધિ ભય હરિએ રે ।। ગ૦ ।। ગણ પંચાસ અધિક ચઉદશસો, વીરના દો ન્યૂન રૂપ વિધિ કરિએ રે ।। ગ૦ ।। ।। ૪ ।। મહા મંડલિક રાજન રૂપ તેહથિ, વાસુદેવ નંત ગુણેં ઠરિએ રે ।। ગ૦ ।। ઇમહિ અનંત ગુણ વૃદ્ધિ કરતાં, ચઢતેં પદ ચક્રી ચરિએ રે ।। ગ૦ ।। ૫ ।। વ્યંતર જોતિષિ ભવનાધીશનું, સૌધર્માદિ અનુસરિએ રે ।। ગ૦ ।। તેહથી અનંતગુણું આહારક કહિએ, ગણધરનંત ગુણ વિસ્તરિએ રે ।। ગ૦ ।। ૬ ।। તીરથપતિનું રૂપ અનન્તું, ઇમ ભાખે ગણધર સિરિયે રે ।। ગ૦ ।। સર્વે દુવાલસ અંગ પુરિતા, કેવલિ વર્યા શિવ સુંદરિયે રે ।। ।। ગ૦ ।। ૭ ।। શ્રુતાદિક ગણધરને સદાઈ, અનાદિની રીતિ નવિ ફરિયે રે

॥ ગ૦ ॥ કહે કેશર શાસન થંભ લાયક, પૂજયાં ભવિ ભવ નિસ્તરિયે રે ॥ ગ૦ ॥ ૮ ॥ મંત્ર પૂર્વવત્ ॥

[ઇહાં કોઈ કારણ જોગે પહોંચી ન શકાય તો બાકીની પૂજાઓ બીજે દિવસે ભણાવવી તે લખીએ છીએ.]

## ॥ त्रयोदशमी केवलीवर्णनपूजा ॥

॥ દોહા ॥

તેરમી ઢાળથી આગલેં, જાવત વીશ પ્રમાણ ॥
તેહમાં એક એક સેવિએ, લેવા શુદ્ધાત્તમ ઠાણ ॥૧॥

॥ ઢાલ ॥ મન મળવા મુજ અલજઓ—એ દેશી ॥

કેવલિ હવેં જિનરાજના, વીશ વીશ દોય જિણંદ રે ॥ સહસ બાવીશ પાઠાંતરે, અજિતના કહ્યા મુણિંદ રે ॥કે૦॥ ॥ ૧ ॥ એ આંકણી ॥ પનર ચઉદશ તેર ને, બાર ઇગિ-યાર દશ સાર રે ॥ સાડાસાત સાત જાણિએ, સાડાછ છ હજાર રે ॥ કે૦ ॥ ૨ ॥ સાડાપંચ પંચ સહસ ને, પિસ્તા-લિસેં થુણિસ રે ॥ તેંતાલિસેં બત્રીશસેં, બાવિશે અહવા ગુણિસ રે ॥કે૦॥૩॥ અઠાવીસેં બાવીશસેં, અઢારસેં જગભાણ રે ॥ સોલસેં પનરસેં વળી, દસસેં સાતસેં જાણ રે ॥ કે૦ ॥ ૪ ॥ જિનજી સમ લોકાલોકના, જાણે સર્વ વિચાર રે ॥ જીર્ણાંશુ પ્રાયકર્મને, ટાળી લહે ભવપાર રે ॥ ॥ કે૦ ॥ ૫ ॥ શૈલેશિકરણે કરિ, સિદ્ધા સર્વ ભદંત રે ॥

કહે કેશર તસ સેવિએ, જિમ થઈ સારિકા સંત રે ॥કે૦॥
॥ ૬ ॥ મંત્ર પૂર્વવત્ ॥

## ॥ चतुर्दशमी मनःपर्यवीवर्णनपूजा ॥

॥ દોહા ॥

અબ મનપરજવ મુનિવરા, જિનના સવે સુખકાર ॥
ચઉદમી ઢાળેં તે થુણો, મૂકી સર્વ વિકાર ॥૧॥

॥ ઢાલ ॥ જ્ઞાનપદ ભજિએ રે જગત સુહંકરું—એ દેશી ॥

હવે મનનાણી રે સુણો જિનરાજના, પુણાતેર હજાર રે ॥ બાર છસેં રે પચાસ પાઠાંતરે, આદિતણા અણગાર રે ॥ હ૦ ॥૧॥ એ આંકણી ॥ સાડાબાર રે સહસ અહવા લહો, બાર પંચસેં પચાસ રે ॥ બાર ડોઢસો રે ઈગિયાર સાડાછસેં, દશ સાડાચ્યારસેં ખાસ રે ॥હ૦॥ ॥ ૨ ॥ દશ સહસ ત્રણસેં રે નવ પર દોઢસો, આઠ સહસ ગુણખાણિ રે ॥ સાડા સાત રે સહસ દોયને કહ્યો, દોયને ષટ્ સહસ નાણી રે ॥ હ૦ ॥૩॥ સાડા પંચને રે પંચ સહસ ભલા, સાડાચ્યાર ચ્યાર લીધ રે ॥ તેત્રીસેંને રે ચાલિસ મુનિવરા, પચવિસેં એકાવન કીધ રે ॥ હ૦ ॥ ॥ ૪ ॥ સાડા સતરસેં રે અહવા આઠસેં, પનરસેં મન નેતા રે ॥ સાડાબારસેં રે તિમ વળી જાણીએ, દશસેં ગુણ ગણ વેતા રે ॥ હ૦ ॥ ૫ ॥ સાડા સાતસેં રે પાઠાં-

તરે વળી, સાડાતેરસેં પ્રમાણ રે ॥ પંચસે અઢી દ્વીપ દોય સમુદ્રમાં, સંજ્ઞી મનના તે જાણ રે ॥ હ૦ ॥ ૬ ॥ જે જે ચિંતન કરિયે તેહના, નાણી જેહ મુણિંદા રે ॥ કહે કેશર તેહ સેવો પ્રેમસું, જિમ પરદેશી ક્ષિતીંદા રે ॥હ૦॥ ॥ ૭ ॥ મંત્ર પૂર્વવત્ ॥

## ॥ पंचदशमी अवधिनाणीवर्णनपूजा ॥

॥ દોહા ॥

અવધિ પ્રમુખના ભેદ બહુ, પણ સવી એક જ માંહિ ॥
સાંભલિ ઓહિવિત્ જિના, સેવિએ સકલ ઉછાંહિ ॥૧॥

॥ ઢાળ ॥ માસ વસંત ફુલિ વનરાઇ, રાયણને સહકાર વાલા ॥
॥ એ દેશી ॥

ઓહીજ્ઞાની જિનવર તણા રે, સાંભલિએ હવે સાર વાલા ॥ નવહજાર નવચારસેં રે, નવસહસ છસેં ધાર વાલા ॥ ઓ૦ ॥ સાં૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ વલી નવસહસને આઠસેં રે, એકાદશ હજાર વાલા ॥ દશ નવ આઠ સહસ છે રે, ચોરાસિસેં અણગારવાલા ॥ ઓ૦ ॥ ૨ ॥ બોતેરસેં સાઠસેં વલી રે, ચોપનસેં જગમિત વાલા ॥ અડતાલિસે તેંતાલિસેં રે, છત્રીસેં ઓહીહિત વાલા ॥ ઓ૦ ॥ ॥ ૩ ॥ ત્રણ હજાર પચવીશસેં રે, છવીશસેં ગુણવંતવાલા ॥ બાવિશસેં અઢારસેં રે, સોલસેં ઓહીસંત વાલા ॥

॥ ઓ૦ ॥ ૪ ॥ પનરસેં ચઉદસેં ભલા રે, તેરસેં વીર ગુણેશ વાલા ॥ વિવિધ ભેદેં જાણતા રે, ઓહીનાણી મુણેશ વાલા ॥ ઓ૦ ॥ ૫ ॥ અવધિ કરે ખેત્રાદિકની રે, તેણે છે અવધીનાણ વાલા ॥ સેવો કેશરસું તેહના રે, ચરણ કમલ ચિત્ત આણ વાલા ॥ ઓ૦ ॥ ૬ ॥ મંત્ર પૂર્વવત્ ॥

## ॥ षोडशमी चउदपूर्विवर्णनपूजा ॥

॥ દોહા ॥

સોલમી ઢાળ સોહામણી, જિહાં પૂરવધર વીર ॥
સદા નાણ ઉદ્યમી રહ્યા, મોટા સાહસ ધીર ॥ ૧ ॥

॥ ઢાલ ॥ ગોરમાં સુઅને વરષ થયાં સોલ પીઉને એંશી થયા રે લોલ ॥ એ દેશી ॥

હાંરે મારે ચઉદ પૂરવી જિનરાજનાં, સુણો હવે જે કહ્યા રે લોલ ॥ હાં૦ ॥ પુંણા પાંચ હજાર, સાડત્રિસેં વીશ લહ્યા રે લોલ ॥ હાં૦ ॥ ૧ ॥ હાં૦ એકવિસેં પચાસ, પનરસેં ગુણમણિ રે લોલ ॥ હાં૦ ॥ ચઉવિસેં ત્રેવીસેં વિશસેં, ત્રિસ ગણિ રે લોલ ॥ હાં૦ ॥ ૨ ॥ હાં૦ વિશ પનર ચઉદ તેરને, બારસો જાણિયે રે લોલ ॥ હાં૦ ॥ એકાદશ દશ નવ અડસો, મન આણિયે રે લોલ ॥ હાં૦ ॥ ૩ ॥ હાં૦ છસેંને સિતેર છસેં પર, દશ ભલા રે લોલ ॥ હાં૦ ॥ વલિ છસેં અડસઠ પંચસેં, ગુણ નિલા રે લોલ ॥ હાં૦ ॥ ૪ ॥ હાં૦

સાડાચ્યાર ચ્યાર સાડાત્રણુસે, શ્રુત વહે રે લોલ ॥ હાં૦ ॥ ત્રણુસેં સવી જિન સમ, અવિતથ વાણી કહે રે લોલ ॥ ॥ હાં૦ ॥ ૫ ॥ હાં૦ શ્રુતકેવલિ તસ કહીએ, અધિક અંગે ભર્યા રે લોલ ॥ હાં૦ ॥ નાણે સર્વ જગમાંહિ, કેશ રે તેહ ચિત્ત ધર્યા રે લોલ ॥ હાં૦ ॥ ૬ ॥ મંત્ર પૂર્વવત્ ॥

## ॥ सप्तदशमो वैक्रियलब्धिवंतवर्णनपूजा ॥

॥ દોહા ॥

તપસ્યા કરતાં ઉપજે, લબ્ધિ અનેક પ્રકાર ॥
વૈક્રિયવંત મુખ્યથી ઈહાં, સુણજો તેહ અણગાર ॥

॥ ઢાલ ॥ પાવા તે ગઢથી ઉતરી મહાકાલી રે—એ દેશી ॥

વૈક્રિય લબ્ધિવંત હવે સહુ સુણિયે રે, વીશ સહસ છસેં વલીવીશ, ચ્યારસેં મુંણિયે રે ॥ વૈ૦ ॥ ૧ ॥ ઓગણિસ સહસ ને આઠસેં તિમ જાણો રે, ઓગણિસ હજાર અઢાર ચ્યારસેં માણો રે ॥ વૈ૦ ॥ ૨ ॥ સોલ સહસ શત એક, અધિક આઠ ગુણિયે રે ॥ પનર સહસ ત્રણુસેં સહસ, ચઉદશ મુણિયે રે ॥ ॥ વૈ૦ ॥ ૩ ॥ તેર બાર ઇગિયાર, દશ નવ સારા રે ॥ અડ સાત સહસ ષટ્ સહસ, લાગે પ્યારા રે ॥ વૈ૦ ॥ ૪ ॥ પંચ સહસ શત એક, હુઆ વડભાગિ રે ॥ સાત સહસ ત્રણુસેં સાર, શુભમતિ જાગિ રે ॥ વૈ૦ ॥ ૫ ॥ ઓગણત્રિસસેં દોય હજાર, પાંચ હજાર તે સુણિયે રે ॥ પનરસે અગિયારસેં,

વલી મુણિયે રે ॥ વૈ૦॥ ૬ ॥ સાતસેં મહાવીરના, ગુણધારી રે॥ દેવ ઋદ્ધિ કરણ સમરથ, વિવિધ પ્રકારી રે ॥ વૈ૦ ॥૭॥ શાસનાદિકને કારણે, તતખેવો રે ॥ જિમ વિષ્ણુ કુમાર મુણિંદ, કેશરે સેવો રે ॥ વૈ૦ ॥ ૮ ॥ મંત્ર પૂર્વવત્ ॥

## ॥ अष्टादशमो वादीवर्णनपूजा ॥

॥ દોહા ॥

શાસન ઉન્નતિ કારણેં, વાદ કરે મુનિરાય ॥
નાસ્તિક મુખ નિજ થાપતાં, જુગતિએ ટાળેં અન્યાય ॥૧॥

॥ ઢાળ ॥ અજિતસેન છે જિહાં ભૂપાલ—એ દેશી ॥

વાદિ હવે જિનના કહ્યા જેહ, સાંભલો સજ્જન તે ગુણ ગેહ ॥ વિવાદમાં દેખી સુરાસુર લીન તસ નાદમાં ॥ એ આંકણી ॥૧॥ બાર હજાર છસેં પંચાસ, બાર સહસ ચ્યારસેં પૂરેં આશ ॥વિ૦॥ બાર સહસ ઇગિયાર હજાર, દશ સહસ સાડાચ્યારસેં ધાર ॥વિ૦॥૨॥ પાઠાંતરે દશ સાડા છ કીધ, સુમતિતણા એહ વાદિ પ્રસિદ્ધ ॥ છન્નું ચઉરાસિ છુંતેર સો જોય, સાઠ અઠાવન પંચાશ સોય ॥ વિ૦ ॥ સડતાલિસેં અહવા બેતાલિસ, છત્રિસેં બત્રિશેં અઠાવીશ ॥ વિ૦ ॥ ૩ ॥ ચઉવીશ વીશ સોલ ચઉદસો જાણ, બારસ દશ આઠસો પરમાણ ॥ વિ૦ ॥ છશેં ચ્યારસૈ જૈન મત ગંભીર, થાપન કરવા મહા વડવીર ॥ વિ૦ ॥ ૪ ॥ દેવ

મનુજ પ્રખદામાંહિ જેહ, અપરાજિત વાદે કહ્યાં એહ ॥વિ૦॥ હવે સામાન્ય મુનિ યુત સાર, સંખ્યા સુણો કહે કેશર ઉદાર ॥ વિ૦ ॥ ૫ ॥ મંત્ર પૂર્વવત્ ॥

## ॥ एकोनविंशतितम सर्वसाधुवर्णनपूजा ॥

॥ દોહા ॥

આચાર્યાદિક સવિ લહો, પંચ મહાવ્રત ધાર ॥
પૂરણ પુન્યે પામીએ, સવી તે વંદુ અણગાર ॥ ૧ ॥

॥ ઢાલ ॥ જે કોઈ સિદ્ધગિરિ રાજને આરાધશે રે લોલ–એ દેશી ॥

હવે સાધુ સવી જિનનાં કહું રે લોલ, ચોરાસિ સહસ નમિ શિવ લહું રે લોલ ॥ એક લાખ દોયલાખ ત્રણલાખજી રે લોલ, ત્રણ લાખ વીશ સહસ સાખજી રે લોલ ॥હ૦॥૧॥ ત્રણ લાખને ત્રિસ હજારજી રે લોલ, ત્રણ લાખ અઢી લાખ અણગારજી રે લોલ ॥ બે લાખ ને લાખ મુનિ માણિયે રે લોલ, ચઉરાસી સહસ હવે જાણિયે રે લોલ ॥ હ૦ ॥૨॥ બોહોતેર અડસઠ છાસઠજી રે લોલ, સહસ ચઉસઠ વળી બાસઠજી રે લોલ ॥ સાઠ સહસ પંચાસ ચાલિસજી રે લોલ, ત્રીશ વીશ સહસ વારૂ શિષ્યજી રે લોલ ॥ હ૦ ॥ ૩ ॥ અઢાર સોલ ચઉદ સહસ નાથના રે લોલ, એહ સવે કહ્યા નિજ હાથના રે લોલ ॥ બીજા મુનિવર બહુલા ભણ્યા રે લોલ, તે તો શિષ્યાનુશિષ્યમાં સવિ ગણ્યા રે લોલ ॥ હ૦

॥ ૪ ॥ જિમ પુંડરીક પંચકોડિસું સિદ્ધિ રે લોલ, વીશ કોડિસું પાંડવે શિવ લિધિ રે લોલ ॥ સાંબ પ્રદ્યુમ્ન સાડી-આઠ કોડિસું રે લોલ, નમિ વિનમિ મુનીશ કોડિ જોડશું રે લોલ ॥ હ૦ ॥૫॥ દ્રાવિડ વારિખિલ દશ કોડિસું વર્યા રે લોલ, રામ ભરતે ત્રણ કોડિ શિવ ધવ કર્યા રે લોલ ॥ એ-કાણું લાખસું નારદ ગોયમના શિવ વરે રે લોલ,સહસ પચાસ ઈમ અન્ય સેવો કેશરે રે લોલ ॥ હ૦॥૬॥ મંત્ર પૂર્વવત્ ॥

## ॥ त्रिंशतितम साधवोवर्णनपूजा ॥

॥ દોહા ॥

મહાસતી જિનરાજની, વીશમી ઢાળે ભણેશ ॥
પણમું પદકજ જે મુદા, લેખે તેહ ગણેશ ॥ ૧ ॥

॥ ઢાળ ॥ આવો આવો જસોદાના કંત, અમ ઘર આવો રે–એ દેશી ॥

હવે સાધવી સંખ્યા જેહ, સુણો ભવિ પ્રાણિ રે ॥ દે-ખંતાં પાતિક છેહ, ગુણની ખાણિ રે ॥ ત્રણ લાખ નમો એક ચિત્ત, ધરી બહુ માયા રે, ત્રણ લાખ નેં ત્રિસ હજાર, ધન તસ કાયા રે ॥ હ૦॥૧॥ એ આંકણી ॥ સહસ છત્રીસ સંજુત્ત, લાખ ત્રણ વખાણું રે ॥ છ લાખને ત્રીસ હજાર, મનમાંહી આણું રે ॥ પંચલાખ અધિકી ત્રિસ, સહસ સો-ભાગી રે ॥ ચ્યાર લાખ ને વિશ હજાર, ગુણ ગણ રાગી રે ॥ હ૦ ॥ ૨ ॥ ત્રિસ સહસ સહિત વર ચ્યાર, લાખ સાહુણી

રે ॥ એંસી હજારસું લાખ ત્રણ, મહાવ્રત ગુણિ રે ॥ એક ત્રણ વા લાખ વિશ સહસ, ષટ્ અધિકિ લક્ષ રે ॥ એક લાખને ત્રણ હજાર, લાખ નમો દક્ષ રે ॥ હ૦ ॥ ૩ ॥ સત આઠસું લહો એક લાખ, સુવ્રત ધારી રે ॥ બાસઠ હજાર થુણિસ લાગેં, મોય પ્યારી રે ॥ સહસ બાસઠને સતચ્યાર, નમો સુખદાઈ રે ॥ છસેંસું એકસઠ હજાર, થુણો ગુણ માઈ રે ॥ હ૦ ॥૪॥ ષટ્સો અને આદિ સાઠ, સહસ ગુણિજે રે ॥ સાઠ પંચાવન પંચાસ, હજાર સુણિજે રે ॥ એકતાલિસ ચાલિસ અડતરી, છતરીસ રે ॥ સહસ કરની બીજી અનેક, કેશર નામે શીસરે ॥હ૦॥૫॥ મંત્ર પૂર્વવત્ ॥

## ॥ एकविंशतितम श्रावकश्राविकावर्णनपूजा ॥

॥ દોહા ॥

દોનુ લહો એકવિશમેં, ન્યૂન છે સંઘે જેહ ॥
તીર્થપતિ પણ સહુ નમેં, સેવો ધરી સસનેહ ॥ ૧ ॥

॥ ઢાલ ॥ મન મોહનજી જગતાત, વાત સુણો જિનરાજજી રે–એ દેશી ॥

હવે શ્રાવક શ્રાવિકા જેહ, સુણો કહું જગનાથના રે, શુદ્ધ સમકિતિ ગુણવંત, વ્રતધર નિજ હાથના રે ॥ ત્રણ લાખ ને પંચ હજાર, જાવત હવે શાંતિ જિનેસરું રે ॥ દોય લાખ ઉપર જેહ સહસ, તેહતણાં નામ ઉધરૂં રે ॥ હ૦ ॥૧॥ એ આંકણી ॥ અઠાણું ત્રાણું અઠાસી, એકાસિ છુંતેર

સગવન રે ॥ પંચાસ ઓગણુતરિસ, નેવ્યાસી ઓગનાસિ ભલા રે ॥ પનર આઠ નેં છ ચાર, નેઉ હવે લાખથી લિ-જિયે રેં ॥ ઉપર જે સહસનો અંક, ઓગનાસિ ચોરાસિ કિજિયે રે॥ હ૦ ॥ ૨ ॥ ત્રાસિ બોહોતેર સિતેર, ઓગણો-તેર ચોસઠ લહો રે ॥ સહસ ઉણા સાઠ હજાર, શ્રાવિકા હવે સદ્દહો રે ॥ પંચ લાખ ચોપન હજાર, આદિ અનેક ગુણુ ધારિકા રે ॥ લાખ પંચ પિસ્તાલિસ સહસ, મહામિથ્યાત્વ નિવારિકા રે ॥ હ૦ ॥૩॥ છ લાખ છત્રિસ હજાર, હવેં પંચ લાખ ઉપર તિનને રે ॥ સહસ સત્યાવિશ સોલ પંચ વલી ચ્યાર પર નવઇને રે ॥ ત્રાણું એકાણું એકોતેર, અઠાવન સહસ જાણિયે રે॥ અડતાલિસ છત્રિસ સહસ, ચઉવિશ સહસ ગુણિ માણિયે રે ॥ હ૦ ॥ ૪ ॥ ચતુર દશ તેરહજાર, હવે જે ત્રણ લાખ ઉપર કહિ રે ॥ ત્રાણું એકાસિ બોહોતેર, સિતેર પં-ચાસ સહસ લહિ રે ॥ અડતાલિસ છત્રિસ સહસ, ઓગણુ-ચાલિ સતાવિશ વારે ॥ સહસ અષ્ટાદશ ગુણવંત, સેવેં કેશરે જિન શિવે જવા રે ॥ હ૦ ॥ ૫ ॥ મંત્ર પૂર્વવત્ ॥

## ॥ द्वाविंशतितम आयुषादिवर्णनपूजा ॥

॥ દોહા ॥

વળી આગળ દોય કહુંજ કે, દોહિ જ વારણુ કાજ ॥
કરણિ રૂપ ચૂરણેં સદા, ભેલેં ઘૃત સમ સાજ ॥ ૧ ॥

॥ ઢાલ ॥ નેક નજર કરો નાથજી—એ દેશી ॥

આયુ હવે જિનરાજનું સાંભલીયે, સર્વે શિરતાજનુંજી હો ॥ આ૦ ॥ એ આંકણી ॥ ચઉરાશિ પુરવ લાખ જાણિયે, બોહોતેર સાઠ પંચાસ વખાણિયેજી હો ॥ આ૦ ॥ ૧ ॥ ચાલિસ ત્રીસ વીશ કિજીયે, દશ દોય એક લાખ પૂર્વ લિજિયેજી હો ॥ આ૦ ॥ હવે આગળ વરષનું સાંભલો, ચઉરારાસિ જ લાખ મૂકી આમલોજી હો ॥આ૦॥ બોહોતેર ને સાઠ ધરો ધ્યાનમાં, ત્રિસ દશ ગયું સહુ ગ્યાનમાંજી હો ॥આ૦॥ એક લાખ સહસ હવે જાણજો, પંચાણું ચોરાસી વખાણજોજી હો ॥ આ૦ ॥ ૩ ॥ પંચાવન ત્રિસ હજારનું, દશ એક સહસ શિવયારનુંજી હો ॥ આ૦ ॥ સય બોહોતેર લહો મહાવીરનું, એક આયુ કહ્યું જગપીરનુંજી હો ॥ આ૦ ॥ ૪ ॥ વિચરંતાં બહુ જન બોધિયા, ઇત ઉપદ્રવાદિક રોધિયાજી હો ॥ આ૦ ॥ માતપિતાનેં પણ સુખિયાં કિયાં, આઠ જનનીયું શિવ પુરિયે ગયાંજી હો ॥આ૦॥૫॥ નાગકુમારે નાભિ જ કુલગુરૂ, સાત ઈશાને પિતા જયંકરૂજી હો ॥ આ૦ ॥ સનતકુમારે સુવિધિથી સદ્દહો, આઠ માતાપિતા, મહેંદ્રે લહોજી હો ॥ આ૦ ॥ વીરના અહવા અચ્યુતેં કહે, આદિના તે સિદ્ધપુરેં વહેજી હો ॥ આ૦ ॥ હવે સ્વમુક્તિ કાલ જ્ઞાનેં લહે, તવ નિજ નિજ ઠામેં આવી રહેંજી હો

